# स्वर्गनी सीडी

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक-स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, (કાઠિયાવાડ)

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ-૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૩૬૦, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય રૂપિયા ૧।=, માર્ગવ્યય અલગ



# स्वर्गनी सीडी

હરે રામ હરે રામ, રામ રામ હરે હરે;
હરે કૃષ્ણ હરે કૃષ્ણ, કૃષ્ણ કૃષ્ણ હરે હરે.

लेखक–स्वर्गस्थ अमृतलाल सुंदरजी पढियार
ચોરવાડ, ( કાઠિયાવાડ )

सस्तु साहित्य वर्धक कार्यालय तरफथी
संपादक अने प्रकाशकः भिक्षु अखंडानंद
અમદાવાદ અને મુંબઈ–૨

આવૃત્તિ બીજી, પૃષ્ઠ ૩૬૦, પ્રત ૫૫૦૦, સંવત ૧૯૯૭
મૂલ્ય રૂપિયા ૧।=, માર્ગવ્યય અલગ

# प्रकाशकनुं निवेदन

આ "સ્વર્ગની સીડી"ની બીજી આવૃત્તિની ૫૫૦૦ પ્રત છપાઇ છે.

પહેલી આવૃત્તિ સ્વર્ગસ્થ અમૃતલાલ સુંદરજી પઢિયાર તરફથી સંવત ૧૯૬૫માં છપાઇ હતી. તે પછી આટલા લાંબા ગાળે અત્ર તરફથી આ બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થાય છે.

શ્રીમદ્ ભગવદ્‌ગીતાના ગૂઢ ગ્રંથરૂપી મહાસાગરમાં ડૂબકી મારતાં જે જે રત્નો લાધ્યાં તે સર્વકોઇને માર્ગદર્શક થઈ પડે, એ માટે લેખકે સરળ અને મધુર ભાષામાં આમાં આપવાનો યથાશક્ય પ્રયત્ન કર્યો છે. ધર્મ, અર્થ અને કામ, સંસારની અસારતા, તહેવારનો સાચો તત્ત્વાર્થ, સાચી પૂજા, ઇત્યાદિ ઉત્તમ વિચારો ૧૨ પગથિયાં દ્વારા આ ગ્રંથમાં જણાવ્યા છે, જે ધર્મમાર્ગમાં વિચરનારને અવશ્ય મદદગાર બની રહેશે.

આજ લેખકનાં (૧) સ્વર્ગનું વિમાન, (૨) સ્વર્ગનો ખજાનો, (૩) સ્વર્ગની કૂંચી, (૪) સ્વર્ગનો પ્રકાશ, (૫) સ્વર્ગની જિંદગી, (૬) સાચું સ્વર્ગ અને (૭) સ્વર્ગનો આનંદ, એ સાતે પુસ્તકોની પુનરાવૃત્તિઓ અત્ર તરફથી પ્રસિદ્ધ થઈ ચૂકી છે. સાધારણ રીતે જોતાં સ્વર્ગનાં પુસ્તકોના લખાણની શૈલી લગભગ એક સરખા જેવી જણાય છે; પરંતુ દરેકે દરેક પુસ્તક એકેક ખાસ ઉદ્દેશને લક્ષ્યમાં રાખીને લખાયલું છે. તેથી તે વાચકબંધુને જુદી જુદી રીતે સાત્ત્વિક સંપત્તિ એકઠી કરવામાં, તેમજ કર્મ, જ્ઞાન, પ્રવૃત્તિ, નિવૃત્તિ, દાન, ધર્મ ઇત્યાદિ અનેક લૌકિક અને પારમાર્થિક બાબતોમાં પ્રેરણા આપવામાં મદદરૂપ થઈ પડે એવો છે એમાં શક નથી.

હાલના યુરોપીય વિગ્રહને લીધે સર્વદેશીય મોંઘવારી હોવા છતાં આનું મૂલ્ય માત્ર રૂપિયો ૧।= રખાયું છે.

આ પછીનાં પૃષ્ઠોમાં પહેલી આવૃત્તિમાં છપાયલું લેખકનું નિવેદન અપાયું છે અને તે પછી શુદ્ધિપત્ર છપાયું છે; એ તરફ વાચકબંધુઓનું ધ્યાન ખેંચી, हरिः ॐ तत्सत् ।

સંવત ૧૯૯૭, ફાગણ સુદિ ૨

અવગુણસાગર
—ભિક્ષુ અખંડાનંદ

# લેખકનું નિવેદન

(પહેલી આવૃત્તિમાંથી)

## સ્વર્ગની સીડીની ઉત્પત્તિ કેમ થઈ?

જેમ જેમ "શ્રીમદ્ ભગવદ્‌ગીતા"નો મારો અભ્યાસ વધતો ગયો તેમ તેમ તેનું રહસ્ય મને વધારે વધારે સમજાવા લાગ્યું. એ પછી કોઇ કોઇ સ્નેહીઓને પ્રસંગોપાત એ રહસ્યો હું સમજાવવા લાગ્યો, એ પછી ઘર આગળ સાંજને વખતે દરરોજ એક કલાક ગીતાની કથા વાંચવો લાગ્યો અને એ પછી ગામડાંના અજ્ઞાન લોકો પણ સમજી શકે એવી ગીતાની સહેલી ગામઠી ટીકા લખવા લાગ્યો; તેમ તેમ ગીતાનું અલૌકિક તથા અદ્‌ભુત રહસ્ય જોઇને વારંવાર મને એમ લાગવા માંડ્યું કે, આ ઊંચામાં ઊંચી જાતની મહાવિસ્તારવાળી ફળદ્રૂપ જમીન તો જેમ વધારે ખેડાય તેમ સારું: આ મહાસાગરમાંથી રત્નો લેવા માટે તો જેમ વધારે ઊંડી ડૂબકી મરાય તેમ સારું; આ વિશાળ આકાશમાં તો જેમ વધારે ઊંચે બલૂન ચડાવાય તેમ સારું; આમાંનાં અમૂલ્ય રત્નો ઉપર તો જેમ વધારે પાલીસ થાય તેમ સારું; આ ઇશ્વરી જ્ઞાનનો અગ્નિ તો જેમ વધારે પ્રગટાવાય તેમ સારું; એમાં કહેલા અભેદનો મહામંત્ર તો જેમ વધારેમાં વધારે ફેલાય તેમ સારું; એમાં કહેલા કર્તવ્યના નશાની ખુમારી તો જેમ વધારે ચડે તેમ સારું; એમાં રહેલી **आत्मवत् सर्वभूतेषु** એ ઇશ્વરી-સ્નેહની વીજળી તો જેમ આપણાં અંતઃકરણની બેટરીમાં વધારે ભરાય તેમ સારું; એમાં રહેલું આત્માનું અસલ સ્વરૂપ બતાવનાર તત્ત્વજ્ઞાનરૂપી દૂરબીનનો તો જેમ આપણને વધારે ઉપયોગ કરતાં આવડે તેમ સારું; માયાના મોહને ઉડાવી દેવા માટે એમાં રહેલો કર્તવ્યનો દારૂગોળો તો જેમ આપણી જિંદગીની તોપમાં વધારે ભરાય તેમ સારું; એમાં રહેલો સ્વાર્થત્યાગ શીખવનારો, મનુષ્યને દેવ બનાવનારો નિષ્કામ કર્મયોગનો કીમિયો તો જેમ વધારે શીખાય તેમ સારું; એમાં રહેલું જગતનું અસલ સ્વરૂપ દેખાડનારું સિનેમેટોગ્રાફ તો જેમ વધારે વધારે ખૂબીથી જોવાય તેમ સારું અને જે કૃષ્ણના જન્મથી પોતાની મેળે કંસના કઠિન કેદખાનાના દરવાજા વસુદેવ માટે ખૂલી ગયા, તેમ તેજ શ્રીકૃષ્ણે આપેલું ગીતાનું જ્ઞાન હૃદયમાં જન્મવાથી–ઉદ્‌ભવવાથી માયાના કેદખાનાના મળ, વિક્ષેપ અને આવરણરૂપી દરવાજા ખૂલી જાય અને જીવાત્માને તેની અસલની સ્વ-

તંત્રતા હંમેશને માટે પાછી મળે તથા ગીતામાં રહેલી ઈશ્વરને પ્રત્યક્ષ કરનારી અને ઈશ્વરને હૃદયમાં લાવી મૂકનારી તથા અંતે ઈશ્વરરૂપ બનાવી દેનારી ઘણીયે મોટી તિજોરીઓમાં છુપાવી રાખેલી, નાજુકડી સહેલી સોનેરી કૂંચી આપણને મળી જાય તો સારું; એમ મને મારા અંતરમાંથી વારંવાર લાગવાથી એ બધી બાબતો સૌ સૌના અધિકાર પ્રમાણે થોડેઘણે અંશે પણ બની શકે તે સારુ; વિસ્તારપૂર્વક ગીતાનું રહસ્ય બતાવવાની મને સ્વાભાવિક રીતેજ ઇચ્છા ઉત્પન્ન થઇ અને તે ઇચ્છામાંથીજ આ "**સ્વર્ગની સીડી**"ની ઉત્પત્તિ થઇ છે.

## આ પુસ્તકમાં શું છે ?

ઉપર મુજબ ગીતાના અભ્યાસમાંથીજ આ પુસ્તકની ઉત્પત્તિ થયેલી હોવાથી, ગીતામાંથીજ ધર્મનાં જુદાં જુદાં અંગો સ્પષ્ટ કરવાનો તથા તે સાબિત કરવાનો વિચાર થયો; તેથી ધર્મનું અસલ સ્વરૂપ, પ્રભુ તરફની આપણી ફરજ, જગતના જીવો તરફની આપણી ફરજ, આપણાં મનને જીતવાની યુક્તિઓ, આ દુનિયામાં ફતેહ મેળવવાના ઉપાયો, આત્મિકબળ ખીલવી આત્માનું સ્વરાજ્ય સ્થાપવાના ઉપાયો, ભવિષ્યની પ્રજાના કલ્યાણના માર્ગો, દેશની આબાદી વધારવાના ઉપાયો, અભયપણું મેળવવાની કૂંચીઓ અને આપણાં ગરીબ ભાઇબહેનોની સેવા કરવાનો મહામંત્ર તથા અંતે પ્રભુનો સાક્ષાત્કાર કરી મોક્ષ મેળવવાના સહેલામાં સહેલા ઉપાયો, એ બધી બાબતો બહુ વિસ્તારપૂર્વક ગીતામાંથીજ અને ગીતાનાં પ્રમાણોથીજ આ પુસ્તકમાં સિદ્ધ કરેલી છે.

આ પ્રમાણે ધર્મનાં બધાં અંગો ગીતામાંથીજ લેવાં અને તે બહુજ સ્પષ્ટ રીતે વિસ્તારપૂર્વક સમજાવવાં એમ મારી ઇચ્છા છે; એટલે એ બધું કાંઇ ટૂંકામાં પતી જાય તેમ નથી. તેથી ધર્મનાં જુદાં જુદાં અંગોના જુદા જુદા ખુલાસાવાળાં એકસો આઠ પગથિયાંની "સ્વર્ગની સીડી" લખવાનો વિચાર થયો; એટલે ગીતાનું તત્ત્વ સમજાવનારાં તેનાં જે પાંચસાત પુસ્તકો થઇ શકશે, તેમાં બાર પગથિયાંનું આ પહેલું પુસ્તક છે. આવી રીતે ગીતાનું તત્ત્વ સમજાવવાની ફેશનનાં પુસ્તકો જો લોકોને ગમશે તો તેના બીજા વધારે ઊંડાં રહસ્યોવાળા ભાગો લખતાં મને બહુ આનંદ થશે.

જે સદ્‌ગૃહસ્થે "સ્વર્ગનો ખજાનો" છપાવવા માટે મને વગરવ્યાજે પૈસા ધીર્યા હતા, તેજ ભક્તિમાન સદ્‌ગૃહસ્થે આ "સ્વર્ગની સીડી" છપાવવા માટે પણ મને વગરવ્યાજે પૈસા ધીરેલા

છે, માટે તેઓ સાહેબનો હું માનપૂર્વક ઉપકાર માનું છું.

મારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે વેચાવાં જોઇએ એ મારી ખાસ ઇચ્છા છે, તેમજ પુસ્તકોને જેવું જોઇએ તેવું ઉત્તેજન મળતું નથી એ પણ આપણા દેશના બધા લેખકોની ફરિયાદની સાથે મારી પણ જૂની ફરિયાદ છે. અને એ ફરિયાદની દાદ લેવાય નહિ, ત્યાં સુધી પુસ્તકો સસ્તાં આપી શકાતાં નથી, એ મારી મોટી દિલગીરી છે; પણ મને આશા છે કે, આગળ જતાં પરમકૃપાળુ પરમાત્મા એ માટે કાંઈક શુભ રસ્તો દેખાડશેજ.

છેવટે એટલુંજ કે, જેમ જેમ લોકો ગીતાનું રહસ્ય વધારે સમજશે અને જેમ જેમ પ્રભુનાં વચનોને પોતાના જીવનમાં ઉતારશે, તેમ તેમ આપણા દેશનું અને આપણા આત્માનું વધારે વધારે કલ્યાણ થતું જશે. માટે ભાઇઓ અને બહેનો ! મારી એજ વિનંતિ છે કે, જેમ બને તેમ ગીતાની ખૂબી સમજવાની અને તે પાળવાની મહેનત કરો, એટલે સર્વશક્તિમાન મહાન પરમાત્મા તમારા શુભ હેતુઓમાં તમને જરૂર મદદ કરશે. માટે પ્રથમ પ્રભુનાં વચનોની મહત્તા બતાવનારાં આવાં પુસ્તકો વાંચવાની કૃપા કરો, કૃપા કરો !

**મુંબઇ.** સંવત ૧૯૬૫, અધિક શ્રાવણ સુદિ ૨, તારીખ ૨૦-૭-૦૯.

**વૈદ અમૃતલાલ સુંદરજી પઢિયાર**
**ચોરવાડકર**



# अनुक्रमणिका

# शुद्धिपत्र

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૨૯ | कमाणि | कर्माणि |
| ૬૨ | ૫ | કરો અને | કરો |
| ૮૭ | ૩ | જાતતા | જાતના |
| ૧૨૭ | ૨૫ | यन | येन |
| ૧૨૮ | ૧૪ | तो | तौ |
| ૧૪૭ | ૨૩ | बुद्धिरयुक्तस्य | बुद्धिरयुक्तस्य |
| ૧૫૨ | ૩૦ | आत्मव | आत्मैव |
| ૧૭૧ | ૩ | મહત્માનું | મહાત્માનું |
| ૧૭૩ | ૧૬ | मच्चितः | मच्चित्त |
| ૧૭૬ | ૨૩ | स्यानिश्चितं | स्यान्निश्चितं |
| ૧૭૭ | ૩૧ | ह्युपपद्यते | ह्युपपद्यते |
| ૧૮૩ | ૨૧ | खसेति | सखेति |
| ૧૮૩ | ૩૩ | मसत्कुतोऽसि | मसत्कृतोऽसि |
| ૧૮૫ | ૧૭ | વિશ્વસના | વિશ્વાસના |
| ૧૮૫ | ૩૪ | અપો | આપો |
| ૧૯૮ | ૩૪ | ખતરી | ખાતરી |
| ૨૦૫ | ૧૨ | ફૂલને | ફૂલને |
| ૨૦૬ | ૧૦ | લાડકે | લાકડે |
| ૨૩૯ | ૧૪ | सुदुर्लभ | सुदुर्लभः |
| ૨૪૧ | ૧૦ | प्रवृति | प्रवृत्ति |
| ૨૪૫ | ૨૧ | પ્રણ પ્રભુ | પણ પ્રભુ |
| ૨૫૧ | ૨ | સીવવાળાઓ | શિવવાળાઓ |
| ૨૬૭ | ૧૮ | વિયમ | નિયમ |
| ૨૬૮ | ૧૧ | ગાઈ | ગાઉ |
| ૨૬૮ | ૧૩ | ખરાખા | ખરાબી |
| ૨૮૪ | ૪ | સ્થલ | સ્થૂલ |
| ૩૧૭ | ૧૧ | બાવનામા | બાવનમા |
| ૩૩૨ | ૭ | बलवद्दृढम् | बलवद्दृढम् |
| ૩૩૨ | ૧૭ | गृह्लेत | गृह्यते |
| ૩૪૪ | ૮ | આપની | આપણી |
| ૩૪૮ | ૨૧ | शिवोहं | शिवोऽहं |

# स्वर्गनां नीचेनां पुस्तको मळे छे

## स्वर्गनुं विमान

આવૃત્તિ પાંચમી, કદ ૫×૯નાં પૃષ્ઠ ૩૭૨, મૂલ્ય રૂપિયો ૧।=

"સ્વર્ગ" એટલે પ્રભુમય જીવન અથવા પ્રભુ પોતે. એ સ્વર્ગ મેળવવા માટે કાંઇ ખટારા કે ઘોડાગાડી કામ લાગે નહિ; એને માટે તો "વિમાન" જ જોઇએ. આ પુસ્તક એવાજ પ્રકારનું અને ભક્તિમાર્ગની પહેલી ચોપડી જેવું હોવાથી એનું નામ **"સ્વર્ગનું વિમાન"** રાખેલું છે. એમાં બહુ હોંશે હોંશે વાંચવા ગમે એવા ટૂંકા ટૂંકા અને રમૂજી ૩૨૫ દાખલાઓ છે તથા ઠેકાણે ઠેકાણે પ્રસંગને અનુસરતાં બોધપ્રદ ભજનકીર્તન પણ આપેલાં છે. આ દાખલાઓ વાંચવાથી ધર્મનો મહિમા અને આવશ્યકતા સમજાય છે તથા ઇશ્વર એટલે શું અને ઇશ્વર કેવા હોય ? તે જાણવા–સમજવાની ઇચ્છા થાય છે.

## स्वर्गनो खजानो

આવૃત્તિ ચોથી, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૧૨, મૂલ્ય રૂપિયો ૧।=

'કૂંચી'વડે દ્વાર ઉઘાડીને સ્વર્ગની અંદર પેઠા પછી 'સ્વર્ગનો ખજાનો' હાથ કરાવનારા આ પુસ્તકનું નામ **"સ્વર્ગનો ખજાનો"** રાખ્યું છે અને તે ભક્તિમાર્ગની ત્રીજી ચોપડી છે. એમાં ઇશ્વરનું સ્વરૂપ, મનને વશ કરવાના, જિંદગીમાં મીઠાશ લાવવાના અને પાપથી બચવાના ઉપાય; ભક્તિનો તનમનાટ, ભક્તિનું ખરું સ્વરૂપ, સત્સંગનો લાભ, ઇશ્વરાર્પણ કર્મ, શાસ્ત્રના સાચા અર્થ કેમ સમજવા, સાચો પરમાર્થ કેવી રીતે થઇ શકે, આચરણો કેમ સુધરે—વગેરે અનેક ઉપકારક વિચારોના ૧૨૫ અસરકારક દાખલાઓ જુદા જુદા ભક્તમહાત્માઓનાં ભજન, પદ વગેરે સાથે આપેલા છે.

## स्वर्गनी कूंची

આવૃત્તિ પાંચમી, કદ ૫×૯ નાં પૃષ્ઠ ૩૭૨, મૂલ્ય રૂપિયો ૧।=

"વિમાન"માં બેસી સ્વર્ગના દ્વાર આગળ તો આવી પહોંચ્યા, પણ કૂંચી વિના એ ઊઘડે શી રીતે?–એટલે સ્વર્ગમાં દાખલ થવા માટે આ "સ્વર્ગની કૂંચી" ભગવદ્ભક્તોના હાથમાં મૂકવામાં આવે છે.

ધર્મરાજાના ઇન્સાફને યાદ કરી, મોજમજાની વૃત્તિને કાબૂમાં રાખી, દુનિયાદારીની અશક્તિ ઓછી રાખવી, દુનિયામાં સત્ય, ધર્મ ઇત્યાદિ વગે એવાં કામો કરવાં, ભગવદ્દઇચ્છાને આધીન થઇ પ્રભુપરાયણ

જિન્દગી ગાળવી, તન-મન-ધનથી ને મન-વચન-કર્મથી યથાશક્ય પરમાર્થ કરવો તથા સર્વદા પ્રભુના પુણ્યમય નામનો જયજયકાર થઇ રહે એમ વર્તવું તેનું નામ "**સ્વર્ગની કૂંચી**" છે.

ભક્તિમાર્ગ અને જ્ઞાનમાર્ગના પવિત્ર સંગમમાં જીવનને ઉન્નત અને પવિત્ર કરવા આ પુસ્તક તમારે જરૂર વસાવવું જોઇએ.

---

## स्वर्गनो प्रकाश

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૩૬, મૂલ્ય રૂપિયો ૧।=

"સ્વર્ગની કૂંચી" થી દ્વાર ખૂલ્યાં એટલે સ્વર્ગના દિવ્ય પ્રકાશે ભક્તજનોનાં અંધારાં દૂર કર્યાં. આધ્યાત્મિક જ્ઞાનનો પ્રકાશ એટલેજ "સ્વર્ગનો પ્રકાશ." વિષયલોલુપતા, સાંસારિક તૃષ્ણા, સ્વાર્થાંધતા, ઇત્યાદિનો નાશ કરવા-એટલે કે સદ્‌ગુણ, સદાચાર, નિષ્કામ સેવા અને પ્રભુપ્રીતિ ઇત્યાદિ પ્રાપ્ત કરવા; આ ગ્રંથમાં ૬૮ દાખલાદૃષ્ટાંત આપવામાં આવ્યાં છે. ઉપરાંત **જ્ઞાન અને પરમાર્થનો સંબંધ, સ્વર્ગના મહાત્માઓ, ભક્તોનો મહિમા, ભક્તિનો મહિમા, પાગલ હરનાથની જાણવાલાયક વાતો** ઇત્યાદિ પાંચ ઉપયોગી બોધપ્રદ, માનવજીવનનો પરમ ઉત્કર્ષ દર્શાવનારા લેખો આપવામાં આવ્યા છે. તેથી આ પુસ્તક વાંચવાથી વાચકવર્ગના મનની અનેક મૂંઝવણોનો ઉકેલ મળી રહે છે.

---

## स्वर्गनी जिंदगी

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૦૦, મૂલ્ય રૂપિયો ૧)=

ગરીબાઇને લીધે આપણા કરોડો બંધુઓ ટુકડા રોટલા વિના રખડે છે, આપણી કરોડો બહેનો વહેમી, અજ્ઞાન ને લાચાર સ્થિતિમાં છે, રાજ્ય અને પ્રજા વચ્ચેનો સંબંધ જેવો હોવો જોઇએ તેવો નથી, આપણો ગૃહસ્થાશ્રમ પણ વિનાશને માર્ગે વિચરે છે—અને આ બધાનું મૂળ કારણ એ જ છે કે, લોકો સત્ય ધર્મને સમજતા નથી અને પોતપોતાની ફરજો બજાવવામાં ચૂક્યા છે—એજ છે. ખુશામતમાં, એશઆરામમાં અને કંગાળ મનોદશાવાળી જિંદગીમાંથી છુટકારો મેળવવા ઇચ્છતા જિજ્ઞાસુઓને "**સ્વર્ગની જિંદગી**" ઉદયને માર્ગે લઇ જનાર ભોમિયા જેવી છે. સ્વદેશ પ્રત્યે, માબાપ પ્રત્યે, પ્રજા પ્રત્યે, માનવ-બંધુઓ પ્રત્યે—આ બધા પ્રત્યેની આપણી પવિત્ર ફરજો કેવી રીતે બજાવવી ને જીવન કેવી રીતે ઉન્નતિને માર્ગે લઇ જવું, એ તમને આ "સ્વર્ગની જિન્દગી" માંથી મળશે.

---

# साचुं स्वर्ग

આવૃત્તિ ત્રીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૪૯૨, મૂલ્ય રૂપિયો ૧।=

આ ઉપકારક પુસ્તકમાં "સ્વર્ગ"નાં બીજાં પુસ્તકોની પેઠે સામાજિક, ભક્તિવિષયક, તેમજ જ્ઞાનમય વાતો સાદી અને સ્વાભાવિક શૈલીમાં ચર્ચાઇ છે. આપણા ધર્મની ક્રિયાઓમાં, જીવનમાં, ભક્તિ કરવામાં, ફરજ બજાવવામાં—જે સ્વાર્થીપણું, લોભાગુપણું, ગુલામગીરીપણું, અને પોલંપોલપણું ઘૂસી ગયું છે, તેને બદલે આ જીવનમાંજ, આ મૃત્યુલોકમાંજ—આ ચર્મચક્ષુથીજ સ્વર્ગ—"સાચું સ્વર્ગ" કેવી રીતે અનુભવી શકાય? એ માટે ૧૦૬ ઉત્તમોત્તમ દષ્ટાંતો દ્વારા દર્શાવવામાં આવ્યું છે.

---

# स्वर्गनो आनंद

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૬૦ મૂલ્ય રૂપિયો ૧।=

પ્રભુના માર્ગમાં આગળ વધનારાઓને ભક્તિના અનેક પ્રકારો આ પુસ્તકમાં દર્શાવવામાં આવ્યા છે. એક જગ્યાએ કહ્યું છે કે, ખેડૂતોને વાઘ, વરુ, સિંહથી ડરવાનું નથી, પણ સસલાં, શિયાળ, ખિસકોલી, તીડ, ઊંદર વગેરે નાનાં પ્રાણીઓથી સાવધાન રહેવાનું છે; કારણ કે પાકને નુકસાન પહોંચાડનાર એ બધાં છે. તેમજ ભકતજનને પણ પોતાનાં નાનાં પાપોથી ખૂબજ સંભાળવાનું છે. આવાં આવાં અનેક સચોટ દષ્ટાંતો તમને આ પુસ્તકમાં ઢેર ઢેર મળશે. કુલ દષ્ટાંતો ૧૬૨ છે અને દરેક દષ્ટાંત જિજ્ઞાસુને કંઇક નવું કહી જાય છે.

---

# स्वर्गनी सीडी

(આ પુસ્તક પોતેજ)

આવૃત્તિ બીજી, કદ ૫×૯, પૃષ્ઠ ૩૬૦ મૂલ્ય રૂપિયો ૧।=

આ પુસ્તક ગીતાના અભ્યાસનોજ પરિપાક છે. સુખ અને દુઃખ વચ્ચેનો પડદો ચીરીને નિષ્કામકર્મની હિમાયત આ પુસ્તકમાં બહુજ બુદ્ધિપૂર્વક રજૂ કરાઇ છે. કર્મો, ધર્મ અને તેનો ભોગવટો, સંસારની અસારતા, જીવનમાં બનતા સારામાઠા પ્રસંગે પણ પ્રભુને યાદ કરવાની—ઇશ્વરપ્રાર્થના કરવાની રીતો, તહેવારોનો સાચો તત્ત્વાર્થ, સાચી પૂજા, ઇત્યાદિ પવિત્ર વિચારો દ્વારા મુમુક્ષુને માટે મોક્ષમાર્ગ પ્રતિ શુભ અંગુલિનિર્દેશ ૧૨ પગથિયાં દ્વારા કરવામાં આવ્યો છે. જે ધર્મમાર્ગમાં વિચરનારને સંપૂર્ણ મદદરૂપ બની રહેશે.

## સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય

ઠેઃ—ભદ્ર, સેશનકોર્ટ પાસે—**અમદાવાદ** અને કાલબાદેવી રોડ—**મુંબઈ-૨**

# ग्रंथसेवननो महिमा

**यस्यास्ति सद्ग्रंथविमर्शभाग्यं, किं तस्य शुष्कैश्चपलाविनोदैः ॥**

અર્થાત્ જેને સારા સારા ગ્રંથો વાંચવા–વિચારવાનું સદ્ભાગ્ય મળેલું હોય, તેને ચપળાના ( સ્ત્રીના–લક્ષ્મીના ) શુષ્ક વિનોદ શી ગણતરીમાં છે ?

"પુસ્તકો પ્રત્યેનો સ્નેહ એ ઈશ્વરી રાજ્યમાં પહોંચવાનો પરવાનો છે."

"ખરાબ ચોપડીઓનું વાચન, એ તો ઝેર પીવા સમાન છે."

"મહેલોથી તથા ધનવૈભવના અખૂટ ભંડારથી જે સંતોષ તમને નહિ મળે, તે સંતોષ તમને ઉત્તમ પુસ્તકોથી પ્રાપ્ત થશે."

"લીલા વનમાં ભૂખે મરનાર પશુમાં અને આટલાં આટલાં વાંચવાનાં સાધન છતાં જ્ઞાનહીન રહેનાર મનુષ્યમાં શું તફાવત?"

"ખોરાક વિનાના શરીરની પેઠે જ્ઞાન વિનાનું મન પણ નિર્માલ્ય છે. એ જ્ઞાનને મેળવવાનું સર્વોપરી સાધન વાચન હોવાથી, જે ઘરમાં સારાં પુસ્તકો નથી તે ઘર, ઘર નહિ પણ નિર્માલ્ય તનમનવાળાં જીવતાં મુડદાંઓને રહેવાની ઘોરજ છે."

"ગ્રંથોની ઓરડીમાં ગયા પછી તમે એને હાથ નહિ લગાડો તોપણ એ ગ્રંથોજ માનસવાણીથી તમને કહેશે કે, "અમારામાં પુષ્કળ જ્ઞાન ભર્યું છે તે લો અને વાપરો, એટલે તમારું કલ્યાણ થશે." શું આ માનસવાણી ઓછી કીમતી છે ?"

"સહવાસથી જેમ માણસના ગુણની અને પ્રકૃતિની પરીક્ષા થાય છે, તેમ જે પુસ્તકોનો તેને શોખ હોય છે, તે ઉપરથી પણ તેના વિષે અનુમાન થાય છે."

"એકાદ ઉત્તમ ગવૈયો ઇચ્છે ત્યારે જેમ પોતાના વાજિંત્રમાંથી ચાહે તે સ્વર કાઢી આનંદ લે છે, તેમ એક વાંચનાર પણ જ્યારે ઇચ્છે ત્યારે એકાદ ઉત્તમ ગ્રંથમાંથી પોતાને મનગમતો અવાજ કાઢી આનંદમગ્ન થઇ શકે છે."

"અવકાશની એકાદ ક્ષણનો પણ ઉપયોગ કરી લેવા માટે ગ્લેડ્સ્ટન જેવો પ્રતિભાશાળી પુરુષ પણ ગજવામાં સદાય એકાદ પુસ્તક લઇને ફરે; તો પછી આપણા જેવાઓએ તો ખુલ્લી વૃથા જતી કીમતી ક્ષણોને બચાવવા માટે શું ન કરવું જોઇએ ?"

**—સ્વામી વિવેકાનંદ**



# स्वर्गनी सीडी

## पगथियुं १ लुं–धर्म विषे

જગતના સૌ મુલકોમાં સૌ લોકો કોઇ ને કોઈ રૂપમાં પણ ધર્મને માને છે. છેક અસલના વખતથી કોઈ પણ રૂપમાં ધર્મને ન માનતી હોય એવી પ્રજાને આપણે આજ દિવસ સુધી જાણતા નથી; એટલુંજ નહિ પણ આખી દુનિયાના દરેક ડાહ્યા માણસો, જ્યારથી દુનિયા પેદા થઈ ત્યારથી ધર્મ ધર્મ કરતા આવ્યા છે અને મને લાગે છે કે, જ્યાં સુધી દુનિયાનો પ્રલય થઈ જશે ત્યાં સુધી પણ ડાહ્યા માણસો ધર્મ ધર્મ બોલતા રહેશે; એટલુંજ નહિ પણ પ્રલય પછી જ્યારે ફરીથી સૃષ્ટિની ઉત્પત્તિ થશે ત્યારે પણ પ્રજા ધર્મ તો માગશેજ. જો કે જુદા જુદા દેશમાં ને જુદા જુદા કાળમાં ધર્મનાં બહારનાં રૂપો બદલાતાં જાય છે અને બદલાતાં જશે; તોપણ એ બદલાયલાં રૂપોની વચ્ચે પણ અંદરથી ધર્મ હશેજ; કારણ કે ધર્મ કુદરતી છે, માટે ધર્મ સૌને ગમે છે. ધર્મ ન ગમતો હોય એવાં માણસો જગતમાં બહુ થોડાં હોય છે અને એવાં જે થોડાં માણસો હોય તેને પણ લાજે કે દાઝે, ગમે તેમ કરીને પણ થોડોઘણો ધર્મ પાળવો પડે છે. આવો ધર્મ બળવાન છે. માટે ધર્મ એટલે શું? એ આપણે પ્રથમ જાણવું જોઇએ.

### ધર્મ એટલે શું?

ધર્મ એટલે શું? એ માટે જ્ઞાની મહાત્માઓ કહે છે કે, ધર્મ એટલે અંતરની શાંતિ, ધર્મ એટલે દુઃખમાંથી બચવાનો ઉપાય,

ધર્મ એટલે અરસપરસ મદદ કરવાનો કાયદો, ધર્મ એટલે ઉત્તમ રસ્તે ચાલવાનું બળ, ધર્મ એટલે આત્માની ઉન્નતિનો માર્ગ, ધર્મ એટલે પ્રેમ અને જ્ઞાનને જોડનારી કડી, ધર્મ એટલે મનુષ્યમાં દેવપણું લાવનારું તત્ત્વ, ધર્મ એટલે મનુષ્યને હદમાં રાખનારો અંકુશ, ધર્મ એટલે મનને ઊંચા વિચારોમાં રોકી રાખવાનો ઉપાય, ધર્મ એટલે ઈશ્વર તરફથી જગતમાં આવેલી નવી રોશની, ધર્મ એટલે માણસોની કસોટી કરવાનું સાધન, ધર્મ એટલે મનુષ્યોમાં સ્વાભાવિક રીતે જે ઉત્તમતા રહેલી છે તેને ખીલવવાનો ઉપાય, ધર્મ એટલે મનુષ્યના જીવનમાં નવું તત્ત્વ લાવવાની કૂંચી, ધર્મ એટલે મનુષ્યને ઉન્નતિના માર્ગમાં ઊડવાની પાંખો અને ધર્મ એટલે કુદરતની બાજુમાં રહીને કામ કરવું તે; એટલુંજ નહિ પણ જીવ ઈશ્વરની નજીક જઈ શકે એવા માર્ગને મહાત્માઓ ધર્મ કહે છે; કારણ કે જીવ ઈશ્વરની જાતવાળો છે, માટે ઈશ્વર વિના તે હમેશાં તરફડ્યા કરે છે, તેથી જીવને પ્રભુ પાસે જવા દેવો તથા ત્યાં જવા સારુ જે કાંઈ ક્રિયાઓ કે સાધનો કરવાં જોઇએ તેનું નામ ધર્મ.

## શા માટે મનુષ્યને ધર્મની જરૂર છે?

જીવ ઈશ્વરની જાતવાળો છે, માટે જ્યાં સુધી તે ઈશ્વરને ન મળે ત્યાં સુધી જગતની કોઇ પણ વસ્તુથી તેને તૃપ્તિ થતી નથી; કારણ કે જગતની વસ્તુઓ એ જીવથી જુદી જાતની છે. વસ્તુઓ જડ છે અને જીવ ચૈતન્ય છે. વસ્તુઓ સ્થૂલ છે અને જે વસ્તુઓ સૂક્ષ્મરૂપમાં દેખાતી હોય તે વસ્તુઓ પણ બારીકીથી જોતાં સ્થૂલરૂપમાં દેખાય છે, પણ જીવ તો સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ છે. વસ્તુઓનાં રૂપો, ગુણો અને સ્થિતિઓ બદલાઈ જાય છે, પણ જીવનું સ્વરૂપ તો હમેશાં એકજ પ્રકારનું રહે છે. વસ્તુઓનો નાશ થાય છે, પણ જીવ તો અમર છે. જીવ પોતાની સત્તાથી ધારેલી વસ્તુઓ મેળવી શકે છે, પણ વસ્તુઓ પોતાની સત્તાથી ધારેલા જીવને મેળવી શકતી નથી. આવી રીતના વસ્તુઓમાં ને જીવમાં ઘણી જાતના ભેદ છે; કારણ કે જીવ ચૈતન્ય છે ને વસ્તુઓ જડ છે, માટે જગતની કોઇ પણ વસ્તુથી જીવને ખરેખરી તૃપ્તિ થતી નથી; છતાં પણ આપણે જોઇએ છીએ કે, જીવ ઘણી વસ્તુઓની મદદ લે છે, પણ તે એટલાજ કારણસર કે, એ રસ્તે પ્રભુના માર્ગમાં જીવ આગળ વધી શકે. એ સિવાય બીજા

કોઈ પણ કારણસર જીવ વસ્તુઓની ઇચ્છા રાખતો નથી અને ઈશ્વરના રસ્તામાં આગળ વધ્યા પછી કોઈ પણ ચીજમાં જીવ પડ્યો રહી શકતો નથી, કારણ કે કોઇ પણ ચીજથી તેને ખરેખરી તૃપ્તિ થતી નથી. માટે જગતની વસ્તુઓના મોહમાંથી જીવને છોડાવવો અને એ વસ્તુઓની મદદથીજ ઈશ્વરી રસ્તામાં તેને આગળ વધવા દેવો, તેનું નામ ધર્મ છે.

## માયા એટલે શું?

આવી રીતે જીવને ઈશ્વરના રસ્તામાં આગળ વધારવો તેનુંજ નામ સત્ય ધર્મ છે, છતાં પણ આપણે બધા મોહમાં પડી જઇને જીવને જગતની વસ્તુમાંજ બાંધી રાખીએ છીએ. એનુંજ નામ માયા છે, એનુંજ નામ અજ્ઞાનપણું છે, એનુંજ નામ અધર્મ છે અને એનુંજ નામ ઈશ્વરથી વિમુખપણું છે; કારણ કે હાલમાં આપણે જે ચીજોના મોહમાં પડ્યા છીએ તે ચીજો કાંઇ જીવને છેવટની શાંતિ આપી શકે તેમ નથી. જેમકે, આપણને ધન ગમે છે પણ ધનથી કાંઇ જીવને ખરેખરો સંતોષ થાય તેમ નથી. આપણને માન મેળવવું ગમે છે પણ એકલા માનથી કાંઇ જીવ ઈશ્વરની હજૂરમાં જઇ શકે તેમ નથી. આપણને બૈરાંછોકરાં ગમે છે પણ બૈરાંછોકરાંની આસક્તિમાં કાંઇ જીવ છેવટ સુધી રહી શકતો નથી. આપણને વૈભવો ગમે છે પણ એ વૈભવો કાંઇ મોક્ષના માર્ગમાં કામ લાગતા નથી અને આપણને અભિમાન ગમે છે પણ એ અભિમાન કાંઇ છેવટ સુધી રહી શકતું નથી. આ પ્રમાણે દરેક ચીજ અંતે જીવને કાંઇ કામની નથી. માટે એમાંથી જીવને તૃપ્તિ થતી નથી, છતાં પણ અફસોસ કે, એવી વસ્તુઓનાં ફાંફાં મારવામાંજ આપણે રહી જઇએ છીએ. પણ એવી વસ્તુઓની આસક્તિમાં ન લોભાઈ જવું અને જીવને તેમના સ્વાભાવિક માર્ગે ઈશ્વર તરફ જવા દેવો તેનું નામ ધર્મ છે.

## ધર્મનો હેતુ

આમ હોવાથી ધર્મ માટે આપણે જે કાંઇ ક્રિયાઓ કરીએ છીએ, જે કાંઇ નિયમો પાળીએ છીએ અને જે કાંઇ અભ્યાસ કરીએ છીએ તે સર્વ ઈશ્વર તરફનો માર્ગ ખુલ્લો કરવા માટેજ છે. જેમકે વ્રત કરીએ છીએ, દાન દઇએ છીએ, તીર્થયાત્રા કરીએ છીએ, યમનિયમ પાળીએ છીએ, યોગ સાધીએ છીએ, ત્યાગ

રાખીએ છીએ, મૂર્તિપૂજા કરીએ છીએ, યજ્ઞ કરીએ છીએ, પ્રાર્થના કરીએ છીએ તથા પ્રભુનાં ગુણગાન કરીએ છીએ, તે સૌ જીવને ઈશ્વર તરફ ધકેલવા માટેજ કરીએ છીએ. જો કે એ બધી ક્રિયાઓ અને રીતિઓ જુદી જુદી છે, તોપણ તે બધાનો હેતુ એકજ છે અને જુદા જુદા અધિકારીઓને જુદા જુદા દેશકાળ પ્રમાણે તથા જુદી જુદી પ્રકૃતિઓ અને આજુબાજુના જુદા જુદા સંજોગો પ્રમાણે, જુદી જુદી જાતની ક્રિયાઓ કરવી ફાવે તે સારુજ જુદા જુદા મહાત્માઓએ ધર્મના જુદા જુદા નિયમો કહેલા છે. પણ તે બધાનો મૂળ હેતુ એજ છે કે, જીવને ઈશ્વરમય કરવો; કારણ કે જીવ જ્યારે ઈશ્વરમય થાય ત્યારેજ તેને સંપૂર્ણ સુખ મળે છે અને ત્યારેજ તેને છેવટની શાંતિ મળે છે, માટે જીવને ઈશ્વરમય કરવો તેનુંજ નામ ધર્મ છે.

## ધર્મનું તત્ત્વ સમજવાની જરૂર

આ બધા નિયમો આપણે જાણીએ અને કાંઈ થોડુંઘણું એ પ્રમાણે કરીએ તોપણ એથી કાંઇ આપણને ધર્મની કૂંચી મળેલી ગણાય નહિ અને જ્યાં સુધી ધર્મની કૂંચી મળે નહિ ત્યાં સુધી એ બધાં કામોમાં કાંઈક સ્વાર્થ રહી જાય છે, કાંઈક અધૂરાપણું રહી જાય છે, કાંઇક અભિમાનીપણું રહી જાય છે, કાંઇક પોલંપોલપણું રહી જાય છે અને જે શુભ હેતુથી એ કામો થવાં જોઇએ, જે બળથી એ કામો થવાં જોઇએ, જે પવિત્રતાથી એ ક્રિયાઓ થવી જોઇએ, જે ઉત્સાહથી એ નિયમો પળાવા જોઇએ અને જે મુકામ ઉપર દૃષ્ટિ રાખીને જે ઠેકાણેથી એ કામો કરવાં જોઇએ તે પ્રમાણે આપણે કરી શકતા નથી. તેથી જે કાંઈ આપણે થોડુંઘણું કરીએ તે બધાંમાં કોઇ ને કોઇ પ્રકારની કચાશ રહી જાય છે. માટે એ કચાશ દૂર કરવા સારુ તથા એ ક્રિયાઓમાંથી ધારેલો ફાયદો મેળવવા સારુ આપણે ધર્મની કૂંચી જાણવી જોઈએ અને એ કૂંચી મેળવવી જોઇએ.

## ધર્મની કૂંચી કઈ?

ત્યારે હવે એ સવાલ ઊઠે છે કે, એ કૂંચી કઈ? જુદાજુદા દેશમાં જુદા જુદા મહાત્માઓ જુદી જુદી બાબતોને ધર્મની કૂંચીઓ તરીકે ગણાવે છે. જેમકે કોઈ સત્યને ધર્મની કૂંચી કહે છે, કોઇ અહિંસાને ધર્મની કૂંચી કહે છે, કોઈ યોગને ધર્મની કૂંચી કહે છે, કોઇ જ્ઞાનને ધર્મની કૂંચી કહે છે, કોઈ ભાવનાને ધર્મની

કૂંચી કહે છે, કોઈ વર્ણાશ્રમના ધર્મ તથા કર્મકાંડને ધર્મની કૂંચી કહે છે અને કોઈ ત્યાગને ધર્મની કૂંચી કહે છે. આવી રીતે પોતાની આજુબાજુના સંજોગો તથા દેશકાળ પ્રમાણે જુદાજુદા મહાત્માઓએ જુદીજુદી વાતો કહેલી છે અને એ બધું સૌ સૌના અધિકાર પ્રમાણે યોગ્ય વખતે યોગ્યજ છે. માટે હું કાંઇ ધર્મની નવી કૂંચી શોધવાનો દાવો કરતો નથી, પણ શ્રીકૃષ્ણ ભગવાને મહાભાગ્યશાળી અર્જુનને ધર્મની જે કૂંચી બતાવેલી છે તેજ કૂંચી હું તમને કહું છું અને તે એજ કેઃ-

મહાભારતના યુદ્ધ વખતે અર્જુનને જ્યારે મોહ થયો, કર્ત્તવ્યનું ભાન ન રહ્યું, સારું શું ને ખોટું શું? એ સમજણ ન પડી અને ગ્લાનિ, ભય, વૈરાગ્ય તથા દયા વગેરે લાગણીઓના પંચભેળ ખીચડાથી એ જ્યારે બહુજ મૂંઝાવા લાગ્યો, ત્યારે તેણે શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું કેઃ-

## ધર્મનું પહેલું લક્ષણ

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥
॥ गी. अ० २ श्लो० ७ ॥

હે પ્રભુ! હું મોહમાં પડેલો છું ને બગડેલા સ્વભાવનો છું, સ્વાર્થી પ્રકૃતિનો છું અને અત્યારે મૂંઝાઇ ગયેલો છું; તેથી મારો ધર્મ શું છે એ મને ખબર નથી. માટે મારું કલ્યાણ થાય એવી ચોખ્ખી વાત નક્કી કરીને મને કહો, કારણ કે હું તમારો શિષ્ય છું અને તમારે શરણે આવેલો છું, માટે મને સત્ય રસ્તો બતાવવાની કૃપા કરો.

આવી રીતની પ્રથમ જીવમાં ખરેખરી દીનતા આવવી જોઇએ એ ધર્મનું પહેલું લક્ષણ છે; કારણ કે દીનતા ન આવે ત્યાં સુધી મનમાં અભિમાન રહે છે અને જ્યાં સુધી અભિમાન રહે ત્યાં સુધી સત્ય ધર્મ દૂરનો દૂર રહે છે. કારણ કે ધર્મને તથા અભિમાનને કદી પણ બનતું નથી અને ખરેખરી દીનતા વિના પૂરેપૂરું અભિમાન કદી પણ દૂર થઇ શકતું નથી. માટે અભિમાનને દૂર કરવા સારુ પ્રથમ આપણામાં સાચી દીનતા લાવવાની જરૂર છે. કારણ કે દીનતા એ ધર્મની પહેલી ચાવી છે. માટે જે બહુ ભાગ્યશાળી હરિજનો હોય તેમનેજ એ ચાવી મળી શકે છે, બાકી તો બધા ઉપલકપણામાં ને પોલંપોલમાંજ રહી જાય છે. કારણ કે અભિમાન

એવી બળવાન વસ્તુ છે કે, ઘણા માણસો તેને બહુ સહેલાઇથી છોડી શકતા નથી; એટલુંજ નહિ પણ શુદ્ધ અંતઃકરણની દીનતા વિના બીજા ઘણી જાતના ઉપાયોથી પણ એ છૂટી શકતું નથી અને એને છોડીએ ત્યારેજ આરો આવી શકે તેમ છે; માટે એને છોડવુંજ જોઇએ, પણ ખરેખરી દીનતા વિના બીજા કોઇ પણ ઉપાયથી એ છૂટી શકતું નથી, પણ દીનતાથીજ છૂટી શકે છે. માટે દીનતા એ આપણા પવિત્ર ધર્મનું પહેલું લક્ષણ છે.

## મહાત્માઓની દીનતા

ભાઇઓ! યાદ રાખજો કે દીનતા એ બહુ મોટી વસ્તુ છે, તેથીજ આપણામાં કહેવત છે કે, "જે નમ્યો તે ઈશ્વરને ગમ્યો." માટે જગતના દરેક મહાત્માઓ અતિશય નમ્રતા રાખતા હતા અને રાખે છે; એટલુંજ નહિ પણ નમ્રતા વિષેના સંતોના જો ખરેખરા વિચારો જાણીએ તો આપણને અજાયબી લાગ્યા વિના રહે નહિ. તે માટે એક દાખલો છે કે, એક મહાત્મા હતા. તે ઘણાજ સારા, બહુજ ભક્તિમાન, ઊંચા જ્ઞાનવાળા ને પવિત્ર આચરણવાળા હતા. તે મહાત્માની પાસે એક જિજ્ઞાસુ ગયો અને તેનાં વખાણ કરવા લાગ્યો; ત્યારે તે મહાત્માએ કહ્યું કે, ભાઈ! હું તે શા હિસાબમાં! હું તો માત્ર એક સોયની અણી જેટલો છું, મારા કરતાં તો બીજા ઘણાયે મોટા મહાત્માઓ આ દુનિયામાં છે. એ સાંભળીને તે જિજ્ઞાસુ બહુ નવાઇ પામ્યો, કારણ કે તેને એમ લાગ્યું કે, અહો! આવા મોટા મહાત્મા આટલી બધી દીનતાવાળા છે કે, પોતાને સોયની અણી જેટલા સમજે છે અને હું કેવો મૂર્ખ છું કે, મારામાં કાંઇ માલ નથી તોપણ હું મારામાં ઘણું ડહાપણ સમજ્યા કરું છું! એ પછી તે માણસ એક બીજા મહાત્મા પાસે ગયો અને ત્યાં આ મહાત્માનાં વખાણ કરવા લાગ્યો ને વખાણ કરતાં કરતાં કહ્યું કે, એ મહાત્મા બહુજ મોટા ને ઘણાજ પરમાર્થી છે, છતાં પણ તે એમ કહેતા હતા કે, હું તો માત્ર સોયની અણી જેટલો છું. તેમની એવી દીનતા જોઇને મને બહુ અજાયબી લાગી કે, આટલી બધી દીનતા મોટા માણસોમાં કેમ આવી શકતી હશે? તેથી હું તો તેમના ચરણમાં પડી ગયો અને તેમની સેવા કરવાનું મને બહુ મન થઈ ગયું. એ વાત સાંભળીને તે મહાત્મા રોઇ પડ્યા. તે જોઇને એ જિજ્ઞાસુએ અજબ થઇને પૂછ્યું કે, કેમ મહારાજ! શું થયું? શા માટે રૂઓ છો? ત્યારે એ મહાત્માએ

કહ્યું કે ભાઈ, તેં જે સંતની વાત કરી તે સંત મારો મિત્ર છે, તેથી મને તેની દયા આવે છે. માટે મારાથી રોવાઇ જવાય છે કે, અરરર! આટલાં બધાં વરસો સુધી ભક્તિ કરી છતાં પણ તે બિચારો હજી પોતાને સોયની અણી જેટલો સમજે છે! હું તો જાણું તે પોતાને કાંઇજ નહિ સમજતો હોય અને ઈશ્વરમાં લય થઈ જવાથી પોતે પોતાને તદ્દન ભૂલી ગયો હશે, પણ તેને બદલે તે હજી પોતાને સોયની અણી જેટલો પણ સમજે છે એમ જાણીને મને દિલગીરી લાગી, તેથી મને રોવું આવી ગયું. આ વાત સાંભળીને એ જિજ્ઞાસુ વળી બહુજ નવાઇ પામ્યો.

ભાઇઓ! યાદ રાખજો કે, જ્યારે આવી દીનતા આવે ત્યારેજ મોક્ષ થઇ શકે છે. પણ એવી દીનતા કાંઇ સહેલાઇથી આવતી નથી. એવી સાચી દીનતા તો જ્યારે જગતનું મિથ્યાપણું સમજાય, દેહનું ક્ષણભંગુરપણું સમજાય અને મહાત્માઓની સોબતમાં રહેવાય ત્યારેજ આવી શકે છે. માટે એવી સાચી દીનતા શીખવા સારુ જેને ખરો રંગ લાગેલો હોય તેવા હરિજનોના સત્સંગમાં રહેવું જોઇએ. એટલે તેઓની દીનતા આપણને અસર કર્યા કરે છે અને મળ્યા કરે છે અને કદી તેઓની પાસેથી આપણે પોતે પોતાની મેળે દીનતા ન શીખી શકીએ, તો તેઓ ખરેખરી રીતે સમજાવીને પણ આપણને દીનતા શીખવે છે. એને માટે એક મહાત્માનો દાખલો છે અને તે પણ ખાસ જાણવા જેવો છે માટે આ ઠેકાણે કહું છું.

## દીનતા શીખવાનો ઉપાય

એક મહાત્મા હતા. તે બહુજ નિઃસ્પૃહી, અભેદવૃત્તિવાળા અને સમાનદષ્ટિવાળા હતા. તે પોતાના જ્ઞાનધ્યાનમાં એટલા બધા મસ્ત રહેતા કે કોઈની ઝાઝી દરકાર કરતા નહિ. એ મહાત્માનાં વખાણ સાંભળીને તેમને મળવા સારુ એક મોટો શ્રીમંત ગયો. એ શ્રીમંત બહુ અભિમાની હતો અને માનપાનનો બહુ ભૂખ્યો હતો, એટલુંજ નહિ પણ તે બે–ચાર જાતના ખિતાબોનાં પૂંછડાંવાળો હતો અને જ્યાં જાય ત્યાં તેને ખૂબ માનપાન મળતું, તેથી તે જાણે બધે ઠેકાણે એમજ થતું હશે; પણ આ મહાત્માએ તેની કાંઇ દરકાર કરી નહિ; કારણ કે એને તો ગરીબ ને તવંગર સૌ સરખા હતા; એટલુંજ નહિ પણ જે ગરીબો ત્યાં આવે તે બહુ અદબથી, બહુ માનથી, બહુ લાગણીથી ને બહુ ભક્તિભાવથી આવતા હતા અને

પોતાને લીધે એ મહાત્માને જરા પણ અડચણ ન થાય તેની ખાસ કાળજી રાખતા હતા. પણ આ અભિમાની શેઠ તો ભોં ભોં કરતી મોટરમાં બેસીને ત્યાં આવ્યા, તેથી મોટરના અવાજથી ને તેની ગંધાતી વાસવાળા ધુમાડાથી સૌને અડચણ થઈ; એટલુંજ નહિ પણ તે શેઠસાહેબ બધાની વચ્ચે થઇને સૌની આગળ જઇને તે મહાત્માની આગળ બેઠા, તોપણ એ મહાત્માએ તેમની સામું જોયું નહિ કે તેમની કાંઈ દરકાર કરી નહિ. તેથી એ શેઠને એમ લાગ્યું કે, આ મહાત્મા મને ઓળખતા નહિ હોય; જો ઓળખતા હોય તો મારા જેવા મોટા માણસને બહુ માન આપ્યા વિના રહે નહિ. તેથી તેણે તે મહાત્માને કહ્યું કે, મહારાજ ! તમે મને ઓળખો છો ? હું કોણ છું એ તમને ખબર છે ? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, હા ભાઇ, હું તને બરોબર રીતે ઓળખું છું. એ સાંભળીને તે બડેખાં શેઠિયાને એમ લાગ્યું કે, આણે હજી મને બરાબર રીતે ઓળખ્યો નથી, જો મને ઓળખ્યો હોય તો 'તું' કહે નહિ. તેથી તેણે તે મહાત્માને કહ્યું કે, જો તમે મને ઓળખતા હો તો કહો કે હું કોણ છું ? ત્યારે તે મહાત્માએ કહ્યું કે, તારી પૂરેપૂરી ઓળખાણ આપું કે અધૂરી ? એમ કહીને તેમણે કહ્યું કે, મલિનમાં મલિન ચીજ કે જેનું જાહેરમાં નામ લેતાં પણ શરમ લાગે તેમાંથી પેદા થયેલો તે તું. હજી બીજી ઓળખાણ જોઇએ છે ? જેની તને ગ્લાનિ લાગે છે તે લોહીમાંસ ને મળમૂત્રનો કોથળો ઉપાડીને હમેશાં ફરનારો તે તું. હજી વધારે ઓળખાણ જોઇએ છે ? જ્યાં ગીધડા ને કાગડાઓ રહે છે, જે અપવિત્ર ગણાય છે અને જ્યાં ભૂતડાંઓ વસે છે, એવા મસાણમાં ફૂંકાઇ જનારો તે તું. બોલ, હવે કાંઇ વધારે ઓળખાણ જોઇએ છે ? આ ઓળખાણ સાચી કે ખોટી ? અમને બાવાઓને આ કરતાં વધારે સારી ઓળખાણ બીજી શી જોઇએ ? આ સાંભળી તે શેઠિયો ચુપ થઈ ગયો, તેનું અભિમાન ઊતરી ગયું ને તેનામાં હીનતા આવી ગઇ.

## સાચી હીનતા ક્યારે આવે ?

આ પ્રમાણે જ્યારે આપણી નબળાઇ, જગતનું મિથ્યાપણું, આત્માનું અમરપણું અને ઇશ્વરની મોટાઈ સમજવામાં આવે છે ત્યારેજ ખરી હીનતા આવી શકે છે; એટલુંજ નહિ પણ મહાત્મા અર્જુને પણ મહાભારતના યુદ્ધની વચ્ચે ઊભા રહીને જ્યારે જોયું કે અહો ! આટલાં બધાં માણસો અમારે સારુ

યુદ્ધમાં મરી જશે ! અરરરર ! ! આમાં તો મારા કાકાઓ, મામાઓ, ભાઇઓ, સાળાઓ, દીકરાઓ, દીકરાના દીકરાઓ અને ગુરુઓ વગેરે બધા સ્નેહીઓજ છે; તે બધા મરી જાય પછી રાજ્ય અમને શું કામનું અને ભોગો પણ શા કામના ? વળી કૌરવો જીતશે કે અમે જીતીશું, તે પણ અમે જાણતા નથી. એવી રીતે જ્યારે તેને વૈરાગ્ય આવ્યો, પોતાનાં સગાંઓનું દુઃખ પ્રત્યક્ષ દેખાયું અને પોતાના મોતને પોતાની નજર સામે ઊભેલું જોયું; ત્યારે તેનામાં દીનતા આવી હતી. જ્યાં સુધી જગતનું મિથ્યાપણું આવી ચોખ્ખી રીતે તેને દેખાયું નહોતું ત્યાં સુધી તેનામાં દીનતા આવી નહોતી. માટે યાદ રાખજો કે, બહારના વિવેકોની દીનતાથી કાંઇ આરો આવે તેમ નથી; પણ પોતાની નબળાઇ અને સંસારનું મિથ્યાપણું સમજ્યા પછી, જે દીનતા આવે તેજ દીનતા આપણને તારી શકે છે અને જે દીનતા આપણને તારી શકે તે દીનતાનેજ અમે ધર્મની કૂંચી કહીએ છીએ. કારણ કે એવી દીનતા વિના ઇશ્વરી રસ્તામાં જીવ આગળ વધી શકતો નથી અને જ્યાં સુધી જીવ આગળ ન વધે ત્યાં સુધી તેને જોઇએ તેવો સંતોષ થતો નથી ને સંતોષ ન થાય ત્યાં સુધી જીવ અધૂરો ને તરફડતોજ રહે છે. માટે એ અધૂરાપણું ને તરફડાટ મટાડવા સારુ પ્રથમ દીનતાની જરૂર છે; કારણ કે અર્જુન કહે છે કે, આ દુનિયાનાં સુખો તો શા હિસાબમાં છે, પણ સ્વર્ગ, મૃત્યુ ને પાતાળ એ ત્રણે ભુવનનું રાજ્ય મળે તોપણ મારા આત્માને સંતોષ થાય એવું કાંઇ મને દેખાતું નથી. હવે વિચાર કરો કે, જે વખતે અર્જુન આમ કહે છે તે વખતે તેની પાસે કરોડો માણસોનું સૈન્ય હતું, હજારો હાથીઓ તેની સેનામાં ઝુલતા હતા, લાખો પાણીદાર ઘોડાઓ ત્યાં હાજર હતા, હજારો રથો હતા અને સેંકડો મહારથીઓ હતા; એટલુંજ નહિ પણ અર્જુન ઈંદ્રનો પુત્ર હતો અને મહાદેવ સામે લડાઇ કરી શકે તેવો હતો; છતાં પણ દીનતા વિના તેનો આરો આવ્યો નહોતો, ત્યારે આપણે તેની આગળ શા હિસાબમાં છીએ, એ જરા વિચાર તો કરો ! માટે આ બધી બાબતોનો વિચાર કરીને આપણે દીનતા રાખતાં શીખવું જોઇએ, કારણ કે દીનતા એ ધર્મનું પહેલું લક્ષણ છે.

## ધર્મનું બીજું લક્ષણ

દીનતા પછી ઇશ્વરનું શરણ પકડવું એ ધર્મની બીજી કૂંચી છે;

કારણ કે શરણ પકડચા વિનાની દીનતા કાંઈ બહુ ઉપયોગી થઇ શકતી નથી. જેમકે, પરાધીનતાને લીધે માણસોમાં દીનતા આવે છે, દુઃખને લીધે ઘણા માણસોમાં દીનતા આવે છે, નિરાશાને લીધે દીનતા આવે છે, બાળકપણાને લીધે તથા બહુ વૃદ્ધાવસ્થાને લીધે ઘણા માણસોમાં દીનતા આવે છે અને લાંબો મંદવાડ તથા દરિદ્રતાને લીધે પણ ઘણી વખત માણસોમાં દીનતા આવે છે; પણ એવી દીનતાથી ઈશ્વરનું શરણ પકડ્યા વિના કાંઇ કલ્યાણ થઈ શકતું નથી. માટે અર્જુન કહે છે કેઃ—

शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ।

હે પ્રભુ! હું તમારો શિષ્ય છું અને શરણે આવેલો છું, માટે મને સત્ય રસ્તો દેખાડવાની કૃપા કરો. આવી રીતે માત્ર એક અર્જુનેજ તે શરણ પકડેલું છે એમ નથી, પણ જગતમાં જે જે ભક્તો થયા છે, જે જે મહાત્માઓ થયા છે, જે જે મહાન ધર્મગુરુઓ થયા છે અને જે જે ભાવિક હરિજનો થયા છે, તે સૌએ પ્રેમપૂર્વક ઈશ્વરનું શરણ પકડેલું છે અને એ શરણ પકડ્યાથીજ તેઓ તરી શકચા છે. માટે ઈશ્વરનું શરણ પકડવું એ ધર્મની બીજી કૂંચી છે.

## ઈશ્વરને શરણે થવું એટલે શું કરવું ?

હવે આપણે વિચાર કરવો જોઇએ કે, શરણ પકડવું એટલે શું? કારણ કે જ્યાં સુધી એનો ભેદ સમજાય નહિ ત્યાં સુધી પૂરેપૂરા બળથી સાચેસાચું શરણ પકડી શકાય નહિ. માટે શરણ થવું એટલે શું કરવું, તેના ભેદ સમજવા જોઇએ અને એ સમજવા માટે મહાત્માઓનાં જીવનચરિત્રો જાણવાં જોઇએ. જો એ જાણીએ તો તેમાં પ્રથમજ અચળ વિશ્વાસનું બળ દેખાશે, એ પછી પવિત્રતા દેખાશે, એ પછી સ્વાર્થત્યાગ દેખાશે, એ પછી ભગવદ્ઇચ્છાને અર્પણ થઈ ગયેલા દેખાશે અને સર્વ ભાવથી સર્વ રીતે ઈશ્વરમાંજ તન્મય થઇ ગયેલા દેખાશે; એટલુંજ નહિ પણ પોતાના ધર્મ માટે પોતાના પ્રાણ આપતાં પણ તેઓ પાછી પાની કરશે નહિ. આવી દૃઢતા, આવો પ્રેમ, આવી પવિત્રતા, આવો વિશ્વાસ, આવું જ્ઞાન, આવો વૈરાગ્ય અને આવી તન્મયતા આવે, ત્યારે સાચું શરણ પકડયું ગણાય છે. જો કે આ બધું ધીરે ધીરે થાય છે, તોપણ આ બધું શરણ પકડ્યા પછી શરણના બળથીજ થાય છે, માટે ઈશ્વરનું શરણ પકડવું તે ધર્મનું બીજું લક્ષણ છે. યાદ

રાખજો કે, જ્યારે જીવમાં ખરેખરી દીનતા આવે ત્યારેજ આવી દૃઢતાથી શરણુ પકડી શકાય છે, માટે દીનતા એ પહેલું લક્ષણુ છે અને ઈશ્વરને શરણુ જવું તે ધર્મનું બીજું લક્ષણુ છે.

## ધર્મનું ત્રીજું લક્ષણુ

એ પછી દીનતાને લીધે શરણુ પકડ્યા પછી પોતાના વાંક, પોતાની ભૂલો તથા પોતાનાં પાપ પોતાની નજર આગળ ખડાં થાય છે; કારણુ કે દીનતાથી તેને એમ લાગી જાય છે કે, મારામાં કાંઈ માલ નથી, હું તો પાપી સ્વભાવવાળો છું, જડ બુદ્ધિવાળો છું, કઠોર લાગણીઓવાળો છું, ચંચળ મનવાળો છું, ઘણી જાતના મોહવાળો છું, અભિમાનનો ભરેલો છું તથા ક્ષણુભંગુર દેહવાળો છું. આવી રીતે એક બાજુએથી પોતાની પૂરેપૂરી નબળાઈ દેખાઈ આવે છે, ત્યારે બીજી બાજુ જેનું શરણુ પકડેલું છે તે ઈશ્વરની સામે જોતાં તેના અદ્ભુત ને અલૌકિક ગુણો દેખાય છે. તેની દયા, તેનો પ્રેમ, તેનો પ્રકાશ, તેનું જ્ઞાન, તેની શક્તિ અને તેનો મહિમા જોતાં જીવ સ્તબ્ધ થઈ જાય છે અને એમ લાગી જાય છે કે, ક્યાં આવી મોટાઈ અને ક્યાં આવી નબળાઈ? ક્યાં આવી પવિત્રતા અને ક્યાં આવી મલિનતા? ક્યાં આનું સર્વશક્તિમાનપણું અને ક્યાં મારું અજ્ઞાનપણું? ક્યાં આનો પ્રેમ ને ક્યાં મારી કઠોરતા? ક્યાં એની કૃપા અને ક્યાં મારી નાલાયકી? એ બધું જોતાં તેને ખરેખરો પસ્તાવો થાય છે અને પછી બીજો કોઈ પણુ ઉપાય નહિ દેખવાથી તેને માફી માગવાનું મન થાય છે, તેથી તે ખુલ્લા દિલે ને સાચા ભાવે માફી માગવા મંડી પડે છે. આવી રીતે પોતાની નબળાઈ સમજીને, શરણુનો વિશ્વાસ રાખીને, અંતરના ઊંડાણુમાંથી ઈશ્વરની માફી માગવી એ આપણા પવિત્ર ધર્મનું ત્રીજું પગથિયું છે.

## ભક્તની માફી માગવાની રીત

આવી સ્થિતિ થાય ત્યારે તે ખરેખરા ભાવથી બહુજ માનપૂર્વક શુદ્ધ અંતઃકરણુથી ઝૂકી પડે છે અને અર્જુનની પેઠે કહેવા મંડે છે કેઃ—

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान्।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभाव ॥
॥ गी. अ० ११ श्लो० ४३ ॥

હે પિતા ! તમને કોઇ પણ જાતની ઉપમા આપી શકાય નહિ એવા છો, મહા પ્રભાવવાળા છો, પ્રાણીમાત્રના પિતા છો, સૌને પૂજવાયોગ્ય છો, સૌના ગુરુ છો અને ઘણાજ મોટામાં મોટા છો. હે પ્રભુ ! સ્વર્ગ, મૃત્યુ કે પાતાળ એ ત્રણે લોકમાં તમારા જેવો બીજો કોઇ પણ નથી, ત્યારે તમારાથી અધિક તો ક્યાંથીજ હોય ? માટે હે પ્રભુ !

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥
॥ गी. अ० ११ श्लो० ४२ ॥

રમતગમતમાં, બેસવાઊઠવામાં, સૂતી વખત, જમતી વખત, એકાંતમાં તથા બીજાઓની સામે મેં આપના જે જે અપરાધ કરેલા છે, તે સર્વ અપરાધની હું આપની પાસે માફી માગું છું અને હે અચિંત્ય પ્રભાવવાળા !

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥
॥ गी. अ० ११ श्लो० ४४ ॥

હે સ્તુતિ કરવા યોગ્ય ઈશ્વર ! હું આપને નમસ્કાર કરું છું અને પગે લાગીને પ્રાર્થના કરું છું કે, હે પ્રભુ ! જેમ બાપ પોતાના દીકરાના વાંક માફ કરે છે, જેમ મિત્રો પોતાના મિત્રોની ભૂલો માફ કરે છે અને જેમ ધણી પોતાની વહાલી ધણિયાણીના અપરાધ માફ કરે છે, તેમ હે પ્રભુ ! તમે અમારા અપરાધ માફ કરવાની કૃપા કરો.

## ઈશ્વર પાસે માફી માગીએ તેનું પરિણામ

આવી રીતે અંતરમાં ઊંડા ઊતરીને શુદ્ધ અંતઃકરણથી સાચેસાચી રીતે માફી મંગાય અને આવી સ્વાભાવિક પ્રાર્થના થઇ જાય ત્યારે જીવ હલકો થઇ જાય છે અને તેને અતિશય આનંદ થાય છે; કારણ કે ઈશ્વરનો મહિમા સમજાય ને પોતાની નબળાઇ સમજાય ત્યારે સ્તુતિ થઇ શકે છે અને જ્યારે પૂર્ણ પ્રેમથી ઈશ્વરની સ્તુતિ થાય ત્યારે અંતરના પડદા ઊઘડી જાય છે ને જિંદગીમાં એક નવી રોશની આવી જાય છે; કારણ કે પ્રાર્થના એ ધર્મનું જીવન છે. માટે દુનિયાના સૌ ધર્મોમાં સૌ મહાત્માઓએ ઈશ્વરની પ્રાર્થનાને સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ માનેલી છે, કારણ કે એમાંથી જે જોઇએ તે મળે છે અને એથીજ ઉદ્ધાર થઇ શકે છે.

માટે પોતાના વાંક કબૂલ કરીને શુદ્ધ અંતઃકરણથી ઈશ્વરની માફી માગવી અને તેની પ્રાર્થના કરવી એ ધર્મની ત્રીજી ચાવી છે.

આવી રીતે એ ત્રણે ચાવી વાપરતાં જેને આવડે તે ભાગ્યશાળી હરિજનના હૃદયના દરવાજા ખૂલી જાય છે, તેથી તેના હૃદયનો ભાર હલકો થઇ જાય છે, તેના સંશયો ઢીલા પડી જાય છે, તેનાં પાપનું જોર ઓછું થઇ જાય છે, તેની જિંદગી સુધરવા માંડે છે અને તેને એક જાતનો સ્વાભાવિક આનંદ મળવા લાગે છે; એટલુંજ નહિ પણ આ ચાવીઓથી જેને પોતાના અંતરના દરવાજા ખોલતાં આવડે તેની પાસે પ્રભુના દરવાજા પણ ખૂલી જાય છે, તેથી તે વખતે ઇશ્વિર આપણી અરજ સાંભળે છે ને તે દયાળુ પિતા આપણને જવાબ દે છે કેઃ—

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥ गी. १८-६६॥

તું અફસોસ કર મા, હું તને સર્વ પાપથી બચાવીશ, માટે બધા ધર્મો છોડીને તું એક મારેજ શરણે આવ.

હવે સવાલ એ છે કેઃ—

## બધા ધર્મો છોડીને ભગવાનને શરણે જવું એટલે શું?

આ સવાલ સ્વાભાવિક છે, છતાં પણ બહુજ ગંભીર છે; કારણ કે સર્વ ધર્મ તજી દેવા એ કાંઇ બની શકે તેમ નથી. સર્વ ધર્મ એટલે કે કુળના ધર્મ, વર્ણના ધર્મ, આશ્રમના ધર્મ, રાજ્યના ધર્મ, દેશના ધર્મ, સામાન્ય ધર્મ, વિશેષ ધર્મ અને દેહના ધર્મ વગેરે ઘણી જાતના ધર્મો છે અને એ બધા ધર્મો કોઇ ને કોઇ રૂપમાં જિંદગીને જરૂરના છે; એટલુંજ નહિ પણ ઘણી જાતના ધર્મો તો એવા હોય છે કે, જ્યાં સુધી દેહની હયાતી હોય ત્યાં સુધી એ ધર્મો પાળ્યા વિના ચાલેજ નહિ અને ભગવાન તો એમ કહે છે કે, બધા ધર્મો છોડીને મારે શરણે આવ, ત્યારે હું તેને મુક્ત કરીશ. માટે બધા ધર્મો છોડવા એટલે શું? એ વાત સમજવા જેવી છે, કારણ કે જો એ ભેદ સમજાય તોજ ખરેખરી ખૂબી આવી શકે છે, તોજ જિંદગીમાં સરળતા આવી શકે છે, તોજ સહેલાઇથી આગળ વધી શકાય છે અને એ સર્વ ધર્મ તજવા એટલે શું? એ ભેદ સમજાય તોજ ધર્મનું તત્ત્વ જિંદગીમાં ઊતરી શકે છે. માટે એ ભેદ સમજવાની ખાસ જરૂર છે.

## સર્વ ધર્મ કેવી રીતે તજી શકાય તેનો ખુલાસો

એ માટે અનુભવી મહાત્માઓ કહે છે કે, બધી બાબતોની આસક્તિ ઓછી કરી નાખીને એક ઈશ્વરનેજ મુખ્ય માનવો અને જે જે કામ કરવાં પડે તે સૌ તેને અર્થેજ—તેને અર્પણ કરીનેજ કરવાં અને તેના ફળની ઇચ્છા રાખવી નહિ; એટલુંજ નહિ પણઃ—

(૧) બધી બાબતની આસક્તિ ઓછી કરી નાખીને એક ઇશ્વરનેજ મુખ્ય માનવો. જેમકે, પોતાના શરીર ઉપર પ્રેમ રાખવો, કુટુંબ ઉપર પ્રેમ રાખવો, મિત્રો ઉપર પ્રેમ રાખવો, દેશ ઉપર પ્રેમ રાખવો અને પ્રાણીઓ ઉપર પ્રેમ રાખવો એમાં કાંઇ અડચણ નથી, પણ એ બધા પ્રેમ કરતાં પ્રભુ ઉપરનો પ્રેમ વધારે હોવો જોઇએ; એટલુંજ નહિ પણ પ્રભુની ખાતર જો જરૂર પડે તો તે બધા પ્રેમોને તજી શકાય. પણ બીજા કોઇ પણ જાતના પ્રેમને ખાતર પ્રભુ ઉપરના પ્રેમને તજી શકાય નહિ. આવી રીતે વર્તવું તેનું નામ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज છે.

## ઇશ્વરને અર્થે કર્મો કરવાં એટલે શું?

(૨) જિંદગીની ફરજો બજાવવા માટે પ્રસંગોપાત્ત આ દુનિયામાં નાનાંમોટાં જે કાંઈ કામો કરવાં પડે, તે સર્વ કામો ઈશ્વરને અર્થેજ કરવાં જોઇએ. એટલે કે પોતાના સ્વાર્થને ખાતર નહિ, પોતાના માનમરતબાને ખાતર નહિ, પોતાના લોભને ખાતર નહિ અને પોતાના વિકારોને રાજી રાખવા સારુ નહિ; પણ જિંદગીના ઉત્તમ હેતુઓ સમજીને જગતની સેવા કરવા સારુ પોતાનું કર્તવ્ય બજાવવાને ખાતરજ જે જરૂરનું હોય તે કરવું જોઇએ. આવી રીતે પોતાને ખાતર નહિ પણ પ્રભુને અર્થેજ બધું કરવું તેનું નામ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज છે. જેમકે, છોકરાનાં લગ્ન કરવાનાં હોય તો તે ખુશીથી કરવાં પણ તે પોતાની બડાઇ બતાવવાની ખાતર અથવા મનમાં હલકી જાતની ઇચ્છાઓ રાખીને તે ઇચ્છાઓ પૂરી પાડવા સારુ નહિ; પણ આ છોકરો પ્રભુનો છે, એ થાપણ પ્રભુએ મને સોંપેલી છે, માટે તેનું ભલું થાય એમ કરવું એ મારી ફરજ છે, એમ સમજીને પ્રભુને અર્થેજ એ કામ કરવું જોઇએ; તેમજ પોતે નોકરી કરતા હોય અગર તો કોઈપણ જાતનાં ગુજરાનનાં સાધનો કરતા હોય તો તે બધું માત્ર પોતાની જિંદગીના સુખ સારુજ કરવાનું છે એવો ભાવ રાખવો નહિ, પણ

એ બધું જે કરવું પડે તે ઈશ્વરના નિયમો પાળવા માટે અને એ રસ્તે કોઈને પણ મદદ કરવા સારુ તથા પોતાના આત્માનું કલ્યાણ કરવા સારુજ એ બધાં જરૂરનાં કામો કરવાં જોઈએ. આવી રીતે જિંદગીનાં દરેક કામો શુભ હેતુથી કરવાં અને માત્ર પોતાને ખાતરજ નહિ પણ પ્રભુને ખાતર કરવાં ને તે પણ માત્ર ઉપલકપણે ખાલી બોલવામાંજ આવે તેવી રીતે નહિ, પણ શુદ્ધ અંતઃકરણથી તત્ત્વ સમજીને તથા ઈશ્વરને હાજરાહજૂર જાણીને એ પ્રમાણે વર્તાય તેનું નામ **सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज** છે.

## ફળની ઈચ્છા રાખ્યા વિના કર્મો કરવાં જોઈએ

(૩) સર્વ ધર્મો તજવાની બાબતમાં ત્રીજી મુખ્ય વાત એ છે કે, જે કાંઈ કરવું તે ફળની ઇચ્છા ને આશા છોડીનેજ કરવું જોઈએ. જ્યાં સુધી ફળની ઇચ્છા રાખીને કર્મ થાય ત્યાં સુધી તે કર્મ મલિનતાવાળાંજ હોય છે, અધૂરાં હોય છે અને સ્વાર્થની સેળભેળવાળાં હોય છે; પણ જ્યારે ફળની ઇચ્છા વિનાનાં કર્મ થાય ત્યારે તે કર્મમાં કાંઇ ખાસ ખૂબી આવી જાય છે, એટલુંજ નહિ પણ તેમાં જે અધૂરાપણું હોય તે પરમાત્મા પૂરું કરી દે છે. એને માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કેઃ—

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्॥ गी. २-४०॥**

નિષ્કામ કર્મનો આરંભ કરેલો વ્યર્થ જતો નથી, તેમજ નિષ્કામ કર્મ કરવામાં કાંઇ દોષ લાગતો નથી; એટલુંજ નહિ પણ જો થોડાં પણ નિષ્કામ કર્મ કર્યાં હોય તો એથી પણ મોટા ભયમાંથી છૂટી શકાય છે; કારણ કે એવી રીતે જે નિષ્કામ કર્મ કરવાં તેનુંજ નામ યોગ છે અને એવા યોગથીજ આત્માની ને પરમાત્માની એકતા થઈ શકે છે. માટે પ્રભુ પણ કહે છે કેઃ—

**योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय।**
**सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योगउच्यते॥ गी. २-४८॥**

જે નિષ્કામ કર્મો કરવાનાં હોય તે કર્મો ગમે તો થાય ને ગમે તો ન થાય, તોપણ એ બન્ને બાબતમાં હરખશોક રાખ્યા વિના, ફળની આશા રાખ્યા વિના તું કર્મો કર. હે અર્જુન! આવી રીતે સમતા રાખીને કર્મ કરવાં તેનુંજ નામ યોગ કહેવાય છે.

## કર્મ કરવાં એજ તારું કામ છે, એનાં ફળ સામે જોવું તે તારું કામ નથી

આવી રીતે નિષ્કામ કર્મ કરવાથી જીવ ઈશ્વરની સાથે જોડાતો જાય છે, માટે ફળની આશા રાખ્યા વિના આસક્તિ તજીને પોતાની ફરજો બજાવવી તેનું નામ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज છે; કારણ કે આ સિવાય સર્વ ધર્મ છોડી દેવાનો બીજો કોઈ રસ્તોજ નથી. પ્રભુએ પોતેજ કહેલું છે કે:-

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ ગી. ૩-૫ ॥

જગતનાં સૌ પ્રાણીઓ પ્રકૃતિના ગુણોમાં બંધાયેલાંજ છે તેથી પરાધીન છે. માટે કોઇ પણ માણસ એક ક્ષણ પણ કર્મ કર્યા વિના રહી શકતું નથી.

આમ હોવાથી બધા ધર્મો તજી શકાય તેમ નથી, પણ કર્મોની આસક્તિ તથા કર્મોનાં ફળની ઇચ્છા તજી શકાય તેમ છે. માટેજ પ્રભુએ કહેલું છે કે:-

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ ગી. ૨-૪૭ ॥

કર્મો કરવાં તેજ તારી ફરજ છે, પણ એનો બદલો મેળવવાની ઇચ્છા રાખવી તે તારું કામ નથી. માટે કર્મોનાં ફળ મેળવવાની કદી પણ ઇચ્છા રાખીશ મા, તેમજ કર્મ ન કરવાં એવો પણ આગ્રહ રાખીશ મા; કારણ કે:-

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ ગી. ૨-૪૯ ॥

નિષ્કામ કર્મો કરતાં સકામ કર્મ બહુજ હલકાં છે, એટલુંજ નહિ પણ ફળની ઇચ્છાવાળાઓ તો કંગાળ છે. માટે હે અર્જુન! તું નિષ્કામ કર્મો કર.

હવે નિષ્કામ કર્મો કેમ કરવાં તે એક સવાલ છે. તેને માટે પ્રભુ કહે છે કે:—

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ ગી. ૨-૩૮ ॥

ગમે તો સુખ થાય ને ગમે તો દુઃખ થાય, ગમે તો ફાયદો

થાય ને ગમે તો નુકસાન થાય અને ગમે તો હાર થાય કે ગમે તો જીત થાય તોપણુ હરખ કે શોક કરવો નહિ. આવી રીતે વૃત્તિ રાખીને જો તું તારી ફરજો બજાવીશ તો તને પાપ લાગશે નહિ. માટે આવી રીતે નિષ્કામ કર્મો કરવાં તેનું નામ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज છે.

## ઈશ્વરને અર્પણુ થઈ જવા વિષે

(૪) એ પછી છેવટનો ચોથો સિદ્ધાંત એ છે કે, આપણાં દરેક કર્મો પરમકૃપાળુ સર્વશક્તિમાન મહાન ઈશ્વરને અર્પણુ કરવાં જોઇએ. આપણાં કર્મોજ અર્પણુ કરવાં જોઇએ એટલુંજ નહિ, પણુ આપણી આખી જિંદગી આપણે ઈશ્વરને અર્પણુ કરવી જોઇએ. ત્યારેજ ઉદ્ધાર થઇ શકે છે અને એજ ધર્મનું છેલ્લું મહાતત્ત્વ છે; કારણુ કે જિંદગી અર્પણુ કર્યા પછી બીજું કાંઇ પણુ અર્પણુ કરવું બાકી રહેતું નથી; કારણુ કે, જિંદગી અર્પણુ કર્યા પછી એને પગલે પગલે ચલાય છે, એના તાલમાં તાલ મળી જાય છે, એના નાદમાં નાદ મળી જાય છે અને એની ઇચ્છામાં આપણી ઇચ્છા મળી જાય છે; તેથી જીવને બાંધી રાખનારું અભિમાન કે જુદાઇ રહેતી નથી, પણુ લયલીનતાની સ્થિતિ બની જાય છે અને એ સ્થિતિમાંજ જીવ ખરેખરો આનંદ ભોગવી શકે છે. માટે આસક્તિ ઓછી રાખીને એક ઈશ્વરને મુખ્ય માનીનેજ કર્મ કરવાં. એ સિદ્ધાંત કરતાં પણુ અર્પણુવિધિનો સિદ્ધાંત વધારે ઉત્તમ છે; કારણુ કે ઈશ્વરને મુખ્ય માનેલો હોય ને જગતની વસ્તુમાં આસક્તિ ઓછી હોય છતાં પણુ ભક્તની એ શરૂઆતની અવસ્થા છે. માટે તેમાં ઘણી જાતનું અધૂરાપણું રહે છે. જેમકે, ઈશ્વરને મુખ્ય માનવા છતાં પોતાનો સ્વાર્થ કાયમ રહે છે, પોતાનું હુંપણું કાયમ રહે છે. માયાનું આવરણુ કાયમ રહે છે અને ઈશ્વરની જુદાઇને લીધે વિરહના અગ્નિથી જેટલો તરફડાટ થવો જોઇએ તેટલો તરફડાટ થતો નથી. માટે એ સ્થિતિ અપૂર્ણ છે, પણુ શરૂઆત એવીજ રીતે થઇ શકે છે. માટે ઈશ્વરને મુખ્ય માનીને તથા આસક્તિ તજીને કર્મો કરવાં એ શરૂઆતનું પહેલું પગથિયું છે અને એ ભક્તની પ્રથમ ભૂમિકા છે. માટે અર્પણુવિધિની ચોથી ભૂમિકા કરતાં આ ભૂમિકા ઊતરતા પ્રકારની છે; કારણુ કે તે શરૂઆતની ભૂમિકા છે.

## ઈશ્વરને અર્થે કર્મ કરવાં અને ઈશ્વરને અર્પણ કર્મ કરવાં તેની વચ્ચેનો ભેદ

એ પછી બીજી ભૂમિકા ઈશ્વરને અર્થે કર્મો કરવાની છે. એ ભૂમિકા કરતાં પણ અર્પણવિધિ શ્રેષ્ઠ છે, કારણ કે પ્રભુને અર્થે કરવું અને પ્રભુને અર્પણ કરવું તેની વચ્ચે બહુ મોટો તફાવત છે. જેમકે, શ્રીમદ્ ભગવદ્ગીતામાં દુર્યોધન કહે છે કેઃ–

अन्ये च बहवः शूरा मदर्थे त्यक्त जीविताः ॥ गी. १-९ ॥

મારે અર્થે પોતાના પ્રાણ તજવા બીજા પણ ઘણાયે શૂરવીરો તૈયાર છે. આવીજ રીતે માબાપો પોતાનાં છોકરાંઓને અર્થે ઘણાં કામો કરે છે, છોકરાંઓ માબાપોને અર્થે ઘણાં કામો કરે છે; મિત્રો પોતાના મિત્રને અર્થે ઘણાં કામો કરે છે અને નોકરો પોતાના શેઠોને અર્થે ઘણાંયે કામો કરે છે; પણ એ બધાં પોતાનાં કામો પોતાના સ્નેહીઓને અર્પણ કરતા નથી. તેવીજ રીતે પ્રભુને અર્થે કામો કરવાં અને પ્રભુને અર્પણ કામો કરવાં એની વચ્ચે બહુ મોટો ફેર છે. જેમકે, એક સિપાઇ પોતાના સરદારને અર્થે ઘણાં દુઃખો સહન કરે છે, પણ એ સિપાઈ પોતાની બધી લાગણીઓ, બધી શક્તિઓ ને પોતાની બધી ઇચ્છાઓ કાંઈ પોતાના સરદારને સોંપી શકતો નથી. વિદ્વાનો લોકોને અર્થે પુસ્તકો લખે છે પણ પોતાનું સર્વસ્વ કાંઇ લોકોને આપી શકતા નથી. તેમજ ઘણાયે જુવાન માણસો પોતાનાં માબાપને અર્થે ઘણુંયે કરી શકે છતાં પણ તેઓ બીજી ઘણીયે ચીજોને ચાહી શકે છે કે જે ચીજો ઘણી વખત તેમનાં માબાપોને પસંદ પણ ન હોય. આ સિવાય ઈશ્વરને અર્થે કરવામાં ને ઈશ્વરને અર્પણ કરવામાં બીજો પણ એક ભેદ છે કે, ઈશ્વરને અર્થે કરીએ તેમાં કાંઇક હેતુ, કાંઇક સ્વાર્થ, કાંઈક અધૂરાપણું, કાંઇક અભિમાન, કાંઇક ફળની ઇચ્છા અને ચોખ્ખી રીતે દેખાઇ આવે તેવી કાંઇક જુદાઇ રહે છે. તેથી મોટાં કામ કરવા છતાં તેનું ફળ થોડું મળે છે, પણ અર્પણવિધિમાં તો જરાક કર્યું હોય તોપણ તેનું મોટું ફળ મળે છે. જેમકે કોઈ સરદાર પોતાના રાજાને અર્થે કાંઇ મોટું કામ કરે તો રાજા તેની ઉપર ખુશી થાય છે ને તેને ઇનામ આપે છે, પણ તેમ છતાં રાજા પોતાના મનમાં એમ સમજે છે કે, મારે અર્થે કરવું એ તેની ફરજ છે તેથી એમાં તે કાંઇ નવાઈ કરતો નથી; પણ કોઇ ગરીબ માણસ એ રાજાને કાંઇ નાનકડી વસ્તુ ભેટ આપી જાય, એટલે કે

અર્પણ કરી જાય તો તેની તે વધારે કિંમત સમજે છે; કારણ કે અર્થે કરવામાં એક જાતનો સ્વાર્થ છે, અર્થે કરવું એ એક જાતની ફરજ છે અને અર્થે કરવું એમાં એક જાતનું અભિમાન છે; પણ અર્પણ કરવું એમાં એક જાતની હીનતા છે, એક પ્રકારનું નિઃસ્પૃહીપણું છે અને ફરજ બજાવ્યા કરતાં કાંઇક ખાસ વિશેષતા છે. માટે નાની ભેટોથી પણ ઘણા લોકોનાં મોટાં કામો થઇ જાય છે. તેમજ ઈશ્વરને અર્થે કરવું ને ઈશ્વરને અર્પણ કરવું એમાં પણ એવો ભેદ છે. માટે ઈશ્વરને અર્થે કરવા કરતાં ઈશ્વરને અર્પણ કરવું એ સિદ્ધાંત વધારે ઊંચો છે. પણ પૂરેપૂરી ભક્તિ આવ્યા વિના અર્પણવિધિનું રહસ્ય સમજાતું નથી અને પાળી પણ શકાતું નથી, માટે પ્રથમ ઈશ્વરને અર્થે કરતાં શીખવું જોઇએ અને પછી અર્પણ વિધિમાં આગળ વધવું જોઇએ; કારણ કે ઈશ્વરને અર્થે કર્મો કરવાં તે ભક્તની બીજી ભૂમિકા છે અને ઈશ્વરને જિંદગી અર્પણ કરવી એ ઉત્તમ ભક્તોની છેલ્લી ભૂમિકા છે.

## કર્મનાં ફળ તજવાં ને ઈશ્વરને અર્પણ થઇ જવું તે વચ્ચેનો ફરક

ફળની ઇચ્છા તજીને કર્મો કરવાં તે ભક્તિની ત્રીજી ભૂમિકા છે. એ ભૂમિકા આગલી બે ભૂમિકા કરતાં ઊંચા પ્રકારની છે, કારણ કે ઈશ્વરને મુખ્ય સમજીને કર્મો કરવાં અને ઈશ્વરને અર્થે કર્મો કરવાં તે બન્ને બાબતોમાં કાંઇક પોતાનો સ્વાર્થ રહે છે, કાંઇક આસક્તિ રહે છે અને ફળ મેળવવાની ઇચ્છા રહે છે, પણ આ ફળત્યાગની ત્રીજી ભૂમિકામાં તો ફળની ઇચ્છાજ રહેતી નથી.

માટે પહેલી ને બીજી ભૂમિકા કરતાં આ ત્રીજી ભૂમિકા શ્રેષ્ઠ છે. છતાં પણ અર્પણવિધિની ચોથી ભૂમિકા કરતાં આ ફળત્યાગની ત્રીજી ભૂમિકા ઊતરતા પ્રકારની છે; કારણ કે ફળ મેળવવાની આશા તથા ઇચ્છા ઓછી થઇ, પણ એ કામો જેને સોંપવાં જોઇએ તેને હજી સોંપાઈ ગયાં નથી, એટલું તેમાં અધૂરાપણું રહે છે. જેમકે કોઇ ટ્રસ્ટીઓ પોતાના ટ્રસ્ટ મારફતનું ધન સાચવી રાખે અને પોતે પોતાના ઉપયોગમાં એ ધન વાપરે નહિ, છતાં પણ જ્યાં સુધી એ ધન જેનું હોય તે હકદાર વારસને તે ન સોંપે ત્યાં સુધી એ ધન ટ્રસ્ટીઓ પાસે પડયું રહે છે. જો કે ટ્રસ્ટીઓ તેને પોતાના ઉપયોગમાં લેતા નથી, તોપણ જે હકદારને તે મળવું જોઇએ તેને જ્યાં સુધી એ ન મળે ત્યાં સુધી ટ્રસ્ટીઓને એ ધનની ફિકર રાખવી પડે

છે. તેમજ કર્મોનાં ફળનો લાભ પોતાને ન જોઇતો હોય અને એની આસક્તિ પોતાના મનમાં ન હોય, છતાં પણ જ્યાં સુધી એ કર્મો ઈશ્વરને અર્પણ ન કરી દેવાય ત્યાં સુધી એમાં કાંઇક અધૂરાપણું રહી જાય છે, એટલુંજ નહિ પણ ફળત્યાગી કર્મયોગમાં ઘણી વખત એમજ બને છે કે, એ જાતના જ્ઞાનીઓ જગતનાં કલ્યાણનાં કામો કરવામાં જરાક મોળા પડી જાય છે, પણ અર્પણવિધિવાળા ભક્તો તો ખાસ વધારે જોરથી કર્મો કરી શકે છે; કારણ કે ફળત્યાગીઓમાં કુદરતી રીતે જે એક પ્રકારની ખાસ ઉદાસીનતા હોય છે, તેવી ઉદાસીનતા અર્પણવિધિવાળાઓમાં હોતી નથી; કારણ કે ફળત્યાગી યોગીઓમાં વૈરાગ્યનું જોર વધારે હોય છે અને અર્પણવિધિવાળાઓમાં પ્રભુપ્રેમનું બળ વધારે હોય છે, માટે ફળત્યાગી કર્મયોગ કરતાં અર્પણવિધિ વધારે શ્રેષ્ઠ છે. પણ એ બધી ભૂમિકાઓ એક પછી એક અનુક્રમે અનુભવમાં આવે છે, માટે ફળત્યાગી કર્મયોગ એ ત્રીજી ભૂમિકા છે અને અર્પણવિધિ એ છેવટની ચોથી ભૂમિકા છે.

## ધર્મનું છેલ્લામાં છેલ્લું જ્ઞાન

આવી રીતે બધી બાબતો સમજીને પ્રેમપૂર્વક પોતાની જિંદગી ઈશ્વરને અર્પણ કરવી એ ધર્મની મુખ્ય કૂંચી છે અને એજ ઊંચામાં ઊંચું રહસ્ય છે; કારણ કે અર્પણવિધિથીજ જીવનાં બધાં પાપો જઇ શકે છે, પણ અર્પણવિધિ વિના બીજી એકે બાબતથી પૂરેપૂરાં પાપ જઇ શકતાં નથી. કારણકે ઈશ્વરને આપણાં સારાં કામો આપી શકાય છે, પણ આપણાં પાપો કાંઇ ઈશ્વરને આપી શકાતાં નથી, કારણ કે ઈશ્વરને આપેલું એકનું અનંતગણું થઇને આપણને પાછું મળે છે. માટે જો કોઇ માણસ પોતાનાં પાપ ઈશ્વરને આપે અને તે જો અનંતગણાં થઇને તેને પાછાં મળે, તો તે આપનારનું સત્યાનાશ નીકળી જાય, માટે ઈશ્વરને પોતાનાં પાપ આપી શકાય નહિ. તેથી ઈશ્વરને મુખ્ય સમજીને કર્મો કરવામાં, ઈશ્વરને અર્થે કર્મો કરવામાં તથા ફળની ઇચ્છા છોડીને કર્મો કરવામાં પણ આપણને સમજાય તેવાં, ચોખ્ખી રીતે નહિ દેખાય તેવાં અને દોષના રૂપમાં રહેલાં નહિ પણ ગુણના રૂપમાં ઘૂસી ગયેલાં કેટલાંક નાનાં નાનાં પાપો રહી જાય છે, પણ અર્પણવિધિમાં એ બધાં પાપોનો નાશ થાય છે. કારણકે અર્પણવિધિમાં તો આખી જિંદગી ઈશ્વરને અર્પણ કરી દેવાની હોય છે, એટલે એમાં પોતાના તરીકે બીજું કાંઇ પણ બાકી

રહેતું નથી, તેથી જે ભક્તોએ પોતાની આખી જિંદગી ઈશ્વરને અર્પણ કરી દીધી હોય તે ભક્તોનાં પાપ પણ ઈશ્વર સંભાળી લે છે અને માફ કરી દે છે. જેમકે, કોઈ બ્રાહ્મણને ઊંદરોનું કે ચાંચડોનું દાન દેવાય નહિ, પણ જો પોતાના આખા ઘરનું દાન દઈ દે તો તેમાં ઊંદરો ને ચાંચડો પણ આવી જાય છે, તેમજ જે હરિજનો પોતાની આખી જિંદગી ઈશ્વરને અર્પણ કરી દે છે તેનાં પાપ પણ ઈશ્વર સંભાળી લે છે ને માફ કરી દે છે. માટે અર્પણવિધિ ઉત્તમ છે, કારણ કે જેમ આખા ઘરનું દાન કર્યા વિના માંકડ, મચ્છર કે ઊંદરનું દાન બ્રાહ્મણને આપી શકાય નહિ, તેમજ પોતાની જિંદગી ઈશ્વરને અર્પણ કર્યા વિના બીજી કોઈ પણ રીતે આપણાં પાપો ઈશ્વરને સોંપી શકાતાં નથી. માટે જો પૂરેપૂરાં પાપમાંથી બચવું હોય, પવિત્ર જિંદગી ગાળવી હોય, ઊંચી જાતના પ્રેમના લહાવા લેવા હોય અને અલૌકિક અનુભવો ભોગવવા હોય તો આપણે આપણી જિંદગી ઈશ્વરને અર્પણ કરતાં શીખવું જોઇએ. એ ભક્તિમાર્ગનો મુખ્ય સિદ્ધાંત છે; એટલુંજ નહિ પણ એ માટે શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કે,

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९-२७ ॥

હે અર્જુન! તું જે કાંઇ કામ કરે, જે જે ભોગ ભોગવે, જે હોમ કરે, જે દાન કરે, જે તપ કરે તે સર્વ મને અર્પણ કર; કારણ કે એવી રીતે પોતાની જિંદગીનાં સર્વ કર્મ ઈશ્વરને અર્પણ કરવાં તેનુંજ નામ સંન્યાસ છે અને તેનુંજ નામ યોગ છે; એટલુંજ નહિ પણ એવો સંન્યાસ પાળવાથી તથા એવો યોગ સાધવાથીજ ઈશ્વર મળી શકે છે અને મોક્ષ થઇ શકે છે. માટે આપણે આપણી જિંદગી ઈશ્વરને અર્પણ કરતાં શીખવું જોઇએ. બંધુઓ! યાદ રાખજો કે, આ કાંઇ અમારા ઘરની વાતો નથી, પણ શ્રીમદ્ ભગવદ્ગીતાની વાતો છે. એ માટે શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કેઃ—

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ गी. ९-२८ ॥

હે અર્જુન! જ્યારે તું ઉપર પ્રમાણેનો અર્પણવિધિનો સંન્યાસ પાળીશ તથા યોગ સાધીશ ત્યારે તું શુભ અને અશુભ ફળવાળાં કર્મનાં બંધનોમાંથી મુક્ત થઈશ અને જ્યારે એ બંધનોમાંથી પૂરેપૂરો છૂટીશ ત્યારે તું મને પામીશ.

આવી રીતે આપણી જિંદગી ઈશ્વરને અર્પણ કરીને પછી પોતાની ફરજો બજાવવી તેનું નામ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज છે.

## ભક્તો ઉપર ભગવાનની કૃપા

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज નું ઉપર પ્રમાણે આપણે જે રહસ્ય સમજ્યા તે રહસ્ય બહુજ ખૂબીદાર છે, બહુજ ઊંચા પ્રકારનું છે, જિંદગી સુધારી દે તેવું છે, છેવટમાં છેવટનું છે અને મોક્ષ અપાવી દે તેવું છે. એમાં કાંઈ પણ શક નથી. છતાં પણ શરૂઆતમાં ભક્તોનાં જીવનમાં અનુભવપૂર્વક એ જ્ઞાન ઊતરી શકતું નથી, તેથી એ જ્ઞાનને અનુભવમાં લાવવા માટે હજી કાંઇક બીજી ચીજોની જરૂર છે; કારણ કે પ્રથમ નાની નાની સ્થિતિઓ ભોગવ્યા વિના જીવ એકદમ ઉપરની સ્થિતિમાં જઇ શકતો નથી અને એમાં એનો કાંઈ વાંક પણ નથી; કારણ કે જીવનો એવો સ્વભાવજ છે અને ઈશ્વરનો એવો નિયમજ છે કે, ક્રમે ક્રમે આગળ વધવું. માટે પ્રભુ જાણે છે કે, सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज નો હુકમ જીવોથી એકદમ પૂરેપૂરો પાળી શકાશે નહિ અને એ પાળ્યા વિના તો કદી પણ કલ્યાણ થઇ શકે એમ નથી. માટે ભક્તવત્સલ ભગવાન પોતાના ભક્તો ઉપર ખાસ કૃપા કરીને તેઓને પોતાના રસ્તામાં લાવવા સારુ પ્રેમપૂર્વક કહે છે કેઃ—

सर्वगुह्यतमं भूयः शृणु मे परमं वचः ।
इष्टोऽसि मे दृढमिति ततो वक्ष्यामि ते हितम् ॥ गी. १८–६४ ॥

તું મને બહુજ વહાલો છે, માટે તારા કલ્યાણ સારુ સૌથી છૂપામાં છૂપું મારું પરમ રહસ્ય હું તને ફરીથી કહું છું, તે તું સાંભળ.

मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।
मामेवैष्यसि सत्यं ते प्रतिजाने प्रियोऽसि मे ॥ गी. १८–६६ ॥

મારા મનવાળો થા એટલે કે મારી ઇચ્છા પ્રમાણે ચાલનારો થા, મારો ભક્ત થા, મારે અર્થે કર્મ કરનારો થા અને મનેજ નમસ્કાર કર. એટલે, તું મને વહાલો છે માટે સત્ય પ્રતિજ્ઞા લઇને હું તને કહું છું કે, તું મનેજ પામીશ.

## આપણી ભક્તિ ફળીભૂત થતી નથી તેનું કારણ

ભગવાનનો આ હુકમ સાંભળીને તમને એમ લાગશે કે,

આમાં નવું શું છે ? એમ તો અમે હમેશાં કરીએ છીએ. જેમકે, મંદિરોમાં જઇએ છીએ, પાઠ કરીએ છીએ, પૂજા કરીએ છીએ અને પ્રસંગોપાત્ત કાંઇ કાંઈ સારાં કામો પણ કરીએ છીએ. છતાં પણ એમાં કાંઈ મોટું ફળ ચોખ્ખી રીતે અમને દેખાતું નથી અને ભગવાન તો કહે છે કે, એજ બાબતોમાંથી તમે મને મળશો. માટે આમાં ભેદ શું ? આવી રીતે ઘણા માણસોને સ્વાભાવિક રીતેજ સવાલ ઊઠે છે. તેના જવાબમાં જાણવું જોઇએ કે, હાલમાં આપણે જે કાંઇ ભક્તિ કરીએ છીએ અને જે કાંઈ ઈશ્વર સંબંધી જ્ઞાન મેળવીએ છીએ તે માત્ર પોપટિયું જ્ઞાન છે, બહારનું જ્ઞાન છે, શબ્દોની ચતુરાઇ છે, ઉપલક જ્ઞાન છે, અક્કલની ઉજાણી છે અને અનુભવમાં આવ્યા વિનાનું માત્ર જીભના લબરકાનું જ્ઞાન છે અને હાલમાં આપણે જે ભક્તિ કરીએ છીએ તે ભક્તિ પણ પોલંપોલ જેવી છે, બહારની બહાર રહી જાય તેવી છે, જીવને જગાડી શકે નહિ તેવી છે, આપલપોપલિયાંવાળી છે, ભાવનાના બળ વિનાની છે અને અંતઃકરણમાંથી જાગેલી નહિ પણ રિવાજોને ખાતર વંશ-પરંપરાથી ચાલતી આવેલી રૂઢિની ગુલામગીરીની ને લેભાગુપણાની છે. માટે એ ભક્તિ, આપણને જે જીવન આપવું જોઇએ તે આપી શકતી નથી, જે પ્રકાશ આપવો જોઇએ તે આપી શકતી નથી, જે ઉચ્ચતાએ ચડાવવા જોઇએ તે ઉચ્ચતાએ ચડાવી શકતી નથી, જે ચારિત્ર સુધારવું જોઇએ તે ચારિત્ર સુધારી શકતી નથી અને જે દિવ્ય દર્શન કરાવવું જોઇએ તે દિવ્ય દર્શન કરાવી શકતી નથી, તથા જે અલૌકિક આનંદ આપવો જોઇએ તે આપી શકતી નથી; કારણ કે એ બધી બાબતો પોલંપોલનીજ છે, પણ પ્રભુ જે કહે છે તે ભક્તિ કંઇક જુદીજ જાતની છે. જેમકે, તે કહે છે કેઃ

પ્રથમ मन्मना भव એટલે કે મારા મનવાળો થા. હવે વિચાર કરો કેઃ—

## ભગવાનના મનવાળા થવું એટલે શું ?

ભાઇઓ ! ભગવાનના મનવાળા થવું એટલે કે ભગવાનમાં જે ગુણો છે તે ગુણો આપણામાં લાવવા તેનું નામ ભગવાનના મનવાળા થવું છે. જેમકે, ભગવાનમાં અખંડ દયા છે, માટે હરિજનોનાં મનમાં દયાનો ઝરો વહ્યાજ કરવો જોઇએ. ભગવાન સૌ જીવોનું કલ્યાણ ઇચ્છે છે તેમ હરિજનોએ સૌ જીવોનું કલ્યાણ ઇચ્છવું જોઇએ. ભગવાન સૌની ઉપર પ્રેમ રાખે છે તેમ ભક્તોએ

સૌની ઉપર પ્રેમ રાખવો જોઇએ. જીવોનાં કલ્યાણ સારુ ભગવાન પોતાના દરજ્જાથી નીચે ઊતરે છે ને અવતાર લે છે, તેમ મહાત્માઓએ પોતાના દરજ્જાનું અભિમાન મૂકીને પોતાના બંધુઓનાં કલ્યાણનાં કામો કરવાં જોઇએ. ભગવાન જ્ઞાનસ્વરૂપ છે, માટે હરિજનોએ જ્ઞાન મેળવવાની કોઇ પણ તક ગુમાવવી ન જોઇએ. ભગવાનનું હૃદય મોટામાં મોટું છે તેમ હરિજનોએ પોતાનાં હૃદય બહુ વિશાળ રાખવાં જોઇએ. ઈશ્વર ઉદારમાં ઉદાર છે તેમ હરિજનોએ પોતાની સ્થિતિના પ્રમાણમાં ઉદારમાં ઉદાર થવું જોઇએ. ભગવાનને હરિજનો બહુ ગમે છે તેમ હરિજનોને હરિજનો બહુ ગમવા જોઇએ. ભગવાન સૌ જીવોને માટે મોક્ષનો રસ્તો ખુલ્લો થાય તેમ કરે છે, તેમ સૌ હરિજનોએ ભગવાનના રસ્તા ખુલ્લા થાય તેમ કરવું જોઇએ અને ભગવાન પ્રેમસ્વરૂપ છે તેમ હરિજનોએ પ્રેમનુંજ રૂપ બની જવું જોઇએ. આવી રીતે કરવું ને આવી રીતે વર્તવું તેનું નામ "ભગવાનના મનવાળા" થવું છે, પણ હવે મુશ્કેલી એ છે કે, આ બધું કહી જવું સહેલું છે પણ એ બને કેમ ?

## मन्मना भव નો બીજો અર્થ

એને માટે મહાત્માઓ એમ કહે છે કે, મારા જેવા મનવાળો થા; એટલે કે મારી ઇચ્છાને આધીન થા. જેમકે, મને જે ગમે છે તેજ તને ગમવું જોઇએ, હું જે રસ્તે ચાલું છું એજ રસ્તે તારે ચાલવું જોઇએ, હું જે જાતના વિચારો કરું છું તેજ વિચારો તારે કરવા જોઇએ, હું જેવી રીતે જીવોની સાથે વર્તું છું તેવીજ રીતે તારે જીવોની સાથે વર્તવું જોઇએ અને કાંઇ પણ સ્વાર્થ, લોભ કે આળસ વિના હું જેમ કામ કરું છું તેજ પ્રમાણે તારે પણ કામો કરવાં જોઇએ. મતલબ કે, મારી ઇચ્છા એજ તારી ઇચ્છા, મારું સુખ એજ તારું સુખ, મારો માર્ગ એજ તારો માર્ગ અને મારા નિયમો એજ તારા નિયમો એમ થવું જોઇએ; કારણ કે તું પ્રથમથી મારોજ છે, અંતે પણ મારોજ છે અને હમણાં પણ તું મારોજ અંશ છે. માટે મારા બધા ગુણોનો લાભ લેવાનો તને પૂરેપૂરો હક છે અને એ લાભ મારી ઇચ્છામાં તારી ઇચ્છાનો લય કરી દે ત્યારેજ મળી શકે તેમ છે, કારણ કે તું અલ્પજ્ઞ છે ને હું સર્વજ્ઞ છું. માટે તું એકલો તારી પોતાની મરજી પ્રમાણે ચાલીને આવું બળ ને આવો લાભ મેળવી શકીશ નહિ, પણ જો મારા

મનવાળો થઇશ એટલે કે મારી ઇચ્છા પ્રમાણે ચાલીશ, તો મારા બળને લીધે તું બળવાન થઇ શકીશ. માટે હે હરિજન ! તું **મન્મના ભવ** મારા મનવાળો થા, મારા મનવાળો થા, મારા મનવાળો થા.

## હમણાં આપણે માયાના મનવાળા છીએ

ત્યારે શું આપણે હમણાં ભગવાનના મનવાળા નથી ? જવાબ ના. ત્યારે આપણે કોના મનવાળા છીએ ? ભાઇઓ ! હમણાં તો આપણે માયાના મનવાળા છીએ. માટે જેમ માયા નચાવે તેમ નાચીએ છીએ અને માયાની પાછળ પાછળ ફરીએ છીએ. જેમકે, ઘડીકમાં આપણું મન મોચીવાડે જાય છે, ઘડીકમાં આપણું મન દુશ્મનોના વિચારોમાં જાય છે, ઘડીકમાં આપણું મન મોજશોખના વિચારોમાં જાય છે, ઘડીકમાં આપણું મન વિકારોને વશ થાય છે, ઘડીકમાં આપણું મન આળસમાં જાય છે, ઘડીકમાં આપણું મન મલિનતામાં જાય છે, ઘડીકમાં આપણું મન કોઇકનું બૂરું કરવા દોડયું જાય છે, ઘડીકમાં આપણું મન નજીવી કૂથલી કરવામાં ઊતરી પડે છે અને વારેવારે આપણું મન પાપનાં કામો કે વિચારો કરવામાં ચાલ્યું જાય છે. હવે વિચાર કરો કે, આ મનને માયાનું મન કહેવાય કે ઇશ્વરનું મન કહેવાય ? યાદ રાખજો કે, આ માયાનુંજ મન છે અને માયા તો હંમેશાં ઠગારીજ છે, એટલે માયાના મનથી કાંઈ ઉદ્ધાર થઈ શકે નહિ. માટે જ્યાં સુધી માયાના મનવાળા રહીએ ત્યાં સુધી આપણી ભક્તિ પોલંપોલનીજ છે અને પોલંપોલની ભક્તિથી કાંઈ સંસારસાગર તરી શકાય નહિ. માટે જો જન્મની સાર્થકતા કરવી હોય અને ચોરાશી લાખના ફેરામાંથી છૂટવું હોય તો પ્રભુએ કહેલી સાચી ભક્તિ કરવી જોઇએ અને સાચી ભક્તિ કરવા સારુ પ્રભુના હુકમ પ્રમાણે પ્રભુના મનવાળા થવું જોઇએ, એટલે કે પ્રભુની ઇચ્છા આપણી ઇચ્છામાં મિલાવીને પ્રભુના ગુણો આપણી જિંદગીમાં ઉતારવા જોઇએ. ત્યારેજ ઉદ્ધાર થઈ શકશે. માટે પ્રભુ કહે છે કે, **મન્મના ભવ**। મારા મનવાળો થા.

## હમણાં આપણે કોના ભક્ત છીએ ?

જે માણસો પ્રભુના મનવાળા ન થઈ શકે તેઓને માટે પ્રભુનો બીજો હુકમ એ છે કે, તું મારો ભક્ત થા. ત્યારે શું હમણાં આપણે પ્રભુના ભક્ત નથી ? જવાબ ના. હમણાં તો આપણે આપણા હુંપણાના ભક્ત છીએ, હમણાં તો આપણે આપણા વિકારોના

ભક્ત છીએ, હમણાં તો આપણે આપણી લાગણીઓના જુસ્સાઓના ભક્ત છીએ અને હમણાં તો આપણે ઈશ્વરના નહિ, પણ જીવના જીવપણામાં જે કંઇક ઈશ્વરથી જુદાપણું છે, તે જુદાપણાનાજ ભક્ત છીએ. તેથી આપણા આચારવિચારમાં, આપણી રીતભાતમાં અને આપણી ભક્તિમાં પણ આપણું અભિમાન આગળ ને આગળજ હોય છે. જેમકે, પૂજા કરીએ તેમાંપણ કાંઇક અભિમાન હોય છે, મંદિરમાં જઇએ તેમાં પણ કાંઇક અભિમાન હોય છે, પાઠ કરીએ અથવા નામસ્મરણ કરીએ તેમાં પણ કાંઇક અભિમાન હોય છે, વ્રત કરીએ તેમાં પણ કાંઇક અભિમાન હોય છે, દાન દઇએ તેમાં પણ કાંઇક અભિમાન હોય છે, જરાતરા નિયમો પાળીએ તેમાં પણ કાંઇક અભિમાન હોય છે, કોઈ ઉપર હેત રાખીએ તેમાં પણ કાંઈક અભિમાન હોય છે અને બીજું તો રહ્યું પણ ઈશ્વરનું જ્ઞાન મેળવીએ કે બીજાને આપીએ તેમાં પણ કાંઇક અભિમાન હોય છે. આવી રીતે જ્યારે સારાં કામોમાં પણ આપણું અભિમાન આપણને નડે છે, ત્યારે ખરાબ કામોનાં અભિમાનની તો વાતજ શું કરવી? હવે આ ઉપરથી જરા અંતરમાં ઊંડા ઊતરીને વિચાર કરો કે, આપણે કોના ભક્ત છીએ? અભિમાનના કે ઈશ્વરના? કહો કે આપણે આપણા અહંકારનાજ ભક્ત છીએ અને અહંકારના ભક્તના શા હાલ થાય એ વિચારવું કાંઈ મુશ્કેલ નથી. એને માટે તો નરક તૈયારજ છે. માટે એ નરકમાંથી આપણને છોડાવવા સારુ કૃપાળુ પ્રભુ આપણને કહે છે કે, તમે मद्भक्तो भव। મારા ભક્ત થાઓ.

## હમણાં આપણે પ્રભુને અર્થે નહિ, પણ આપણા સ્વાર્થને માટે કર્મ કરીએ છીએ

ઉપલા શ્લોકમાં ભગવાનનો ત્રીજો હુકમ એ છે કે, જો તારાથી એ પ્રમાણે મારા ભક્ત થવાનું ન બની શકે તો मद्याजी भव એટલે કે મારે અર્થે યજ્ઞ કરનારો થા, અથવા મારું પૂજન કર. ભગવાનને અર્થે યજ્ઞો કરવા એટલે કે જગતના જીવોનાં કલ્યાણ સારુ પોતાના સ્વાર્થનો ભોગ આપવો તેનું નામ યજ્ઞ છે. માટે ઈશ્વરને અર્થે આપણા સ્વાર્થનો ભોગ આપીને કોઇ પણ જીવનું કલ્યાણ થાય એવાં કર્મો આપણે કરવાં જોઈએ, એ પ્રભુનો ત્રીજો હુકમ છે. ત્યારે હવે એ સવાલ ઊભો થાય છે કે, શું આપણે ઈશ્વરને અર્થે કર્મો નથી કરતા? જવાબમાં કહેવું જોઇએ કે ના. આપણે ઈશ્વર-

ને અર્થે કર્મો નથી કરતા, પણ હમણાં તો આપણે આપણા સ્વાર્થ સારુજ કર્મો કરીએ છીએ અને ભગવાનની પૂજા કરવાને બદલે આપણે આપણા સ્વાર્થનીજ પૂજા કરીએ છીએ. જેમકે, આપણે મંદિરોમાં દર્શન કરવા કે પ્રાર્થના કરવા જઈએ ત્યાં પણ આપણા મનમાં કાંઇક સ્વાર્થ હોય છે, આપણે પરોપકારનાં કામો કરીએ તેમાં પણ કાંઇક સ્વાર્થ હોય છે, આપણે શ્રાદ્ધ વગેરે ક્રિયાઓ કરીએ તેમાં પણ કાંઇક સ્વાર્થ હોય છે, આપણે તીર્થયાત્રા કરીએ તેમાં પણ કાંઇક આપણો સ્વાર્થ હોય છે, આપણે બીજાઓને કાંઇ મદદ કરીએ અથવા આપણા પોતાનાજ કુટુંબનું ભલું કરીએ તેમાં પણ કાંઇક સ્વાર્થ હોય છે, મરેલાંઓની પછવાડે દાનપુણ્ય કરીએ તેમાં પણ કાંઇક સ્વાર્થ હોય છે અને મરવા ટાણે ગીતાના પાઠ કે એવું કાંઇ કરાવીએ કે આમાન્નનાં દાન દઇએ તેમાં પણ કાંઇક આપણો પોતાનો સ્વાર્થ હોય છે. આવી રીતે હાલમાં દરેક બાબતમાં આપણું જીવન આપણાજ સ્વાર્થવાળું થઇ ગયેલું છે અને આપણે આપણા સ્વાર્થનીજ પૂજા કરવાવાળા બની ગયા છીએ. માટે પ્રભુ કહે છે કે, તમારા સ્વાર્થનો ભોગ આપો અને મારે અર્થે કર્મો કરો.

## હમણાં આપણે કોને નમીએ છીએ?

(૪) એ પછી પ્રભુ કહે છે કે, જો આ પ્રમાણે તારાથી ન બની શકે તો **मां नमस्कुरु** । તું મને નમસ્કાર કર. ત્યારે શું હમણાં આપણે ભગવાનને નમસ્કાર નથી કરતા? ના. હમણાં તો આપણે લોકાચારના નિયમોને નમીએ છીએ, હમણાં તો આપણે નાતોનાં બંધનોને નમીએ છીએ, હમણાં તો આપણે બહારના વિવેકોને નમીએ છીએ, હમણાં તો આપણે ચાલતી આવેલી વંશપરંપરાની રૂઢિઓને નમીએ છીએ, હમણાં તો આપણે આપણી ટેવોને નમીએ છીએ, હમણાં તો આપણે આપણા મિજાજોને નમીએ છીએ, હમણાં તો આપણે આપણાં ચા, કોફી, બીડી, તંબાકુ અને પાનસોપારીનાં વ્યસનોને નમીએ છીએ, હમણાં તો આપણે અમલદારોની જોહુકમીને નમીએ છીએ, હમણાં તો આપણે આપણા અજ્ઞાનપણાને નમીએ છીએ અને હમણાં તો આપણે આપણા દેહને નમ્યા કરવામાંજ જિંદગી ખોઇ નાખીએ છીએ. આવી રીતે ચોખખી પોલંપોલમાંજ આપણે રહી જઇએ છીએ અને તેમ છતાં અમે પ્રભુને નમીએ છીએ એવો ફાંકો રાખીએ છીએ; પણ આવી

નજીવી વસ્તુઓને નમવાથી કાંઇ આત્માનું કલ્યાણ થાય નહિ, માટે પ્રભુ કહે છે કે, તું મને નમસ્કાર કર.

## પ્રભુ પાસે જવાનાં ચાર પગથિયાં

બંધુઓ ! ઈશ્વરની દયા જોઇ કે ? પ્રથમજ પ્રભુ કબૂલાત આપે છે કે, તમે મને બહુ વહાલા છો માટે તમારાં કલ્યાણની વાત કહું છું અને તે એજ કે, મારી ઇચ્છાને આધીન થાઓ. જો એમ ન બની શકે તો મારી ભક્તિ કરો, એટલે કે તમારા અહંકારને છોડી દો, તમારી જુદાઇને છોડી દો, પણ એ છોડવું બહુ મુશ્કેલ છે. માટે પ્રથમ શરૂઆતમાં જો એ તમારાથી ન બની શકે, તો તમારા સ્વાર્થનો ભોગ આપીને મારે અર્થે કર્મો કરો અને જો એ પણ ન બની શકે તો જગતની બીજી વસ્તુઓમાં જેટલો ભાવ રાખો છો તે કરતાં મારામાં વધારે ભાવ રાખતાં શીખો.

પ્રભુ આવી રીતે આપણને કહે છે તેમાં તેની ખાસ દયા છે અને બહુ ઊંડું રહસ્ય છે; કારણ કે પ્રભુ જાણે છે કે, જિજ્ઞાસુઓ એકદમ ઈશ્વરના રસ્તામાં જેવા જોઇએ તેવા આગળ વધી શકતા નથી. માટે તે એકજ શ્લોકમાં આપણને ચાર જાતના રસ્તાઓ બતાવે છે અને તે બધા રસ્તાઓ ક્રમે ક્રમે એક પછી એક આવે છે. જેથી સૌ ભક્તોને એ રસ્તામાંથી પસાર થવું પડે છે. જેમકે, જીવ જ્યારે જાગેલો ન હોય ત્યારે બહુજ મોહવાદી હોય છે, તેથી જગતની દરેક વસ્તુઓમાં બહુ આસક્તિ રાખ્યા કરે છે અને ઈશ્વરને નમવાને બદલે વસ્તુઓને તથા રિવાજોને નમ્યા કરે છે. માટે પ્રભુ કહે છે કે, એવી પોલમાં પડ્યા રહેવાને બદલે મને નમતાં શીખો, એટલે કે તમને ગમતી વસ્તુઓ તથા તમારા રિવાજો કરતાં મને વધારે માન આપો. શરૂઆતમાં માત્ર આટલુંજ બને તોપણ ઘણું છે એમ ધારીને દયાને લીધે પ્રભુ એ પ્રમાણે કહે છે. એ પછી એ સ્થિતિ વીત્યા બાદ જીવ એક પગલું આગળ વધે છે અને એક પગથિયું ઊંચે ચડે છે, ત્યારે પ્રભુ કહે છે કે, હવે તું મારે અર્થે કર્મો કરનારો થા, એટલે કે તારા સ્વાર્થનો ભોગ આપતાં શીખ; કારણ કે માણસો જ્યારે ભક્તિ કરવા લાગે ત્યારે પ્રથમ જગતની બીજી વસ્તુઓ કરતાં ઈશ્વરને મોટો સમજતાં શીખે છે અને એ પછી એક પગલું આગળ વધે ત્યારે તે પોતાના સ્વાર્થનો ભોગ આપી શકે છે. માટે એ વખતે પ્રભુ કહે છે કે મારે અર્થે કર્મો કર. એ પછી ત્રીજા પગથિયા ઉપર

જવાને જીવ તૈયાર થાય છે, ત્યારે પ્રભુ કહે છે કે, તારા અહંકારને છોડીને મારી પાસે આવ, કારણ કે માણસ ઈશ્વરને મોટો સમજે અને પોતાનો સ્વાર્થ તજે છતાં પણ તેના મનમાં અહંકાર રહે છે. માટે પ્રભુ કહે છે કે, એ અહંકાર છોડીને તું મારી પાસે આવ; કારણ કે જે હરિજનો પ્રભુને અર્થે પોતાનો સ્વાર્થ છોડી શકે, તે હરિજનો પણ હુંપણાને છોડી શકતા નથી. માટે હુંપણું છોડવું એ ત્રીજું પગથિયું છે અને એ પછી ભક્તિમાર્ગની છેવટની ચોથી ભૂમિકા આવે છે. એ વખતે પ્રભુ કહે છે કે, મારી ઇચ્છાને આધીન થઈ જા અને મારું મન એજ તારું મન એમ કરી નાખ. આમ થવું એજ ભક્તની ઉત્તમમાં ઉત્તમ અવસ્થા છે, એજ છેવટની દશા છે, એજ ધર્મનું ફળ છે અને એજ જિંદગીની સાર્થકતા છે; કારણ કે ભગવાનની ઇચ્છાને આધીન થવાથી અને તેના મનમાંજ પોતાના મનને મિલાવી દેવાથી જીવની જુદાઇ મટી જાય છે અને એમ કરનાર ભક્તને સચ્ચિદાનંદનો આનંદ મળ્યા કરે છે. પણ આ બધું—જ્યારે જગતની બધી વસ્તુઓ કરતાં ઈશ્વર મુખ્ય છે એમ સમજાય, એ પછી જ્યારે પોતાના સ્વાર્થનો ભોગ અપાય, એ પછી જ્યારે પોતાનો અહંકાર છોડાય અને એ પછી જ્યારે ભગવદ્‌ઇચ્છાને આધીન થવાય, ત્યારેજ આ બધું બની શકે છે. માટે આ બધું રહસ્ય સમજીને તેને આપણી જિંદગીમાં ઉતારવું અને ઉત્તમ જીવન ગાળતાં શીખવું એજ હરિજનોની મુખ્ય ઇચ્છા હોય છે અને તે પ્રભુના હુકમો પાળવાથી થાય છે. માટે જે ભાવિક હરિજનો ચોખ્ખા થવા ઇચ્છે છે અને સત્ય વસ્તુને જાણવા તલસે છે, તેઓને અર્જુનની પેઠે આ વાતો સાંભળ્યા પછી એમ લાગી જાય છે કેઃ—

## પ્રભુના હુકમો પાળવાની જીવની કબૂલાત

**नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।**
**स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ गी. १८–७३ ॥**

હે પ્રભુ! તમારી કૃપાથી મારો મોહ નાશ પામ્યો છે, મારા સંશય મટી ગયા છે અને મને સ્મૃતિ આવી છે, માટે હવે હું તમારું વચન પાળીશ.

આવો મહાન ભક્ત પછી શું કરે? તે વારંવાર ઈશ્વરનો ઉપકાર માન્યા કરે છે અને શુદ્ધ અંતઃકરણથી પવિત્ર પ્રાર્થનાઓ કર્યા કરે છે; કારણ કે મોહ નાશ પામવાથી તેનું મન બીજે કોઈ

ઠેકાણે જતું નથી, સ્વરૂપનું ભાન થવાથી તે એમાંજ આનંદી રહે છે, સંશયો મટી જવાથી અંતરનો ભાર હલકો થઇ જાય છે અને પોતે કૃતકૃત્ય થઇ ગયો હોય એમ તેને લાગ્યા કરે છે; તેથી અતિશય દીનતાથી વારંવાર તે ઇશ્વરનો ઉપકાર માન્યા કરે છે અને દંડવત્ કર્યા કરે છે. ટૂંકામાં એજ કે એનું માથું સદાય ઝૂકેલુંજ હોય છે અને એ પછી એ સ્થિતિમાંથી જ્યારે બીજી સ્થિતિમાં જવા ઇચ્છે, ત્યારે તેની નજર આગળ પ્રભુના હુકમો ખડા થાય છે, તેથી તે ખુલ્લા દિલે નિખાલસતાથી કહે છે કે, હે પ્રભુ! તમારા હુકમો પાળવા હું તૈયાર થઇને ઊભેલો છું અને એ પછી પ્રભુસેવાનાં કે જગતના વ્યવહારનાં જે કામો કરવાં પડે, તે સર્વ કામોમાં તે મુખ્યતાથી પ્રભુના હુકમનેજ જોયા કરે છે અને ભગવદ્આજ્ઞાને પોતાની નજર આગળ રાખીનેજ તે સર્વ કામો કરે છે, અને તે આજ્ઞા એજ કેઃ—

## પ્રભુનો હુકમ

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन।

सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः॥ गी. ६-३२॥

જે હરિજન એમ સમજે કે, જેવો મારો આત્મા છે તેવોજ સૌનો આત્મા છે, માટે જે બાબતથી મને દુઃખ થાય છે તે બાબતથી બીજાઓને પણ દુઃખ થાય છે અને જે વસ્તુઓથી મને સુખ થાય છે તે વસ્તુઓથી બીજાઓને પણ સુખ થાય છે. માટે જેમ મને દુઃખ ગમતું નથી તેમ કોઈ પણ જીવને દુઃખ ગમતું નથી, તેથી મારે કોઇ પણ જીવને દુઃખ દેવું નહિ અને જેમ મને સુખ ગમે છે તેમ સૌ જીવોને સુખ ગમે છે, માટે સૌ જીવો સુખી થાય તેમ કરવું એ મારું કામ છે. આવી રીતે વર્તે તે યોગીને, હે અર્જુન! હું શ્રેષ્ઠ માનું છું.

આ નિયમ ધ્યાનમાં રાખીને ઉપલો જ્ઞાની ભક્ત વર્તે છે, તેથી તેને એમ લાગે છે કે, જેમ મારી વસ્તુઓ ચોરાઇ જાય તે મને ગમતું નથી તેમ બીજાની વસ્તુઓ ચોરાઇ જાય તે બીજાઓને પણ ગમે નહિ, માટે મારે કોઇની ચોરી કરવી નહિ. મારી પાસે કોઈ જૂઠું બોલે તો એ મને ગમતું નથી તેમજ બીજાઓને પણ જૂઠું ગમતું નથી, માટે મારે કોઇની પાસે જૂઠું ન બોલવું જોઇએ. મારી ઉપર કોઇ ગુસ્સે થાય તો એ મને ગમતું નથી, માટે મારે કોઇની ઉપર ગુસ્સે થવું ન જોઇએ. આપણા કુટુંબને આપણે

પવિત્ર રાખવા ઇચ્છીએ છીએ તેમજ સૌ માણસો પોતાનાં કુટું-બને પવિત્ર રાખવા ઇચ્છે છે, માટે આપણે અનીતિ ન કરવી જોઇએ અને મને કોઇ મારી નાખે તો મને બહુ દુઃખ થાય તેમજ બીજા કોઇ પણ જીવને મારવાથી તેઓને પણ એવુંજ દુઃખ થાય છે, માટે મારે કોઇ પણ જીવને મારવો નહિ. આવી રીતે જે ભક્ત પોતા ઉપરથીજ બીજાની તુલના કરે છે, તે કોઇનું બૂરું કરી શકતા નથી, તેથી એવી રીતે ઈશ્વર સાથે જોડાઇ ગયેલા યોગીઓને પ્રભુ શ્રેષ્ઠ કહે છે.

## મહાત્માઓનાં લક્ષણ

આવું ઉત્તમ જીવન ગાળનારા સમદૃષ્ટિવાળા મહાત્માઓને પછી સ્વાભાવિક રીતેજ એમ જણાય છે કેઃ--

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ गी. ६-२९ ॥

જગતના સર્વ જીવો તથા સર્વ વસ્તુઓ પરમાત્મામાં રહેલાં છે અને જગતના સૌ જીવોમાં તથા સૌ વસ્તુઓમાં પરમાત્મા પોતે રહેલા છે.

આ પ્રમાણે તેને પ્રત્યક્ષ રીતે દેખાય છે અને જેને આવું સમ-દર્શન થાય તે મહાત્માઓ માટે પ્રભુ કહે છે કેઃ-

यो मां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति ।
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ गी. ६-३० ॥

જે મને સૌ ઠેકાણે દેખે છે અને સૌને મારામાં રહેલાં દેખે છે, તેનાથી હું કોઇ દિવસ જુદો નથી અને તે મારાથી જરા પણ જુદો નથી.

આવા મહાત્માઓ એ પછી એક પગલું આગળ વધે છે, એ વખતે તેઓને એવું જ્ઞાન થાય છે કેઃ-

वासुदेव सर्वमिति આ બધું ભગવાનરૂપજ છે. એવા મહા-ત્માઓ માટે ભગવાન કહે છે કેઃ-

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभः ॥ गी. ७-१९ ॥

ઘણા જન્મો પછી અંતે જ્ઞાનીઓ મને શરણ થાય છે અને બધું ભગવાનમયજ છે એમ અનુભવે છે, એવા અનુભવવાળા મહા-ત્માઓ દુર્લભ છે.

એવા મહાત્માઓનોજ મોક્ષ થાય છે. એ માટે પ્રભુ કહે છે કે:

मामुपेत्य पुनर्जन्म दुःखालयमशाश्वतम् ।
नाप्नुवंति महात्मानः संसिद्धिं परमां गताः ॥ गी. ८–१५ ॥

પુનર્જન્મ મહાદુઃખદાયક છે અને નાશવંત છે, માટે જે મહાત્માઓ છેવટની સિદ્ધિએ પહોંચીને મને પામે છે, તેઓનો ફરીથી જન્મ થતો નથી.

આવી પૂર્ણતાએ પહોંચવું એજ જિંદગીની સફળતા છે, એજ ધર્મનું તત્ત્વ છે, એજ જીવની છેવટમાં છેવટની ઇચ્છા છે અને એજ ભક્તોનું ભાગ્યશાળીપણું છે; કારણ કે જન્મમરણના બંધનમાંથી છૂટવું અને ઈશ્વરને મળવું એજ જીવની છેવટની ગતિ છે અને એ બધું, ઉપર મુજબ ધર્મનું રહસ્ય સમજવામાંથી તથા પાળવામાંથી થાય છે. માટે છેવટે ટૂંકામાં એજ કહેવાનું છે કે:–

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः ।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ गी. १८–७८ ॥

જ્યાં જીવોને આનંદ આપવાવાળા તથા આકર્ષણ કરવાવાળા યોગેશ્વર ભગવાન છે અને જ્યાં ધનુષ્યધારી અર્જુન છે, એટલે કે જ્યાં જાગેલો જીવ છે, જ્યાં પુરુષાર્થ કરનારો જીવ છે, જ્યાં પવિત્ર તથા વૈરાગ્યના સ્વભાવવાળો જીવ છે, જ્યાં ઈશ્વરના હુકમો પાળવાની કબૂલાતો આપવાવાળો જીવ છે અને જ્યાં પોતાના મનની લગામ ઈશ્વરને સોંપી દેવાવાળો એટલે કે ભગવદ્દઇચ્છાને આધીન થયેલો જીવ છે ત્યાંજ લક્ષ્મી, મોટી ફતેહ, વૈભવ અને અચળ નીતિ છે, એમ મારો મત છે.

જે હરિજનને આ ધર્મની કૂંચી મળે તેને પછી ઈશ્વરનું જ્ઞાન મેળવવાની પ્રબળ ઇચ્છા થાય છે, તેથી ઈશ્વરી જ્ઞાન એ સ્વર્ગની સીડીનું બીજું પગથિયું છે. માટે હવે બીજા પગથિયામાં ઈશ્વરી જ્ઞાનની ખૂબી તથા તે મેળવવાની જરૂર વિષે કહેવામાં આવશે.





# પગથિયું ૨ જું—ઈશ્વરી જ્ઞાન મેળવવા વિષે

## ઈશ્વરી જ્ઞાનની ખૂબી

જ્યારથી મનુષ્યજાતની અંદર ધર્મની લાગણી જાગૃત થઇ ત્યારથી આજ સુધી જગતના સૌ સંતો ઈશ્વરી જ્ઞાનનો મહિમા ગાયા કરે છે અને તે એક દેશના, એક કાળના કે એક ધર્મનાજ લોકો નહિ પણ જગતના સૌ દેશના, સૌ કાળના અને સૌ ધર્મ-ના મહાત્માઓ તથા હરિજનો ઈશ્વરી જ્ઞાનની ખૂબી વર્ણવ્યા કરે છે; એટલુંજ નહિ પણ પૃથ્વીના દરેક ધર્મોનાં શાસ્ત્રોમાં ઈશ્વરી જ્ઞાનનો મહિમા ખાસ વર્ણવેલો હોય છે અને સ્વર્ગના દેવો પણ ઈશ્વરી જ્ઞાનનો મહિમા ગાયા કરે છે. આવું ઉત્તમ ઈશ્વરી જ્ઞાન છે, માટે તેની ખૂબી સમજવી એ સૌ હરિજનોની મુખ્ય ફરજ છે.

## ઈશ્વરી જ્ઞાન કોને મળી શકે ?

હવે આપણે એ જાણવું જોઇએ કે, ઇશ્વરી જ્ઞાન મેળવવાનું સૌ કહે છે એ વાત સાચી, પણ એ જ્ઞાન કોને મળી શકે ? અને એ જ્ઞાન શા માટે મેળવવું જોઇએ ? એ બે સવાલ છે. એને માટે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કેઃ—

इदं तु ते गुह्यतमं प्रवक्ष्याम्यनसूयवे ।
ज्ञानं विज्ञानसहितं यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥ गी. ९-१ ॥

તું દોષદૃષ્ટિવાળો નથી પણ ગુણગ્રાહક શક્તિવાળો છે, માટે તને અનુભવમાં આવી શકે એવું આ બહુજ છૂપું જ્ઞાન કહું છું, કે જે મેળવવાથી બધી જાતની ખરાબીઓથી બચી જઇશ.

ઉપર જે બે સવાલો પૂછેલા છે તે બન્નેનો ખુલાસો આ શ્લોક-માં આવી જાય છે. તેમાં પ્રથમ એ કે, ઈશ્વરી જ્ઞાનનો અધિકારી કોણ ? તેના જવાબમાં પ્રભુ કહે છે કે, જેમનામાં દોષદૃષ્ટિ ન હોય પણ ગુણગ્રાહક શક્તિ હોય તેજ હરિજનો ઈશ્વરી જ્ઞાનના અધિ-કારી થાય છે; કારણ કે કેટલીક સાધારણ વસ્તુઓને રાખવા માટે

પણ ચોક્કસ જાતનાંજ પાત્રો જોઇએ છે, ત્યારે ઈશ્વરી જ્ઞાનને જાળવવા માટે માણસોમાં કાંઇક ખાસ પ્રકારની યોગ્યતા હોવીજ જોઇએ, એમાં કાંઇ નવાઇ જેવું નથી. જેમકે, તાંબાના વાસણમાં દહીં રાખ્યું હોય તો તેને કાટ લાગી જાય છે અને તે ખરાબ થઇ જાય છે, પણ જો માટીના, લાકડાના કે કલાઇવાળા વાસણમાં દહીંને રાખ્યું હોય તો તે ખરાબ થતું નથી. તેમજ ખારાશ કે ખટાશવાળાં વાસણોમાં દૂધને રાખ્યું હોય તો તે દૂધ બગડી જાય છે. પિત્તળના વાસણમાં તેલ રાખ્યું હોય તો એ તેલ કટાઇ જાય છે, પણ ચામડાના વાસણમાં, લાકડાના વાસણમાં, કાચના વાસણમાં કે માટીના વાસણમાં રાખ્યું હોય તો તે કટાતું નથી અને વીજળી પણ અમુક ચીજોમાં રહે છે ને અમુક ચીજોમાંથી એની મેળે મેળે ચાલી જાય છે. આવી રીતે જગતની સાધારણ ચીજોને સંભાળવા માટે પણ તેને અનુકૂળ પાત્રની જરૂર પડે છે, ત્યારે ઈશ્વરી જ્ઞાન માટે મનુષ્યની લાયકાત જોવી જોઇએ એ તદ્દન સ્વાભાવિક છે અને એ લાયકાત એટલીજ કે સારી બાબતોમાં દોષદૃષ્ટિ કરવી નહિ પણ સારગ્રાહી થવું. જો એટલી યોગ્યતા હોય તો ઈશ્વરી જ્ઞાન મળી શકે છે, એવી યોગ્યતા વિના કાંઇ ઈશ્વરી જ્ઞાનની ખૂબી સમજી શકાતી નથી.

## ઈશ્વરી જ્ઞાન મેળવવા માટે કેટલી બધી લાયકાત જોઇએ એ જરા ખ્યાલ તો કરો

બીજું આપણે એ પણ વિચાર કરવો જોઇએ કે, સાધારણ ચીજોનું જ્ઞાન મેળવવા માટે પણ કેટલીક જાતની ખાસ લાયકાત જોઇએ છે. જેમકે, સારા વકીલ થવા માટે છટાદાર રીતે બોલતાં આવડવું જોઇએ, મુખ્ય મુદ્દાઓ સમજી જવાની શક્તિ હોવી જોઇએ, બીજાઓની પાસેથી તેઓનાં મનની વાત કઢાવી લેવાની યુક્તિ આવડવી જોઇએ, સ્મરણશક્તિ જોરાવર હોવી જોઇએ, માણસોની સામે શકની નજરથી જોવાની ટેવ પાડવી જોઈએ, અટકળો બાંધતાં તથા અનુમાનો ખેંચતાં આવડવું જોઇએ અને પોતાના અસીલો ઉપર તથા સામેના સાક્ષીઓ ઉપર અને મૅજિસ્ટ્રેટ ઉપર પોતાના વિચારની છાપ બેસાડી શકે એવી લાયકાત હોવી જોઇએ, ત્યારે એક સારા વકીલ થઇ શકાય છે. તેમજ જેને ખેતીવાડીનો અભ્યાસ કરવો હોય અને એ ખાતામાં આગળ વધવું હોય, તેને પ્રથમ શરીરબળની જરૂર છે. પછી બળદ, ગાય, ભેંસ, વાછરડાં

વગેરે ઉપર પ્રેમ રાખતાં આવડવું જોઇએ; ટાઢ, તડકો, વરસાદ વગેરે ખમવાની સહનશક્તિ હોવી જોઇએ; જાતમહેનત કરતાં શરમ ન લાગવી જોઇએ; જમીનની જાત તથા બી ઓળખવાની આવડત હોવી જોઇએ; જુદી જુદી ઋતુઓના જુદા જુદા લાભ લઇ લેવાની સમજણ હોવી જોઇએ; સાદી જિંદગી ગાળવાની ટેવ પાડવી જોઇએ; જંગલમાં પોતાના ખેતરમાં એકલા પડ્યા રહેવાની હિંમત હોવી જોઇએ અને એવાજ બીજા ઘણી જાતના ગુણો હોવા જોઇએ. જો એ બધા ગુણો હોય તોજ ફતેહમંદ ખેડૂત થઇ શકે છે. તેમજ રસાયણશાસ્ત્ર શીખવા માટે વસ્તુઓનાં કારણો જાણવાનો શોખ હોવો જોઇએ, જુદા જુદા પદાર્થોની સરખામણી કરતાં આવડવું જોઇએ, ઝીણી ઝીણી બાબતોમાં પણ બહુજ ધ્યાન રાખવાની ટેવ પાડવી જોઇએ, ઘણા વખત સુધી કાંઇ પરિણામ ન જણાય તોપણ ખંત રાખીને હંમેશાં પોતાના પ્રયોગોની પાછળ લાગુ રહેવું જોઇએ, બીજા લોકોને લાગતી તદ્દન નજીવી જેવી વસ્તુઓમાં પણ જીવ પરોવીને તેની પાછળ લાગુ રહેવું જોઇએ, જે જે નવીન શોધકોએ નવી નવી શોધ કરી હોય તેઓની શોધના અહેવાલોનો અભ્યાસ કરવો જોઇએ અને તેઓની ફતેહનાં તથા નિષ્ફળતાનાં કારણો સમજવાં જોઇએ; એટલુંજ નહિ પણ આ જગતમાં મારે કાંઇક ખાસ નવું કામ કરવુંજ છે, એવી મજબૂત ઇચ્છા રાખવી જોઇએ. આવા આવા ઘણા ગુણો હોય ત્યારે એ વિદ્યામાં ફતેહ મળી શકે છે. તેમજ ડૉકટર, મહેતાજી, ડિટેકિટવ (છૂપી પોલીસ), રાજદ્વારી અમલદાર, વ્યાપારી, મુસાફર, જાદૂના ખેલ કરનાર, સરકસ ચલાવનાર, નાટક કરનાર અને ફાઈનઆર્ટ્સ વગેરે દરેક કામ શીખવા માટે કાંઇક ખાસ ગુણો અને ખાસ લાયકાત જોઇએ છે. ત્યારે હવે વિચાર કરો કે, જે જ્ઞાનથી જિંદગી સુધરી જાય, જે જ્ઞાનથી જન્મમરણનાં બંધનો તૂટી જાય, જે જ્ઞાનથી ઈશ્વરનો સાક્ષાત્કાર થાય અને જે જ્ઞાનથી અનંતકાળનો અખંડ આનંદ ભોગવી શકાય તે ઈશ્વરી જ્ઞાન મેળવવા માટે કેટલી બધી લાયકાત જોઇએ, એ જરા ખ્યાલ તો કરો અને તેમ છતાં પ્રભુની દયા તો જુઓ કે, માત્ર ગુણગ્રાહક દૃષ્ટિથીજ એ જ્ઞાનનો અધિકાર મળી જાય છે!

## બીજાઓના દોષ જોવામાં ન રહી જાઓ

સારગ્રાહીદૃષ્ટિ ઉપર પ્રભુ એટલો બધો ભાર મૂકે છે એનું કારણ એજ છે કે, ઘણાં માણસો હંમેશાં સારી વસ્તુઓને પણ બહુ

હલકી નજરે જુએ છે અને એમાંથી પણ દોષજ શોધ્યા કરે છે, તેથી તેઓને ઈશ્વરી જ્ઞાન મળતું નથી. જેમકે, કોઇ મહાત્મા બહુ નિઃસ્પૃહીપણે જગતની સેવા કરતા હોય, બહુ શાંતિથી પવિત્રપણે પોતાનું જીવન ગાળતા હોય, માનસિક ઉત્તમતામાં ને ભાવનાઓના પ્રદેશમાં રમતા હોય, જગતના ઘણી જાતના મોહ ઓછા થઈ ગયા હોય અને કાંઇક ખાસ ઊંચી દૃષ્ટિ રાખીનેજ કામ કરતા હોય, તેવાઓને માટે પણ કાંઇ પણ પુરાવા વિના કે કાંઇ પણ કારણો વિના ઘણા લોકો ધરાર એમ કહેશે કે, એમાં કાંઇક પણ સ્વાર્થ હશે. આજના વખતમાં કોઇ સાવ ચોખ્ખું હોય નહિ, એ તો બધા બગભગત! આવી આવી કુથલી કર્યા કરે છે અને એવા મહાત્માઓને પોતાના આગલા વખતમાં કોઇ માણસો સાથે કાંઇ વાંધા પડયા હોય અથવા એવા મહાત્માઓમાં એકાદ નાની ભૂલ હોય તેની ચેષ્ટા કર્યા કરે છે ને તેની નિંદા કર્યા કરે છે, પણ તેઓમાં જે ઘણી જાતના ગુણ હોય તેનો લાભ તેઓ લેતા નથી, તેથી ઈશ્વરી જ્ઞાન તેઓને મળતું નથી. આવીજ રીતે કોઇ પુસ્તક બહુજ સારું હોય, તેના લેખકે ઘણી મહેનત લીધી હોય અને તે પુસ્તકને ઘણા લોકો વખાણતા હોય છતાં પણ દોષદૃષ્ટિવાળાઓ તેમાંથી પોતાને ન ગમે એવું કાંઇક વાકય શોધીને તેની નિંદા કર્યા કરે છે, પણ તેમાં જે હજારો સારાં વાકયો હોય છે તેની સામે તેઓ જોતા નથી; એટલુંજ નહિ પણ કેટલીક વખત તો એ પુસ્તકોના લેખકોની ખાનગી જિંદગી ઉપર પણ અણઘટતી ટીકાઓ ચલાવ્યા કરે છે અને પોતાને કાંઇક બાબત ન ગમી હોય તે સારુ આખા પુસ્તકને અને તેના લેખકને પણ વખોડ્યા કરે છે. જેમકે, શ્રીમદ્ ભગવદ્ગીતા જેવા સર્વમાન્ય પુસ્તક માટે પણ કેટલાકો કહે છે કે, કૃષ્ણે સારું શું કર્યું છે? સૌને મરાવી નંખાવ્યા એજ કે બીજું કાંઇ? ત્યારે બીજા કેટલાકો હોરાભાઇના નાડાની પેઠે એકાદું વચન પકડી રાખીને કહે છે કે, "नायं हन्ति न हन्यते" 'કોઇ મરતો પણ નથી અને કોઇ મરાતો પણ નથી, ત્યારે હિંસા કરવામાં શું પાપ?' આવી રીતે જુદાં જુદાં વચનો પકડીને જુદા જુદા માણસો પોતપોતાની કલ્પના પ્રમાણે અને પોતપોતાના મિજાજ પ્રમાણે જુદી જુદી વાતો કર્યા કરે છે, પણ તેમાંથી સાર લેતા નથી, તેથીજ તેઓને ઇશ્વરી જ્ઞાન મળતું નથી.માટે ઈશ્વરી જ્ઞાન મેળવવા સારુ સૌથી પ્રથમ મોટી લાયકાત એજ છે કે, ગુણગ્રાહકદૃષ્ટિ રાખવી, સારગ્રાહી થવું

અને શુભેચ્છા રાખવી. પણ બહુ મોટા અને સુંદર મહેલમાં પણ જેમ કીડી દર શોધે છે અને આખા શરીરની સુંદરતા છોડી દઈને માખી જેમ દુર્ગંધવાળી જગ્યા અથવા ચાંદું શોધે છે, તેમ ઘણા માણસો પણ બીજાઓના દોષ જોવામાં, બીજાઓની ભૂલો શોધવામાં, બીજાઓની ખામીઓ ઉઘાડી પાડવામાં અને બીજાઓનાં પાપનું મનન કર્યા કરવામાંજ પોતાની જિંદગી ખોઇ નાખે છે, તેથી તેઓને ઇશ્વરી જ્ઞાન મળતું નથી. માટે જો ઈશ્વરી જ્ઞાન મેળવવું હોય તો એવી બાબતોમાં ન રહી જવાય એ ખાસ સંભાળજો.

જે માણસો બીજાઓના દોષ જોયા કરે છે તે માણસો પોતેજ દોષવાળા હોય છે; તેથીજ તેઓને પોતાના દોષ બીજાઓની અંદર દેખાયા કરે છે. જેમકે, કોઇ માણસ બહુ લોભી હોય તેથી કોઈને કાંઇ દેતોલેતો ન હોય, એવા માણસની પાસે બીજા ગરીબ લોકો જ્યારે કાંઇ માગે, ત્યારે એ માગનારા લોકો તે લોભિયાને મન લોભી દેખાય છે. હવે વિચાર કરો કે, ગરીબ બિચારા માગનારાઓને પોતાની લાચાર સ્થિતિને લીધે ખાસ ન ચાલવાથી માગવું પડે છે અને એવા લાચારોને મદદ કરવી એ જેનાથી બની શકે તેનો ધર્મ છે અને તેમાં પણ શ્રીમંતોનો તો એ ખાસ ધર્મ છે, છતાં પણ પોતાના લોભને લીધે પોતે કાંઇ આપી શકે નહિ અને ઊલટા સામા માણસને લોભિયા ગણ્યા કરે છે અને કહે છે કે, આજના વખતમાં બધા માણસો બહુ સ્વાર્થી થઇ ગયા છે, બધાયે ભિખારી થઇ ગયા છે અને બધાયે લોભિયા થઇ ગયા છે. પણ છતાં સાધનોએ પોતે કોઇને કાંઇ આપતો નથી એ પોતાનો લોભ પોતાને દેખાતો નથી; પણ પોતાનો લોભ તે બીજાઓની અંદર જુએ છે. આવીજ રીતે કોઇ માણસ બહુ ક્રોધી હોય તો તેના ક્રોધથી ગુસ્સે થઇને બીજા માણસો પણ તેની ઉપર મિજાજ બગાડે છે અને આવી રીતે પોતાના વાંકને લીધેજ તે બીજા ઘણા માણસોને મિજાજ બગાડતાં જુએ છે, તેથી તેને એમ લાગે છે કે, બધાં માણસો ક્રોધીજ છે. આવીજ રીતે દરેક બાબતમાં માણસોને પોતાના અવગુણો બીજા માણસોમાં દેખાય છે. માટે જે માણસો બીજાઓના બહુ અવગુણ જોતા હોય તે માણસોનાં અંતરમાં કાંઇક ખાસ જાતનાં ઊંડાં પાપો રહેલાં છે એમ સમજવું અને એ પાપોને લીધેજ તેઓને ઈશ્વરી જ્ઞાન મળી શકતું નથી. આને માટે મહાભારતમાં દાખલો છે કે, દુર્યોધનને શ્રીકૃષ્ણે પૂછ્યું

કે, આ સભામાં જે સારા માણસો હોય તે મને બતાવો. ત્યારે દુર્યોધને કહ્યું કે, મને તો કોઈ સારો માણસ દેખાતો નથી, બધાયે ખરાબ માણસો છે. એ પછી શ્રીકૃષ્ણે યુધિષ્ઠિરને કહ્યું કે, આ સભામાં જે ખરાબ માણસ હોય તે મને બતાવો, ત્યારે યુધિષ્ઠિરે કહ્યું કે, મને તો સૌ સારા માણસોજ લાગે છે, આમાં મને કોઇ માણસ ખરાબ દેખાતો નથી. હવે વિચાર કરો કે, એ સભામાં શું બધા માણસો ખરાબ હતા ? કહો કે, નહિજ. ત્યારે શું એ સભામાં બધા માણસો સારા હતા ? નહિજ. પણ દુર્યોધન તથા યુધિષ્ઠિરનું જેવું પોતપોતાનું હૃદય હતું તેવું તેને સૌ માણસોમાં દેખાયું અને એજ પ્રમાણે આપણને પણ આપણાજ દોષો કે આપણાજ ગુણો બીજાં માણસોમાં દેખાય છે. માટે આપણને બીજાના દોષો દેખાય તે આપણીજ નબળાઇ છે, આપણીજ નાલાયકી છે અને આપણામાંજ એ એક જાતનું મોટું પાપ રહેલું છે એમ સમજવું અને યાદ રાખજો કે, જયાં સુધી આપણામાં આવાં પાપ હોય, ત્યાં સુધી આપણને ઉત્તમમાં ઉત્તમ ઈશ્વરી જ્ઞાન મળી શકે નહિ. માટે શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કે, બીજાઓના ગુણોમાં જયારે દોષદૃષ્ટિ નહિ કરો ત્યારેજ તમે ઈશ્વરી જ્ઞાનના અધિકારી થઇ શકશો.

## આપણને બીજાઓના દોષ દેખાય છે તેનાં કારણો

હવે આ ઉપરથી વિચાર કરો કે, આપણે આપણી પોતાની ખામીઓને લીધે બીજાઓના જેટલા અવગુણો જોઇએ છીએ તેટલા અવગુણો તેઓમાં હોતા નથી, પણ આપણને કમળો થયેલો છે તેથી બધું પીળું પીળું દેખાય છે અને આપણે જુદા જુદા રંગનાં ચશ્માં પહેરી લીધેલાં છે તેથી આપણાં ચશ્માંના રંગ પ્રમાણે આપણને સામા માણસોનો તથા દુનિયાનો રંગ જણાયા કરે છે; પણ એમ લાગવું એ અધૂરાપણું છે અને એવીજ પોલમાં પડયા રહેવું એ એક જાતની અધોગતિ છે. માટે છેવટ સુધી એવા દોષદૃષ્ટિવાળા ન રહી જવાય એ સંભાળજો.

બીજું આમાંથી એ સમજવાનું છે કે, બીજાઓના દોષ જોવા એ બહુ ખોટું છે ત્યારે બીજાઓના ગુણોમાં પણ દોષ જોવા એ કેટલું બધું ખોટું છે ? એ જરા વિચાર તો કરો ! એ ઘણુંજ ખોટું છે. માટેજ પ્રભુ કહે છે કે, બીજાઓના ગુણમાં દોષ જુએ તે માણસો ઈશ્વરી જ્ઞાનના અધિકારી નથી. માટે જો જિંદગીની સાર્થકતા કરનારું ઈશ્વરી જ્ઞાન મેળવવું હોય તો સારગ્રાહી દૃષ્ટિ રાખો, ગુણ-

ગ્રાહક થાઓ, શુભેચ્છા રાખતાં શીખો અને એ જ્ઞાન મેળવવા માટે પ્રભુ કહે છે તેમ કરો. અને તે એજ કેઃ-

तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।
उपदेक्ष्यंति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥ गी० ४-३४ ॥

ઈશ્વરી જ્ઞાન મેળવવા માટે ઈશ્વરને ઓળખનારા મહાત્માઓને નમસ્કાર કર, તેમને વારેવારે સવાલો પૂછ અને તેમની સેવા કર, એટલે તે જ્ઞાનીઓ તને જ્ઞાનનો ઉપદેશ કરશે.

બંધુઓ! યાદ રાખજો કે, આવી રીતે મહાત્માઓને માન આપ્યા વિના, તેઓનો સત્સંગ કર્યા વિના અને તેઓની સેવા કર્યા વિના સાચું ઈશ્વરી જ્ઞાન મળી શકતું નથી. માટે ઈશ્વરી જ્ઞાન મેળવવા સારુ મહાત્માઓને માન આપવું જોઇએ, તેઓના સત્સંગમાં રહેવું જોઇએ અને તેઓની સેવા કરવી જોઇએ. એ વિના મનમોજીપણે ચાલવાથી કાંઇ ઈશ્વરી જ્ઞાન મળી શકે નહિ. માટે દોષદૃષ્ટિ છોડીને મહાત્માઓના સંગમાં જાઓ, એટલે સહેલાઇથી ઈશ્વરી જ્ઞાન મળી શકશે.

## ઈશ્વરી જ્ઞાન શા માટે મેળવવું જોઇએ?

હવે બીજી મુદ્દાની વાત આપણે એ જાણવી જોઇએ કે, ઈશ્વરી જ્ઞાન શા માટે મેળવવું જોઇએ? એના જવાબમાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કે, અશુભથી બચવા સારુ એ જ્ઞાન મેળવવું જોઇએ. અશુભથી બચવું એટલે કે બધી જાતની ખરાબીમાંથી બચવા સારુ, સેતાનથી બચવા સારુ, પાપથી બચવા સારુ, માયાથી બચવા સારુ, ગુલામગીરીમાંથી બચવા સારુ અને બધી જાતની અલાબલાઓમાંથી બચવા સારુ એ જ્ઞાન મેળવવું જોઇએ. જેમકે શરીરના રોગોથી બચવા સારુ, મનના વિકારોથી બચવા સારુ, ધનના મદથી બચવા સારુ, માયાના મોહથી બચવા સારુ, વાણીના કપટ તથા વિલાસોમાંથી બચવા સારુ, ઇંદ્રિયોની વિષયલાલસાઓના ભૂખડીપણામાંથી બચવા સારુ, બુદ્ધિની જડતા તથા બુદ્ધિના અભિમાનમાંથી બચવા સારુ, વ્યાવહારિક જખમોમાંથી બચવા સારુ, સુખદુઃખના ધક્કાઓમાંથી બચવા સારુ, કુદરતી આફતોમાંથી બચવા સારુ અને પ્રારબ્ધનાં બંધનોમાંથી બચવા સારુ ઈશ્વરી જ્ઞાન મેળવવું જોઇએ; કારણ કે જગતમાં જેટલી જાતની આફતો છે અને જેટલી જાતનું અધૂરાપણું છે તે બધાંમાંથી બચા-

વનાર ઈશ્વરી જ્ઞાન છે. માટે સૌ પ્રકારના અશુભથી બચવા સારુ તથા આપણું અને બીજા સૌનું કલ્યાણ કરવા સારુ આપણે ઈશ્વરી જ્ઞાન મેળવવું જોઈએ.

## ઈશ્વરી જ્ઞાનનો મહિમા

આવી રીતે ઈશ્વરી જ્ઞાન બધી જાતની આફતોમાંથી બચાવનાર છે, માટે મહાત્માઓ, ઋષિમુનિઓ, અને દેવતાઓ પણ એ જ્ઞાનની સ્તુતિ કરે છે; એટલુંજ નહિ પણ ખુદ શ્રીકૃષ્ણ ભગવાન પણ એ જ્ઞાનનો મહિમા ગાય છે અને કહે છે કેઃ–

राजविद्या राजगुह्यं पवित्रमिदमुत्तमम् ।
प्रत्यक्षावगमं धर्म्यं सुसुखं कर्तुमव्ययम् ॥ गी. ९–२ ॥

એ જ્ઞાન બધી જાતની વિદ્યાઓમાં શ્રેષ્ઠ છે, છૂપામાં છૂપું છે, પવિત્ર છે, ઉત્તમ છે, પ્રત્યક્ષ ફળવાળું છે, ધર્મવાળું છે, સહેલાઈથી પાળી શકાય તેવું છે અને કોઈ દિવસ નાશ ન પામે એવું છે.

૧. આ જગતમાં ઘણી જાતની વિદ્યાઓ છે. જેમકે આકાશની વિદ્યા (ખગોળશાસ્ત્ર), પાતાળની વિદ્યા (ભૂસ્તરશાસ્ત્ર), વીજળીની વિદ્યા, રસાયણશાસ્ત્ર, ભૂતભવિષ્ય જાણવાની વિદ્યા, ગણિતવિદ્યા, યુદ્ધકળા, વૈદકશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ખેતીવાડીની વિદ્યા અને પદાર્થવિદ્યા તથા જંતુશાસ્ત્ર વગેરે સેંકડો જાતની વિદ્યાઓ છે, તે સૌ વિદ્યાઓમાં ઈશ્વરી જ્ઞાન સૌથી શ્રેષ્ઠ છે; કારણ કે બીજી કોઈ પણ વિદ્યાથી છેવટની શાંતિ મળતી નથી અને મોક્ષ મળતો નથી, પણ ઈશ્વરી જ્ઞાનથી તો મોક્ષ મળી શકે છે, માટે જગતમાં સૌ જ્ઞાન કરતાં ઈશ્વરી જ્ઞાન શ્રેષ્ઠ છે.

## ઈશ્વરી જ્ઞાન ઊંડામાં ઊંડું છે

૨. જગતમાં જેટલી ઊંડામાં ઊંડી વાતો છે, તે કરતાં ઈશ્વરી જ્ઞાન વધારે ઊંડાણવાળું છે, વધારે રહસ્યવાળું છે અને ઘડીકમાં નહિ સમજાય તેવું છે; કારણ કે બીજાં જ્ઞાનોમાં તો એમ બને છે કે, કેટલીક જાતનાં જ્ઞાન બહારની વસ્તુઓમાંથી મળે છે, કેટલીક જાતનાં જ્ઞાન મન મારફત મળે છે, કેટલીક જાતનાં જ્ઞાન બુદ્ધિ મારફત મળે છે અને કેટલીક જાતનાં જ્ઞાન કાંઈક અકસ્માતોથી તથા પૂર્વના સંસ્કારોથી મળે છે, પણ ઈશ્વરી જ્ઞાન એવી રીતે મળી શકતું નથી; કારણ કે સ્થૂલ વસ્તુઓનાં જ્ઞાન કરતાં સૂક્ષ્મ વસ્તુઓનું જ્ઞાન મેળવવું મુશ્કેલ છે અને તેમાં પણ

કારણ તથા મહાકારણનું જ્ઞાન મેળવવું એ અતિ મુશ્કેલ છે. યાદ રાખજો કે, ઈશ્વરનું સ્વરૂપ અતિ સૂક્ષ્મમાં સૂક્ષ્મ છે અને કારણ તથા મહાકારણથી પણ પર છે; એટલુંજ નહિ પણ જગતની બીજી વસ્તુઓનાં જ્ઞાન મન, વચન, કર્મ ને બુદ્ધિ વગેરે સાધનોથી મળી શકે છે, પણ ઈશ્વરનું જ્ઞાન એવાં સાધનોથી મળી શકતું નથી; કારણ કે ત્યાં કર્મો, ઇન્દ્રિયો, વાણી, મન અને બુદ્ધિ પણ પહોંચી શકતી નથી. પણ પરમાત્માને તો માત્ર આપણો આત્માજ પકડી શકે છે અને આત્મા સુધી પહોંચવું એ બહુ દુર્લભ છે. માટે ઈશ્વરી જ્ઞાન બહુ છૂપામાં છૂપું ને ઊંડામાં ઊંડું છે, કારણ કે તે જ્ઞાન આટલાં બધાં પડોની અંદર ઢંકાયેલું છે, માટે જે જ્ઞાનીભક્ત એ બધાં પડો દૂર કરીને અંદર જઇ શકે ને ઊંડા ઊતરી શકે તેનેજ એ જ્ઞાન મળી શકે છે. એને માટે શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કેઃ-

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥
॥ गी. अ० ९-श्लो० २९ ॥

કોઇને એ આશ્ચર્ય જેવો જણાય છે. કોઈ એને આશ્ચર્ય જેવો કહે છે, કોઇ એને આશ્ચર્ય જેવો સાંભળે છે અને કોઇ તો સાંભળ્યા છતાં પણ સમજતાજ નથી.

## ઈશ્વરમાં એકએકથી વિરુદ્ધ ધર્મો પણ રહેલા છે માટે ઈશ્વરી જ્ઞાન સમજવું મુશ્કેલ છે

આત્મા–પરમાત્માનું જ્ઞાન આવું આશ્ચર્યકારક છે અને સહેલાઇથી સમજી શકાય તેમ નથી. કારણ કે એમાં પરસ્પર વિરુદ્ધ ધર્મો પણ રહેલા છે. જેમકે, પરમાત્મા સર્વે ઠેકાણે છેજ, છતાં એક ઠેકાણે પણ રહી શકે છે; તેમજ એ કાંઈ કરતો નથી કે કરાવતો નથી, ને તેમ છતાં વળી એજ બધું કરે છે. એને માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ-

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ गी. ५-१४ ॥

ઈશ્વર લોકોનાં કર્મોને બનાવતો નથી, તેમજ લોકોની પાસે કર્મો કરાવતો પણ નથી અને કર્મોનાં ફળ પણ તે આપતો નથી પણ એ બધું સ્વભાવથીજ થાય છે.

એક તરફ ઇશ્વર માટે આ પ્રમાણે કહેલું છે અને બીજી તરફ એજ ઇશ્વર માટે એમ પણ કહેલું છે કેઃ-

ईश्वरः सर्वभूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानि मायया ॥ गी. १८-६१ ॥

જેમ યંત્ર ઉપર બેસાડેલાં પૂતળાંઓને મરજી પ્રમાણે ફેરવી શકાય છે, તેમ હે અર્જુન ! સર્વ પ્રાણીઓનાં હૃદયમાં રહીને પોતાની માયા વડે ઇશ્વર સૌ જીવોને ચલાવે છે.

આવા પરસ્પર વિરુદ્ધ ગુણવાળા ઇશ્વરનું જ્ઞાન સાધારણ લોકોને સહેલાઇથી મળી શકતું નથી; એટલુંજ નહિ પણ કોઈના શીખવ્યાથી પણ એ જ્ઞાન અનુભવમાં આવી શકતું નથી, પણ એ જ્ઞાન તો જ્યારે ભક્તમાં યોગ્યતા આવે ત્યારે પોતાની મેળેજ તેનામાં પ્રકટ થાય છે. એ માટે પ્રભુ કહે છે કેઃ-

तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ गी. ४-३८ ॥

જેનો જીવ ઇશ્વરની સાથે સારી રીતે જોડાઈ ગયેલો હોય તે મહાત્માના અંતરમાં વખત જતાં પોતાની મેળેજ ઇશ્વરી જ્ઞાન પ્રકટ થાય છે. આમ હોવાથી ઇશ્વરી જ્ઞાન બહુ ઊંડાણવાળું ગણાય છે, માટે શુદ્ધ અંતઃકરણવાળા હરિજનોને ઊંડું ઇશ્વરી જ્ઞાન સમજાવવાથી ઇશ્વર બહુ રાજી થાય છે. એ માટે ભગવાને કહેલું છે કેઃ-

य इदं परमं गुह्यं मद्भक्तेष्वभिधास्यति ।
भक्तिं मयि परां कृत्वा मामेवैष्यत्यसंशयः ॥ गी. १८-६८ ॥

જે મારામાં પરાભક્તિ રાખીને આ બહુ શ્રેષ્ઠ ને બહુ છૂપુ જ્ઞાન મારા ભક્તોનાં અંતઃકરણમાં ઉતારશે તે મનેજ પામશે, એમાં કાંઇ સંશય નથી.

એટલુંજ નહિ પણ એવું જ્ઞાન પોતાના જીવનમાં ઉતારનાર તથા એ જ્ઞાન બીજાઓને આપનાર માટે પ્રભુ શું કહે છે એ જરા સાંભળો તો ખરા !

न च तस्मान्मनुष्येषु कश्चिन्मे प्रियकृत्तमः ।
भविता न च मे तस्मादन्यः प्रियतरो भुवि ॥ गी. १८-६९ ॥

પ્રભુ કહે છે કે, જે માણસ મારું જ્ઞાન સમજીને પાળે છે અને બીજાઓને સમજાવે છે તેના જેવો કોઇ પણ માણસ આ દુનિયામાં મને વહાલો નથી અને આ પૃથ્વીમાં બીજો કોઇ પણ માણસ એટલો બધો વહાલો મને થયો નથી ને થવાનો પણ નથી.

આવું ઊંડાણવાળું ને ગુપ્તતાવાળું ઈશ્વરી જ્ઞાન છે. માટે જિંદગીની સાર્થકતા કરનારું, અંતરના દરવાજા ખોલી નાખનારું અને ઈશ્વરની હજૂરમાં લઇ જઇ તેની સાથે તન્મય કરનારું આવું ઈશ્વરી જ્ઞાન મેળવવાની તથા તે ફેલાવવાની સૌ હરિજનોએ ખાસ તજવીજ કરવી જોઇએ; કારણ કે એમાંજ આત્માનું કલ્યાણ છે અને એ ઈશ્વરનું વહાલું કામ છે. માટે ઇશ્વરી જ્ઞાનનું રહસ્ય સમજો.

## ઈશ્વરી જ્ઞાન પવિત્ર છે અને બીજાઓને પવિત્ર કરનારું છે

૩. ઈશ્વરી જ્ઞાન પોતે પવિત્ર છે અને બીજાઓને પવિત્ર કરનારું છે. જગતમાં બીજાં ઘણી જાતનાં જ્ઞાન છે, પણ એ બધી જાતનાં જ્ઞાનમાં અહંકાર હોય છે, સ્વાર્થ હોય છે, તોડવાફોડવાનું હોય છે, ભેદભાવ હોય છે અને એકને ચડાવવાનું તથા બીજાને પાડવાનું હોય છે; એટલુંજ નહિ પણ એ બધાં જ્ઞાનમાં કાંઇક અધૂરાપણું હોય છે તથા એ કામોની સાથે કાંઇક સહેજસાજ દોષો મળેલા હોય છે. માટે ઈશ્વરી જ્ઞાન સિવાય જગતનાં બીજાં બધાં જ્ઞાન જેવાં જોઇએ તેવાં નિર્મળ હોતાં નથી; એટલે એ જ્ઞાનને જે માણસ મેળવે તે માણસ પૂરેપૂરા પવિત્ર થઇ શકતા નથી, પણ ઈશ્વરી જ્ઞાન તો સૌથી પવિત્ર છે, માટે એ જ્ઞાન જેઓ મેળવે તે મહાત્માઓની જિંદગી પવિત્ર બની જાય છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ—

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ॥ गी. ४–३८ ॥

આ જગતમાં જ્ઞાનના જેવું પવિત્ર બીજું કાંઈજ નથી, કારણ કે ઈશ્વરી જ્ઞાન સર્વ કર્મોને બાળી નાખે છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ—

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ गी. ४–३७ ॥

જેમ સળગેલો અગ્નિ લાકડાંને બાળીને રાખ કરી નાખે છે, તેમ હે અર્જુન! જ્ઞાનનો અગ્નિ સર્વ કર્મોને બાળીને ભસ્મ કરી નાખે છે. આવી રીતે જ્ઞાનનો અગ્નિ કર્મોને બાળી દે છે, એટલુંજ નહિ પણ બહુ આગળ વધીને કૃપાળુ ઇશ્વર તો એમ કહે છે કેઃ—

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ गी. ४–३६ ॥

ભલે સર્વ પાપીઓ કરતાં પણ તું વધારે પાપ કરનારો હોય, તોપણ જ્ઞાનરૂપી વહાણથી સર્વ પાપરૂપી સમુદ્રને તું સહેજમાં તરી જઇશ.

આવી રીતે ઈશ્વરી જ્ઞાન પવિત્ર છે અને બીજાઓને પવિત્ર કરનારું છે, માટે જો પવિત્ર થવું હોય, જિંદગી સુધારવી હોય અને સર્વશક્તિમાન મહાન ઈશ્વરના વહાલા થવું હોય, તો એવું પવિત્ર ઈશ્વરી જ્ઞાન મેળવો.

## જગતના બીજા કોઈ પણ જ્ઞાન કરતાં ઈશ્વરી જ્ઞાન ઉત્તમમાં ઉત્તમ છે

૪. જગતના બીજા કોઇ પણ જ્ઞાન કરતાં ઈશ્વરી જ્ઞાન ઉત્તમમાં ઉત્તમ છે, કારણ કે જગતનાં બીજાં વ્યાવહારિક જ્ઞાનોથી તો ધન મળે, માન મળે, મિત્રો મળે, વૈભવો મળે અને બીજાં ઘણી જાતનાં સુખો મળે, પણ એ વિદ્યાઓથી કાંઇ પરમાત્મા મળે નહિ; પણ ઈશ્વરીજ્ઞાનથી તો ખુદ પરમાત્માને મેળવી શકાય છે, માટે ઈશ્વરીજ્ઞાન ઉત્તમમાં ઉત્તમ છે.

આ જગતની બીજી ગમે તેટલી વિદ્યાઓ મેળવીએ તોપણ એ વિદ્યાઓથી કાંઇ જીવને છેવટનો આનંદ મળતો નથી, કારણ કે ઈશ્વરી જ્ઞાન સિવાય બીજા કોઇ પણ જાતના જ્ઞાનથી ઇશ્વરનો સાક્ષાત્કાર થઇ શકતો નથી. માટે અસલના પવિત્ર ઋષિઓ કહેતા હતા કેઃ—

तत्रापरा ऋग्वेदोयजुर्वेदःसामवेदोऽथर्ववेदः शिक्षाकल्पो व्याकरणां निरुक्त छंदा ज्योतिषामिति अथ परा यया तदक्षरमधि गम्यते।

( મુંડકોપનિષદમાંથી )

ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરુક્ત, છંદ, જયોતિષ એ સર્વ અશ્રેષ્ઠ વિદ્યા છે. જેનાથી અવિનાશી પરમાત્મા જાણવામાં આવે તેજ શ્રેષ્ઠ વિદ્યા છે.

## ઇશ્વરીજ્ઞાન મેળવવાથી જગતનું બીજું બધું જ્ઞાન મળી શકે છે, પણ બીજા કોઈ પણ જ્ઞાનથી ઇશ્વરીજ્ઞાન મળી શકતું નથી

ઈશ્વરી જ્ઞાનને મહાત્માઓ આવું શ્રેષ્ઠ જ્ઞાન કહે છે તેનું કારણ શું? એમ કેટલાકોને શંકા ઊઠે છે. તેના જવાબમાં જણાવવું

જોઈએ કે, બીજી કોઈ પણ જાતની વિદ્યા જાણવાથી અથવા જગતની બધી જાતની વિદ્યાઓ જાણવાથી પણ કાંઇ જગતનું મૂળતત્ત્વ જણાતું નથી, બીજી બધી વિદ્યાઓ જાણવાથી પણ કાંઇ જીવને છેવટની શાંતિ મળતી નથી, બીજી બધી વિદ્યાઓ જાણવાથી પણ કાંઇ આત્મા–પરમાત્માની એકતા થઇ શકતી નથી અને બીજી બધી વિદ્યાઓ જાણ્યા છતાં પણ એ બધી વિદ્યાઓની પાર રહેનારો જે પરમાત્મા તે જણાતો નથી; પણ બ્રહ્મવિદ્યામાં એટલે કે ઇશ્વરી જ્ઞાનમાં તો એવી ખૂબી છે કે, એક વિદ્યા જાણવાથી બધું જાણી શકાય છે, પણ બીજી વિદ્યાઓમાં બધું જાણ્યા છતાં એ એકને જાણી શકાતો નથી. એ માટે શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કેઃ–

ज्ञानं तेऽहं सविज्ञानमिदं वक्ष्याम्यशेषतः।
यज्ज्ञात्वा नेहभूयोऽन्यज्ज्ञातव्यमवशिष्यते ॥ गी. ७–२ ॥

જરા પણ અધૂરું ન રહે તેવી રીતે અનુભવસહિત હું તને આ જ્ઞાન કહું છું, કે જે જાણ્યા પછી આ દુનિયામાં બીજું કાંઇ પણ જાણવાનું બાકી રહેતું નથી.

માટે જેમાંથી આખું બ્રહ્માંડ નીકળેલું છે અને અંતે આખા બ્રહ્માંડનો જેમાં લય થઇ શકે છે, એટલુંજ નહિ પણ જગતની સર્વ ચીજોને જેનાથી પોષણ મળે છે અને જેની સત્તાથી આ બધું ચાલી રહ્યું છે, તે સર્વશક્તિમાન પરમદયાળુ પરમાત્માને મેળવી શકે તેજ શ્રેષ્ઠ વિદ્યા છે અને તેનુંજ નામ ઈશ્વરી જ્ઞાન છે. માટે જગતની બીજી બધી વિદ્યાઓ કરતાં ઈશ્વિરી જ્ઞાન ઉત્તમમાં ઉત્તમ છે.

## ઈશ્વરીજ્ઞાનનું ફળ તુરતજ મળે છે

૫. જગતની બીજી બધી જાતની વિદ્યાઓ ફળ આપવાની બાબતમાં વાયદો કરવાવાળી અને ઉધાર રાખવાવાળી છે, પણ ઈશ્વરી જ્ઞાન તો તુરતજ રોકડેરોકડું ફળ આપે છે. જેમકે, કર્મકાંડીઓ કહે છે કે, જો હમણાં ધર્મ કરશો તો મરી ગયા પછી તમને સ્વર્ગ મળશે. એ માટે અસલના વખતમાં પાદરીઓ પોતાના શિષ્યો પાસેથી પૈસા લઇને તેઓને ચીઠ્ઠી લખી આપતા કે, સ્વર્ગમાં તમને આટલી આટલી જાતની સગવડો મળશે. આવી રીતે વહોરા વગેરે બીજી કોમોમાં પણ જૂના વખતમાં એ રિવાજ હતો અને હજી પણ હિંદુઓમાં મરનારની પાછળ ખાટલો, ગાદલું, થાળી, વાટકો, કળશો,

છત્રી ને પગરખાં વગેરે આપવાનો રિવાજ છે. એ માટે ગામડાંના ભોળા લોકોને તેઓના ગોર સમજાવે છે કે, જો અહીં આપશો તો સ્વર્ગમાં મરી ગયેલા જીવને એ બધું મળશે. માટે મરનારનાં સુખ સારુ તેઓની પછવાડે તેમને જરૂરની બધી ચીજો આપવી જોઇએ અને જો કોઇ માણસ છત્રી, પગરખાં, વગેરે ચીજો ન આપે, તો તે ન આપનારને ગોર કહે છે કે, જો અહીં પગરખાં નહિ આપો તો ત્યાં તમારા બાપને કાંટામાં ચાલવું પડશે અને જો અહીં ગોદાન નહિ આપો તો ત્યાં તમારી દાદીને વૈતરણિ ઊતરવામાં અડચણ આવશે. આવી રીતે ધર્મનાં ફળો મેળવવાની બાબતમાં પણ લોકો વાયદાઓ ઉપર રહે છે અને જગતની બીજી બધી વિદ્યાઓમાં પણ એમજ બને છે; કારણ કે ઈશ્વરી જ્ઞાન સિવાયની બીજી બધી વિદ્યાઓ અપૂર્ણતાવાળી છે, એનાં ફળોથી સંતોષ ન થાય તેવી છે અને એ ફળો મેળવવાનું માણસો પાસેથી અથવા જડ વસ્તુઓ પાસેથીજ હોય છે, તેથી મનમાનતું ફળ મળી શકતું નથી. પણ ઈશ્વરી જ્ઞાનનું ફળ આપવાવાળો તો પરમાત્મા પોતેજ છે, તેથી એકનું અનંતગણું ફળ તુરતજ મળે છે; કારણ કે એ કાંઇ વાયદો કરે અથવા ઉધાર રાખે એવો નથી, પણ એ તો તુરતજ ફળ આપે છે અને તે પણ પૂરેપૂરું જ્ઞાન મળે તે પછીજ ફળ આપે એમ નહિ, પણ જેમ ભોજનના દરેક કોળિયામાં ભૂખની તૃપ્તિ, શરીરની શક્તિ અને મનની શક્તિ મળતી જાય છે, તેમ ઈશ્વરી જ્ઞાનની બાબતમાં પણ દરેક પગલે તુરતજ કાંઇક કાંઇક ફાયદો મળતો જાય છે. જેમકે ઈશ્વરી જ્ઞાન મેળવતી વખત પ્રથમ મનમાં પ્રભુપ્રેમ આવે છે ત્યારે તુરતજ એ પ્રેમનો આનંદ પણ આવે છે. એ પછી સૌ જીવો સાથે ભલાઇ રાખવાનું અને પોતાનાથી બની શકે તે દાન દેવાનું મન થાય છે અને એમ કરીએ એટલે તુરતજ એક જાતનો ખાસ આનંદ મળે છે. એ પછી સંતોષ આવે છે, તેથી ઘણી જાતની ઉપાધિ એની મેળે મેળે ઓછી થઇ જાય છે અને જેટલી ઉપાધિ ઓછી થાય તેટલો આનંદ વધતો જાય છે. એ પછી સાચી ને ખોટી વસ્તુ ઓળખાતી જાય છે, તેથી ખોટી વસ્તુનો મોહ ઓછો થતો જાય છે અને સત્ય વસ્તુ તરફ જીવ ખેંચાતો જાય છે, તેથી કુદરતી રીતેજ જીવમાં એક નવીજ જાતનું બળ અને અલૌકિક આનંદ આવી જાય છે અને એ પછી વ્યાવહારિક કોઇ પણ માણસને જે જ્ઞાન મળતું નથી તે અલૌકિક જ્ઞાન તેને મળે છે, એથી

તેના અંતરના બધા સંશયો કપાઈ જાય છે, તેની ઉપરનો ભાર હલકો થઇ જાય છે, માયાને તે આળખી શકે છે અને તેનાથી દૂર રહી શકે છે; એટલુંજ નહિ પણ તેનો જીવ એટલો બધો ઊંચો ચડી જાય છે કે, તેની આગળ આખું જગત નીચું પડી જાય છે અને એ પછી અલૌકિક જ્યોતિનાં તેને દર્શન થાય છે. એ વખતે તેને એટલો બધો આનંદ થાય છે કે, એનો આપણે ખ્યાલ પણ કરી શકીએ તેમ નથી; એટલુંજ નહિ પણ એ બધી તથા એવીજ જાતની બીજી જુદી જુદી ઘણીયે સ્થિતિઓમાં એ સ્થિતિઓની સાથે સાથે તુરતજ આનંદ મળતો જાય છે, કારણ કે ઇશ્વરી જ્ઞાન પ્રત્યક્ષ ફળ આપવાવાળું છે. માટે બીજાં જ્ઞાનોની આસક્તિ ઓછી રાખીને ઈશ્વરીજ્ઞાન મેળવો-ઇશ્વરી જ્ઞાન મેળવો.

## બધી જાતના ધર્મનું ફળ ઈશ્વરી જ્ઞાન છે

૯. ઈશ્વરી જ્ઞાન ધર્મમાંથીજ ઉત્પન્ન થાય છે. એટલુંજ નહિ પણ એ ધર્મનું ફળ છે. કારણ કે જે ફળ મેળવવા માટે ધર્મ પાળવાનો છે તે ફળ ઈશ્વરી જ્ઞાનથી મળે છે, માટે ઈશ્વરી જ્ઞાન મેળવ્યા પછી ધર્મની બહારની બીજી નાની નાની ક્રિયાઓ કરવાની જરૂર રહેતી નથી અને એવી ક્રિયાઓ કરવાની જરૂર ન રહે એ બહુ ઊંચી ભૂમિકાની વાત છે. કારણ કે ધર્મનાં કર્મો કરવામાં અર્જુન જેવા મહાન ભક્તો પણ મૂંઝાયા છે અને શ્રીકૃષ્ણભગવાને પણ કબૂલ કરેલું છે કે, કર્મોની ગતિ ગહન છે. આવાં ગહનગતિવાળાં કર્મોની પાર જવું એજ ખૂબીની વાત છે અને તે ઇશ્વરી જ્ઞાનથીજ બની શકે છે, માટે ઇશ્વરી જ્ઞાન કર્મનાં ફળરૂપ છે; કારણ કે પ્રથમ તો કર્મોની ગતિજ સમજી શકાય તેમ નથી, ત્યારે તેની પાર જવાનું તો ક્યાંથીજ બની શકે? પણ ઇશ્વરી જ્ઞાનમાં એવી મહત્તા છે કે, તે બધાં કર્મોની પાર જઈ શકે છે, કારણ કે ધર્મની જુદી જુદી ક્રિયાઓ કરવાથી જે ફળ મળે છે તે બધી જાતનાં ફળ ઇશ્વરી જ્ઞાનથી મળી જાય છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે-

यावानर्थ उदपाने सर्वतः संप्लुतोदके ।
तावान्सर्वेषु वेदेषु ब्राह्मणस्य विजानतः ॥ गी. २-४६ ॥

થોડા પાણીવાળી જગ્યાથી જે ફાયદો થઈ શકે છે તે ફાયદો ચોતરફથી ભરેલા ઘણા પાણીવાળા મોટા તળાવથી પણ થઈ

શકે છે; તેમજ સર્વે વેદોમાં કહેલાં ધર્મનાં કર્મો કરવાથી જે ફળ મળે છે, તે ફળ ઈશ્વરને જાણનાર હરિજનથી પણ મળે છે.

આવી રીતે ઈશ્વરના આનંદમાં બીજા સૌ આનંદ સમાઇ જાય છે અને ઈશ્વરી જ્ઞાનમાં બીજાં સૌ કર્મોની તથા બધી જાતના જ્ઞાનની સમાપ્તિ થઇ જાય છે. માટે ઈશ્વરી જ્ઞાનમાં ધર્મનું ફળ આવી જાય છે. જેમકે, તીર્થ કરવાથી જે ફળ મળે, વ્રત કરવાથી જે ફળ મળે, દાન દેવાથી જે ફળ મળે, જપ કરવાથી જે ફળ મળે, શાસ્ત્રનો પાઠ કરવાથી જે ફળ મળે અને સેવા કરવાથી જે ફળ મળે તથા જે આનંદ થાય, તે બધાં ફળ અને તે બધો આનંદ ઈશ્વરને ઓળખાવનારાં ઈશ્વરી જ્ઞાનમાં આવી જાય છે, માટે સૌ હરિજનોએ ઈશ્વરી જ્ઞાન મેળવવું જોઇએ.

## ઈશ્વરી જ્ઞાન ધર્મના ફળરૂપ છે તેનાં કારણો

ઈશ્વરી જ્ઞાન ધર્મના ફળરૂપ છે તેનું મુખ્ય કારણ એ છે કે, એ જ્ઞાનથી ભેદભાવ મટી જાય છે, એ જ્ઞાનથી સૌ વસ્તુઓમાં એકજ મહાતત્ત્વ સમજાઇ જાય છે અને એ જ્ઞાનથી જીવને છેવટની શાંતિ મળે છે. તે સારુ એ જ્ઞાન માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહેલું છે કેઃ—

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ गी. १८–२० ॥

જે જ્ઞાનથી સૌ જુદી જુદી વસ્તુઓમાં તથા જુદા જુદા જીવોમાં નાશ ન પામે એવું એકજ તત્ત્વ અખંડિતપણે વ્યાપેલું દેખાય, તે જ્ઞાનને તું સત્ત્વગુણી જાણ.

બંધુઓ! જે આવું તત્ત્વ સમજાવનારું સત્ત્વગુણી જ્ઞાન હોય તેજ ઈશ્વરી જ્ઞાન કહેવાય છે અને આવું ચોખ્ખું જ્ઞાન થયા પછી ધર્મની શરૂઆતની ઉપરછલી નાની નાની ક્રિયાઓ કરવાની જરૂર રહેતી નથી, માટે ઈશ્વરી જ્ઞાન ધર્મના ફળરૂપ ગણાય છે. પણ જગતનાં બીજાં વ્યાવહારિક જ્ઞાનમાં આ પ્રમાણે બનતું નથી, કારણ કે એ જ્ઞાન રજોગુણી ને તમોગુણી હોય છે, તેથી તેમાં અધૂરાપણું, સાંકડાપણું અને ઘણી જાતના દોષ હોય છે, માટે ઈશ્વરી જ્ઞાન સિવાય બીજાં કોઇ પણ જ્ઞાન ધર્મનાં ફળરૂપ ગણાતાં નથી; કારણ કે માત્ર પેટ ભરવા સારુજ જે વ્યાવહારિક વિદ્યાઓ હોય તે જ્ઞાન રજોગુણી ને તમોગુણી હોય છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ—

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान्।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम्॥ गी. १८-२१॥

જે જ્ઞાનથી જુદી જુદી વસ્તુઓના જુદા જુદા ગુણો તથા જુદા જુદા જીવોના જુદા જુદા સ્વભાવો જણાય છે, તે જ્ઞાનને તું રજોગુણી જાણ. ( મતલબ કે એ જુદાપણુંજ વાસ્તવિક છે એમ જેને લાગે છે, પણ એ જુદાપણાની અંદર જે એકપણું છે, જે એક તત્ત્વ વ્યાપી રહેલું છે અને જે તત્ત્વની સત્તાથી જુદાપણું દેખાય છે, તે અંદર રહેલું અસલ તત્ત્વ જે જ્ઞાનથી દેખાતું નથી પણ માત્ર બહારનું જુદાપણુંજ દેખાય છે, એટલે કે જે જ્ઞાનથી માત્ર બહારનું વાસણ દેખાય છે પણ અંદરનો માલ દેખાતો નથી, તે જ્ઞાનને ભગવાન રજોગુણી કહે છે. )

હવે તમોગુણી જ્ઞાન માટે પ્રભુ કહે છે કેઃ-

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम्।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम्॥ गी. १८-२२॥

વળી જે જ્ઞાનથી કોઇ પણ કાર્યને અથવા કોઇ પણ ચીજને આ પરિપૂર્ણ છે અને આમાંજ બધું છે, એમ માનીને એમાંજ આસક્ત થઇ જાય છે તથા જે હેતુઓ સમજ્યા વિનાનું છે, તત્ત્વ વગરનું છે અને બહુજ થોડું છે, તે જ્ઞાન તમોગુણી કહેવાય છે. (મતલબ કે કોઈ એકજ માણસમાં, એકજ મૂર્તિમાં કે એવી કોઇ એકજ વસ્તુમાં બધું તત્ત્વ રહેલું છે એમ માની તેમાંજ આસક્ત થઇ જવું અને એ સિવાય બીજું કોઇ મહાતત્ત્વ નથી એમ માની લેવું, તે તમોગુણી જ્ઞાન કહેવાય છે.)

## ઈશ્વરી જ્ઞાન મળ્યા પછી બીજું કાંઈ પણ કર્તવ્ય કરવાનું બાકી રહેતું નથી

ભાઇઓ ! જગતની બીજી વિદ્યાઓમાં અને બીજાં જ્ઞાનમાં આવી જાતની અપૂર્ણતા તથા ખામીઓ હોય છે, માટે ઈશ્વરી જ્ઞાન સિવાયના બીજાં જ્ઞાન ધર્મનાં ફળરૂપ ગણાતાં નથી. જો કે બીજાં ઘણી જાતનાં જ્ઞાન ભક્તિની શરૂઆતના વખતમાં ધર્મને મદદ કરનારાં છે, તો પણ એ જ્ઞાન ધર્મમાંથી પેદા થયેલાં હોતાં નથી અને ધર્મનાં ફળરૂપ પણ હોતાં નથી, માટે જગતનાં બીજા જ્ઞાન ધર્મનાં ફળરૂપ ગણાતાં નથી, પણ ઈશ્વરી જ્ઞાન ધર્મના ફળરૂપ ગણાય છે; કારણ કે બીજાં જ્ઞાન મેળવ્યા છતાં પણ

ઘણી જાતનાં કર્તવ્યો કરવાનાં બાકી રહે છે, પણ ઈશ્વરી જ્ઞાન મેળવ્યા પછી કાંઇ પણ કર્તવ્ય કરવાનું બાકી રહેતું નથી. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહેલું છે કેઃ—

श्रेयान्द्रव्यमयाद्यज्ञाज् ज्ञानयज्ञः परंतप ।
सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ गी. ४-३३ ॥

હે અર્જુન! જુદી જુદી વસ્તુઓથી જે યજ્ઞ કરવામાં આવે છે તે બધા યજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ એટલે કે ઈશ્વરનું જ્ઞાન મેળવવું એ યજ્ઞ શ્રેષ્ઠ છે, કારણ કે હે અર્જુન! જેટલી જાતનાં કર્મો છે તે સર્વે કર્મો સંપૂર્ણ રીતે જ્ઞાનમાં સમાઇ જાય છે.

આવી રીતે ધર્મનાં બધાં જ્ઞાન ઈશ્વરી જ્ઞાનમાં સમાઇ જાય છે, માટે ઈશ્વરી જ્ઞાન ધર્મના ફળરૂપ છે અને આવી દશા થાય એટલે કે કોઇ પણ કર્તવ્ય કરવાનું બાકી રહે નહિ ત્યારેજ જીવ ઈશ્વર સાથે તન્મય થઇ શકે છે અને ત્યારેજ તે ધર્મનું પૂરેપૂરું ફળ ભોગવી શકે છે; અને આવું જ્ઞાન મળ્યા પછી તથા આવી સ્થિતિ થયા પછી બીજું કાંઇ પણ કરવાનું બાકી રહેતું નથી. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહેલું છે કેઃ-

यस्त्वात्मरतिरेव स्यादात्मतृप्तश्च मानवः ।
आत्मन्येव च संतुष्टस्तस्य कार्यं न विद्यते ॥
नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ गी. ३. १७-१८ ॥

જે હરિજન આત્મામાં પ્રેમવાળો છે, આત્મામાં તૃપ્તિ પામેલો છે અને આત્મામાં સંતોષ પામેલો છે તેને બીજું કાંઇ પણ કામ કરવાનું બાકી રહેતું નથી; કારણ કે કર્મ કરવામાં કે ન કરવામાં તેને કાંઇ લાભ કે હાનિ નથી અને આખા જગતમાં કોઇની પાસે પણ કોઇ પણ જાતનો તેને સ્વાર્થ નથી.

આવી દશા ઈશ્વરી જ્ઞાનથી થાય છે માટે ઈશ્વરી જ્ઞાન ધર્મના ફળરૂપ ગણાય છે અને આવું જ્ઞાન થાય તથા આવી દશા થાય તે હરિજનોને મહાત્માઓ સાચા જ્ઞાની કહે છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પણ કહેલું છે કેઃ-

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पंडितं बुधाः ॥ गी. ४-१९ ॥

જેનાં સર્વે કર્મો ઇચ્છા તથા સંકલ્પ વિનાનાં છે અને જ્ઞાનના અગ્નિથી જેનાં કર્મો બળી ગયાં છે, તેને ડાહ્યા માણસો પંડિત કહે છે.

અને આવું જ્ઞાન થાય તથા આવી સ્થિતિ થાય તેજ ધર્મનું ફળ છે. માટે આવો સંતોષ, આવી તૃપ્તિ, આવી સમજણ, આવો વૈરાગ્ય ને આવો આનંદ મળે તે જ્ઞાન ઈશ્વરી કહેવાય છે; અને તેજ જ્ઞાન ધર્મમાંથી પેદા થયેલું તથા ધર્મના ફળરૂપ ગણાય છે.

## ઈશ્વરી જ્ઞાન પામેલા મહાત્માઓ નકામા થઈ પડતા નથી, પણ ઊલટા જગતનાં હિતનાં ઘણાંજ કામો કરે છે

બંધુઓ! યાદ રાખજો કે, આવી તૃપ્તિ પામેલા જ્ઞાનીઓ નકામા થઈ પડતા નથી પણ ઊલટું વધારે કામ કરે છે, કારણ કે હવે તેઓને પોતાને કાંઈ કરવાનું બાકી હોતું નથી, પણ પોતાના બંધુઓને ખાતર ને ઈશ્વરને ખાતર તેઓને ઘણુંજ કરવાનું હોય છે અને પોતાનો સ્વાર્થ મુકાઈ જાય તેથી બીજાઓને માટે તેઓ ઘણુંજ વધારે કામ કરી શકે છે; કારણ કે તેઓ પ્રભુને પગલે પગલે ચાલનારા હોય છે, તેથી પ્રભુના દરેક હુકમને તેઓ અંતરના ઉમળકાથી પાળે છે અને પ્રભુએ તો કહેલું છે કેઃ—

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ गी. ३–२२ ॥

હે અર્જુન! સ્વર્ગ, મૃત્યુ કે પાતાળ એ ત્રણે લોકમાં મને કાંઈ પણ કરવા જેવું નથી, કારણ કે મને ન મળી હોય એવી કોઈ વસ્તુ નથી, તેમજ મને મેળવવા જેવી પણ કોઈ વસ્તુ નથી; છતાં પણ હું મારી ફરજ બજાવું છું ને કર્મો કરું છું.

અને એજ પ્રમાણે તમારે પણ કર્મો કરવાં જોઈએ, પણ તેમાં માત્ર એટલુંજ ધ્યાન રાખવાનું છે કે, આસક્તિ રાખીને કર્મો કરવાં નહિ, પણ ફળની ઈચ્છા તજીને કર્મ કરવાં; એજ જ્ઞાનીનું લક્ષણ છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ—

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथाऽसक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ गी० ३–२५ ॥

હે અર્જુન! અજ્ઞાની માણસો જેમ ફળની ઈચ્છા સારુ આસક્તિ રાખીને કર્મ કરે છે તેમ લોકોનું કલ્યાણ કરવાની ઈચ્છાવાળા જ્ઞાનીઓએ આસક્તિ રાખ્યા વિના કર્મ કરવાં જોઈએ.

કારણ કે આસક્તિ તજીને લોકોના કલ્યાણને માટેજ જે કર્મ થાય તે કર્મ બંધનરૂપ ગણાતાં નથી, તેથી એવાં કર્મ કરવામાં કાંઈ

દોષ લાગતો નથી. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ-

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ गी. ४-२० ॥

જે માણસ કર્મના ફળની આસક્તિ છોડીને સદાય તૃપ્ત રહે છે અને બીજા કોઇના પણ બળ ઉપર આધાર રાખતો નથી, તે કર્મોમાં મચેલો છતાં પણ કાંઇ પણ કરતો નથી એમ સમજવું.

આવી રીતે જે નિઃસાધન થઇને લોકોના કલ્યાણ સારુ કર્મો કરે છે તે જ્ઞાનીઓને એવાં કર્મો કરવાથી કાંઇ બંધન થતું નથી, પણ એવાં કર્મો કરવાથી ઊલટો તેઓનો મોક્ષ થાય છે, એમ શાસ્ત્રમાં કહેલું છે. માટે મોક્ષ મેળવવાની એવી સહેલી તક કાંઈ જ્ઞાની મહાત્માઓ ગુમાવી દે નહિ, તેથી પોતાને કાંઇ પણ કરવાનું ન હોય અને તૃપ્તિ આવી ગઈ હોય, છતાં પણ લોકોના કલ્યાણ સારુ અને એમાંથીજ પોતાનો ઉદ્ધાર કરવા સારુ તેઓ કર્મ કર્યા કરે છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ-

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ गी. ३-१९ ॥

આસક્તિ રાખ્યા વિના તું હમેશાં સારી રીતે કર્મો કર, કારણ કે જે માણસ આસક્તિ તજીને કર્મ કરે છે તે કર્મ કરવા છતાં પણ મોક્ષ પામે છે.

આવું જ્ઞાનજ ઈશ્વરી જ્ઞાન કહેવાય છે અને તેજ ધર્મના ફળરૂપ ગણાય છે, માટે એવું જ્ઞાન મેળવવાની કોશિશ કરો.

## ઈશ્વરી જ્ઞાન મેળવવું એ સૌથી સહેલામાં સહેલું છે તેનાં કારણો

૭. ઈશ્વરી જ્ઞાન સહેલાઇથી ને સુખપૂર્વક મેળવી શકાય તેવું છે, કારણ કે આત્માની સૌથી નજીકમાં નજીક ઈશ્વર છે, માટેજ શાસ્ત્રોમાં કહેલું છે કે, ઈશ્વર પાસેથી પણ પાસે છે અને ઈશ્વર પાસેમાં પાસે હોવાથી તેનું જ્ઞાન મેળવવું પણ સહેલામાં સહેલું છે; કારણ કે ઈશ્વરમાંથી જીવ ઉત્પન્ન થયેલો છે અને જીવ ઈશ્વરનો અંશ છે, માટે જગતની બીજી કોઇ પણ વસ્તુઓ કરતાં જીવ ઈશ્વરની વધારેમાં વધારે નજીક છે; અને જે બહુમાં બહુ નજીક હોય તેનું જ્ઞાન બહુ સહેલાઇથી મળી શકે એમાં કાંઇ નવાઇ નથી. માટે મહાત્માઓએ કહેલું છે કે, દુનિયાદારીનાં બીજાં જ્ઞાન કરતાં

ઈશ્વરી જ્ઞાન મેળવવું બહુ સહેલું છે; કારણ કે જગતમાં બીજાં જેટલી જાતનાં જ્ઞાન છે તે બધાં જ્ઞાન તથા બધી વિદ્યાઓ જડ વસ્તુઓને લગતી હોય છે અને જડ વસ્તુ પોતેજ સ્થૂલ છે, અપૂર્ણ છે અને માયાના બંધનવાળી છે, માટે એવી વસ્તુઓનું જ્ઞાન મેળવવામાં જીવને વધારે મુશ્કેલી પડે છે; કારણ કે એ કાંઇ જીવની પોતાની જાતની વસ્તુઓ નથી, પણ એ તો માયાની વસ્તુઓ છે, અને માયાને તથા જીવને તો એક જાતનો પરસ્પર વિરોધ છે; કારણ કે માયા જડ છે અને જીવ ચૈતન્ય છે. જીવ કાંઇ માયાની જાતનો નથી અને માયા કાંઇ જીવની જાતની નથી, તેથી જીવ માયાની જાળમાંથી છૂટવા ઇચ્છે છે અને માયા પોતાની જાળમાં જીવને બાંધી રાખવા ઇચ્છે છે, તેથી જીવ અને માયા વચ્ચે યુદ્ધ થાય છે, માટે માયાનાં કામોમાં જીવ તદાકાર થઇ શકતો નથી, તેથી માયિક પદાર્થોને લગતું આ સંસારમાં જેટલું જ્ઞાન છે તે બધી જાતનું જ્ઞાન મેળવવામાં જીવને એક પ્રકારની કાંઇક ખાસ મુશ્કેલી પડે છે. કારણ કે એ તેના સ્વભાવની વિરુદ્ધનું કામ છે, માટે માયિક પદાર્થના જ્ઞાનને મહાત્માઓ મુશ્કેલ સમજે છે અને ઈશ્વરી જ્ઞાનને સહેલું સમજે છે; કારણ કે જીવ ઈશ્વરનો અંશ છે માટે ઈશ્વરી જ્ઞાન એ તેનું પોતાનુંજ જ્ઞાન છે અને જે પોતાનુંજ સ્વાભાવિક જ્ઞાન હોય તે મેળવતાં મુશ્કેલી પડે નહિ એમાં કાંઇ નવાઇ નથી, માટે ઈશ્વરી જ્ઞાન સુખપૂર્વક મેળવી શકાય છે.

## ઈશ્વરી જ્ઞાન સ્વાભાવિક છે માટે તે સહેલાઇથી અને આનંદપૂર્વક મેળવી શકાય છે

બીજું શ્રીકૃષ્ણ ભગવાન એમ કહે છે કે, ઈશ્વરી જ્ઞાન સહેલાઇથી મળે છે એટલુંજ નહિ, પણ વળી તે સારી રીતે ને સુખપૂર્વક મેળવી શકાય છે; કારણ કે ઈશ્વરી જ્ઞાન સ્વાભાવિક છે અને જે કામ સ્વાભાવિક હોય તે કામ કરતાં જરા મહેનત પડે તોપણ એ મહેનત પણ સુખદાયક લાગે છે. જેમકે, જમવામાં પણ એક જાતની મહેનત કરવી પડે છે. પ્રથમ અન્નને તૈયાર કરવું પડે છે, હાથે ઉપાડવું પડે છે, દાંતે ચાવવું પડે છે, ગળે ઉતારવું પડે છે અને હોજરીને પચાવવું પડે છે, છતાં પણ એ બધી મહેનત ભારે પડતી નથી, પણ ઊલટો તેમાં આનંદ થાય છે. આવીજ રીતે સુંદર વસ્તુઓને જોવી એમાં પણ આંખને મહેનત પડે છે, આંખને

ઉઘાડું રહેવું પડે છે, આંખના સ્નાયુઓ એંચાય છે, આંખને જેવું રૂપ દેખાય તેવા રૂપની જ્ઞાનતંતુઓ મારફત મગજને ખબર આપવી પડે છે અને જે ચિત્ર આંખ જુએ છે તે ચિત્ર પાછું મનને પહોંચાડવું પડે છે. આવી રીતે કોઇ સુંદર ચિત્ર જોવામાં પણ આંખને ઘણી જાતની મહેનત પડે છે. પણ એ બધી જાતની મહેનત સ્વાભાવિક છે. માટે એ મહેનતથી આંખને કાંઇ વસમું લાગતું નથી પણ ઊલટો આનંદ થાય છે, કારણ કે સુંદરતા તરફ જોવું એ આંખનું સ્વાભાવિક કામ છે, માટે એમાં તેને કાંઇ ખાસ મુશ્કેલી લાગતી નથી. તેમજ ઈશ્વરી જ્ઞાન મેળવવું એ જીવનો કુદરતી સ્વભાવ છે. માટે ઈશ્વરી જ્ઞાન મેળવવામાં જે મહેનત પડે તે મહેનત જીવને જણાતી નથી, પણ જેમ ખાવાની મહેનતથી જીભને આનંદ થાય છે અને જોવાની મહેનતથી આંખને આનંદ થાય છે, તેમજ ઈશ્વરી જ્ઞાન મેળવવાની મહેનતથી જીવને એક જાતનો અલૌકિક આનંદ થાય છે. માટે મહાત્માઓએ કહેલું છે કે, ઈશ્વરી જ્ઞાન સુખપૂર્વક ને આનંદ સહિત મેળવી શકાય એવું છે. માટે એવું સહેલું, સુખદાયક ને કલ્યાણકારી ઈશ્વરી જ્ઞાન મેળવો, ઈશ્વરી જ્ઞાન મેળવો.

## બીજાં જ્ઞાન નાશ પામી જાય એવાં છે, પણ ઈશ્વરી જ્ઞાનનો કદી પણ નાશ થતો નથી

૮. ઈશ્વરી જ્ઞાન કદી પણ નાશ ન પામે એવું છે, માટે ખાસ ચાહીને જગતનાં બીજાં જ્ઞાનને બદલે ઈશ્વરી જ્ઞાન મેળવવું જોઇએ; કારણ કે વિચાર કરો કે, બહુ મહેનત કરવાથી કદાચ કોઇ એવો કીમિયો મળી જાય કે જેથી સાચા હીરા બનાવતાં આવડે, તોપણ એ જ્ઞાન પણ અંતે મૂઆ પછી શું કામનું? આકાશમાં વિમાન ઉડાડવાની કળા જાણી લેવાય અને તેથી આકાશમાં ફરવાની શક્તિ મળે તોપણ એ જ્ઞાન પણ મૂઆ પછી જીવને શું કામનું? ઘણી જાતનાં રોગનાં જંતુઓને ઉછેરવાની તથા નાશ કરવાની વિદ્યા જાણતા હોય અને તેથી જગતમાં ઘણી જાતનાં દરદોમાં ઊથલપાથલ કરાય તેમ હોય તોપણ અંતે એ જ્ઞાન પણ શું કામનું? વાતાવરણના નિયમોનું ઘણું ઊંડું જ્ઞાન મેળવ્યું હોય, અગ્નિની અસરો, અવાજના નિયમો, શરીરની રચનાઓ, પરમાણુની ગતિઓ, રસાયણશાસ્ત્રના ઊંડા ભેદો, વનસ્પતિશાસ્ત્રની ખૂબીઓ અને જમીનની અંદરની વસ્તુઓ જાણવાની કળા વગેરે અનેક

જાતનાં નવાં નવાં જ્ઞાન મેળવ્યાં હોય તોપણ એ બધાં જ્ઞાન અંતે નાશવંતજ હોય છે; કારણ કે એ જ્ઞાનનો સંબંધ જગતની વસ્તુઓની સાથે છે, માટે ઈશ્વરી જ્ઞાન સિવાય જગતના બીજા કોઇ પણ જ્ઞાનથી જીવને તૃપ્તિ થતી નથી; કારણ કે જગતનાં બધાં જ્ઞાન દેહના નાશની સાથે નાશ પામે છે, પણ ઈશ્વરી જ્ઞાન તો ઈશ્વરના દરબાર સુધી અને અનંતકાળ સુધી જીવને કામ લાગે છે. માટે મહાત્માઓ કહે છે કે, ઈશ્વરી જ્ઞાન નાશ ન પામે એવું છે.

આ સિવાય બીજું એ પણ યાદ રાખવાનું છે કે, જીવને અનેક જન્મ લેવા પડે છે અને દરેક જન્મમાં આસપાસના સંજોગો પ્રમાણે તેને જગતનાં જુદાં જુદાં જ્ઞાનો મેળવવાં પડે છે, પણ એક જન્મનું જ્ઞાન બીજા જન્મમાં પૂરેપૂરું કામ લાગતું નથી, તેથી દરેક જન્મ વખતનાં જ્ઞાન અધૂરાં ને અધૂરાંજ રહે છે; કારણ કે એ જ્ઞાન માત્ર એ વખતની જિંદગીને કાંઇક મદદ કરે એટલીજ હદ સુધીનું હોય છે, તેથી છેક છેવટ સુધી તેની અસર પહોંચી શકતી નથી, પણ ઈશ્વરી જ્ઞાન તો બધી સ્થિતિમાં એકનું એકજ હોય છે અને તે મૂઆ પછી પણ હમેશ સુધી કામ લાગી શકે છે, તેથી ઈશ્વરી જ્ઞાન કદી પણ નાશ ન પામે એવું ગણાય છે. માટે કદી પણ નાશ ન પામે એવું ઈશ્વરી જ્ઞાન મેળવો, ઈશ્વરી જ્ઞાન મેળવો.

હવે છેવટે આ બધી બાબતોનો સાર એજ છે કે, આપણે સો ભાઇબહેનોએ જેમ બને તેમ જલદીમાં જલદી અને વધારેમાં વધારે ઈશ્વરી જ્ઞાન મેળવવું જોઇએ, કારણ કે ઈશ્વરી જ્ઞાન મેળવવાથી બધી જાતની આફતોમાંથી બચી શકાય છે અને મોક્ષ મેળવી શકાય છે. એટલુંજ નહિ પણ આવું ઉત્તમ છતાં પણ તે જ્ઞાન સૌને બહુજ સહેલાઇથી મળી શકે તેમ છે. માત્ર એટલુંજ ધ્યાનમાં રાખવાનું છે કે દોષદૃષ્ટિ રાખવી નહિ પણ ગુણગ્રાહક થવું. જો માત્ર એટલુંજ બની શકે તો એ જ્ઞાન સહેલાઇથી મળી શકે તેમ છે; કારણ કે ઈશ્વરની સો જીવો ઉપર એટલી બધી દયા છે કે, એ દયાની કાંઇ હદજ નથી. તેથી સો જીવોને તારવા સારુ કૃપા કરીને તેણે ઈશ્વરી જ્ઞાન આનંદથી તથા સહેલાઈથી મળી શકે એવું રાખેલું છે; એટલુંજ નહિ પણ ઈશ્વરી જ્ઞાનમાં એવા અલૌકિક ગુણો છે ને એવા મોટા લાભો છે કે કોઇ પણ હરિજનને એ જ્ઞાન મેળવવાનું મન થયા વિના રહેજ નહિ, કારણ કે જગતની બીજી બધી વિદ્યાઓ કરતાં ઈશ્વરી જ્ઞાન શ્રેષ્ઠ છે. વળી તે ઊંડામાં ઊંડું છે,

તેથી એ જ્ઞાન મેળવતાં ઊંડાણમાં જતાં સ્વાભાવિક રીતેજ નવી નવી જાતના આનંદ મળ્યા કરે છે. એ સિવાય એ જ્ઞાન પોતે પવિત્ર છે અને બીજાઓને પવિત્ર કરનારુ છે, વળી એ જ્ઞાન ઉત્તમમાં ઉત્તમ છે, તુરતજ રોકડું ફળ આપે એવું છે, ધર્મના ફળરૂપ છે, સહેલાઇથી મળી શકે એવું છે અને કદીપણ નાશ ન પામે એવું છે; માટે હજારો કામ પડતાં મૂકીને ઈશ્વરી જ્ઞાન મેળવો, ઈશ્વરી જ્ઞાન મેળવો.

બંધુઓ ! ઈશ્વરી જ્ઞાનની આવી અનેક ખૂબીઓ છે, પણ એ બધી ખૂબીઓ વર્ણવતાં બહુજ લાંબું થઇ જાય, તેથી ઘણા માણુસોને કંટાળો લાગે અને સાધારણ વ્યાવહારિક માણુસોથી તેની કિંમત સમજી શકાય નહિ, માટે હાલમાં આ બાબત આટલેથીજ બંધ કરીએ છીએ અને પ્રાર્થના કરીએ છીએ કે, હે સચ્ચિદાનંદ પરમકૃપાળુ પરમાત્મા ! અમારાં ભાઇબહેનોમાં તારું આવું ઉત્તમ જ્ઞાન ફેલાવવાની કૃપા કર, કૃપા કર, કૃપા કર.

આવી રીતે જે હરિજન ઈશ્વરી જ્ઞાનની ખૂબી સમજે અને તે મેળવવાની તજવીજ કરે તે ઈશ્વરના કૃપાપાત્ર હરિજનનું પહેલું લક્ષણ કયું ? એ જાણુવાની ખાસ જરૂર છે. માટે હવે સ્વર્ગની સીડીના ત્રીજા પગથિયામાં ઈશ્વરના કૃપાપાત્ર હરિજનોનું પહેલું લક્ષણ બતાવવામાં આવશે.





# પગથિયું ૩ જું–ઈશ્વરના કૃપાપાત્ર હરિજનોનું પહેલું લક્ષણ

## ઈશ્વરના કૃપાપાત્ર એટલે શું ?

બંધુઓ ! આજના વિષયનું મથાળું સાંભળીનેજ ઘણા લોકોને એમ લાગશે કે, ઈશ્વરના કૃપાપાત્ર એટલે શું ? ત્યારે કૃપાપાત્ર વિનાનું પણ કંઈ છે ? એના જવાબમાં મહાત્માઓ કહે છે કે, ઈશ્વરની કૃપા બે જાતની છે. એક સામાન્ય કૃપા અને બીજી વિશેષ કૃપા. તેમાં સામાન્ય કૃપા સૌની ઉપર હોય છે, પણ વિશેષ કૃપા તો હરિજનો ઉપરજ હોય છે, માટે તે કૃપાપાત્ર કહેવાય છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ—

समोऽहं सर्वभूतेषु न मे द्वेष्योऽस्ति न प्रियः ।
ये भजंति तु मां भक्त्या मयि ते तेषु चाप्यहम् ॥ गी. ९-२९ ॥

મને કોઈ વહાલું નથી કે મને કોઈ ન ગમે એવું નથી. હું તો સર્વ પ્રાણીઓમાં સરખી રીતે રહેલો છું, છતાં પણ જે મને પ્રેમપૂર્વક ભજે છે, તે મારામાં છે અને હું તેનામાં છું.

આમ હોવાથી જે હરિજનો ભગવાનને ભજતા હોય તેમનામાં ભગવાન હોય છે, એટલે કે તેઓમાં ઈશ્વરનું ઐશ્વર્ય તથા ઈશ્વરના ગુણો હોય છે. જેમકે, કોઈ ભક્તમાં પ્રભુના ગુણ ગાવાની અદ્ભુત શક્તિ હોય છે, તેથી મહાત્મા સુરદાસ, તુલસીદાસ વગેરેની પેઠે નવાં નવાં ભજનો બનાવી શકે છે. કોઈ ભક્તમાં અતિશય ઉદારતા હોય છે, તેથી તેઓની મારફત ઘણાંયે મોટાં મોટાં પરમાર્થનાં કામો થયા કરે છે. કોઈ ભક્તમાં મનુષ્યજાત સાથેનો અતિશય અભેદભાવ હોય છે, તેથી તેઓ ઊતરતી પંક્તિના લોકોને પણ સુધારીને આગળ વધારી દે છે. કોઈ ભક્તમાં કાંઈ અદ્ભુત ચમત્કારો કરવાનું બળ હોય છે, તેથી એ ચમત્કારને લીધેજ હજારો માણસોને ઈશ્વરી સત્તામાં વાળી દે છે. કોઈ ભક્તમાં તિતિક્ષા

સહન કરવાનું મહાન બળ હોય છે, તેથી તેઓ પોતાની આસપાસ બહુ મજબૂત અસર ફેલાવી શકે છે. કોઇ ભક્તમાં અતિશય પ્રેમ હોય છે, તેથી તેઓના એ પ્રેમના ઝરાને લીધે હજારો હૃદયમાં પ્રેમ રેડાઇ જાય છે. કોઇ ભક્તમાં અજબ જેવું જ્ઞાન હોય છે, તેથી પોતાની મરજી પ્રમાણે મોટાં મોટાં ચક્કરો ફેરવી દે છે; અને દરેક ભક્તમાં કાંઇક ખાસ ખૂબી હોય છે, તેથી એવી એવી ખૂબીઓને લીધે તેઓ પોતાની જિંદગી સુધારી શકે છે અને બીજાઓને મદદગાર થઇ શકે છે. માટે જેમનામાં પોતે સુધરી શકે તથા બીજાઓને સુધારી શકે એવું બળ હોય તે મહાત્માઓ ઈશ્વરના કૃપાપાત્ર કહેવાય છે. એ સિવાય એવા કૃપાપાત્રો દૈવી સંપત્તિવાળા પણ કહેવાય છે, અને જે ઈશ્વરથી વિમુખ હોય તે આસુરીસંપત્તિવાળા કહેવાય છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ–

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च ॥ गी. १६–६ ॥

હે અર્જુન ! આ જગતમાં દૈવીસંપત્તિ ને આસુરીસંપત્તિ એવી બે પ્રકારની પ્રાણીઓની સૃષ્ટિ છે.

અને દૈવીસંપત્તિવાળા મહાત્માઓ અનન્યભાવથી ઈશ્વરનું ભજન કર્યા કરે છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ–

महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।
भजंत्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥ गी. ९–१३ ॥

હે અર્જુન ! જે મહાત્માઓ છે તેઓ દૈવી પ્રકૃતિના આધારે રહેલા હોય છે. તેઓ મને પ્રાણીમાત્રનું કારણ જાણીને તથા અવિનાશી સમજીને બીજે કોઇ ઠેકાણે મન નહિ રાખતાં એક મનેજ ભજે છે.

અને એવી રીતે અનન્ય મનથી ઈશ્વરને ભજનારા દૈવીસંપત્તિવાળા મહાત્માઓનો ઉદ્ધાર થાય છે. એ માટે પ્રભુએ કહેલું છે કે,

दैवीसंपद्विमोक्षाय निबंधायासुरी मता ।
मा शुचः संपदं दैवीमभिजातोऽसि पांडव ॥ गी. १६–५ ॥

હે અર્જુન ! દૈવીસંપત્તિથી મોક્ષ થાય છે અને આસુરીસંપત્તિથી બંધન થાય છે. માટે તું અફસોસ કર મા, કારણ કે તું દૈવીસંપત્તિમાં જન્મેલો છે.

દૈવીસંપત્તિ આવી ઉત્તમ છે, માટે દૈવીસંપત્તિવાળા હરિજનો ઈશ્વરના કૃપાપાત્ર કહેવાય છે.

## દૈવીસંપત્તિવાળાનાં લક્ષણો

હવે આપણે એ જાણવું જોઇએ કે, આવી ઉત્તમ સંપત્તિ કે જેથી મોક્ષ થઇ જાય તેનું પહેલું લક્ષણ શું? તેની પહેલી પરીક્ષા શું? તેની સહેલી કૂંચી કઇ? અને એ સંપત્તિનું મૂળ શું? એ આપણે જાણવું જોઇએ; કારણ કે જો એ જણાય તો દૈવીસંપત્તિ આપણે હાથ આવી જાય, માટે આપણે એનું મૂળ ગોતવું જોઇએ. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતાના સોળમા અધ્યાયની શરૂઆતમાંજ ત્રણ શ્લોકોમાં પ્રભુએ કહેલું છે કેઃ—

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥
अहिंसा सत्यमक्रोधस्त्यागः शांतिरपैशुनम् ।
दया भूतेश्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥
तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।
भवंति संपदं दैवीमभिजातस्य भारत ॥ गी. १६-१, २, ३, ॥

અર્થઃ—૧. અભય એટલે બીવું નહિ, ૨. અંતઃકરણની શુદ્ધિ, ૩. જ્ઞાનયોગમાં સારી રીતે સ્થિર થઇ રહેવું, ૪. દાન, ૫. ઇંદ્રિયોને વશ કરવી, ૬. યજ્ઞ કરવા એટલે કે પોતાની વહાલી વસ્તુઓ ઈશ્વરને અર્પણ કરવી, ૭. સ્વાધ્યાય એટલે ધર્મનો અભ્યાસ, ૮. તપ, ૯. સરળતા, ૧૦. અહિંસા એટલે કોઇ જીવને મારવો નહિ, ૧૧. સત્ય, ૧૨. ક્રોધ ન કરવો, ૧૩. ત્યાગ, ૧૪. શાંતિ, ૧૫. નિંદા ન કરવી, ૧૬. સૌ જીવો ઉપર દયા રાખવી, ૧૭. વિષયોની લાલસા ન રાખવી, ૧૮. માર્દવ એટલે નમ્રતા, ૧૯. લજ્જા, ૨૦. મન તથા ઇંદ્રિયોની સ્થિરતા, ૨૧. તેજસ્વીપણું, ૨૨. માફ કરવું, ૨૩. ધીરજ, ૨૪. પવિત્રતા, ૨૫. અદ્રોહ—પોતાને નુકસાન કરવાવાળાનું પણ ભૂંડું કરવાની ઇચ્છા ન રાખવી તે અને ૨૬. પોતાને માટે બહુ માનની લાગણી ન રાખવી તે; હે અર્જુન! આ બધા ગુણો દૈવીસંપત્તિ મેળવીને જન્મેલો હોય તેનામાં હોય છે.

## અભયપણું એ દૈવીસંપત્તિનો પાયો છે

બંધુઓ! દૈવીસંપત્તિનાં આ છવ્વીસ લક્ષણોમાં પહેલાજ શ્લોકમાં પહેલું લક્ષણ એ છે કે, કોઇથી પણ ડરવું નહિ અને એવું અભયપણું એજ દૈવીસંપત્તિનું મૂળ છે; કારણ કે જેનામાં અભયપણું હોય તેનામાંજ બીજા સદ્ગુણો આવી શકે છે, માટે

જે હરિજનોએ ઈશ્વરી રસ્તામાં આગળ વધવું હોય, તેમને પ્રથમ બધી જાતની બીકમાંથી છૂટવું જોઇએ, નીડર થવું જોઈએ, નિર્ભય થવું જોઇએ, હિંમતવાળા થવું જોઇએ, બહાદુર થવું જોઇએ અને આસુરીસંપત્તિનું મહાભારત યુદ્ધ જીતી શકે એવા અર્જુન જેવા ફતેહમંદ યોદ્ધા થવું જોઇએ; કારણ કે બીકણોથી કે નપુંસકોથી કાંઇ ધર્મ પાળી શકાય નહિ. માટે પ્રભુએ કહેલું છે કેઃ-

पौरुषं नृषु । ॥ गी. ७-८ ॥

એટલે કે પુરુષોમાં પુરુષાર્થ તે હું છું

એટલુંજ નહિ પણ પ્રભુ કહે છે કેઃ—

तेजस्तेजास्विनामहम् । ॥ गी. १०-३६ ॥

એટલે કે તેજસ્વીઓનું તેજ હું છું

વળી કહે છે કેઃ—

बलं बलवतामस्मि । ॥ गी. ७-११ ॥

બળવાનોનું બળ તે હું છું.

दंडो दमयतामस्मि । ॥ गी. १०-३८ ॥

શિક્ષા કરનારાઓની શિક્ષા તે હું છું. અને

जयोऽस्मि व्यवसायोऽस्मि । ॥ गी. १०-३६ ॥

જય કરનારાઓમાં જય તે હું છું અને ઉદ્યમીમાં ઉદ્યમ તે હું છું.

આ બધા મહાન ગુણો કે જેની અંદર પરમાત્મા પોતે રહેલા છે. એ અકેક ગુણ પણ જો બરાબર રીતે ખીલવ્યો હોય તો તે અકેક ગુણમાંથી પણ ઈશ્વરનું દર્શન થઇ શકે છે. આવા મહાન ગુણો અભયની અંદર રહેલા છે; કારણ કે પ્રથમ જેનામાં નીડરપણું હોય તેનામાંજ આ બધા ગુણો આવી શકે છે, તેથી દૈવીસંપત્તિનાં છવ્વીસ લક્ષણોમાં અભયપણાને પહેલો નંબર આપેલો છે. માટે દરેક હરિજનોએ પોતાનો ધર્મ પાળવામાં હમેશાં નીડરપણું રાખવું જોઇએ, કારણ કે નીડરપણા વિના ઈશ્વરની હજૂરમાં જઇ શકાતું નથી અને નીડરપણા વિના મોક્ષ થઇ શકતો નથી. માટે કોઇથી પણ ડરવું નહિ એ બાબતને ભગવાને દૈવીસંપત્તિનું પહેલું લક્ષણ ગણેલું છે. માટે સૌ હરિજનોએ એ ગુણ મેળવવાની ખાસ તજવીજ રાખવી જોઇએ; કારણ કે અભયપણું એ દૈવીસંપત્તિનો પાયો છે, માટે જો પાયો મજબૂત હશે તો ઇમારત ટકી

શકશે, પણ જો પાયાનુંજ ઠેકાણું નહિ હોય તો ઉપરનું બધું ચણતર નકામું થઇ પડશે. માટે પાયો મજબૂત થાય તેમ કરો.

## આપણે આપણા આત્માનું બળ જાણતા નથી, તેથી ડર્યા કરીએ છીએ

બંધુઓ! દૈવી સંપત્તિનો મૂળ પાયો અભય છે એ વાત સાચી પણ એવું અભયપણું કયારે આવે એ તમને ખબર નથી? અને હમણાં આપણામાં નિર્ભયપણું નથી તેનાં કારણો તમે જાણો છો? જો આ બે મુદ્દાઓ આપણને સમજાય તો આપણે સહેલાઇથી નીડરપણે રહી શકીએ. માટે એ ભેદ સમજવાની આપણે તજવીજ કરવી જોઇએ, એ માટે મહાત્માઓ કહે છે કે, આપણે આપણા ધણીને ઓળખ્યો નથી, તેથી આપણને ભય લાગ્યા કરે છે, આપણે અનંત બ્રહ્માંડના નાથનું શરણું પકડયું નથી, તેથી આપણે દેડકાંઓથી ડર્યા કરીએ છીએ અને આપણે અસલ વસ્તુને ઓળખતા નથી તેથી હજારો જાતની ફોકટની ધાસ્તી રાખ્યા કરીએ છીએ, પણ જો એમ આપણને સમજાય કે હું કોણ? મારો ધણી કોણ? અને જે વસ્તુઓથી હું ડર્યા કરું છું તે વસ્તુઓનું બળ કેટલું? એ બધી બાબતો જો આપણને બરોબર રીતે સમજાય તો પછી કોઇ પણ બાબતોથી આપણને ડરવાનું રહે નહિ. કારણ કે જો એમ સમજાઇ જાય કે હું આત્મા છું, હું પરમાત્માનો અંશ છું, હું ઇશ્વરનો બાળક છું, સર્વશક્તિમાન મહાન પરમાત્મામાં જેટલા ગુણો તથા જેટલી શક્તિઓ રહેલી છે, તે સર્વ ગુણો તથા સર્વ શક્તિઓ મારા પ્રમાણમાં મારામાં પણ રહેલી છે અને એ બધા દૈવી ગુણો તથા બધી અલૌકિક શક્તિઓ જગતની બીજી દરેક વસ્તુ કરતાં હજારગણી શ્રેષ્ઠ છે. માટે જગતની બધી વસ્તુઓ ઉપર રાજ્ય ચલાવવા સારુ પરમકૃપાળુ પરમાત્માએ મને અહીં મોકલેલો છે. કંઇ વસ્તુઓથી ડરી જઇને રોયા કરવા સારુ મને અહીં મોકલેલો નથી. માટે મારે તો નિર્ભય થઇને આ સંસારમાં રહેવું જોઇએ અને સૌ વસ્તુઓને પ્રભુના નામથી પ્રભુને અર્થે મારે મારા અખત્યારમાં રાખવી જોઇએ. તેને બદલે હું પોતેજ નજીવી નજીવી વસ્તુઓથી ડર્યા કરું એ મારી કેટલી બધી નાલાયકી? હે પ્રભુ! આવી નબળાઇમાંથી, આવા અજ્ઞાનમાંથી અને આવા પોલપોલપણામાંથી મને છોડાવવાની કૃપા કર, કૃપા કર.

## બીક મટાડવાનો ઉત્તમમાં ઉત્તમ ને સહેલામાં સહેલો ઉપાય

જો આ પ્રમાણે તમે તમારા આત્માનું બળ ન સમજી શકો અને એ પ્રમાણે ન વરતી શકો તો એક બીજો વિચાર કરો અને અને તે એજ કે, મારો ધણી કોણ? મારો ધણી તો અનંત બ્રહ્માંડનો નાથ છે, મારો ધણી તો ચાંદાસૂરજનો બનાવનાર છે, મારો ધણી તો આકાશપાતાળની તમામ હકીકતો જાણનાર છે, મારો ધણી તો રજેરજનો હિસાબ કરનાર તથા બદલો આપનાર છે, મારો ધણી તો સૌ જીવોને જીવન આપનાર છે, મારો ધણી તો સૌ જાતના ઐશ્વર્યનો માલિક છે, મારો ધણી સદાકાળ રહેનારો છે, મારો ધણી પ્રેમસ્વરૂપ છે, જ્ઞાનસ્વરૂપ છે અને આનંદસ્વરૂપ છે. મારો ધણી કૃપાળામાં કૃપાળો છે, મોટામાં મોટો છે, ભલામાં ભલો છે, ડાહ્યામાં ડાહ્યો છે અને શાંતિનો સમુદ્ર છે; એટલુંજ નહિ પણ તે વરસાદનો વરસાવનાર છે, ફળોમાં રસ પૂરનાર છે, ફૂલોમાં સુગંધી મૂકનાર છે અને પ્રાણીઓને પ્રેરણાશક્તિ આપનાર છે, એ પરમકૃપાળુ પિતા પરમાત્માએ કોલ આપેલો છે કેઃ—

अनन्याश्चिंतयंतो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ।। गी. ९–२२ ।।

જે માણસો બીજા કોઈ પણ ઠેકાણે મન રાખ્યા વિના એક મારુંજ ચિંતન કરે છે અને પૂરેપૂરી રીતે મનેજ ભજે છે, તે હમેશાં મારી સાથે જોડાઇ ગયેલા માણસોનો યોગક્ષેમ હું કરું છું, એટલે કે તેને જોઇતી જરૂરની ચીજો હું પૂરી પાડું છું અને જે સાચવવા જેવી વસ્તુઓ હોય તેનું હું રક્ષણ કરું છું.

બોલો, હવે આમાં ફિકર કરવા જેવું ક્યાં રહ્યું? ભય રાખવા જેવું ક્યાં રહ્યું? અને રોયા કરવા જેવું ક્યાં રહ્યું? એ બધું તો આપણા ધણીનું બળ ન સમજીએ ત્યારેજ હોય છે, માટે આપણા ધણીનું બળ, તેનો મહિમા, તેના ગુણ, તેનું આકર્ષણ, તેનું સૌંદર્ય અને તેની મોટાઇનો વિચાર કરો, એટલે તમારી બધી જાતની ધાસ્તીઓ તરતજ ઊડી જશે. માટે ભાઇઓ! આપણા ધણી સર્વ-શક્તિમાન મહાન પરમાત્માનું બળ સમજો.

## જે વસ્તુઓથી તમે ડર્યા કરો છો તે વસ્તુઓ મોટી છે કે તમે મોટા છો?

હવે ત્રીજો એ વિચાર કરો કે, જે વસ્તુઓથી આપણે ડર્યા

કરીએ છીએ તેઓનું બળ કેટલું ? એ વસ્તુઓ આપણાથી મોટી છે કે આપણે વસ્તુઓથી મોટા છીએ? જો વસ્તુઓ આપણા કરતાં મોટી હોય તો આપણે વસ્તુઓથી ડરીએ તે વાજબી છે, પણ જો વસ્તુઓ કરતાં આપણે મોટા હોઇએ તો પછી વસ્તુઓથી ડરવાની કાંઇ જરૂર નથી. માટે હવે આપણે એ સમજવું જોઈએ કે, જગતની વસ્તુઓનું બળ વધારે કે આપણા આત્માનું બળ વધારે ? એ માટે શાસ્ત્રો તથા મહાત્માઓ કહે છે કે, જગતની દરેક વસ્તુઓ તથા દરેક બનાવ નાશવંત છે પણ આત્મા અમર છે; જગતની સર્વ વસ્તુઓ જડ છે પણ આત્મા ચૈતન્યમય છે; જગતની દરેક વસ્તુનાં રૂપ તથા ગુણ બદલાઈ જાય છે પણ આત્મા હમેશાં એકજ સ્વરૂપમાં રહે છે; જગતની દરેક વસ્તુઓ મિથ્યા છે પણ આત્મા સત્ય છે; જગતની દરેક વસ્તુનો માયાની સાથે સંબંધ છે પણ આત્માનો પરમાત્માની સાથે સંબંધ છે; જગતની વસ્તુઓ નબળા મનના માણસોની ઇન્દ્રિયો તથા મન ઉપર કેટલેક દરજ્જે અસર કરી શકે છે પણ આત્મા તો ઇન્દ્રિયો, મન, બુદ્ધિ તથા બીજી સર્વ ચીજો ઉપર સત્તા ભોગવી શકે છે અને જગતની દરેક વસ્તુનો માયાની સાથે સંબંધ છે પણ આત્માનો તો પરમાત્મા સાથે સંબંધ છે; માટે જગતની કોઇ પણ વસ્તુના બળ કરતાં આપણા આત્માનું કોટાનકોટીગણું વધારે બળ છે, માટે જગતની કોઈ પણ વસ્તુથી કદી પણ આપણે ડરવું નહિ.

## જેઓ ઇશ્વરથી ડરે છે તેઓને બીજી કોઇ પણ બાબતથી ડરવું પડતું નથી

આ પ્રમાણે વિચાર કરતાં આપણને સમજાય છે કે, હું કોણ છું ? એમ વિચારીએ તોપણ આપણને કાંઇ ડરવા જેવું લાગતું નથી, મારો ધણી કોણ છે ? એમ વિચારીએ તોપણ કોઈ ઠેકાણે બીવા જેવું જણાતું નથી અને વસ્તુઓના બળ સામે જોઇએ તો પણ ક્યાંય બીવા જેવું જણાતું નથી; છતાં પણ આપણી જિંદગીના રોજના અનુભવમાં આપણે જોઇએ છીએ કે, સાવ નજીવી નજીવી બાબતોમાં પણ વારંવાર આપણે ડર્યા કરીએ છીએ આનું કારણ શું ? એનું કારણ એ છે કે, હજી સુધી આપણે ઇશ્વરને ઓળખ્યો નથી પણ માયાની ગુલામગીરીમાંજ પડ્યા રહ્યા છીએ, તેથીજ આપણે નજીવી નજીવી બાબતોથી પણ ડર્યા કરીએ છીએ. જેમકે, જે મજબૂત મનના માણસો હોય, જેઓમાં ધર્મનું બળ

હોય, જેઓએ પોતાના ધણીને ઓળખ્યો હોય, જેઓને પોતાના આત્માનું બળ સમજાયું હોય અને જેઓનો જીવ જાગેલો હોય તથા જેઓને જગતનું મિથ્યાપણું સમજાયું હોય અને જેઓનાં અંતરમાં પ્રભુની તાલાવેલી લાગી હોય, જેઓ વિરહની આગમાં બળતા હોય અને જેઓ પાણીથી વિખૂટી પડેલી માછલીની માફક પોતાના ઊછળતા પ્રેમને લીધે તરફડતા હોય, તેઓને લોકલાજની દરકાર રહેતી નથી, તેઓને કુળનાં બંધનો નડતાં નથી અને તેઓને શાસ્ત્રના વિધિનિષેધો પણ નડતા નથી; પણ તેઓ તો પોતાનાં અંતઃકરણના હુકમ પ્રમાણેજ ચાલે છે, તેઓ તો પોતાના નાથની ઇચ્છા પ્રમાણેજ ચાલે છે, તેઓ તો પોતાના વિશ્વાસની દોરી ઉપરજ ચાલે છે, તેઓ તો પોતાની ભાવનાઓમાંજ મસ્ત હોય છે અને તેઓ તો પોતાના અલૌકિક મહાન આનંદમાં જગતની નજીવી નજીવી બાબતોનું ભાન ભૂલી ગયેલા હોય છે, તેથી પ્રેમઘેલુડી વ્રજની ગોપીઓની પેઠે તેઓનાં બધી જાતનાં બંધનો તૂટી ગયેલાં હોય છે અને દરેક બાબતમાં તેઓ નિર્ભય થઇ ગયેલા હોય છે. તેથી શરીરનાં દુઃખોથી તેઓ ડરતા નથી, ખાવાપીવાની બાબતોથી તેઓ ડરતા નથી, ઇન્દ્રિયોના જુસ્સાથી તેઓ ડરતા નથી, મનના વિકારોથી તેઓ ડરતા નથી, વાણીના વિલાસોથી કે વાણીનાં બાણોથી પણ તેઓ ડરતા નથી, મનને હલાવી નાખનારા સંકલ્પવિકલ્પના બળથી પણ તેઓ ડરતા નથી, બુદ્ધિના તર્કવિતર્કથી પણ તેઓ ડરતા નથી, ધનના વધારાથી કે ધનના નાશથી પણ તેઓ ડરતા નથી, શરીરના રોગોથી તેઓ ડરતા નથી, ભૂતપ્રેત કે દેવદેવીઓથી તેઓ ડરતા નથી, મસાણ કે રણસંગ્રામ વગેરે ભયંકર જગ્યાઓથી તેઓ ડરતા નથી, જુલમી અમલદારોથી કે બહારવટિયાઓ વગેરે ત્રાસદાયક જુલમીઓથી પણ તેઓ ડરતા નથી, વિરોધીઓનાં કઠણ વચનોથી પણ તેઓ ડરતા નથી, સ્ત્રીઓના પ્રેમથી કે સ્ત્રીઓની કુટિલતાથી તેઓ ડરતા નથી, નાતજાતનાં બંધનોથી તેઓ ડરતા નથી, કુટુંબની સગવડોઅગવડો કે રિવાજોથી પણ તેઓ ડરતા નથી, પોતાને આગળ વધારનારા અભ્યાસમાં પડતી અડચણોથી તેઓ ડરતા નથી, ભલાં કામ કરવામાં નડતી પ્રથમની મુશ્કેલીઓથી પણ તેઓ ડરતા નથી અને જીવવાની ઇચ્છાને લીધે મોતથી લોકો ડર્યા કરે છે તેમ તેઓ મોતથી પણ ડરતા નથી; અને આબરૂની બીક સારુ લોકલાજ પ્રમાણે પોલંપોલ ચલાવી તેઓ નરકમાં જવાનું પસંદ

કરતા નથી, પણ આ બધી બાબતોમાંથી તથા એવીજ બીજી હજારો બાબતોમાંથી તેઓ પોતાનો રસ્તો કાઢી લે છે અને આ બધી બાબતોમાં તેઓ નીડરપણે રહી શકે છે. આવી આવી કોઇ પણ જાતની બીકને તેઓ આધીન થઇ જતા નથી, પણ પોતાનાં અંતઃ-કરણની પ્રેરણા પ્રમાણે, પોતાની શુદ્ધ ભાવનાઓ પ્રમાણે અને પોતાના પ્રભુના હુકમ પ્રમાણે નિર્ભયપણે તેઓ આગળ ચાલ્યા જાય છે. પોતાનાં અંતઃકરણના અવાજ આગળ, અથવા ભગવદ્દઇચ્છા આગળ અથવા પોતાના નાથના હુકમની આગળ અથવા પોતાના જાગેલા જીવના તરફડાટ આગળ અથવા પોતાના મહાન વિશ્વાસના બળની આગળ અથવા પોતાના આત્મિક બળની આગળ જગતની દરેક બાબત તેમને બહુજ નજીવી લાગી જાય છે, તેથી જગતની કોઈ પણ વસ્તુથી તેઓ ડરતા નથી, પણ માત્ર પોતાનો ધર્મ ન ચૂકી જવાય એટલીજ વાતથી તેઓ ડરે છે, એ સિવાય બીજી કોઈ પણ વાતથી તેઓ ડરતા નથી; કારણ કે તેઓ અનંત બ્રહ્માંડના નાથથી ડરે છે, એટલે પછી કીડીમંકોડીથી, દેડકાંઓના ડ્રાંઉ ડ્રાંઉથી, અંધારી જગ્યાઓથી કે પોતાનાં અંતઃકરણની વિરુદ્ધના રિવાજોથી તેઓ ડરતા નથી; પણ વ્રજની પ્રેમઘેલુડી ગોપીઓની પેઠે પોતાના નાથના પ્રેમમાં મસ્ત થઇને નીડરપણે ધર્મના માર્ગમાં પોતાના પ્રભુને પગલે પગલે ચાલ્યા કરે છે. અને યાદ રાખજો કે જેઓમાં આવું નીડર-પણું હોય, જેઓ જગતની દરેક બાબતની વચ્ચેથી પણ પોતાનાં અંતઃકરણની પ્રેરણાઓને રસ્તો આપી શકતા હોય અને લોક-લાજની કે ઘરસંસારની નાની નાની બાબતો કરતાં જેઓ મહાન ઈશ્વરના પવિત્ર હુકમને વધારે સારો સમજતા હોય, તેઓજ આવું નિર્ભયપણું રાખી શકે છે અને જે હરિજનો આવું નીડર-પણું રાખી શકે તેમને દૈવીસંપત્તિના બીજા બધા ગુણો એની મેળે મેળે પ્રાપ્ત થતા જાય છે, કારણ કે દૈવીસંપત્તિના બધા ગુણોનું મૂળ અભયપણું છે, માટે જ્યાં અભયપણું હોય ત્યાં ઘણી જાતના ગુણો સ્વભાવથીજ આવી મળે છે.

## બધા સદ્દગુણોનું મૂળ "ડરવું નહિ" એ છે

સત્ય પાળવા પોતાની મરજી હોય પણ જો એમ બીક લાગે કે આવી રીતે સાચેસાચું કહી દેવાથી લોકોને ગમશે નહિ અથવા સાચું બોલવું એ સગાંઓના કોઇ એક જાતના નાનકડા સ્વાર્થની વિરુદ્ધમાં જાય છે અથવા સાચું બોલવાથી કરોળિયાની

જાળ જેવા કાયદામાં ફસી પડાય છે અથવા સાચું બોલવાથી કોઇ દોસ્તને માઠું લાગે એમ છે, તો આવા સંજોગોમાં બીકણુ માણુસો સાચું બોલી શકે નહિ, પણુ પ્રભુપ્રેમને લીધે જેઓમાં આત્મિક બળ આવી ગયું હોય અને જેઓમાં પોતાના નાથનું બળ આવી ગયું હોય, તેઓમાંજ દૈવીસંપત્તિનો પહેલો મહાન ગુણુ અભયપણું આવે છે અને જેમનામાં અભયપણું આવેલું હોય તે હરિજનો આવા પ્રસંગોમાં પણુ નીડરપણે સાચું બોલી શકે છે. આવીજ રીતે નમ્રતા રાખવી એ દૈવીસંપત્તિનું લક્ષણુ છે, પણુ જે મોટા માણુસો પોઝિશનની પોલમાં ફસાઇ પડ્યા હોય, તેઓ સમજ્યા છતાં નમ્રતા રાખી શકતા નથી; કારણુ કે નમ્રતા રાખવામાં તેમને તેમનો દરજ્જો નડે છે, તેઓની દોલત નડે છે, તેઓના વૈભવો નડે છે, તેઓની સોબત નડે છે અને તેઓને લોકલાજ કે પોતાની ખાનદાની નડે છે, પણુ જે હરિજનોમાં પ્રભુપ્રેમના બળથી નિર્ભયપણું આવી ગયું હોય તે હરિજનો એવી નાની નાની બધી બાબતોને લાત મારીને દૂરની દૂર રાખે છે અને નમ્રતાને આગળ રાખે છે. પણુ આમ ક્યારે બની શકે એ તમને ખબર છે? જ્યારે મનમાં અભયપણું આવે ત્યારેજ એમ બની શકે છે. આવી રીતે અંતઃકરણુમાં અભયપણું આવી જવાથી બીજા ઘણી જાતના સદ્‌ગુણો પાળી શકાય છે, કારણુ કે કોઇ પણુ જાતના સદ્‌ગુણોને પાળવા માટે જે બળ જોઇએ તે બળ અભયપણુામાં છે. માટે જેનામાં અભયપણું આવે તેનામાં પોતાની મેળે મેળે ઘણી જાતના સદ્‌ગુણો આવી શકે છે, માટે અભયપણું એ દૈવીસંપત્તિનું મુખ્ય લક્ષણુ છે અને એજ ઇશ્વરના કૃપાપાત્ર હરિજનોનું પહેલું લક્ષણુ છે. માટે જો ઇશ્વરના કૃપાપાત્ર થવું હોય, ઇશ્વરી ધર્મ પાળવાનું સાચું બળ મેળવવું હોય, પોતાના બંધુઓના મદદગાર થવું હોય અને પોતાના આત્માનું કલ્યાણુ કરવું હોય તો આપલપોપલિયામાં ને પોલંપોલમાં પડ્યા રહો મા, પણુ પોતાના આત્માનું તથા સર્વશક્તિમાન મહાન ઇશ્વરનું બળ સમજીને તથા અનુભવીને નિભય થાઓ–નિર્ભય થાઓ.

અભયપણું એ દૈવી સંપત્તિનું મૂળ છે અને તે ઇશ્વરના કૃપાપાત્ર ભક્તનું પહેલું લક્ષણુ છે, એમ જાણ્યા પછી હવે એવા ભક્તને તેની ભક્તિનું પહેલું ફળ શું મળે? એ બાબત જાણુવાની જરૂર છે. માટે હવે સ્વર્ગની સીડીના ચોથા પગથિયામાં ભક્તિનું પહેલું ફળ બતાવવામાં આવશે.



# પગથિયું ૪ થું–ભક્તિનું પહેલું ફળ

## ફળ વિનાનું કોઇ કામ હોય નહિ
## આ સંસારમાં સુખી જિંદગી ભોગવવી એ ભક્તિનું પહેલું ફળ છે

કુદરતનો એવો મહાનિયમ છે કે, ફળ વિનાની ચીજ હોયજ નહિ, કારણ કે દરેક કાર્યનું કાંઇક પરિણામ તો હોયજ. આવો નિયમ હોવાથી નાની બાબતોમાં નાનો બદલો મળે છે અને મોટી બાબતોમાં મોટો બદલો મળે છે. ત્યારે હવે આપણે એ વિચાર કરવો જોઇએ કે ભક્તિનું પહેલું ફળ શું ? કારણ કે આપણે ચોખ્ખી રીતે જોઇએ છીએ કે, જે માણસ ઝાડ વાવે છે તેને પણ ફળ કે છાયા મળે છે, જે લોકો પશુઓને કે પંખીઓને કેળવે છે તેઓને પણ લાભ થાય છે, જે માણસ અગ્નિ પાસે બેસે છે તેને પણ ગરમી મળે છે અને જે મજૂરો સારા માણસોની મજૂરી કરે તેઓને પણ ઘણો ફાયદો થાય છે, ત્યારે જે હરિજનો સર્વશક્તિમાન પરમ-કૃપાળુ મહાન ઈશ્વરની ભક્તિ કરતા હોય તેઓને ઘણોજ મોટો લાભ મળે એમાં કાંઇ નવાઇ નથી; કારણ કે જગતનાં બીજાં કોઇ પણ કામો પાર પાડવા સારુ જેટલી મહેનત કરવી પડે, જેટલો પોતાના સ્વાર્થનો ભોગ આપવો પડે અને જેટલું પોતાના મનને વશ રાખવું પડે, તે કરતાં મહાન ઈશ્વરની ભક્તિ કરવામાં હરિ-જનોને વધારે મોટા ભોગો આપવા પડે છે.

## ભક્તિ એટલે શું ?

જેમકે શ્રદ્ધા રાખવી જોઇએ, ઈશ્વર ઉપર તથા જગતના સૌ જીવો ઉપર પ્રેમ રાખવો જોઇએ, પાપી વિચારોથી બચવું જોઇએ, યથાશક્તિ દાન કરવું જોઈએ, મનને, વાણીને તથા ઇંદ્રિયોને વિષ-યોમાં રમતી અટકાવવી જોઇએ, મહાત્માઓનો સત્સંગ કરવો જોઇએ, ઈશ્વરને અર્થે ભલાં કામો કરવા સારુ પોતાના સ્વાર્થનો

ભોગ આપતાં શીખવું જોઇએ, અનેક જાતના વિકારોમાંથી બચવા સારુ વ્રત કરતાં શીખવું જોઇએ, ઇશ્વરી જ્ઞાનની ખૂબી તથા હરિજનોનો પ્રેમ જોવા સારુ યાત્રાઓ કરવી જોઈએ, અંતરમાંથી એક જાતનો સ્વાભાવિક કુદરતી અલૌકિક આનંદ લૂંટવા સારુ ધ્યાન ધરતાં શીખવું જોઇએ અને મારા નાથની ઇચ્છા એજ મારી ઇચ્છા, મારા નાથનો રસ્તો એજ મારો રસ્તો, મારા નાથને ગમે એજ મને ગમે અને મારા નાથના હુકમો પાળવા એજ મારી જિંદગીનું સુખ. આવી રીતે ઈશ્વરને અર્પણ થઇને ઉત્તમમાં ઉત્તમ રીતે જિંદગી ગાળવી તેનું નામ ભક્તિ છે અને યાદ રાખજો કે, આવી સાચી ભક્તિનીજ ઇશ્વરની હજૂરમાં ખરી કિંમત છે, ત્યારે હવે એ જાણવું જોઇએ કે આવી મહાન ભક્તિનું આ જિંદગીમાં પહેલું ફળ શું ? એમાટે શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ—

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम् ।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः ॥ गी. २–३७ ॥

હે અર્જુન ! જો તું યુદ્ધ કરતાં એટલે કે તારો ધર્મ બજાવતાં માર્યો જઇશ તો સ્વર્ગ પામીશ અને જીતીશ તો પૃથ્વીનું રાજ્ય ભોગવીશ, માટે નિશ્ચય કરીને યુદ્ધ કરવા એટલે કે તારો ધર્મ પાળવા ઊઠ.

## આ વાત કાંઇ એકલા અર્જુન માટેજ નથી પણ જગતનાં સૌ માણસો માટે છે

બંધુઓ ! યાદ રાખજો કે, આ વાત કાંઇ એકલા અર્જુન માટેજ નથી પણ જગતનાં સૌ માણસો માટે છે, કારણ કે જેમ અર્જુનને દુષ્ટવૃત્તિવાળા કૌરવોની સાથે લડવું પડયું હતું, તેમજ આપણે પણ આપણામાં જે કામ, ક્રોધ, લોભ, મોહ, અભિમાન વગેરે આસુરી વૃત્તિઓ છે તેની સામે યુદ્ધ કરવાનું છે અને એવું યુદ્ધ કરવું તેનુંજ નામ ભક્તિ છે અને એ યુદ્ધમાં જય મેળવવો એજ ધર્મનું પહેલું ફળ છે. ભગવાન કહે છે કે, જો જય મેળવીશ તો આ પૃથ્વીનું રાજ્ય ભોગવીશ અને યાદ રાખજો કે, રાજ્ય ભોગવવામાં તો બધી જાતનાં સુખો આવી જાય છે. જેમકે, ધનનું સુખ, વૈભવોનું સુખ, માનઆબરૂનું સુખ, મિત્રોનું સુખ, કુટુંબનું સુખ, નોકરચાકરોનું સુખ, ગાડીઘોડાનું સુખ, વાડીવજીફાનું સુખ, પરમાર્થનું સુખ અને પોતાની સત્તાનું સુખ વગેરે ઘણી જાતનાં

સુખો આવી જાય છે; પણ હવે સવાલ એ ઊઠે છે કે, અર્જુનને તો પોતાનો ધર્મ પાળવાથી એટલે કે પોતાની ફરજ બજાવવાથી પૃથ્વીનું રાજ્ય મળે તેમ હતું અને રાજ્ય મળે ત્યારે આ બધાં સુખો ભોગવી શકે એમાં કાંઇ નવાઇ નથી, પણ આપણે આપણો ધર્મ પાળીએ તેથી કાંઇ રાજ્ય મળવાનું નથી, માટે આપણે કેવી રીતે એ બધાં સુખો ભોગવી શકીએ? અને એ બધાં સુખો ભોગવી શકીએ નહિ ત્યાં સુધી અર્જુન સાથે આપણી સરખામણી કેવી રીતે થઇ શકે? આમ ઘણાં માણસોને લાગે, તેના જવાબમાં સૌ ભાઇબહેનોએ જાણવું જોઇએ કે, ધર્મ પાળવાથી માત્ર અર્જુનનેજ રાજ્ય મળ્યું હતું અને આપણને ન મળે એમ કાંઇ નથી, પણ જો ધર્મ પાળીએ તો અર્જુનની પેઠેજ આપણને પણ એક પ્રકારનું મહારાજ્ય મળી શકે તેમ છે અને એ રાજ્યથી આ પૃથ્વી ઉપર આપણે પણ સુખ તથા સત્તા ભોગવી શકીએ તેમ છીએ.

## આત્માનું સ્વરાજ્ય

ત્યારે હવે સવાલ એ છે કે, એ રાજ્ય કયું? મહાત્માઓ કહે છે કે, એનું નામ સ્વરાજ્ય છે, એનું નામ આત્માનું રાજ્ય છે અને વધારે ઊંડા ઊતરીને કહીએ તો એનું નામ પરમાત્માનું રાજ્ય છે. હવે વિચાર કરો કે, જેમના આત્માનું રાજ્ય થાય, જેમનું પોતાનું રાજ્ય થાય અને જેમની અંદર પરમાત્માનું રાજ્ય થાય તે ભાગ્યશાળી હરિજનો કેટલાં બધાં મહાન સુખો ભોગવી શકે, એ જરા ખ્યાલ તો કરો! માટે એવો અલૌકિક આનંદ ભોગવવા સારુ આપણે આપણો ધર્મ પાળવો જોઇએ અને આપણી અંદર આપણા આત્માનું તથા પરમાત્માનું રાજ્ય થાય એમ આપણે કરવું જોઇએ. ત્યારે હવે સવાલ એ ઊઠે છે કે, શું હમણાં આપણા આત્માનું રાજ્ય નથી? જવાબ, ના. હમણાં આપણા આત્માનું રાજ્ય નથીજ. હમણાં તો આપણો આત્મા બુદ્ધિના તાબામાં છે, મનના કબજામાં છે, ઇંદ્રિયોના હુકમમાં છે, દેહના બંધનમાં છે અને લોકાચારના કેદખાનામાં છે, તેથી તે પરાધીન છે. માટે એ કેદખાનામાંથી તેને છોડાવવો અને એ સૌ બાબતો ઉપર તેની સત્તા ચાલવા દેવી એ ધર્મનું પહેલું ફળ છે.

## જેના જીવનમાં પરમાત્માનું રાજ્ય હોય તેજ સૌથી વધારે સુખી હોય છે

જ્યારે આપણામાં ઈશ્વરનું રાજ્ય થાય એટલે કે શુદ્ધ અંતઃ-

કરણની પ્રેરણાઓ પ્રમાણે ચલાય, ભગવાનની ઇચ્છા પ્રમાણે ચલાય અને આત્માના અલૌકિક–સ્વાભાવિક મહાન ગુણો પ્રમાણે ચલાય ત્યારે તે સ્વરાજ્ય કહેવાય છે અને સર્વશક્તિમાન દયાળુ મહાન ઈશ્વરે એવી દયા કરેલી છે કે, કોઇ પણ માણસ જો ધારે તો એવું સ્વરાજ્ય મેળવી શકે અને જેને આવું પોતાના આત્માનું સ્વરાજ્ય મળે તથા પોતાના જીવનની અંદર પરમાત્માનું રાજ્ય મળે, તે ભાગ્યશાળી હરિજન જગતમાં સૌ કરતાં વધારે સુખી હોય તેમાં નવાઇ શી? કારણ કે બધી જાતનાં દુઃખો પરાધીનતામાં હોય છે અને સૌ જાતનાં સુખો પરમાત્માના તથા આત્માના રાજ્યમાં હોય છે, માટે આપણે સૌએ એવું અલૌકિક ચક્રવર્તી રાજ્ય મેળવવાની બને તેટલી કોશિશ કરવી જોઇએ.

## આપણી હાલની જિંદગીમાંજ સુખ મેળવવાના ઉપાય

હવે આપણે એ સમજવું જોઇએ કે, પરમાત્માનું રાજ્ય મેળવવાથી આપણી હાલની જિંદગી કેવી રીતે સુખી થઈ શકે? જો એ ભેદ આપણને સમજાય તો ઈશ્વરી રસ્તામાં બહુજ સહેલાઇથી આપણે ઘણાયે આગળ વધી શકીએ તથા આપણી જિંદગી સુધારી શકીએ અને આપણી હાલની જિંદગી સુધારવી તથા આ સંસારમાંજ ને આ જિંદગીમાંજ સૌથી ઉત્તમમાં ઉત્તમ સુખ ભોગવવું એજ ધર્મનું પહેલું ફળ છે. માટે આપણે હમણાંજ કેમ સુખી થઇ શકીએ? એ ભેદ સમજવો જોઇએ. એ માટે મહાત્માઓ કહે છે કેઃ—

બીજા સાંસારિક લોકો કરતાં સાચા હરિજનોને દેહનાં દુઃખો બહુ ઓછાં હોય છે, કારણ કે જે માણસો ખાવાપીવામાં નિયમ ન રાખે, સૂવાબેસવામાં નિયમ ન રાખે, મોજશોખની હદ ન રાખે અને એવી નજીવી બાબાતોના વિચારોમાંજ પોતાની જિંદગી ગુમાવી નાખે તે માણસોને શરીરના રોગો વધારે થાય છે; કારણ કે આપણી રહેણીકરણી ઉપર રોગોનો આધાર છે. જો આપણી રહેણીકરણી સારી હોય તો રોગોથી બચી શકાય છે, અને જો આપણી રહેણીકરણી ખરાબ હોય તો રોગો જોર પકડી શકે છે. માટે દુનિયાદારીના જે માણસો પોતાના હદબહારના મોજશોખમાં તથા શરીરનાં સુખ સામે જોયા કરવામાંજ પડ્યા રહે તેઓને વધારે રોગો થાય છે, પણ જે હરિજનો મોજશોખની દરકાર ન રાખતા હોય, કુદરતના નિયમો પ્રમાણે ચાલતા હોય

અને દૈવેચ્છાથી કદાચ દુઃખ આવી પડે તો એ દુઃખને ભગવદ્‌-ઇચ્છા સમજીને સહેલાઇથી ખમી લેતા હોય તેઓને દેહનાં બહુ દુઃખો થતાં નથી અને જો કદી થોડાંઘણાં દુઃખો થાય તો તે જલદીથી મટી જાય છે; કારણ કે હાલના શ્રીમંત લોકો જેમ રોગોના વિચારોમાંજ પોતાનાં મગજો રોકેલાં રાખે છે અને સહેજ હેડકી થઇ હોય કે જરા માથું દુખતું હોય તોપણ આખો દિવસ ડોકટરના નામનો જપ કર્યા કરે છે અને બીજા ખુશામતિયાઓ પાસેથી એવીજ વાતો સાંભળ્યા કરે છે કે, ઓહો ! આપને શરદી કેમ થઇ ગઇ ? એનો જલદી ઉપાય કરવો જોઇએ. કોઇ ડોકટરને બોલાવ્યા છે કે નહિ ? હમણાંની હવામાં શરદી બહુજ ખરાબ, તમારી તબિયત બહુજ નાજુક છે, માટે ખૂબ સંભાળજો; આજનો વખત ખરાબ, માટે જરાક કંઇક થાય ત્યાં મને તો બહુજ ફિકર લાગે, તેથી જેવું મેં સાંભળ્યું કે તમને સળેખમ થયું છે કે તરત હું દોડતો આવ્યો. આવી આવી રીતે આજુબાજુવાળાં સ્વાર્થી માણસો કાગનો વાઘ કર્યા કરે છે અને રજનું ગજ કરી એના એ ભયભરેલા વિચારો નજર આગળ રાખ્યા કરે છે, તેથી તેઓ વધારે વધારે માંદા પડતા જાય છે; કારણ કે મનની અસર તન ઉપર થાય છે અને તનની અસર મન ઉપર થાય છે; માટે જેમનાં મન નબળાં હોય તેમનાં શરીર રોગી હોય છે. પણ જે હરિજનો હોય તેઓ એવી બાબતોની ઝાઝી દરકાર રાખતા નથી, કારણ કે તેઓને એવી નકામી ખુશામતની વાતો સાંભળવાનો વખત હોતો નથી; એટલુંજ નહિ પણ તેઓ પોતાના બંધુઓની સેવા કરવાના કામમાં તથા ઈશ્વરના મહિમાના ઊંચી જાતના વિચારોમાં એટલા બધા મસ્ત થઇ ગયેલા હોય છે કે, નજીવી નજીવી ચીજોના તેઓને ખ્યાલજ આવી શકતા નથી, તેથી કુદરતી રીતેજ તેઓને ઘણી જાતના રોગો થતા નથી, એટલે તેઓ બીજાઓના કરતાં ઘણીજ સારી રીતે શરીરનાં સુખો ભોગવી શકે છે. માટે શરીરને નીરોગી રાખવું ને આરોગ્યનું સુખ ભોગવવું એ ભક્તિનું પહેલું ફળ છે.

## વ્યાવહારિક માણસોને જેવાં દુઃખો થાય છે તેવાં દુઃખો હરિજનોને થતાં નથી

વ્યાવહારિક માણસોની ઇંદ્રિયો તેઓને વશ હોતી નથી, તેથી તેઓને ઘણી જાતનાં દુઃખો થાય છે. જેમકે, કોઇને નાટકનો

શોખ હોય તો તે હદ ઉપરાંત ઉજાગરા કરીને નાટકો જુએ છે, તેથી તેઓની તંદુરસ્તી બગડે છે. કોઇને ગાયનનો બહુ શોખ હોય તો એ શોખ સારુ ઘણી જાતની ઉપાધિઓ ને ઘણી જાતના ખર્ચો ભોગવે છે, એટલુંજ નહિ પણ તેમાં એટલા બધા ગાંડતૂર થઇ જાય છે કે, બીજી જરૂરની બાબતોને પણ ભૂલી જાય છે તથા તંદુરસ્તીના નિયમોની પણ દરકાર રાખતા નથી, તેથી તેઓને ખાસ ચાહીને બીમારી ભોગવવી પડે છે. આવીજ રીતે કોઇને દારૂનું, અફીણનું, ભાંગનું, ગાંજાનું, તંબાકુનું, કોકેનનું કે એવાંજ બીજાં કોઇ ખરાબ વ્યસનોનું લફરું લાગી ગયેલું હોય છે, તેથી તેઓ આરોગ્યના નિયમો પાળી શકતા નથી, એટલે માંદા પડે છે ને હેરાન થાય છે. કોઇને જીભનો સ્વાદ બહુ વધારે હોય છે, તેથી પોતાની હોજરી ઉપર ઘાતકીપણું ગુજારે છે અને આખો દહાડો ખાવાપીવામાંજ ગુમાવી નાખે છે તથા એ જાતના વિચારોમાંજ હમેશાં પડ્યા રહે છે, તેથી દિનપ્રતિદિન તેઓની તબિયત વધારે ને વધારે ખરાબ થતી જાય છે. આવીજ રીતે કોઇ સુગંધીઓની પાછળ દીવાના થયેલા હોય છે, તેઓ જુદી જુદી જાતનાં સેન્ટ, પોમેડ, સુગંધી તેલો અને અત્તરો પાછળજ લાગેલા હોય છે અને એમાંજ પોતાનો કીમતી વખત, ઘણા પૈસા તથા પોતાની અમૂલ્ય તંદુરસ્તી ખોઇ નાખે છે અને કોઇ નજીવી ચીજો જોવામાં તથા વિષયવાસનામાં પોતાની મહાન શક્તિઓ ગુમાવી દે છે. આવી રીતે પોતાની જુદી જુદી ઇન્દ્રિયોને રાજી રાખવા જુદા જુદા માણસો પોતાની અલૌકિક શક્તિઓ ગુમાવી દે છે, પણ ઈશ્વરનો મહિમા સમજનારા જ્ઞાની મહાત્માઓ અને પ્રેમી ભક્તો એવી રીતે પોતાની ઇન્દ્રિયોનો દુરુપયોગ કરતા નથી. તેઓ તો પોતાની ઇન્દ્રિયોના જોરને જગતની સેવા કરવાના કામમાં વાપરે છે, તેઓ તો પોતાની ઇન્દ્રિયોનો પોતાના આત્માનું સ્વરાજ્ય સ્થાપવામાં ઉપયોગ કરે છે અને તેઓ તો પરમકૃપાળુ સચ્ચિદાનંદ પરમાત્માની સાથે એકતા કરવામાંજ પોતાની ઇન્દ્રિયોનો ઉપયોગ કરે છે; તેથી વ્યાવહારિક અજ્ઞાન લોકોને પોતાની ઇન્દ્રિયોના માઠા ઉપયોગથી જે જાતનાં દુઃખો થાય છે તે જાતનાં દુઃખો હરિજનોને થતાં નથી. તેથી તેઓ પોતાની આ જિંદગીમાંજ બીજાઓના કરતાં ઘણું વધારે સુખ ભોગવી શકે છે અને એવી રીતે વર્તમાનકાળમાંજ સુખ ભોગવવું એ ભક્તિનું પહેલું ફળ છે.

## સાંસારિક લોકોના કરતાં હરિજનો પોતાની ચાલુ જિંદગીમાંજ વધારે સુખો ભોગવી શકે છે તેનાં કારણો

બીજા સાંસારિક લોકોના કરતાં હરિજનો પોતાની આ જિંદગીમાંજ વધારે સુખ ભોગવે છે તેનું ત્રીજું કારણ એ છે કે, સાંસારિક લોકોની વાણીમાં કઠોરતા હોય છે ને સ્વાર્થી પણ હોય છે, એટલુંજ નહિ પણ બીજાઓની વાણી મારું-તારું કરનારી અને લાગણી વિનાની હોય છે, તેથી તેઓની વાણી બીજા માણસોને ગમતી નથી; છતાં પણ એવા લોકોને ખાસ ચાહીને વધારે બકવાટ કરવાની ટેવ પડી ગયેલી હોય છે, તેથી આકરું બોલવાને લીધે ઘણા લોકોને સૌ સાથે વારંવાર કજિયા થયા કરે છે, પણ ભક્તોની વાણી મીઠી હોય છે, સાચી હોય છે, કંઇક ખાસ ખૂબીવાળી હોય છે, સૌને ગમી જાય એવી હોય છે અને પોતાનું તથા બીજાઓનું કલ્યાણ કરનારી હોય છે, એટલુંજ નહિ પણ તેઓ પ્રસંગોપાત્ત બહુ થોડું અને જરૂર જેટલુંજ બોલે છે અને જે બોલે છે તેમાં કાંઇક ઊંડું તત્ત્વ, ઊંચો અનુભવ કે સાચી શિખામણ હોય છે અને તે પણ બહુજ લાગણીથી, બહુજ નરમાશથી, બહુજ પ્રેમથી અને બહુજ સરળતાથી કહે છે, તેથી સામા માણસ ઉપર તેની તુરતજ છાપ પડે છે, એટલે સામો માણસ એવા ભક્ત તરફ કુદરતી રીતેજ માનની નજરથી જુએ છે, તેનું કહ્યું માને છે, તેનાં વખાણ કરે છે અને તેની સેવા કરવાનું તેઓને મન થઇ જાય છે, એથી હરિજનો આ જિંદગીમાંજ સુખ પામી શકે છે અને તેઓના સંગમાં આવનારા માણસો પણ સુખી થાય છે; કારણ કે આ જગતમાં વાણીની અસર બહુ મોટી છે અને તેથીજ આપણે જોઇએ છીએ કે, વગરમફતના હજારો કજિયાઓ વાણીની કઠોરતામાંથીજ ઉત્પન્ન થાય છે. જેમકે વ્યાવહારિક માણસો પાણીના નળની નીચે ભેગા થઇ ગયા હોય તો એક માણસને બીજો કોઇ માણસ કહે કે, ખસ ખસ, આટલી બધી વાર શું લગાડે છે? અરધો કલાક થયાં નળ રોકીને બેઠો છે ને અમે સૌ ઊભા રહ્યા છીએ તે દેખતો નથી? ત્યારે બીજો કહે છે કે, શું તારા બાપનો નળ છે કે મિજાજ કરે છે? એવો મિજાજ મારી પાસે નહિ ચાલે! ઘરમાં બાયડી ઉપર મિજાજ કરે તે ચાલે, બીજા તે શું કરવા સાંખે? આમ બોલતાં બોલતાં લડી પડે છે, પણ તેને બદલે જો કોઇ

હરિજન હોય તો તે કહે કે ભાઇ, જરા જલદી કરો હો. તેમ છતાં પેલો મૂર્ખદાસ અક્કડબાજ જવાબ આપે કે, જલદીબલદી કાંઇ નહિ થાય, અમને તો વાર લાગશે. ત્યારે તે ભક્ત ઊલટા ઠંડા પડી જઇને કહે કે, કાંઇ ફિકર નહિ બાપુ, અમે ઊભા છીએ. આવી શાંતિ, આવી ભલાઇ ને આવી મીઠાશનું પરિણામ જરાક વારમાં એ આવે છે કે, પેલો અણઘડ માણસ પોતાના મનમાં શરમાઇને અંતે ત્યાંથી ખસી જાય છે અને એ ભક્તને જગ્યા આપે છે. આવીજ રીતે રેલવેમાં બેઠેલા માણસો પોતાની પાસે ખાલી જગ્યા પડી હોય છતાં પણ બીજા માણસોને પોતાના ડબામાં બેસવા દેતા નથી, તેથી ઘણી વખત હલકી જાતની બોલાચાલી અને તેરીમેરી થાય છે, પણ જે હરિજન હોય તે એવી બાબતોમાં પોતાની જીભ ખરાબ કરતા નથી, પણ ઊલટા પોતે જરા સંકડાઇને પણ બીજાઓને જગ્યા કરી આપે છે. આ પ્રમાણે મંદિરોમાં, નાટકોમાં, પાડોશીઓમાં, સ્કૂલોમાં, વીશીઓમાં અને નાહવાની જગ્યાઓમાં વગરમફતના હમેશાં હજારો કજિયા થયા કરે છે અને તે બધા કજિયાનું કાંઇ પણ ખાસ કારણ હોતું નથી કે એમાં કાંઈ ઊંડાં વેરઝેર હોતાં નથી, પણ માત્ર વાણીની કઠોરતામાંથીજ એવી રીતના કજિયા થાય છે અને તેથી લાખો માણસો વિનાકારણ પોતાની વાણીને અંકુશમાં ન રાખવાથીજ દુઃખ પામ્યા કરે છે, પણ ઇશ્વરના કૃપાપાત્ર હરિજનો બધા પ્રસંગોમાં પોતાની વાણીને વશ રાખી શકે છે; તેથી તેઓ આ જિંદગીમાંજ બીજાઓના કરતાં ઘણું વધારે સુખ ભોગવી શકે છે અને એવી રીતે આ જિંદગીમાંજ સુખ ભોગવવું એ ભક્તિનું પહેલું ફળ છે.

## સાધારણ માણસોનાં મન બહુ નબળાં હોય છે તેથી તેઓ દુઃખી રહે છે અને હરિજનોનાં મન મજબૂત હોય છે તેથી તેઓ સુખી હોય છે

સાંસારિક માણસો પોતાનાં મનમાં હંમેશાં તદ્દન નકામા સંકલ્પવિકલ્પ કર્યા કરે છે અને આગલીપાછલી સાવ ખોટેખોટી ફિકરચિંતા કર્યા કરે છે, તેથી તેઓ વગરમફતના પોતાની મેળેજ દુઃખી થાય છે, પણ જે હરિજનો હોય છે તેઓ તો પોતાની લગામ ઇશ્વરને સોંપી દે છે, તેથી તેઓ પોતે પોતાની હલકી જાતની ફિકરો કરતા નથી; એટલુંજ નહિ પણ પોતાનું મન ઊંચી જાતના વિચારોમાં તથા ઇશ્વરનાં ગુણગાનમાં કે નામસ્મરણમાંજ રોકી રાખે છે

તેથી તેઓને દુઃખના વિચારો આવી શકતા નથી, પણ ખાસ આનંદનાજ વિચારો આવ્યા કરે છે, તેથી તેઓ આ સંસારમાંજ સુખી જિંદગી ભોગવી શકે છે; કારણ કે ઘણી જાતનાં દુઃખો મનની નબળાઈમાંથીજ ઉત્પન્ન થાય છે અને વ્યાવહારિક લોકોનાં મન હમેશાં બહુજ નબળાં હોય છે; કારણ કે તેઓ વધુ ભાગે વારંવાર દુઃખનાજ વિચારો કર્યા કરે છે અને જે દુઃખો હાલમાં પોતાને ભોગવવાં પડતાં ન હોય, પણ અગાઉ આવી ગયાં હોય તેનો અફસોસ કર્યા કરે છે તથા હવે પછી અમુક જાતનું દુઃખ આવશે, એમ અગાઉથીજ માની લઈને વિનાકારણ દુઃખી થયા કરે છે. પણ જે હરિજન હોય છે તે બનતાં સુધી દુઃખના વિચારો કરતાજ નથી, કારણ કે તેઓ એમ સમજે છે કે દુઃખના વિચારો કરવા એ ઈશ્વરની સામે થવા જેવું છે અને એ ધર્મની વિરુદ્ધ છે અને તે એક જાતનું પાપ છે; કારણ કે ઈશ્વર આનંદસ્વરૂપ છે, તે આપણો પિતા છે, તે આપણો રક્ષણ કરનાર છે અને તે આપણને તારનાર છે; એટલુંજ નહિ પણ ધર્મમાં એવું બળ છે કે, તે પવિત્રતા આપે છે, સંતોષ આપે છે, શાંતિ આપે છે અને હમેશાં કલ્યાણના માર્ગમાંજ લઈ જાય છે. આવો ઉત્તમ ધર્મ અને સર્વશક્તિમાન આનંદસ્વરૂપ ઈશ્વર આપણાં હૃદયમાં હોવા છતાં જો આપણને આનંદ ન મળે, પણ દુઃખજ થયા કરે તો એ ધર્મ આપણને શા કામનો અને એ ઈશ્વર આપણને શા કામનો ? અને જેના અંતઃકરણમાં ધર્મનું બળ તથા ઈશ્વરની સત્તા સ્પષ્ટ રીતે ન હોય તે ભક્ત શાના ? અને જેનામાં ધર્મનું બળ હોય તેનામાં દુઃખ કેમ રહી શકે ? કારણ કે જે દુઃખ છે તે અધર્મનું ફળ છે અને ધર્મ તો હમેશાં કલ્યાણ કરનારોજ હોય છે, માટે જ્યાં ધર્મ હોય ત્યાં દુઃખ હોયજ નહિ, એટલુંજ નહિ પણ જેના મનમાં ધર્મ હોય છે તેના મનમાં ઈશ્વર પણ હોય છે અને યાદ રાખજો કે ઈશ્વર તો હમેશાં આનંદસ્વરૂપજ છે, માટે જેના હૃદયમાં ઈશ્વર હોય તેનાથી દુઃખ તો હજારો ગાઉ દૂર રહે છે; કારણ કે જેમ અજવાળું ને અંધારું એ બે વસ્તુઓ સાથે રહી શકે નહિ તેમજ ઈશ્વર અને દુઃખ એ બે વસ્તુઓ એકજ મનમાં કદી પણ સાથે રહી શકે નહિ. કારણ કે દુઃખ એ પાપનું ફળ છે, માટે દુઃખ એ એક જાતનો મહાઅંધકાર છે અને મહાન ઈશ્વર એ સૌથી મોટામાં મોટો પ્રકાશ છે, તેથી એ દિવ્ય પ્રકાશની પાસે કોઈ પણ

જાતનો અંધકાર ટકી શકે નહિ, માટે પ્રભુપ્રેમવાળા સદાય આનંદમાં રહી શકે છે. એવી રીતે આ જિંદગીમાંજ સુખ ભોગવવું એ ધર્મનું પહેલું ફળ છે.

## અજ્ઞાન લોકો સુખોની અસર પોતાનાં હૃદયમાં ટકાવી શકતા નથી, તેથી તેઓ દુઃખી હોય છે

આવી રીતે આ જિંદગીમાંજ હરિજનો સુખ ભોગવી શકે છે તેનું આ પણ એક મુખ્ય કારણ છે કે, સાધારણ લોકો ઈશ્વરની કૃપાનો મહિમા સમજતા નથી, તેથી તેઓ સુખની કિંમત સમજી શકતા નથી, પણ હરિજનો ઈશ્વરની કૃપાનું બળ સમજે છે, તેથી તેઓ સુખની કિંમત સમજી શકે છે. માટે તેઓનાં અંતઃકરણમાં ઈશ્વરનો ઉપકાર માનવાની વૃત્તિ હંમેશાં જાગેલીજ હોય છે. તેથી દરેક બાબતમાં વારંવાર તેઓ ઈશ્વરનો ઉપકાર માન્યા કરે છે અને તેનો મહિમા જોયા કરે છે. પણ વ્યાવહારિક લોકો તેથી ઊલટીજ રીતે વરતે છે, એટલે કે તેઓ જોઇએ તેવો ઈશ્વરનો ઉપકાર માની શકતા નથી, કારણ કે તેઓને જેવો જોઇએ તેવો ઈશ્વર ઉપર પ્રેમ આવેલો હોતો નથી અને ઈશ્વરનો મહિમા સમજાતો નથી, તેથી તેઓ પ્રભુકૃપાની એટલે કે સુખની કિંમત સમજી શકતા નથી. આમ હોવાથી વ્યાવહારિક લોકો હમેશાં દુઃખના વિચારો કર્યા કરે છે, તેથી તેઓનાં હૃદયમાં દુઃખના ચીલા પડી જાય છે, એટલુંજ નહિ પણ એટલા બધા ઊંડાણથી, એટલી બધી લાગણીથી ને એટલા બધા અજ્ઞાનથી દુઃખના વિચારો કરે છે કે, એ જોઇને કોઇ પણ સમજુ માણસને ત્રાસ લાગ્યા વિના રહે નહિ. આનું પરિણામ એ થાય છે, કે જેમ હળથી જમીન ખેડાય ત્યારે જમીનની અંદર મોટા ચીરા પડી જાય છે, તેમ એવા માણસોનાં અંતઃકરણમાં દુઃખના ચીરા પડી જાય છે, કારણ કે તેઓ પોતાનાં નજીવાં દુઃખોને પણ બહુ ભાર દઇને હળની માફક ચલાવે છે અને સુખોને ઉપલકપણામાંજ ઉડાવી દે છે. એની અસર પોતાનાં અંતઃકરણ સુધી પહોંચવા દેતાજ નથી, પણ જેમ કઠણ સપાટ રસ્તાપર બાઇસિકલ દોડી જાય અને તેનો ચીલો પડે નહિ તેમ તેઓ પોતાનાં સુખોને પોતાની બેદરકારીથી અધ્ધર ને અધ્ધર ઉડાવી દે છે, પણ તેનો ઊંડો ચીલો પોતાનાં અંતઃકરણમાં પડવા દેતા નથી, તેથી તેઓ દુઃખી હોય છે. જેમકે, સારાં કપડાં પહે-

રવા મળે એ વખતે ઈશ્વરનો ઉપકાર માનવાનું અને એ સુખને પોતાનાં હૃદયમાં ભરી રાખવાનું તેઓને સૂઝતું નથી, પણ એ કપડાંમાં જરા ડાઘ પડી જાય તો એ ડાઘનું દુઃખ તેઓ પોતાનાં અંતરમાં ભરી રાખે છે. તેમજ હમેશાં સારું સારું ખાવાપીવાનું મળે એ સુખની તેઓ કિંમત સમજતા નથી, પણ જ્યારે કોઇ દિવસ જરાવાર મોડું ખાવાનું મળે અથવા સાદી ચીજ ખાવાની મળે તે વખતનું દુઃખ અંતઃકરણ સુધી પહોંચાડી દે છે. આવીજ રીતે આપણી દરરોજની જિંદગીમાં ઘણા જણા તરફથી આપણી ઉપર ઘણી જાતના ઉપકારો થયા કરે છે, પણ એ ઉપકારોની કિંમત આપણે સમજતા નથી, પણ કોઇ દિવસ કોઇ તરફથી કંઇ જરાતરા અડચણ થઈ હોય તો એ દુઃખ યાદ કરી કરીને તેના ચીલાઓ આપણે આપણાં અંતઃકરણમાં પાડયા કરીએ છીએ તેથી આપણે રોતીસૂરત જેવા રહી જઇએ છીએ, પણ એને બદલે હરિજનો શું કરે છે એ તમને ખબર છે ?

## હરિજનો દરેક બાબતમાં ઈશ્વરનો ઉપકાર માને છે તેથી તેઓનાં મોટાં દુઃખો પણ નાનાં થઇ જાય છે

તેઓ દરેક બાબતમાં ઈશ્વરનો ઉપકારજ માન્યા કરે છે. જેમકે જમતી વખત તેઓ ઈશ્વરનો ઉપકાર માને છે અને શુદ્ધ અંતઃકરણથી એમ સમજે છે કે, મારી નાલાયકી પ્રમાણે તો મને ધૂળની ચપટી પણ ન મળવી જોઇએ, પણ તેને બદલે આ મીઠા અન્નનો કોળિયો મળે છે, એ કેવળ તેની કૃપાજ છે. એમ સમજીને પોતાનાં અંતઃકરણમાં એ જાતની ઉપકારવૃત્તિને જગાડે છે. તેમજ જ્યારે કોઈ સારા માણસનો મેળાપ થાય ત્યારે પણ તેઓ એમજ સમજે છે કે, ઈશ્વરની કૃપાથીજ આ ભલા માણસની અમને સોબત થઇ છે. જ્યારે કાંઇ પૈસા મળે, માન મળે, જ્ઞાન મળે અથવા એવોજ કાંઈબીજો લાભ થાય, ત્યારે દરેક વખતે તેઓ ઈશ્વરનો ઉપકાર માન્યા કરે છે અને હમેશાં સુખનાજ વિચારો કર્યા કરે છે; એટલુંજ નહિ પણ બીજા વ્યાવહારિક લોકોને જ્યાં ખાસ નવું ન દેખાતું હોય ત્યાં પણ તેઓને ઈશ્વરની કૃપા દેખાયા કરે છે. જેમકે પવન આવે તેમાં તેઓને ઈશ્વરની કૃપા દેખાય છે, સૂર્યને ઊગતો જુએ તેમાં તેમને ઈશ્વરની કૃપા દેખાય છે, કોઇનાં નાનાં છોકરાંઓને નિશાળે ભણવા જતાં જુએ તેમાં તેમને ઈશ્વરની કૃપા દેખાય છે, કોઇ છાપામાં એમ વાંચે કે, ફલાણા મુલકમાં ફલાણા ગૃહસ્થે ફ-

લાગી જાતનો ધરમ કર્યો, તો તેઓ રાજી થઇ જાય છે. આવી બાબતોમાં સીધી રીતે પોતાને કાંઇ લાગતુંવળગતું ન હોય, ત્યાં પણ તેમને આનંદ થયા કરે છે; એટલુંજ નહિ પણ જ્યારે પોતાની ઉપર કાંઇ દુઃખ આવી પડે ત્યારે એ દુઃખમાં પણ તેઓ કાંઇક ખૂબી સમજે છે અને એમાં પણ એમને ઇશ્વરની કૃપા દેખાય છે. જેમકે, પોતાને કાંટો વાગે તોપણ બીજા લોકોની પેઠે તે અફસોસ કરતા નથી, પણ ઊલટા એમ સમજે છે કે, શૂળીનું સંકટ આવવાનું હશે તે સોયથી પત્યું. તેમજ કાંઇ નુકસાન થાય તો એમ સમજે છે કે, ઇશ્વરની કૃપાથી આટલેથીજ બચી ગયા. જો કોઇ વધારે નુકસાન થાત તોપણ આપણે એમાં શું કરી શકત? માંદા પડે ત્યારે પણ એવોજ દિલાસો લે છે કે, કાંઇક ભલું કરવા માટેજ આ મંદવાડ આવેલો છે અને કુટુંબમાં મરણ જેવા ગંભીર પ્રસંગો બની જાય ત્યારે પણ તેઓ એમજ સમજે છે કે, આ દુનિયાનાં સુખો કરતાં સ્વર્ગનાં સુખો ઘણાં વધારે સારાં છે, એમ સમજીને આવા મુશ્કેલ પ્રસંગોમાં પણ તેઓ ખરેખરા દિલગીર થતા નથી; અને જો કદી પ્રસંગોપાત્ત સંજોગોને આધારે જરાતરા દિલગીરી લાગી જાય તોપણ તે દિલગીરી સહેજવારમાં બાઇસિકલની પેઠે ઉપરની ઉપર દોડી જાય છે, પણ એ દિલગીરીના ચીલા તેઓ પોતાનાં અંતઃકરણમાં પડવા દેતા નથી, તેથી તેઓ આ જિંદગીમાંજ સદાય સુખી રહી શકે છે અને એવી રીતે આ જિંદગીમાંજ સુખ ભોગવવું એ ધર્મનું પહેલું ફળ છે.

## સંસારીઓને ઘણાં સુખો છતાં પણ તેમાં દુઃખ દેખાયા કરે છે અને હરિજનોને ઘણાં દુઃખોની વચ્ચે પણ સુખ દેખાયા કરે છે

બંધુઓ ! આવી રીતે હરિજનો પોતાનાં અંતઃકરણમાં સુખના ચીલાઓ પાડે છે અને દુઃખ તો બહારનું બહારજ રાખી મૂકે છે, એટલુંજ નહિ પણ તેઓ બહુ ઊંડાણથી ને બહુ આસ્તે આસ્તે હળની માફક બહુ ભાર દઇને પોતાનાં અંતરમાં સુખના ચીલાઓ પાડે છે અને દુઃખને તો બાઇસિકલની માફક ઝપાટાબંધ દોડાવી દે છે, તેથી તેઓને સમુદ્ર જેટલું સુખ થઇ પડે છે અને ટીપાં જેટલું દુઃખ દેખાય છે. પણ વ્યાવહારિક માણસો તેથી ઊલટી રીતેજ વરતે છે, એટલે સુખને બાઇસિકલ માફક દોડાવી દે છે અને

પોતાનાં અંતરમાં દુઃખના ચીલાઓ પાડયા કરે છે, તેથી તેઓને સુખ સ્વપ્ના જેવું લાગે છે અને દુઃખ દરિયા જેટલું લાગે છે. પણ આમાં તેઓના અજ્ઞાનપણાનો વાંક છે અને તેઓમાં ધર્મનું બળ નથી તથા તેઓ જેવો જોઇએ તેવો ઇશ્વરનો મહિમા સમજ્યા નથી તેથી દુઃખી થયા કરે છે. આ સિવાય હરિજનો સુખી હોય છે તેનું બીજું એ પણ મુખ્ય કારણ છે કે, બીજાનાં સુખો જોઇને પણ હરિજનો સુખી થઈ શકે છે અને બીજાનાં તો રહ્યાં, પણ પોતાનાં સુખો જોઇને પણ સંસારીઓ સુખી થઇ શકતા નથી; કારણ કે પોતાનાં સુખોમાં પણ તેઓને કાંટા દેખાયા કરે છે અને તેઓએ એવાંજ ચશ્માં પહેરી લીધેલાં હોય છે કે, પોતાનું ઘણું સુખ પણ તેઓને થોડું લાગે છે, પણ હરિજનોએ એવાં ચશ્માં પહેરી લીધેલાં હોય છે કે, પોતાનું થોડું સુખ પણ તેઓને ઘણું લાગે છે; એટલુંજ નહિ પણ સંસારીઓને પોતાની બહુજ નજીકનાં સુખો પણ બહુ દૂર દૂર દેખાય છે અને હરિજનોને બહુ દૂરનાં સુખો પણ સાવ પાસે દેખાય છે. આવાં આવાં ઘણાં કારણોને લીધે દુનિયાનાં બીજાં કોઇ પણ માણસો કરતાં હરિજનો આ સંસારમાંજ અને પોતાની આ જિંદગીમાંજ સૌથી વધારે સુખ ભોગવી શકે છે અને એવી રીતે આ જિંદગીમાંજ શાંતિથી અલૌકિક આનંદ ભોગવવો એ ભક્તિનું પહેલું ફળ છે.

## ભક્તોની બુદ્ધિ ઠરેલ હોય છે તેથી તેઓ બીજાં સાધારણ લોકોના કરતાં વધારે સુખો ભોગવી શકે છે

હરિજનો આ જિંદગીમાંજ સૌથી વધારે સુખ ભોગવી શકે છે તેનું આ પણ એક મુખ્ય કારણ છે કે, બીજા સાંસારિક લોકોની બુદ્ધિ જડતાવાળી હોય છે.કારણકે તેઓના આહારવિહાર રજોગુણી-તમોગુણી સ્વભાવના હોય છે, તેઓની રહેણીકરણી ઘાલમેલવાળી ને પોલંપોલવાળી હોય છે, તેઓના રીતરિવાજોમાં મોટા મોટા આડંબર ને ચોખ્ખેચોખ્ખું દાંભિકપણું હોય છે, તેઓનું વાચન પંચભેળ ખીચડા જેવું તથા બુદ્ધિને ભમાવી નાખે એવું હોય છે, તેઓની સોબત તેઓની બુદ્ધિને બુઠ્ઠી કરી નાખે એવી હોય છે અને તેઓના નજીવા નજીવા સ્વાર્થો વાતવાતમાં તેઓની બુદ્ધિને ભમાવી દે છે; એટલુંજ નહિ પણ તેઓમાં જેવી જોઇએ તેવી પોતાના ધર્મ ઉપર, પોતાના આત્માના બળ ઉપર અને સર્વશક્તિમાન મહાન ઇશ્વર ઉપર શ્રદ્ધા હોતી નથી, તેથી તેઓની બુદ્ધિ બહુ

કાંટાવાળી અને આડીઅવળી દોડ્યા કરે તેવી હોય છે. પણ હરિજનોની બુદ્ધિ તો વિશ્વાસના બળવાળી હોય છે તેથી તે સ્થિર હોય છે, એટલુંજ નહિ પણ તેમની ઇંદ્રિયો, વાણી તથા મન વગેરે તેમના કબજામાં હોય છે, તેથી બહુ સારા સંજોગોમાં તેઓ રહી શકે છે. માટે તેઓની બુદ્ધિ ઇશ્વરીજ્ઞાનનાં ઊડાં તત્ત્વો સમજી શકે તેવી હોય છે, તેથી તેઓ બીજા લોકોના કરતાં વધારે સુખો ભોગવી શકે છે; કારણ કે જેના અંતઃકરણમાં સુખ હોય તેનીજ બુદ્ધિ સ્થિર રહી શકે છે, પણ જેના અંતરમાં દુઃખ ભરેલું હોય તેની બુદ્ધિ કાંઇ સ્થિર થઇ શકે નહિ અને જેની બુદ્ધિ ઠરેલી ન હોય તેને સુખ ક્યાંથી ? એ માટે શ્રીકૃષ્ણ ભગવાને પણ કહેલું છે કે,

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ गी. २–६७ ॥

પાણીમાં રહેલા વહાણને જેમ પવન પોતાના વેગ પ્રમાણે ખેંચી જાય છે, તેમ જેનું મન પોતાની ભટકતી ઇંદ્રિયોની પાછળ ભમ્યા કરે છે તેની બુદ્ધિ તે તરફ ખેંચાઇ જાય છે.

અને જેની બુદ્ધિ હરાઇ જાય તેને સુખ હોયજ નહિ. એ માટે પ્રભુએ કહેલું છે કે,

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ गी. २–६६ ॥

જેનું ચિત્ત વશ ન થયું હોય તેને બુદ્ધિ હોતી નથી અને એવાને ભાવના પણ હોતી નથી અને જેને ભાવના ન હોય તેને શાંતિ હોતી નથી અને શાંતિ વિનાનાને સુખ ક્યાંથી ? માટે પ્રભુ કહે છે કેઃ–

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ गी. २–६८ ॥

હે અર્જુન ! જેણે પોતાની ઇંદ્રિયોને બધી જાતના વિષયોમાંથી ખેંચી લીધી હોય તેની બુદ્ધિ સ્થિર હોય છે.

અને જેના અંતઃકરણમાં આનંદ હોય તેનીજ બુદ્ધિ સ્થિર થઇ શકે છે. એ માટે પ્રભુ કહે છે કેઃ–

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ गी. २–६५ ॥

જેનું અંતઃકરણ પવિત્ર થાય તેનાં સર્વ દુઃખો નાશ પામે છે ને એવા આનંદી અંતઃકરણવાળાની બુદ્ધિ તરતજ સ્થિર થાય છે.

## સાચું સુખ મેળવવા સારુ શું કરવું જોઇએ?

આ પ્રમાણે જેની બુદ્ધિ વશ હોય તેને ઊંચી જાતનાં અલૌકિક સુખો મળે છે કે, જે ઉત્તમ સુખોનો બુઠ્ઠી લાગણીવાળા વ્યાવહારિક લોકોને ખરેખરો ખ્યાલ પણ આવી શકતો નથી; ત્યારે એ સુખો ભોગવી તો ક્યાંથીજ શકે? પણ ભાગ્યશાળી હરિજનો એવાં મહાન સુખો ભોગવી શકે છે અને તે પણ વાયદા ઉપર નહિ, ધીરે ધીરે નહિ, ઢીલી ઢીલી રીતે નહિ, પોલંપોલપણે નહિ અને ઉધાર નહિ પરંતુ રોકડે રોકડા, એજ વખતે, ચોખ્ખી રીતે, તરતજ મહાઆનંદ ભોગવી શકે છે. અને યાદ રાખજો કે આત્માનું સ્વરાજ્ય થાય તેમાંથીજ આ બધાં સુખો ભોગવી શકાય છે, માટે દરેક જિજ્ઞાસુઓની પહેલી ફરજ એ છે કે, તેઓએ આ સંસારમાંજ અને આ જિંદગીમાંજ સૌથી ઉત્તમમાં ઉત્તમ અંતરનાં અલૌકિક સુખો ભોગવવાં જોઇએ; અને એ સુખો ભોગવવાનો સાચો અને સહેલો ઉપાય એજ છે કે, પોતાના તાબાની શક્તિઓ ઉપર પોતાના આત્માનું સ્વરાજ્ય સ્થાપવું અને પોતાના અંતઃકરણમાં પરમાત્માનું રાજ્ય થવા દેવું. બંધુઓ! આવી રીતે આત્મા તથા પરમાત્માનું રાજ્ય કરવા માટે કાંઇ આકાશના ટુકડા કરવાના નથી, સમુદ્રને પી જવાનો નથી, અગ્નિમાં બળી મરવાનું નથી, સૂરજને પકડી લેવાનો નથી અને વરસાદનાં ટીપાંઓ ગણી આપવાનું નથી, પણ માત્ર એટલુંજ કરવાનું છે કે, પ્રથમ આપણે આપણા શરીર ઉપર કાબૂ રાખવો જોઇએ. તે પછી આપણી ઇંદ્રિયોનો સંભાળપૂર્વક ઉપયોગ કરવો જોઇએ, તે પછી આપણી વાણીમાં સત્યતા ને મીઠાશ લાવવી જોઇએ, તે પછી આપણાં મનને અંકુશમાં રાખતાં શીખવું જોઇએ, તે પછી આપણાં અંતઃકરણને પવિત્ર બનાવવાની કોશિશ કરવી જોઇએ અને તે પછી પરમાત્મામાં આપણી બુદ્ધિ ઠરે એવા ઉપાય કરવા જોઇએ; અને જેમ જેમ એ બધી બાબતો ધીરે ધીરે આવડતી જાય, તેમ તેમ આત્મા ને પરમાત્માની સત્તા વધતી જાય છે, તેમ તેમ એની મેળે મેળે સ્વાભાવિક રીતેજ ચોતરફથી કુદરતી રીતેજ સુખો આવતાં જાય છે અને જેમ દૂધમાં સાકર ભળે, તથા ભરેલું ભરાયાજ કરે, તેમ જે ભક્તને પોતાના તાબાની શક્તિઓ આવાં મહાન સુખો આપે તે ભક્તને જગતના બીજા સૌ લોકો

તથા સૌ વસ્તુઓ પણ પોતપોતાની તરફથી સુખોની ભેટો આપ્યાજ કરે છે, તેથી એવા ભાગ્યશાળી ભક્તો આ દુનિયામાંજ ને આ જિંદગીમાંજ અપૂર્વ સુખો ભોગવી શકે છે.

## જગતના સૌ લોકોની સાથે ભકતોનો સંબંધ બહુ સ્નેહભરેલો હોય છે, તેથી તેઓ વધારે સુખો ભોગવી શકે છે

એવા મહાન ભક્તોની સાથે તેમનું કુટુંબ કેવી રીતે વરતે એ તમને ખબર છે? તેઓનો કુટુંબ સાથેનો સંબંધ બહુ પ્રેમભરેલો હોય છે, એટલુંજ નહિ પણ લોકોના સ્વભાવ પ્રમાણે પોતાનાં સગાંવહાલાંઓ તરફથી જે નાનીમોટી ભૂલો થતી હોય, તે ભૂલો તેઓ ખમી ખાય છે ને તેઓને માફ કરી દે છે, તેથી કુદરતી રીતેજ તેઓને પ્રેમના બદલામાં પ્રેમ મળે છે; અને જે સૌની ઉપર નિખાલસ પ્રેમ રાખી શકતા હોય, તથા જેને સૌ તરફથી પ્રેમના બદલામાં પ્રેમજ મળતો હોય, તેનો આનંદ કેવો મહાન હોય એ જરા ખ્યાલ તો કરો!

આવીજ રીતે આડોશીપાડોશી સાથેનો, નાત સાથેનો તથા ગામના લોકો સાથેનો સંબંધ પણ બહુ માનભરેલો તથા વિવેક-ભરેલો હોય છે, એટલુંજ નહિ પણ સૌની સાથે તે બહુ ઉદારતાથી વર્તે છે અને કંઇ પણ બદલાની આશા રાખ્યા વિના પોતાથી બની શકે તે પરોપકાર કર્યાજ કરે છે, તેથી સ્વાભાવિક રીતેજ સૌ લોકો તેને માન આપે છે, તેનું કહ્યું માને છે, તેનાં વખાણ કરે છે અને વગર પગારે તેના નોકર જેવા બની રહે છે; કારણ કે વ્યાવહારિક લોકો કાંઇ ઘણી મોટી ચીજો માગતા નથી, તેઓ તો બિચારા થોડી થોડી ભલાઇમાંજ રાજી થઇ જાય છે; પણ અફસોસ એજ છે કે, આપણે એવી થોડી થોડી ભલાઇ પણ રાખી શકતા નથી, તેથી ખરેખરું સુખ ભોગવી શકતા નથી; અને હરિજનો એવી ભલાઇ રાખે છે, તેથી તેઓ આપણા કરતાં વધારે સુખો ભોગવી શકે છે.

આવીજ રીતે ધર્મગુરુઓ, પંડિતો, સાધુઓ, ભિખારીઓ, શ્રીમંતો, અમલદારો તથા લુચ્ચાઓ વગેરે સૌની સાથે તેમનો વ્યવહાર પ્રેમભરેલો, માનભરેલો, દયાવાળો, ઉદારતાવાળો અને ક્ષમાદૃષ્ટિવાળો હોય છે; તેથી ફરજિયાત રીતે સૌ માણસોને તેઓ-ની સાથે માન તથા ભલાઇથી વર્તવું પડે છે, માટે તેઓ આ

જિંદગીમાંજ ખરેખરા સુખી હોય છે અને જે આ જિંદગીમાંજ ને આ સંસારમાંજ સુખી હોય તેઓને મૂઆ પછી ધર્મનું બીજું ફળ જે મોક્ષ તે મળે તેમાં કાંઇ નવાઇ નથી. કારણ કે જે આંબાને પ્રથમ મોર આવેલો છે તેનેજ ફળ આવી શકે, પણ જેને મુદ્દલ મોરજ ન આવ્યો હોય તેને ફળ ક્યાંથી આવે? તેમજ જે માણસ આ જિંદગીમાં આનંદ ભોગવી શકે નહિ તેને મૂઆ પછી સુખ ક્યાંથી? માટે આત્મિક રાજ્ય સ્થાપીને આ જિંદગીમાંજ અલૌકિક સુખો ભોગવવાં એ ભક્તિનું પહેલું ફળ છે. માટે જો તંદુરસ્તી જોઇતી હોય, ધન જોઇતું હોય, કુટુંબસુખ જોઇતુ હોય, મિત્રોનું સુખ જોઇતું હોય, ધંધારોજગારમાં ફતેહ જોઇતી હોય, લોકોના આગેવાન થવું હોય, માનપાન જોઇતું હોય અને પરમાર્થ કરવો હોય તો તમારામાં પરમાત્માનું રાજ્ય થવા દો અને મહાત્માઓને પગલે ચાલી આ જિંદગીમાંજ સુખ મેળવતાં શીખો, સુખ મેળવતાં શીખો. કારણ કે એજ ધર્મનું પહેલું ફળ છે અને એમાંજ ઇશ્વર રાજી છે.

આ સંસારમાં ને આ જિંદગીમાંજ તનનું, મનનું, ધનનું, કુટુંબનું, સત્તાનું, બુદ્ધિનું તથા આત્માનું ખરેખરું સુખ ભોગવવું એ ધર્મનું પહેલું ફળ છે, એ વાત જાણ્યા પછી હવે એવું સુખ મેળવવાના અનુભવી ઉપાયો જાણવા જોઇએ. તે ઉપાયો હવે પછીના પાંચમા પગથિયામાં કહેવામાં આવશે.





# પગથિયું ૫ મું–સુખ મેળવવાના ઉપાયો

## જગતના સૌ જીવોને તથા સૌ વસ્તુઓને સુખ જોઇએ છે

આનંદસ્વરૂપ ઈશ્વરમાંથી આ આખું બ્રહ્માંડ ઉત્પન્ન થયેલું છે, આનંદસ્વરૂપ ઈશ્વરમાંજ જગત રહેલું છે અને અંતે આનંદસ્વરૂપ ઈશ્વરમાંજ સૌનો લય થવાનો છે, માટે કુદરતી રીતેજ સૌ જીવો તથા સૌ વસ્તુઓ ઉપર ઈશ્વરના આનંદની છાયા પડયા કરે છે અને જગતની દરેક ચીજો આનંદનીજ ઇચ્છા રાખે છે; કારણ કે આનંદ ભોગવવામાંથીજ સૌની ઉન્નતિ થાય છે અને આનંદ ભોગવવાથીજ મોક્ષમાં જઇ શકાય છે, એટલુંજ નહિ પણ મોક્ષ એ પણ એક જાતનો છેવટમાં છેવટનો એક મહાઆનંદજ છે અને એ મહાઆનંદ મેળવવો એજ કુદરતી રીતે સૌ જીવોની ઊંડામાં ઊંડી ઇચ્છા છે, માટે જગતના સૌ જીવોનું વલણ સુખ તરફજ છે અને તે સારુજ જગતમાં બધી જાતનાં કામો, બધી જાતના ધર્મો, બધી જાતના નિયમો તથા બધી જાતની પ્રવૃત્તિઓ છે. જેમકે આપણને ખાવુંપીવું ગમે છે તે શા માટે? બાયડી-છોકરાં વહાલાં લાગે છે તે શા માટે? મિત્રોના સ્નેહની ઇચ્છા રાખીએ છીએ તે શા માટે? સુંદર મકાનો બાંધીએ છીએ તે શા માટે? જુદી જુદી જાતના ધંધારોજગાર કરીએ છીએ તે શા માટે? ધન મેળવવા સારુ સેંકડો પ્રકારનાં ભયંકર જોખમો ખેડીએ છીએ તે શા માટે? મહામહેનત કરીને નવી નવી વિદ્યાઓના ઊંડા ઊંડા અભ્યાસ કરીએ છીએ તે શા માટે? દેવમંદિરોમાં પ્રાર્થનાઓ કરવા સારુ જઇએ છીએ તે શા માટે? અને પોતાના સ્વાર્થનો ભોગ આપીને પરમાર્થનાં કામો કરીએ છીએ તે શા માટે? બંધુઓ! યાદ રાખજો કે આ બધું અને એવુંજ બીજું જે જે કાંઈ આપણે કરીએ છીએ તે સર્વે સુખ મેળવવા સારુજ કરીએ

છીએ અને તે છતાં પણ અફસોસ કે આપણને જે સુખ મળવું જોઇએ તે સુખ મળી શકતું નથી. માટે હવે આપણે એ જાણવું જોઈએ કે, શા માટે ખરેખરું સુખ મળતું નથી? શા માટે સાચો આનંદ મળતો નથી? તેનાં કારણો આપણે જાણવાં જોઇએ. એ માટે મહાત્માઓ કહે છે કે, આપણો ખોરાક, આપણો પોશાક, આપણી ટેવો, આપણા રિવાજો, આપણા આચારો, આપણા વિચારો, આપણી રીતભાતો, આપણાં ધર્મનાં બંધનો અને આપણી આજુબાજુના સંજોગો પ્રમાણેજ કાંઇ બધી દુનિયા ચાલતી નથી, પણ જગતના સૌ લોકો તથા સૌ વસ્તુઓ પોતપોતાના નિયમો પ્રમાણે ચાલે છે, તેથી ઘણી બાબતોમાં આપણું મનમાન્યું થતું નથી અને જ્યાં સુધી આપણી મરજી મુજબ ન થાય ત્યાં સુધી આપણને દુઃખ તો થાયજ. જેમકે આપણને બહુ કડક ચા પીવાની ટેવ હોય કે ઘણી બીડીઓ પીવાની ટેવ હોય, પણ એ ટેવ આપણા શેઠને, આપણા મિત્રને, આપણા ગુરુને કે આપણા કુટુંબના કોઈ વડીલ માણસને બિલકુલ ગમતી ન હોય; એટલુંજ નહિ પણ તેઓને એ ચીજોનો ખાસ કંટાળો હોય તો જરૂર તેઓ આપણને એ બાબતમાં કાંઇક લાગતાં વચનો કહી લે છે અને તેથી આપણી લાગણીઓ દુખાય છે; કારણ કે કોઇ આપણા શોખની સામે થાય તે આપણે સહન કરી શકતા નથી, તેથી આપણને દુઃખ થાય છે. આવીજ રીતે આપણને કોઇ વખત બહારગામ જવું હોય ત્યારે દરિયાની મુસાફરી કરવી બહુ ગમતી હોય, તેથી આગબોટમાં બેસવાનું ખાસ મન હોય, પણ બીજાં સગાંવહાલાંઓ કે જેને આપણી સાથે આવવું હોય તેઓ દરિયાથી બહુજ ડરતાં હોય ને આગબોટમાં જવાની તેઓની બિલકુલ મરજી ન હોય, ત્યારે બન્નેના વિચારોમાં ફેર પડે છે, તેથી મનમાં કલેશ થયા વિના રહેતો નથી.

## આપણા આચારવિચાર કાંઇ દુનિયાના બધા લોકોને ગમતા નથી તેથી એકબીજાને દુઃખ થાય છે

આવીજ રીતે ખાવાપીવામાં, સૂવાબેસવામાં, પહેરવાઓઢવામાં અને બીજી દરેક ચીજોમાં હમેશાં મતભેદ તો રહેશેજ; કારણ કે જુદા જુદા મુલકના લોકોના જુદા જુદા રિવાજો હોય છે અને એ રિવાજો અમુક કોમનેજ ગમે એવા હોય છે, કાંઇ આખી દુનિયાને ગમે એવા હોતા નથી, તેથી હમેશાં મતભેદ તો થવા-

નોજ. જેમકે યુરોપિયન બાનુઓના ઘાઘરા તેઓને બહુજ પસંદ પડતા હોય પણ એ કાંઇ મિયાંભાઇઓની બીબીઓને ગમે નહિ. તેમજ બીબીઓની સુરવાળો તેઓને પોતાને બહુજ ગમતી હોય પણ એ સુરવાળો કાંઈ ગુજરાતની કે દક્ષિણની બ્રાહ્મણીઓને ગમે નહિ. વહોરીઓના બુરખાઓ માટે તેઓની કોમને બહુજ મોટું માન હોય એમાં કાંઈ નવાઇ નથી, પણ એવા બુરખાઓ કાંઈ જાપાનીઝ બાનુઓને ગમે નહિ; તેમજ ચીનીઓના પગની પાટલીઓ નાની બનાવવાની રીત તેઓને બહુ સુંદર લાગતી હોય પણ એ કાંઇ યુરોપિયનોને ગમે નહિ; હિંદુઓના સતી થવાના અસલી રિવાજ માટે હિંદુઓને ગમે એટલું મોટું માન હોય, પણ એ રિવાજ કાંઇ અંગ્રેજોને ગમે નહિ અને બ્રાહ્મણો ગંધાતી ગલીઓમાં રસ્તાઓ ઉપર પતરાળાં નાખીને જમવા બેસી જાય તે રિવાજ કાંઇ સુધરેલી દુનિયાના લોકોને ગમે નહિ. આવીજ રીતે દરેક દેશના, દરેક કોમના, દરેક ધર્મના અને દરેક જુદા જુદા વખતના જુદા જુદા રિવાજો હોય છે. એ બધા રિવાજો કાંઇ દુનિયાના બધા લોકોને માફક આવે નહિ, તેથી દુનિયામાં હમેશાં મતભેદ તો રહેશેજ અને મતભેદ રહે ત્યાં સુધી સાચું સુખ મળી શકે નહિ અને જ્યાં સુધી સુખ મળે નહિ ત્યાં સુધી જીવને તૃપ્તિ થાય નહિ, ત્યાં સુધી જિંદગીની સાર્થકતા થાય નહિ અને ત્યાં સુધી ઈશ્વરી આનંદ ભોગવી શકાય નહિ. માટે એ બધું કરવા સારુ સુખ તો જરૂર મેળવવુંજ જોઇએ, પણ સુખ મેળવવામાં આવી આવી હજારો જાતની અડચણો છે, તેથી આપણી મરજી મુજબનું સુખ તો કદી પણ મળી શકે તેમ નથી અને સુખ મળે નહિ ત્યાં સુધી આરો આવી શકે તેમ નથી, ત્યારે હવે કરવું શું?

## તમે દુનિયાને બદલી શકો તેમ નથી, માટે જો સુખ મેળવવું હોય તો તમે પોતે થોડાક બદલાઇ જાઓ

એના જવાબમાં મહાત્માઓ કહે છે કે, કાં તો તમે બદલાઇને દુનિયાને અનુકૂળ થાઓ અથવા તો દુનિયાને તમારી મરજી મુજબ બદલી નાખો, તોજ તમને સુખ મળી શકશે. આ બે સિવાય ત્રીજો ઉપાય નથી. હવે વિચાર કરો કે, તમારા એકલા સારુ કાંઈ દુનિયા પોતાની મેળે બદલાઇ જશે? કહો કે નહિજ. ત્યારે શું તમારામાં એવું બળ છે કે, આખી દુનિયાને તમે બદલી શકો? કહો કે નહિજ. ધારો કે કદી તમે બહુ જોરાવર હો, તમે બહુ

વિદ્વાન હો, તમે બહુ ધનવાન હો અને તમારી બહુ સત્તા ચાલતી હોય તેથી ઘણી બાબતોમાં તમે ઘણી જાતના ફેરફારો કરી શકો એમ હો તોપણ યાદ રાખજો કે, એ બધું સમુદ્રમાં ટીપા બરોબર જ છે; કારણ કે તમારી સત્તાથી તમારી આસપાસના માણસોમાં કાંઇ થોડીઘણી અસર કરી શકો એમાં કાંઇ નવાઇ નથી, પણ એથી કાંઇ તમે જનસ્વભાવ બદલી શકો નહિ. એથી કાંઇ શરીરની પ્રકૃતિઓના નિયમો બદલી શકો નહિ, એથી કાંઇ કુદરતના નિયમોને બદલી શકો નહિ, એથી કાંઈ અકસ્માતથી આવી પડનારી આફતોને અટકાવી શકો નહિ, એથી કાંઇ જીવોના પ્રારબ્ધોને ફેરવી શકો નહિ અને એથી કાંઇ ભગવદ્દઇચ્છાને ફેરવી શકાય નહિ. માટે તમે ગમે એવા જોરાવર થાઓ, ગમે એવા ડાહ્યા થાઓ અને ગમે એવા મોટા થાઓ, તોપણ આ બધી અડચણો તો તમારી સામે ઊભી રહેવાનીજ અને જ્યાં સુધી એ બધી અડચણો સામે ઊભી હોય, ત્યાં સુધી સાચું સુખ ભોગવી શકાય નહિ; કારણ કે મનનો એવો સ્વભાવજ છે કે, તે કોઇ પણ જાતની અડચણો સહન કરી શકતું નથી અને જીવના જીવપણામાંજ એવી ખૂબી છે કે આવી જાતનાં બંધનોની વચ્ચે રહીને તે કદી પણ સુખ પામી શકેજ નહિ. માટે જ્યાં સુધી જીવ પોતાનું બળ ને પોતાનું સ્વરૂપ સમજે નહિ ત્યાં સુધી તો દુઃખ રહેશેજ; કારણકે ખાસ પોતાનીજ સત્તાથી કાંઇ દુનિયાને બદલી શકાય તેમ નથી. જેમકે, શહેનશાહ અકબર બહુ ડાહ્યો ને ઘણોજ મોટો માણસ તથા અતિશય સત્તાવાન હતો; છતાં પણ તે પોતાના વહાલા દીકરા સલીમની ચાલચલગત સુધારી શકયો ન હતો, તેથી તેના મહાવૈભવની વચ્ચે પણ સલીમનું દારૂડિયાપણું તેની સામે આવીને ઊભું રહેતું હતું અને તેને દુઃખ દેતું હતું. આવીજ રીતે શિવાજી મહારાજે દિલ્હીના મહાપ્રપંચી ને હલકી વૃત્તિવાળા ઔરંગઝેબ બાદશાહને હંફાવ્યો હતો, પણ તે પોતાના દીકરા શંભાજીને સુધારી શકયો ન હતો. મહાપરાક્રમી મહારાણા પ્રતાપસિંહની બહાદુરીથી હજી સુધી દુનિયા અજાયબ થયા કરે છે, પણ અકબરને નહિ નમનાર એ બહાદુર રાણો પોતાના પાટવીકુંવર અમરસિંહને બહાદુર બનાવી શકયો ન હતો. આવીજ રીતે મહાપ્રતાપી વિકટોરિયા રાણી બહુજ ભલમનસાઇવાળાં હતાં અને હમેશાં સુલેહને ચાહવાવાળાં હતાં, છતાં પણ જુદે જુદે વખતે જુદે

જુદે ઠેકાણે તેમના લશ્કરને સેંકડો લડાઈઓ લડવી પડી હતી; કારણકે સત્તાના બળથી કે બીજા કોઇ પણ જાતના બળથી કાંઈ બધી દુનિયાને બધી બાબતોમાં ફેરવી શકાતી નથી. બેશક, કાયદાઓ સારા બાંધી શકાય પણ એ કાયદાઓ પાળી શકવાનું બળ કાંઇ માણસોમાં મૂકી શકાતું નથી, તેથી ગમે તેવી મોટાઇ ને ગમે એવું ડહાપણ છતાં પણ દુનિયામાં વિરુદ્ધતા તો રહેશેજ અને કોઇ પણ જાતની વિરુદ્ધતા હોય ત્યાં સુધી પૂરેપૂરું સુખ થઇ શકે નહિ, ત્યારે હવે કરવું શું ? કારણ કે આ બધા દાખલાઓ ઉપરથી ચોખ્ખી રીતે આપણને એમ તો સમજાઇ જાય છે કે, આપણે દુનિયાને બદલી શકીએ તેમ નથી અને તેમ છતાં આપણને સુખ તો જોઇએજ છે. ત્યારે હવે કરવું શું ? આના જવાબમાં પ્રભુ કહે છે કે, તમારાથી દુનિયા નહિ બદલી શકાય, માટે તમે પોતે સહન કરતાં શીખો. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ—

> मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
> आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्वभारत ॥ गी. २-१४ ॥

હે અર્જુન ! ઇંદ્રિયોનો વિષયોની સાથે સંબંધ થાય એટલે કે ઇંદ્રિયો વિષયોને ભોગવે તે ભોગોથી ટાઢું–ઊનું વગેરે જે અસરો થાય તે અસરો સુખ તથા દુઃખ આપનારી છે અને તે ભોગો તથા તેથી થતાં સુખ અને દુઃખ આવે અને જાય એવા સ્વભાવવાળાં છે, એટલુંજ નહિ પણ તે થોડીજ વાર રહેનારાં છે. માટે હે અર્જુન ! તું તિતિક્ષા સહન કર, એટલે કે બધી જાતનાં દુઃખોની સામે થયા વિના, ચિંતા રાખ્યા વિના અને દિલગીર થયા વિના તું તે ખમી લે.

## હાયવોય કર્યા વિના કેટલીક જાતનાં દુઃખો ભોગવી લેવાં એમાં પણ કાંઇક ખાસ ખૂબી છે

આ શ્લોકથી ભગવાન એમ સમજાવે છે કે, આ જગતમાં જેટલી જાતનાં સુખ તથા દુઃખ છે તે બધાં સુખદુઃખ કુદરતી નથી, પણ વિષયો અને ઇંદ્રિયોના સંબંધથી થયેલાં છે, માટે આપણી બુદ્ધિ, ને તેની વૃત્તિઓ જેટલે દરજ્જે તેની સાથે તદાકાર થાય અથવા જેટલે દરજ્જે તેનાથી વિરુદ્ધ થાય, તેના પ્રમાણમાં આપણને થોડાં કે ઝાઝાં સુખદુઃખ જણાય છે. આમ હોવાથી એક જાતનું સુખ એક માણસને ઘણુંજ લાગે છે, બીજાને તેથી

ઓછું લાગે છે, ત્રીજાને તેની કાંઇ અસર થતી નથી અને ચોથાને એ સુખ ઊલટું દુઃખરૂપ લાગે છે. આવીજ રીતે ઘણી જાતનાં દુઃખો કોઇ કોઇ માણસને બહુજ ભયંકર લાગે છે, કોઇ કોઇ માણસને એજ દુઃખો તેથી ઓછા પ્રમાણમાં લાગે છે, કોઇ કોઇ માણસને એજ દુઃખો કાંઈજ અસર કરી શકતાં નથી અને કોઇ કોઇ માણસને એ દુઃખોમાં પણ સુખ સમજાય છે; કારણ કે કોઇ પણ વસ્તુમાં સુખ કે દુઃખ રહેલું નથી, પણ સુખ અને દુઃખ એ વિષયો તથા ઇંદ્રિયોના સંબંધમાંથીજ ઉત્પન્ન થાય છે અને જેટલે દરજ્જે આપણાં અંતઃકરણની વૃત્તિઓને તેમાં ઘુસાડીએ તેટલે દરજ્જે તે આપણને વધારે કે ઓછાં લાગે છે; એટલુંજ નહિ પણ તે આવે ને જાય એવાં છે અને થોડીવાર રહેનારાં છે, માટે એનો શોક ન કરવો જોઇએ. કારણ કે એ અસત્ વસ્તુ છે, નાશ પામી જાય તેવી છે અને એની કાંઇ સ્વાભાવિક સત્તા નથી. માટે સંજોગોને આધારે, પ્રકૃતિના બંધારણ પ્રમાણે, જરાવાર એ વસ્તુઓ કદાચિત્ આવી જાય તો બડબડ કર્યા વિના તેને ભોગવી લેવી જોઈએ; કારણ કે સામે થયા વિના, ચિંતા રાખ્યા વિના અને હાયવોય કર્યા વિના દુઃખો ભોગવી લેવાં એમાં પણ કાંઇક ખાસ ખૂબી છે, એમાં પણ મોટો પુરુષાર્થ છે અને એમાં પણ મોટું સુખ છે, માટે ખમી ખાતાં શીખવું જોઇએ.

## સુખ કે દુઃખ એ સ્વાભાવિક વસ્તુ નથી, પણ જે પ્રમાણમાં આપણે આપણી લાગણીઓને ખીલવી હોય તેના પ્રમાણમાં તે લાગે છે

નિર્ભયપણે અડગ રહીને શાંતિથી દુઃખો ભોગવી લેવાં એમ પ્રભુ કહે છે તેનું કારણ એજ છે કે, સુખ અને દુઃખ એ વસ્તુઓ-નો કે આત્માનો ધર્મ નથી, પણ એ અંતઃકરણની વૃત્તિઓનું કામ છે અને જેટલે દરજ્જે એ લાગણીઓને આપણે ખીલવીએ અથવા સંકોચી લઇએ તેના પ્રમાણમાં આપણને થોડાં કે વધારે સુખદુઃખ થાય છે. માટે આમાંથી આપણે એમ સમજવાનું છે કે, કોઇ પણ વસ્તુ આપણને ખરેખરું સુખ કે ખરેખરું દુઃખ આપી શકતી નથી. કારણ કે કુદરતી વસ્તુઓમાં સ્વાભાવિકપણેજ કાંઇ સુખ કે દુઃખ રહેલું નથી, પણ આજુબાજુના સંજોગો પ્રમાણે તથા આપણી લાગણીઓને જે પ્રમાણે કેળવી હોય તેના પ્રમા-

ણુમાંજ સુખદુઃખ થાય છે. જેમકે, ચોમાસાના દિવસોમાં આકાશના રંગો બહુ સુંદરપણે ખીલેલા હોય ત્યારે એ જોઇને કોઇ કવિના મન ઉપર કાંઇક જુદીજ છાપ પડે છે અને એમાંથી સૃષ્ટિસોંદર્યની કાંઇક ફક્કડ કવિતા લખવાનું તેને મન થઇ જાય છે.એજ રંગ જોઇને એક ચિતારા ઉપર કાંઇક જુદીજ અસર થાય છે અને તેની પીછીમાં રંગની મેળવણી કરવામાં કાંઇક નવીજ ભભક આવી જાય છે. એજ રંગ જોઇને ગામડાંના ખેડૂતો વરસાદ આવવાની કે નહિ આવવાની ગણતરીઓ કરી શકે છે. એજ રંગ જોઇને જ્ઞાની ભક્તો એવી અદ્ભુત લીલાથી રાજી થઇને ઇશ્વરનો ઉપકાર માનવા મંડે છે અને એજ રંગ જોવા છતાં લાખો સાધારણ માણસોને કોઇ પણ જાતની કાંઇ ખાસ અસર થતી નથી. હવે વિચાર કરો કે, આ બધી લાગણીઓ વાદળાંના રંગોમાં છે કે માણસોનાં અંતઃકરણની વૃત્તિઓમાં છે? આવીજ રીતે એક ઠેકાણે ઘણા મિત્રોએ દ્રાક્ષના બગીચામાં જઇ સાથે બેસીને દ્રાક્ષ ખાધી, તેમાંથી એક જણને એ દ્રાક્ષ ખાવાથી શરદી થઇ આવી, એક જણને દ્રાક્ષ ખાવાથી માથું દુખતું મટી ગયું, એજ દ્રાક્ષ ખાવાથી એક જણનું લોહી સુધરવા લાગ્યું અને એજ દ્રાક્ષ ખાવાથી એક જણને ખાંસી થઇ આવી. બોલો, આમાં દ્રાક્ષનો વાંક છે કે ખાનારને વાંક છે? આવીજ રીતે ચાર મિત્રોએ એક પુસ્તક વાંચવા સારુ લીધું. એ પુસ્તક વાંચીને એક માણસ બહુજ ખુશી ખુશી થઇ ગયો, કારણ કે એમાંના દરેક વિચારો તેને બહુજ ગમ્યા, તેથી તે એ પુસ્તકના કર્તાને હજારો આશીર્વાદ દેવા લાગ્યો અને તેને ધન્યવાદ દેવા લાગ્યો. હવે બીજા માણસની વાત સાંભળો. બીજા માણસને એ પુસ્તકનો દેખાવ જોઇનેજ ગ્લાનિ લાગી ને બોલી ઊઠ્યો કે, અરે હાય હાય! આવું નકામું પુસ્તક ક્યાંથી લાવ્યા? કાગળ સારા નહિ, ટાઇપ સારા નહિ, છાપ સારી નહિ, પૂઠાનો રંગ સારો નહિ અને બાંધણી પણ સારી નહિ, એવું રેચક પુસ્તક તે વાંચવું કોને ગમે? એમ કહીને તેણે એ પુસ્તકને વાંચ્યા વિનાજ મૂકી દીધું. હવે ત્રીજા માણસની વાત સાંભળો; તેણે એ પુસ્તકનાં થોડાં પાનાં વાંચ્યાં, એટલામાં તેને એમ દેખાયું કે, આની વાકચરચના સારી નથી, આમાં કઠિનતા બહુ છે, આમાં અશુદ્ધપણું બહુ છે અને વિચારો પણ ક્રમસર ગોઠવેલા નથી. આવું પુસ્તક તે કોણ વાંચે? તમે તે આવો કચરો ક્યાંથી ઉપાડી લાવો છો? મને તો એ પુસ્તક વાંચીને

ઊલટી બહુ ગ્લાનિ થઇ અને ચોથા માણસને આ બધી બાબતોની કાંઇ પણ ખબર પડી નહિ. તે બિચારો "ચોપડી વાંચી? તો કે વાંચી" એવી રીતે વાંચી ગયો, તેથી તેને કાંઇ ખાસ અસર થઇ નહિ. હવે વિચાર કરો કે, એ ચોપડી સારી કે ખરાબ? એ ચોપડીમાં સુખ છે કે દુઃખ છે? આવીજ રીતે જગતની દરેક વસ્તુઓ જુદા જુદા અધિકારીઓપર તેઓની પ્રકૃતિ પ્રમાણે જુદી જુદી અસર કરે છે અને એકની એક વસ્તુ જુદી જુદી ઋતુમાં તથા જુદા જુદા દેશમાં, જુદો જુદો ગુણ બતાવે છે. જેમકે, એક ગરમ ડગલો આપણને શિયાળાના વખતમાં બહુજ ઉપયોગી થઇ પડે છે, પણ એજ ડગલો ઉનાળાના વખતમાં દુઃખરૂપ થઇ પડે છે. તેમજ કોઈ ઠંડા મુલકમાં ગરમ વસ્તુઓ ખાવી ફાવે છે અને ગરમ મુલકમાં ઠંડી વસ્તુઓ ખાવી ગમે છે. આવી રીતે દેશકાળ પ્રમાણે અને આપણી પ્રકૃતિ પ્રમાણે તથા આજુબાજુના સંજોગો પ્રમાણે જુદી જુદી વસ્તુઓની અસરો થાય છે, પણ કાંઇ વસ્તુઓની અંદર આપણે ધારીએ છીએ તેટલાંજ સુખ કે દુઃખ રહેલાં નથી. માટે જો આપણે આપણી લાગણીઓને કાંઇક વધારે સારી રીતે કેળવીએ તો ઘણે દરજ્જે સુખદુઃખના ઝપાટામાંથી બચી શકીએ તેમ છીએ.

## સુખદુઃખ ક્યાંથી ઉત્પન્ન થાય છે તેનો ખુલાસો

મહાત્માઓ એમ કહે છે કે, ઇન્દ્રિયો અને તેના વિષયો એ બન્નેનો જ્યારે સંજોગ થાય ત્યારે તેમાંથી એક જાતની ગતિ ઉત્પન્ન થાય છે, તેમાંથી એક જાતની શક્તિ ઉત્પન્ન થાય છે, તેમાંથી એક જાતનો પ્રકાશ ઉત્પન્ન થાય છે અને તેમાંથી એક જાતનું આકર્ષણ ઉત્પન્ન થાય છે અને તેના ધક્કા આપણાં અંતઃકરણને વાગે છે. એ વખતે આપણાં અંતઃકરણમાં તેનો ફોટો પાડવા માટે કુદરતી રીતેજ બે જાતની પ્લેટો (આરસીઓ) રહેલી છે. એ પ્લેટોને શાસ્ત્રમાં રાગ તથા દ્વેષ કહે છે અને એમાંથીજ સુખ તથા દુઃખની લાગણીઓ પેદા થાય છે. એ બે કાચમાંથી કયા કાચ ઉપર એ અસરોની છાપ પડવા દેવી તે આપણી મરજી ઉપર છે. ગમે તો કોઇ પણ વસ્તુની રાગ ઉપર છાપ પાડી શકાય અને ગમે તો કોઇ પણ વસ્તુની દ્વેષ ઉપર છાપ પાડી શકાય. જેમકે, કોઈ ઠેકાણે ગાયન થાય છે, એ ગાયન સાંભળીને એક માણસને તેની બહુજ સારી અસર થઇ, તેથી તે ખુશ ખુશ થઇ ગયો ને આનં-

દમાં આવી જઇને નાચવા લાગ્યો અને બીજો માણસ એજ ગાયન સાંભળીને બહુ રોઇ પડ્યો; કારણ કે એ ગાયનથી તેને પોતાની આગલી દુઃખભરી હકીકતો યાદ આવી, તેથી તેણે ગાયનની અસર પોતાના દ્વેષની લાગણી ઉપર થવા દીધી. આવીજ રીતે ઘણા માણસોને એક ગાયનથી સુખ થયું અને તેજ ગાયનથી બીજા કેટલાકોને દુઃખ પણ થયું અને તે સુખદુઃખ બધાને એકસરખું થયું નહિ, પણ કોઇને વધારે થયું અને કોઈને ઓછું થયું. જે પ્રમાણે જે માણસે પોતાની લાગણીઓ કેળવી હતી તેવી તેઓને અસરો થઇ. આમ હોવાથી જ્ઞાની માણસો દુઃખમાંથી પણ સુખ મેળવી શકે છે અને અજ્ઞાનીઓ સુખમાંથી પણ દુઃખ ઉપજાવી કાઢે છે; કારણ કે અંતઃકરણની સુખ અને દુઃખ એ બે આરસીઓમાંથી કઇ આરસી ઉપર છાપ પાડવી, એ સૌ સૌની મરજી ઉપર રહેલું છે. એજ જીવની સ્વતંત્રતા (ફ્રીવિલ) છે. એજ મનુષ્યની ઉત્તમતા છે અને એજ ઈશ્વરની દયા છે કે, જો આપણે ધારીએ તો સહેલાઇથી દુઃખો ઓછાં કરી શકીએ અને અનંતકાળનાં સુખો મેળવી શકીએ. માટે સુખ મેળવવા સારુ આપણે પ્રથમ શરૂઆતમાં દુઃખો ખમી લેતાં શીખવું જોઇએ, કારણ કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી કોઇ ને કોઇ જાતનાં દુઃખ તો થવાનાંજ અને કેટલીક જાતનાં દુઃખો એવાં હોય છે કે જે કોઇ પણ રીતે મનુષ્યના પ્રયત્નથી દૂર થઇ શકેજ નહિ. માટે એ દુઃખોની અસર આપણને ઓછામાં ઓછી થાય એવી રીતે આપણે આપણી જિંદગી ગાળવી જોઇએ અને એવી જિંદગી ગાળતાં શીખવવા સારુજ પ્રભુ આપણને કહે છે કે, તિતિક્ષા સહન કરો. કારણ કે તિતિક્ષા સહન કર્યા વિના બીજા કોઇ પણ ઉપાયથી બધી જાતનાં દુઃખો મટાડી શકાય તેમ નથી. એટલુંજ નહિ પણ વસ્તુઓથી તથા વિષયોથી જે સુખો મળે છે તે સુખો પણ રજોગુણી છે, માટે દુઃખને ઉત્પન્ન કરનારાં છે અને સહેજવારમાં નાશ પામી જાય એવાં છે. માટે એવા મોહમાં પડ્યા રહેવું ને ઉત્તમ જિંદગી ખોઇ નાખવી તેના કરતાં તિતિક્ષા સહન કરવી એ વધારે સારું છે, એમ સમજીને એવાં રજોગુણી સુખો માટે પ્રભુએ કહેલું છે કે,

विषयेंद्रियसंयोगाद्यत्तदग्रेऽमृतोपमम् ।
परिणामे विषमिव तत्सुखं राजसं स्मृतम् ॥ गी. १८-३८ ॥

વિષયો અને ઇન્દ્રિયોના સંયોગથી જે સુખ મળે છે તે સુખ

પ્રથમ અમૃત જેવું લાગે છે પણ પરિણામે ઝેર જેવું છે, માટે તે રજોગુણી સુખ કહેવાય છે.

અને એવાં સુખથી કાંઇ જીવોનું કલ્યાણ થાય નહિ. માટે પ્રભુ કહે છે કે,

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ गी. ५-२२ ॥

ઇન્દ્રિયો અને વિષયોના સંબંધથી જે ભોગો ભોગવી શકાય છે, તે ભોગો નક્કી દુઃખ ઉપજાવનારાજ છે, એટલુંજ નહિ પણ તે વારેવારે ઉત્પન્ન થાય અને ઘડીકવારમાં પાછા નાશ પામી જાય તેવા છે, માટે હે અર્જુન ! ડાહ્યા માણસો તેમાં રમતા નથી.

આમ કહીનેજ ભગવાન અટકતા નથી, પણ આપણાં કલ્યાણ સારુ આગળ વધીને દયાળુ પ્રભુ એમ કહે છે કે, જે માણસ તિતિક્ષા સહન કરી શકે તેજ ખરો બહાદુર છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે,

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीर विमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ गी. ५-२३ ॥

ઇન્દ્રિયો ને વિષયોના સંબંધથી ઉત્પન્ન થતા કામ, ક્રોધ વગેરે વિકારોમાંથી ઊપજેલા વેગને જેઓ શરીર નાશ પામ્યા પહેલાં અહીંજ સહન કરી શકે છે તેજ યોગી છે અને તેજ સુખી નર છે.

## ખમી ખાવાથી થતા ફાયદા

બંધુઓ ! જોયું ! પ્રભુ શું કહે છે ? તે કહે છે કે, જે માણસો ઇન્દ્રિયો અને વિષયોના સંબંધથી ઊપજેલા વિકારોના વેગને સહન કરી શકે છે તેજ બુદ્ધિવાળા છે, તેજ યોગી છે અને તેજ સુખી પુરુષ છે. બોલો, હવે તમને શું ગમે છે ? રોયા કરવું ગમે છે કે સહન કરવું ગમે છે ? કહો કે સહન કરવું ગમે છે. કારણ કે સહન કરવામાં હજી આ કરતાં પણ ઘણીજ વધારે ખૂબી છે. એ માટે પ્રભુ કહે છે કે,

न प्रहृष्येत्प्रियं प्राप्य नोद्विजेत्प्राप्य चाप्रियम् ।
स्थिरबुद्धिरसंमूढो ब्रह्मविद्ब्रह्मणि स्थितः ॥ गी. ५-२० ॥

જેની બુદ્ધિ ઠરેલ હોય અને જેના બધી જાતના મોહ મટી ગયા હોય તે પોતાનું મનગમતું થવાથી રાજી થઇ જતા નથી અને

અણુગમતું થવાથી દિલગીર થઇ જતા નથી. પોતાનું મનમાન્યું થવાથી જેને બહુ હરખ થઇ જતો નથી, તેમજ કાંઇ અણુગમતું થવાથી બહુ દિલગીર થઇ જતા નથી, તેની બુદ્ધિ ઠરેલ હોય છે, તેના બધી જાતના મોહ મટી જાય છે, તે ઈશ્વરને ઓળખનારો હોય છે અને તે ઈશ્વરનીજ અંદર રહેલો હોય છે. કારણ કે પ્રભુ કહે છે કેઃ—

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुते ॥ गी. ५-२१ ॥

બહારનાં સ્પર્શસુખોમાં એટલે કે ઇન્દ્રિયો અને વિષયોના સંબંધથી ઊપજેલાં સુખોમાં જે આસક્ત થઇ જતા નથી, તેઓને પોતાનાં અંતઃકરણમાં જે સુખ રહેલું છે તે સુખ મળે છે અને જેમને પોતાનાં અંતઃકરણનાં સુખો મળે છે તેમનોજ આત્મા ઈશ્વર સાથે જોડાઇ ગયેલો છે, અને તેમનેજ કદી પણ નાશ ન પામે એવાં સુખો મળે છે.

બંધુઓ ! તિતિક્ષા સહન કરવામાં આટલો બધો આનંદ છે, દુઃખો ખમી લેવામાં આવી ખૂબી છે અને સુખદુઃખને ઝાઝા આધીન ન થવામાંથીજ આવે ઊંચે દરજ્જે ચડી શકાય છે, માટે સહન કરતાં શીખો. કારણ કે જો ખમી ખાશો તો ઈશ્વર પાસે જઇ શકશો અને ઈશ્વરી આનંદ ભોગવી શકશો, પણ જો ખમી ખાવાની ટેવ નહિ પાડો તો ઊલટાં વધારે દુઃખો ભોગવવાં પડશે. કારણ કે તમારે સારુ કાંઇ દુનિયામાંથી રોગો ભાગી જવાના નથી પણ માણસોમાં જ્યાં સુધી અજ્ઞાન રહેશે ત્યાં સુધી રોગો તો રહેશેજ, એટલે તમને કે તમારા કુટુંબમાં કોઇ સગાંવહાલાંને કોઇ ને કોઇ જાતના રોગ તો થશેજ અને એને તમે અટકાવી શકો એમ નથી. એવીજ રીતે તમને દુઃખ થાય તે સારુ કાંઇ જગતમાંથી ઘડપણ ભાગી જવાનું નથી, અકસ્માતો થતા અટકી જવાના નથી, ચોરોનો ભય, અમલદારોના જુલમ, નાતોનાં મૂર્ખાઇ ભરેલાં બંધનો, ગુરુઓનાં ખોટેખોટાં લફરાંઓ, બાળકોનું અજ્ઞાનપણું, સ્ત્રીઓની હઠીલાઇ, અભ્યાસની મુશ્કેલીઓ, વરસાદનાં તોફાનો, ઉનાળાની ગરમી, શિયાળાની ટાઢ અને એવાં બીજાં ઘણી જાતનાં દુઃખો તથા કોઇને નહિ ગમે એવું મોત કાંઇ તમને ન ગમે તે સારુ અટકી જવાનું નથી. એ બધાં દુઃખો તો હમેશાં દુનિયામાં રહેવાનાંજ; કારણ કે માણસોના અજ્ઞાનપણાની સાથે

તેમનો સંબંધ છે અને અજ્ઞાનપણું કાંઇ ટૂંક વખતમાં સહેલાઇથી નાશ પામી જાય તેવું નથી. માટે કદી ઉપર કહ્યાં તેવાં દુઃખો ઓછાં થાય તો એને બદલે બીજાં નવા જમાનાને અનુસરતાં નવી જાતનાં દુઃખો ઉત્પન્ન થશે, પણ કદી પણ દુનિયા દુઃખ વિનાની રહેવાની નથી. માટે જ્યાં સુધી તમે દુનિયામાં રહેશો ત્યાં સુધી કોઇ ને કોઇ જાતનાં પણ દુઃખ તો થવાનાંજ. ત્યારે હવે વિચાર કરો કે દુઃખો સહન કરવાની ટેવ પાડીને દુઃખોમાંથી પણ સુખ મેળવવું એ વધારે સારું છે કે દુઃખોને યાદ કરી કરીને તેમાંથી બીજાં નવાં નવાં દુઃખો પેદા કરવાં એ વધારે સારું છે? જો આપણે આપણી સત્તાથી દુનિયામાંથી આપણી મરજી મુજબ દુઃખો ઓછાં કરી શકતા હોય, તો તો દુઃખો મટાડી દેવાં એજ વધારે સારું છે, પણ આપણે આપણા રોજના અનુભવથી પ્રત્યક્ષ રીતે જોઇએ છીએ તથા મહાત્માઓનાં લખાણથી જાણીએ છીએ કે, આપણી ઇચ્છા પ્રમાણે આપણે દુનિયામાંથી દુઃખો દૂર કરી શકીએ તેમ નથી અને જ્યાં સુધી દુનિયામાં દુઃખો હોય ત્યાં સુધી તે આપણને પણ લાગશેજ અને જ્યાં સુધી દુઃખોની બહુ બૂરી અસરો થયા કરે ત્યાં સુધી કોઇ પણ જાતનો સાચો આનંદ ભોગવી શકાયજ નહિ, એ તો કુદરતી છે. ત્યારે હવે કરવું શું? કારણ કે આપણે દુનિયામાંથી દુઃખો મટાડી શકીએ તેમ નથી અને તેમ છતાં આપણને સુખો જોઇએ છે. એ માટે પ્રભુ કહે છે કે, સહન કરતાં શીખો. ખમી ખાતાં શીખો, ભોગ આપતાં શીખો. કારણ કે એજ સુખ મેળવવાનો સહેલો ને સાચો રસ્તો છે.

## જો સાચું સુખ મેળવવું હોય તો પ્રથમ આપણે દુઃખો સહન કરતાં શીખવું જોઇએ

આ વાત વધારે ચોખ્ખી રીતે સમજાવવા માટે એક મહાત્મા કહેતા કે, દુનિયા કાંટા વિનાની થઇ જાય એમ કદી પણ બનવાનું નથી અને જ્યાં સુધી દુનિયામાં કાંટા હોય ત્યાં સુધી તે આપણને પણ વાગે તો ખરાજ, કારણ કે આપણે પણ દુનિયાની અંદરજ છીએ, કાંઇ દુનિયાની બહાર નથી. માટે કાંટા તો વાગેજ. અને કાંટા વાગે તે કેમ ખમાય? નજ ખમાય. તેથી એનો કાંઇક ઉપાય પણ કરવો જોઇએ અને તે ઉપાય એજ છે કે, આપણે આપણા પગમાં જોડા પહેરી લેવા, એટલે દુનિયામાં કાંટા હોય છતાં પણ તે આપણને વાગે નહિ. આપણે જોડા પહેરી લઇએ તો

દુનિયામાં કાંટા છતાં પણ આપણે માટે દુનિયા કાંટા વિનાની થઇ જાય. તેમજ પ્રભુ કહે છે કે, દુનિયામાંથી તમારી મરજી મુજબ બધી જાતનાં દુઃખો મટી જાય તેમ નથી, માટે જો સુખી થવું હોય તો દુઃખો ખમી લેવાની ટેવ પાડો; કારણ કે જો તમે ધારો તો તમે પોતે તમારા વિચારો, તમારા આચારો, તમારી ટેવો, તમારા રિવાજો, તમારા સ્વભાવો અને તમારી પ્રકૃતિને સુધારી શકો તેમ છો, પણ તમારી મરજી મુજબ કાંઇ દુનિયાને સુધારી શકો તેમ નથી. માટે જો સુખી થવું હોય તો દુનિયાને બદલી નાખવાની ઇચ્છા રાખવાને બદલે તમે પોતે પ્રથમ બદલાતા જાઓ, એટલે કે દુનિયાને કાંટા વિનાની બનાવવાનો પ્રયત્ન કરવાને બદલે તમે પોતે જોડા પહેરી લેવાની તજવીજ કરો; કારણ કે દુનિયાને કાંટા વિનાની બનાવવી એ કામ બહુ મુશ્કેલ છે અને તે કામ રામ તથા કૃષ્ણ જેવા અવતારી પુરુષોથી પણ થયું નથી પણ પોતાના પગમાં જોડા પહેરી લેવા એટલે કે પોતે ખમી ખાતાં શીખી લેવું, એ તો સૌથી સહેલાઇથી બની શકે તેમ છે. માટે સાચું સુખ મેળવવા સારુ, આ સંસારમાંજ સુખ મેળવવા સારુ અને આ જિંદગીમાંજ સુખ મેળવવા સારુ આપણે દુઃખો સહન કરતાં શીખવું જોઇએ.

## તિતિક્ષા એટલે શું?

તિતિક્ષા સહન કરવી એટલે કે દુઃખો ખમી ખાવાં એનો અર્થ શું એ તમને ખબર છે? મહાત્માઓ કહે છે કે છત્રી ઉપર એક જાતનો રોગાન લગાડવાથી તે જેમ વૉટરપ્રૂફ એટલે કે પાણીથી ભીંજાવા દે નહિ તેવી બની શકે છે, તેમજ હજારો જાતનાં દુઃખોથી બચી શકાય તે સારુજ તિતિક્ષા સહન કરવાની છે; કારણ કે તિતિક્ષાનું ખરું નામ દુઃખપ્રૂફ છે, એટલે કે દુઃખોથી બચાવનાર છે. તે સિવાય આગમાંથી દરદાગીના બચાવવા સારુ જેમ ફાયરપ્રૂફ તિજોરીઓ હોય છે અને જેમ એ તિજોરીઓ ભયંકર આગની વચ્ચે પણ સહીસલામત રહી શકે છે, તેમ દુઃખની આગમાંથી અંતઃકરણને બચાવવા સારુ તિતિક્ષા એ ફાયરપ્રૂફ તિજોરીના જેવી છે. માટે આપણે સૌએ આપણાથી બની શકે એવી આપણા પ્રમાણમાં તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ.

તિતિક્ષા સહન કરવામાં શરૂઆતમાં આપણને જરા કષ્ટ થાય છે એ વાત સાચી, પણ એ કષ્ટ કોના જેવું છે એ તમને ખબર છે? નાની છોકરીઓના કાન વીંધાવીએ ત્યારે તેને જરાકવાર દુઃખ થાય

છે, પણ પછી આખી જિંદગી સુધી એ કાનમાં સોનામોતીના ને હીરામાણેકના દાગીના પહેરી શકાય છે ને તેનો આનંદ ભોગવી શકાય છે. એવો આનંદ ભોગવવા સારુ પ્રથમ કાન વીંધાવવા જોઇએ અને કાન વીંધતી વખત પ્રથમ જરા દુઃખ તો થાયજ, પણ એટલા દુઃખથી ડરી જાય તો કાંઇ કાનમાં દાગીના પહેરવાની મજા ભોગવી શકે નહિ.તેમજ જે માણુસ જરાક વારની તિતિક્ષા સહન કરી શકે નહિ તે માણુસ ખરો આનંદ ભોગવી શકે નહિ, માટે આપણે તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ; કારણ કે પાછળથી ઘણાં સુખો ભોગવવા સારુજ પ્રથમ થોડાં દુઃખો ભોગવવાનાં છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

यत्तदग्रे विषमिव परिणामेऽमृतोपमम् ।
तत्सुखं सात्त्विकं प्रोक्तमात्मबुद्धिप्रसादजम् ॥ गी. १८-३७ ॥

જે સુખ પ્રથમ ઝેર જેવું લાગે પણ પરિણામે અમૃત જેવું થાય તે પોતાની બુદ્ધિની પ્રસન્નતાથી ઊપજેલું સુખ સત્ત્વગુણી કહેવાય છે.

બંધુઓ ! તિતિક્ષા સહન કરવામાં પણ પ્રથમ દુઃખ દેખાય છે પણ પરિણામે બહુજ સુખ થાય છે, માટે તિતિક્ષાની જેટલી કિંમત સમજો એટલી થોડીજ છે; કારણ કે તિતિક્ષા એટલે શું, એ તમને ખબર છે ? એ માટે મહાત્માઓ કહે છે કે, આજના જમાનામાં શીતળા, કૉલેરા, મરકી વગેરે મહા ભયંકર રોગો થતા અટકાવવા માટે રસી મુકાવવાની યુક્તિ નીકળેલી છે. એ રસી મુકાવતી વખત જરા દુઃખ થાય છે, એક બે દિવસ થોડોઘણો તાવ આવી જાય છે અને એ વખતે થોડો વખત જીવ બેચેન જેવો રહે છે; પણ એ પછી શરીરમાં રસી પચી ગયા બાદ એ રોગનો હુમલો ખમવાને શરીર શક્તિમાન થઇ જાય છે, તેથી રસી મુકાવેલા માણુસો છૂટથી એ રોગવાળી હવામાં રહી શકે છે, અને તોપણ તેઓને એવા બૂરા રોગોની અસર થતી નથી; અને કદી થાય તોપણ તે બહુ ઓછી થાય છે. તેમજ તિતિક્ષા એ પણ દુઃખોને અટકાવનારી એક ઉત્તમ પ્રકારની રસી છે. એ રસી જો પ્રથમથીજ યુક્તિસર આપણા પ્રમાણુમાં આપણે લઈ રાખી હોય, તો પછી બીજાં ઘણી જાતનાં દુઃખોમાંથી બચી શકાય છે. માટે શરૂઆતમાં પ્રથમ જરા વસમું લાગે તોપણ તેની દરકાર નહિ કરતાં આપણે તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ. કારણ કે યાદ રાખજો કે, દુઃખ પામવા સારુ કાંઇ તિતિક્ષા સહન કરવાની નથી, પણ

મહા ભયંકર આફતોમાંથી બચવા સારુ તિતિક્ષા સહન કરવાની છે. માટે તિતિક્ષા સહન કરતાં શીખો.

## ઘણી જાતનાં દુઃખો આપણું કલ્યાણ કરવા સારુજ આવે છે

આ સિવાય તિતિક્ષા સહન કરવાનું બીજું કારણ એ છે કે, દૈવ-ઇચ્છાથી આવી પડનારાં ઘણી જાતનાં દુઃખો આપણા કલ્યાણ માટેજ હોય છે, માટે તે આપણે ખમવાંજ જોઇએ. કારણ કે એ દુઃખો ખમીએ તોજ આપણને નવા અનુભવો થાય, તોજ આપણામાં નવું બળ આવે. તોજ આપણામાં પવિત્રતા આવે, તોજ આપણામાં દીનતા આવે, તોજ આપણે વધારે ભલા થઇ શકીએ અને તોજ આપણું કલ્યાણ થાય; માટે આપણી પાસે આ બધું કરાવવા સારુજ કેટલાંક દુઃખો ખાસ ચાહીને આવે છે. પણ આપણે તેનો ભેદ સમજતા નથી તેથી તેની સામે થઇએ છીએ અને ગમે તેમ બબડ્યા કરીએ છીએ, પણ આપણે જાણવું જોઇએ કે, આપણી ઉપર આવી પડતાં કેટલીક જાતનાં દુઃખો તો વહાણને લાગતા પીઠના પવન જેવાં હોય છે કે જેથી ધારેલા મુકામે જલદીથી પહોંચી શકાય છે, પણ આપણને એ વાતની ખબર હોતી નથી તેથી આપણે ફોકટનો અફસોસ કર્યા કરીએ છીએ ને ગભરાયા કરીએ છીએ માટે એમ ન થાય તે સારુ આપણે તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ.

## આપણી ઉપર આવી પડતાં દુઃખો આપણે માની લઇએ છીએ એટલાં બધાં ભયંકર હોતાં નથી

આપણાં દુઃખો હાલમાં આપણને જેવાં મોટાં ને જેવાં ભયંકર લાગે છે તેવાં મોટાં ને તેવાં ભયંકર ખરેખરી રીતે જોતાં તે હોતાં નથી, પણ આપણે આપણી લાગણીઓને બહુ નાજુક બનાવેલી છે, આપણે આપણા મનને બહુ રખડતું રાખેલું છે, આપણે આપણા નજીવા નજીવા સ્વાર્થોના ગુલામ બની ગયા છીએ, આપણે આપણી ઇંદ્રિયોને વશ રાખી શકતા નથી, આપણે આપણાં અંતઃકરણમાં ઊંડા ઊતરી શકતા નથી અને આપણે આપણી બુદ્ધિને તત્ત્વ સમજી શકે તેવી વિશાળ બનાવતા નથી, તેથીજ આપણે નાનાં નાનાં દુઃખોને મોટાં મોટાં માન્યા કરીએ છીએ. પણ જરા જુઓ તો ખરા કે આપણાં દુઃખો ખરેખરાં

ભયંકર છે કે વિસાત વિનાનાં છે ? સંતો કહે છે કે, તિતિક્ષા સહન કરવાથી જે મહા આનંદ મળે છે ને અલૌકિક ફળ મળે છે તે મેળવવા સારુ જરા ખમી ખાતાં શીખવું એમાં શું મોટી વાત છે? જેમકે, આપણાં દુઃખો તો માત્ર એવાંજ હોય છે કે, કોઈને પગાર ન વધતો હોય તેનું દુઃખ હોય છે, કોઇને છોકરો મૂરખ હોય તેનું દુઃખ હોય છે, કોઇને બાઇડી વઢકણી હોય તેનું દુઃખ હોય છે, કોઈને કાંઇ લગ્નપ્રસંગના કે મરણના ખરચ આવી પડવાના હોય તેનું દુઃખ હોય છે, કોઇને પોતાનું કે પોતાનાં સગાંવહાલાંનું શરીર માંદુંસાજું રહેતું હોય તેનું દુઃખ હોય છે, કોઇને પોતાની મનમાનતી વસ્તુ ન મળતી હોય તેનું દુઃખ હોય છે, કોઇને કોઇ માણસોએ કાંઇ આકરાં વચનો કહી લીધાં હોય તેનું દુઃખ હોય છે, કોઇને પાડોશીઓ સાથે ન બનતું હોય તેનું દુઃખ હોય છે, કોઇને પોતાની મરજી પ્રમાણે માન ન મળતું હોય તેનું દુઃખ હોય છે અને કોઇને કાંઇ દુઃખ ન હોય તોપણ સીંદરામાંથી સાપ કરવાની ટેવ હોય છે, તેથી વગર મફતનાં ધરાર દુઃખો ઉત્પન્ન કર્યા કરે છે. આવી રીતે ઘણી જાતનાં દુઃખો કામ, ક્રોધ, લોભ વગેરે આપણા વિકારોમાંથીજ ઉત્પન્ન થાય છે અને જો જરાક વધારે વિચાર કરીએ તો એ બધાં દુઃખો સાવ નજીવાં જેવાં હોય છે અને થોડા વખતમાં મટી જાય એવાં હોય છે, પણ આપણે ખમી ખાવાની ટેવ પાડી નથી તેથી એ બધાં દુઃખોને બહુ મોટાં મોટાં માન્યા કરીએ છીએ ને તેથી ડર્યા કરીએ છીએ, પણ વાસ્તવિક રીતે જોતાં નરકનાં દુઃખો સિવાય બીજાં કોઇ પણ દુઃખો ભયંકર નથીજ, પણ આપણા મનની નબળાઇથી અને અસલ વસ્તુ ન સમજવાથી આપણે દુઃખોને મોટાં મોટાં માન્યા કરીએ છીએ ને તેમાં પડચા રહીએ છીએ, પણ એ બધી આફતોમાંથી છૂટવાનો ખરો ઉપાય એજ છે કે, આપણે તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ; અને જો આપણને તિતિક્ષા સહન કરતાં આવડે તો એ બધાં દુઃખો સાવ વિસાત વિનાનાં લાગે અને પછી થોડાજ વખતમાં તે પોતાની મેળેજ મટી જાય, પણ એમ થવા માટે પ્રથમ ખમી ખાતાં શીખવાની જરૂર છે.

## જ્યારે ખમી ખાતાં આવડે ત્યારેજ બીજાઓની ઉપર સાચો પ્રેમ રાખી શકાય છે

બંધુઓ ! યાદ રાખજો કે આપણા ધર્મનો સૌથી પહેલો અને મુખ્ય સિદ્ધાંત એજ છે કે, આપણે સર્વભાવથી ઈશ્વર ઉપર પ્રેમ

રાખવો જોઇએ અને ઇશ્વર ઉપર પ્રેમ રાખતાં શીખવા માટે તથા એ પ્રેમને ખીલવીને પ્રેમ મારફતેજ પરમાત્મા પાસે પહોંચવા સારુ આપણે ઇશ્વરના સૌ જીવો ઉપર પ્રેમ રાખવો જોઇએ. એ આપણા સનાતન આર્યધર્મનો તથા દુનિયાના બીજા સૌ ધર્મોનો મુખ્ય સિદ્ધાંત છે. માટે આપણે જગતના સૌ જીવો ઉપર પ્રેમ રાખવો જોઇએ. પણ જગતના સૌ જીવો ઉપર પ્રેમ ક્યારે રાખી શકાય એ તમને ખબર છે? જ્યારે આપણને સહન કરતાં આવડે ત્યારેજ આપણે બીજાઓની ઉપર સાચો પ્રેમ રાખી શકીએ છીએ, કારણ કે માત્ર મોઢેથી એમ કહી દઇએ કે, અમને સૌ જીવો ઉપર બહુ પ્રેમ છે એમાં કાંઇ વળે નહિ, ચોપડીઓ વાંચીને મનમાં એમ સમજી લઇએ કે, સૌની ઉપર પ્રેમ રાખવો એ સારી વાત છે એટલામાંજ કાંઇ વળે નહિ. અને પ્રેમનાં ભજનો ગાયા કરીએ એથી પણ કાંઇ સંસારસાગર તરાય નહિ. એવી એવી વાતો કાંઇ પ્રેમ ગણાય નહિ, પણ પ્રેમનો અર્થ તો એજ છે કે, બીજાઓને અર્થે પોતાના સ્વાર્થનો ભોગ આપવો, બીજાઓને સુખી કરવા સારુ પોતે ખમી ખાતાં શીખવું, બીજાઓનાં સુખને ખાતર પોતે પોતાની લાગણીઓ તથા વિચારોને બની શકે એટલી હદ સુધી બદલવા, બીજાઓનાં સુખને ખાતર પોતે પોતાનાં બહારનાં નજીવાં સુખો ઉપર પૂળો મૂકી દેવો અને બીજાઓનાં સુખને ખાતર પોતે ઘસાઇ પિસાઇ જવું તેનું નામ પ્રેમ છે. એટલુંજ નહિ પણ બીજાઓને સુખી કરવા સારુ પોતે ભયંકર દુઃખો ખમી લેવાં અને જરૂર પડે તો પોતાના પ્રાણ આપતાં પણ પાછું ન હઠવું અને પોતાના બંધુઓ તથા પોતાના પ્રભુની સેવા કરવામાંજ પોતાની જિંદગી અર્પણ કરી દેવી તેનેજ મહાત્માઓ પ્રેમ કહે છે, તેનેજ મહાત્માઓ ભક્તિ કહે છે, તેનેજ મહાત્માઓ ધર્મ કહે છે, તેનેજ મહાત્માઓ જ્ઞાન કહે છે, તેનેજ મહાત્માઓ કર્મ કહે છે, તેનેજ મહાત્માઓ યોગ કહે છે અને એવો પ્રેમજ સંસારસાગરમાંથી તારનારા વહાણ જેવો છે, માટે આપણે સૌએ એવો નિખાલસ, એવો બિનસ્વાર્થી એવો અંતરનો, એવો સ્વાભાવિક અને એવો ફળની ઇચ્છા વિનાનો નિઃસ્પૃહી પ્રેમ રાખવો જોઇએ, તોજ કલ્યાણ થઇ શકે. પણ યાદ રાખજો કે જેઓ બહુજ નાજુક બની જાય, વાતવાતમાં માંદા પડી જાય, જરા જરામાં મોઢું બગાડ્યા કરે, ખાસ કારણો

વિના મિજાજ ખોઈ નાખે, બહુ આપલપોપલિયાપણું રાખે, બહુ પોલંપોલ ચલાવે, બહુ લાડમાં પડ્યા રહે, બહુ નબળું મન રાખે, બહુ બીકણુ થઈ જાય અને જગતની વસ્તુઓ તથા પોતાની ઇંદ્રિયોની ગુલામગીરીમાંજ જેઓ પડ્યા રહે, તેઓ એવો પ્રેમ રાખી શકતા નથી; પણ જેઓ તિતિક્ષા સહન કરી શકે તેઓજ સૌની ઉપર એવો પ્રેમ રાખી શકે છે. માટે પ્રેમને પ્રેક્ટિકલ (અનુભવમાં આવી શકે એવો) બનાવવા સારુ આપણે તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ; કારણ કે જગતના જીવોની ઉપર તથા ઇશ્વરની ઉપર પ્રેમ ન રાખી શકાય એવી રીતની આપલપોપલિયાવાળી ને શારીરિક તથા માનસિક નબળાઇવાળી જિંદગી ભોગવવી એ એક જાતનું મહાપાપ છે અને પ્રેમભાવવાળી જિંદગી ભોગવવી એ જિંદગીની સાર્થકતા છે, માટે આપણે પ્રભુપ્રેમવાળી જિંદગી ભોગવતાં શીખવું જોઇએ અને એ શીખવા માટે આપણે પ્રથમ તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ, કારણ કે તિતિક્ષા સહન કર્યા વિના સાચો પ્રેમ રાખી શકાયજ નહિ. એ માટે એક ભક્ત કહેતા કેઃ—

## પ્રભુપ્રેમને વધારવાનો સાચો ઉપાય

આપણે જેને ચહાતા હોઇએ તે માણસ બીમાર હોય અને તેને દવા જોઈતી હોય પણ ડોકટરનું ઘર બહુ દૂર હોય, વરસાદ ખૂબ વરસતો હોય ને બીજું કોઇ માણસ ત્યાં હાજર ન હોય અને આપણે આપણા મનમાં એવો વહેમ ભરી દીધો હોય કે હું જો વરસાદમાં બહાર નીકળું તો મને શરદી લાગી જાય, તેથી બહુ નાજુક બની જઇને ઘરમાં પડ્યા રહેવાની ટેવ પાડેલી હોય તો આવે ખરે પ્રસંગે પણ આપણે બીજાઓને કેમ મદદ કરી શકીએ? પણ જો તિતિક્ષા સહન કરવાની ટેવ હોય તો જરૂર મદદ કરી શકાય. આવીજ રીતે કોઇ વખત આપણે બહારગામ જતા હોઇએ, ત્યાં આપણી પાસે ભાતું થોડું હોય ને સ્ટેશન ઉપર બેઠા બેઠા ખાવાની તૈયારી કરતા હોઇએ,એટલામાં ત્યાં કોઇ ખરેખરો લાચાર ભિખારી આવી નીકળે તેને આપણા કરતાં ખોરાકની વધારે જરૂર હોય અને આપણને તેની દયા પણ આવે, છતાં પણ જો આપણે ભૂખ સહન કરવાની ટેવ ન પાડી હોય તો આપણે આપણા ખોરાકમાંથી તેને કાંઇ આપી શકીએ નહિ; તેથી આપણા મનમાં ઉત્પન્ન થયેલી દયા ફોકટ ચાલી જાય અને પુણ્ય મેળવવાની અનાયાસે આવી મળેલી ઉત્તમ તક આપણી જરાક નબળાઇથી ચાલી જાય.

પણ જો ભૂખ ખેંચતાં આવડે તો એ પુણ્ય મેળવી શકાય છે. આવી રીતે આપલપોપલિયા માણસોને ઈશ્વરની કૃપા મેળવવાની હજારો તકો માત્ર પોતાની જરાક નબળાઇને લીધેજ ખોઇ નાખવી પડે છે. પણ એને બદલે તિતિક્ષા સહન કરનારાઓ એવી તકોનો બહુ ઉત્તમ રીતે લાભ લઇ શકે છે અને પોતાના પ્રેમને આગળ વધવાનો રસ્તો આપી શકે છે, માટે આપણા સ્વાર્થનાં બંધનો ઓછાં કરવા સારુ તથા પ્રભુનો પ્રેમ ખીલવવા સારુ આપણે તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ.

## જગતના કલ્યાણ સારુ અસલના મહાત્માઓએ બહુ દુઃખો ભોગવેલાં છે, માટે જો આગળ વધવું હોય તો આપણે પણ પરમાર્થનાં દુઃખો ખમતાં શીખવું જોઇએ

બંધુઓ! યાદ રાખજો કે તિતિક્ષા સહન કર્યા વિના ઈશ્વરી રસ્તામાં કદી પણ આગળ વધી શકાતું નથી, માટે અસલના સૌ મહાત્માઓએ ઘણી ઘણી જાતનાં દુઃખો ભોગવેલાં છે. જેમકે, ભગવાન રામચંદ્રે પોતાની જિંદગીમાં ઘણી જાતની સહનશીલતા બતાવી છે, મહારાજા હરિશ્ચંદ્રે અગાધ સહનશીલતા બતાવી છે, દૈવી સંપત્તિવાળા પાંડવોએ મહાકષ્ટો સહન કરેલાં છે, આશ્રયદાતા શિબિરાજા, મહાત્મા બુદ્ધ, ભક્તરાજ મહારાજા અંબરીષ, બાળ ભક્તરાજ પ્રહ્લાદ તથા ધ્રુવ અને બીજા અનેક રાજામહારાજાઓએ તથા દેવોએ પણ તિતિક્ષા સહન કરેલી છે; એટલુંજ નહિ પણ મહાત્મા નારદજી, સનકાદિક, કાર્તિકસ્વામી, દેવોના રાજા ઇંદ્ર તથા દેવોના દેવ મહાદેવે બહુ ઉગ્ર તપ કરીને ઘણી જાતની તિતિક્ષા સહન કરી છે. કારણ કે સહનશીલતા એ ધર્મનું અંગ છે અને એ અંગ મજબૂત થાય ત્યારેજ પૂરો ધર્મ પાળી શકાય છે. માટે જો પૂરેપૂરો ધર્મ પાળવો હોય તો આપણે આપલપોપલિયામાં ન રહી જવું જોઇએ, પણ બહાદુર બનવું જોઇએ ને તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ.

## ખમી ખાવામાં રહેલા બે મહાન ગુણો

તિતિક્ષામાં બે જાતના ગુણ છે. એક ગુણ એ કે તે બધી જાતનાં દુઃખમાંથી પોતાનો બચાવ કરી શકે છે અને બીજો ગુણ એ કે તે બીજાઓને મદદ કરવામાં ઉપયોગી થઇ શકે છે. આવાં બન્ને

અંગ બહુ થોડી બાબતોમાં હોય છે. જેમકે કોઇ યોદ્ધાઓ પોતાનો બચાવ કરી શકે છે પણ દુશ્મનને મારી શકતા નથી અને કોઇ યોદ્ધાઓ દુશ્મનને મારી શકે છે પણ પોતાનો બચાવ કરી શકતા નથી; તેમજ ધર્મને અર્થે થતાં કેટલીક જાતનાં કર્મો પોતાને દુઃખથી બચાવી શકે છે, પણ બીજાઓનાં દુઃખ દૂર કરવામાં મદદ કરી શકતાં નથી; તેમજ કેટલીક જાતનાં પરમાર્થનાં કામોથી બીજાંઓનાં દુઃખો ઓછાં કરી શકાય છે પણ પોતાનાં અંતરનાં દુઃખોનો નાશ કરી શકાતો નથી. જેમકે કોઇ શ્રીમંત સારી રીતે પ્રસંગોપાત્ત બહુ દાન આપે તો તેથી જેને દાન આપે તે માણસોનાં કેટલીક જાતનાં દુઃખો ઓછાં કરી શકે છે એ વાત સાચી, પણ પોતાના અંતરમાં સાંસારિક કઠણ પ્રસંગોના જે મોટા મોટા ઘા વાગ્યા હોય તે દુઃખ કાંઇ દાન આપવાથી મટી જતું નથી. આવીજ રીતે જે માણસ એકાંત ગુફામાં બેસીને ઈશ્વરનું ધ્યાન ધરવાનો આનંદ લેતા હોય તેઓ પોતે એટલો વખત ઘણી જાતનાં દુઃખોમાંથી બચી શકે છે એ વાત સાચી, પણ તેઓ બીજાઓનાં દુઃખો દૂર કરી શકતા નથી. આવી રીતે ધર્મનાં ઘણી જાતનાં કામોમાં ઘણું કરીને મુખ્ય એકજ અંગ રહેલું હોય છે, પણ તિતિક્ષામાં તો પોતે આનંદ ભોગવવો અને બીજાઓને આનંદ આપવો એવાં બે અંગો રહેલાં છે; માટે સૌ માણસોને તિતિક્ષા સહન કરવાનો ભગવાને હુકમ કરેલો છે અને તે સારુજ અસલના મહાત્માઓએ તથા દેવતાઓએ તિતિક્ષા સહન કરેલી છે, માટે આપણે પણ તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ.

## ખમી ખાવાની શક્તિથીજ હરિજનો મહાત્મા બની શકે છે

અસલના મહાત્માઓએ તિતિક્ષારૂપી બે ધારવાળી તલવાર વાપરેલી છે, એટલુંજ નહિ પણ એ પછીના હાલના જમાનાના મહાત્માઓએ પણ બેહદ તિતિક્ષા સહન કરેલી છે. જેમકે સંતોની સેવા કરવા સારુ મહાત્મા કબીરે ઘણી જાતનાં કષ્ટો સહન કરેલાં છે. કડવા ઘૂંટડા ગળે ઉતારવા માટે મીરાંબાઇએ ઝેરના પ્યાલા પીધેલા છે, ભક્તરાજ નરસિંહ મહેતાએ નાતોનાં અપમાન ખમીને તિતિક્ષા દેખાડેલી છે. મહાન ભક્તરાજ તુકારામ પર દુઃખો પડવામાં પણ કાંઇ બાકી રહ્યાં નથી અને એ બધું તેમણે ધીરજથી સહન કરેલું છે, મહાત્મા સુરદાસે પોતાની આંખો ફોડીને

જગતને તિતિક્ષા શીખવેલી છે, બોડાણાએ ડાકોરથી દ્વારકાના ધક્કા ખાઈ ખાઈને પોતાની સહનશીલતા બતાવી છે અને શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વલ્લભાચાર્ય વગેરે આચાર્યોએ પણ પોતાનો ધર્મ સ્થાપતી વખતે ઘણી જાતનાં કષ્ટો સહન કરેલાં છે; એટલુંજ નહિ પણ જો તેઓમાં તિતિક્ષા સહન કરવાનો મહાન ગુણ ન હોત તો તેઓ પોતાનો ધર્મ સ્થાપી શકત નહિ અને દુનિયામાં ફતેહમંદ થઈ શકત નહિ. આવીજ રીતે બહાદુર પુરુષોએ, શૂરાતનવાળી સ્ત્રીઓએ તથા પવિત્ર સતીઓએ વખતો વખત અનેક જાતનાં કષ્ટો સહન કરેલાં છે અને તિતિક્ષા સહન કરવાના મહાન ગુણને લીધેજ તેઓ બધાં દુઃખ દૂર કરી શકયાં છે તથા મહાદુઃખોની વચ્ચે પણ શાંતિ રાખી શકયાં છે. માટે જો ધર્મના રસ્તામાં આગળ વધવાની ઇચ્છા હોય તો આપણે પણ તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ.

## ધર્મની બધી જાતની ક્રિયાઓનો હેતુ ખમી ખાતાં શીખવું એજ છે

બંધુઓ! યાદ રાખજો કે ધર્મની જેટલી જાતની મુખ્ય ક્રિયાઓ છે તે સર્વ સહનશીલતા શીખવા માટેજ છે. જેમકે વ્રત કરવું એટલે કે ઉપવાસ કરવો તે શા માટે? એના બીજા ઘણાયે હેતુઓની સાથે એ પણ એક મુખ્ય હેતુ છે કે, ભૂખ ખેંચતાં શીખવું. યાત્રા વખતે તીર્થમાં જઇએ છીએ તેના બીજા હેતુઓની સાથે એ પણ એક મુખ્ય હેતુ છે કે, પરદેશમાં પડતી ઘણી જાતની અગવડો વચ્ચે પણ શાંતિથી રહેતાં શીખીએ. બ્રહ્મચર્ય પાળવું, મુનિવ્રત લેવું વગેરે મોટી બાબતોમાં પણ તિતિક્ષા સહન કરવાનો મુદ્દો મુખ્ય હોય છે; કારણ કે આ જગતમાં આપણી જિંદગીની અંદર ઘણી જાતનાં દુઃખો એવાં છે કે જે ભોગવ્યા વિના છૂટકોજ નથી. ભાવે કે કભાવે પણ તેને ભોગવવાંજ જોઇએ અને એમાં એ નિયમ છે કે, જો શાંતિથી તેને ભોગવ્યાં હોય તો મોક્ષ મળે અને હાયવોય કરતાં કરતાં ભોગવીએ તો નરકમાં જવું પડે. માટે એની મેળે મેળે આવી પડનારાં, પ્રારબ્ધથી આવી પડનારાં, અકસ્માતથી આવી પડનારાં, પ્રસંગોપાત્ત આવી પડનારાં, કોઇકની ભૂલોથી આવી પડનારાં, પોતાની ભૂલોથી આવી પડનારાં, ઋતુઓના ફેરફારથી આવી પડનારાં તથા એવાંજ બીજાં અનેક પ્રકારનાં દુઃખો આપણે ન માગીએ તોપણ વખતોવખત આપણી ઉપર

આવવાનાં છેજ, માટે એ બધાં દુઃખોમાંથી બચવા સારુ તથા એવી જાતનાં દુઃખોની વચ્ચે પણ દિલાસો મેળવી શકીએ અને શાંતિથી ભોગવી શકીએ તે સારુ તિતિક્ષા સહન કરવાની છે અને આવાં દુઃખોની વચ્ચે પણ મન શાંતિમાં રહી શકે તે સારુજ તિતિક્ષાને શાસ્ત્રમાં ઉત્તમ ગણેલી છે અને એ સારુજ તિતિક્ષા સહન કરવાથી મોક્ષ થાય છે એમ પ્રભુએ કહેલું છે અને તે એજ કેઃ—

## દુઃખો ખમવાથીજ મોક્ષ મેળવી શકાય છે

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ गी. २–१५ ॥

હે પુરુષોમાં શ્રેષ્ઠ ! ઇન્દ્રિયો ને વિષયોના સંબંધથી ઉત્પન્ન થતાં સુખદુઃખ જેને સમાન છે અને એ સુખદુઃખ જેને પીડાકારી થતાં નથી, તે ધીર પુરુષ મુક્તિ મેળવવાને યોગ્ય થાય છે.

કારણ કે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પ્રભુએ કહેલું છે કેઃ—

इहैव तैर्जितः सर्गो येषां साम्ये स्थितं मनः ।
निर्दोषं हि समं ब्रह्म तस्माद्ब्रह्मणि ते स्थिताः ॥ गी. ५–१९ ॥

જેઓનું મન સમતામાં રહ્યું છે તેઓએ અહીંજ એટલે કે આ જિંદગીમાંજ સંસાર જીતેલો છે, કારણ કે જે ઈશ્વર છે તે નિર્દોષ છે અને સમતાવાળો છે, માટે જેઓ સુખદુઃખમાં સમતાવાળા છે તેઓ ભગવાનમાંજ રહેલા છે.

બંધુઓ ! તિતિક્ષા સહન કરવાથી સુખદુઃખમાં સમતા રાખી શકાય છે અને ભગવાને કહેલું છે કેઃ—

समत्वं योग उच्यते । ॥ गी. २–४८ ॥

એટલે કે લાભ–હાનિમાં, જય–પરાજયમાં, માન–અપમાનમાં અને સુખદુઃખમાં સમાનવૃત્તિ રાખવી અને મનને ધક્કો પહોંચવા દેવો નહિ તેનું નામ જીવને ઈશ્વર સાથે જોડનારો યોગ કહેવાય છે અને એવો મહાન યોગ તિતિક્ષા સહન કરવામાંથીજ થઇ શકે છે; એટલુંજ નહિ પણ પ્રભુ કહે છે કે, ખમી ખાવામાંથીજ અને કડવા ઘૂંટડા ગળે ઉતારી જવાથીજ મોક્ષ થઇ શકે છે. એટલુંજ નહિ પણ પરમકૃપાળુ સચ્ચિદાનંદસ્વરૂપ મહાન પરમાત્મા પોતે પણ સમતા રાખે છે, માટે જે હરિજન સમતા રાખી શકે તે ઈશ્વરમાંજ રહેનારા છે, એમ પ્રભુએ પોતેજ કહેલું છે. માટે જેમ બને

તેમ આપણે તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ અને આપણી જિંદગીમાં સમતા આવે એમ કરવું જોઇએ. હે પરમકૃપાળુ પિતા પરમાત્મન્! અમારા કલ્યાણ સારુ તથા અમારા બંધુઓને મદદ કરવાની યોગ્યતા મેળવવા સારુ અમોને તિતિક્ષા સહન કરવાનું બળ આપ, બળ આપ, બળ આપ.

આ જગતમાં ને આ જિંદગીમાંજ સુખ મેળવવાના ઉપાયો જાણ્યા પછી હવે એ જાણવું જોઇએ કે, એ ઉપાયો કરી શકીએ, એ ઉપાયોને અમલમાં મૂકી શકીએ અને એ ઉપાયોને આપણે વર્તનમાં ઉતારી શકીએ એમ થવું જોઇએ અને એવું સાચું બળ મેળવવા સારુ ધર્મનો પાયો જાણવો જોઇએ, માટે સ્વર્ગની સીડીના છઠ્ઠા પગથિયામાં “ ધર્મનો પાયો ” બતાવવામાં આવશે.





# पगथियुं ६ ठ्ठुं–धर्मनो पायो

## જેનો અફસોસ ન કરવો જોઇએ તેનો આપણે અફસોસ કરીએ છીએ

ધર્મનો પાયો કયો ? એ બહુજ સ્વાભાવિક સવાલ છે, બહુજ મહત્ત્વનો સવાલ છે, બહુજ જરૂરનો સવાલ છે અને બહુજ ગંભીર સવાલ છે; કારણ કે એ બહુજ મુદ્દાની વાત છે. માટે જો એ પાયો આપણને મળી જાય તો બહુ મોટું કામ થઇ ગયું ગણાય, કારણ કે કોઇ પણ મોટી ઇમારતનો મુખ્ય આધાર પાયા ઉપર હોય છે. માટે આપણા લોકોમાં કહેવત છે કે, "પાયો પડયો એટલે અરધું કામ થઇ ગયું સમજવું." પાયો પડ્યા પછી ઇમારત ચણતાં વાર લાગતી નથી, માટે પ્રથમ પાયો સમજવો જોઇએ.

પણ ધર્મનો પાયો કયો ? એ માટે જુદાં જુદાં શાસ્ત્રોમાં જુદી જુદી વાતો કહેલી છે અને જુદા જુદા મહાત્માઓએ જુદો જુદો પાયો ગણેલો છે. પણ આ પુસ્તક શ્રીમદ્ ભગવદ્ગીતાને આધારે લખાયલું છે, માટે જે સવાલ ઉપરથી ગીતાની ઉત્પત્તિ થઇ અને જે સવાલનો જવાબ સમજાયાથી ગીતાની સમાપ્તિ થઇ, તે સવાલને હું ધર્મનો પાયો સમજું છું અને આ પ્રકરણમાં એ બાબત ઉપરજ વિવેચન કરવામાં આવશે.

એ સવાલ એજ છે કે, પોતાનો ધર્મ પાળતાં એટલે કે પોતાની ફરજ બજાવતાં અર્જુનને એમ મોહ થયો કે, આ બધા લશ્કરમાં મારા કાકા, મામા, ગુરુ, પુત્રો વગેરે સગાઓજ છે, તે બધાને હું કેમ મારું ? તેથી દિલગીર થઇને–નિરાશ થઇને–કાયર થઇને–હિંમત હારી જઇને તથા પોતાનું ક્ષત્રિયપણું ભૂલી જઇને તેણે કહ્યું કે, હું યુદ્ધ નહિ કરું, એટલે કે મારી ફરજ હું નહિ બજાવું અને મારો ધર્મ નહિ પાળું; કારણ કે આ બધા સગાઓને મારી નાખવાથી મને જે શોક થાય તે શોક માટે એવું ત્રણ લોકની

અંદર મને કાંઇ દેખાતું નથી, માટે હું લડાઇ નહિ કરું, એટલે કે મારી ફરજ હું નહિ બજાવું. એ માટે તે કહે છે કેઃ—

न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम्।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥गी. २-८॥

સર્વ સંપત્તિવાળું ને દુશ્મનો વિનાનું આખી પૃથ્વીનું મને રાજ્ય મળે, એટલુંજ નહિ પણ સ્વર્ગનું રાજ્ય મળે, તોપણ મારી ઇન્દ્રિયોને સૂકવી નાખનારો અફસોસ મટે એવું કાંઇ મને દેખાતું નથી.

એ સાંભળીને શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું કેઃ-

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ गी. २-११ ॥

જેનો શોક ન કરવો જોઇએ તેનો તું શોક કરે છે અને પંડિતોના જેવી ડાહી ડાહી વાતો કરે છે, પણ પંડિતો તો મરી જાય તેનો પણ અફસોસ કરતા નથી અને જીવતા હોય તેનો પણ અફસોસ કરતા નથી. કારણ કે જે ડાહ્યા માણસો હોય તે તો એમ સમજે છે કેઃ-

नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ गी. २-२३ ॥

હથિયારોથી આત્મા કપાતો નથી, અગ્નિથી આત્મા બળતો નથી, પાણીથી આત્મા પલળતો નથી અને વાયુથી આત્મા શોષાઈ જતો નથી.

એટલુંજ નહિ પણ વળીઃ-

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ गी. २-२५ ॥

આત્મા સર્વવ્યાપક છે, એના ભાગ પડી શકતા નથી, એ ચિંતવનમાં આવી શકે એવો નથી અને એ અવિકારી છે; માટે આત્માનું આવું સ્વરૂપ જાણીને એનો શોક કરવો તને વાજબી નથી.

એ સિવાય આ વાત પણ સમજી લે કેઃ-

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ गी. २-३० ॥

સૌના દેહમાં જે આત્મા રહેલો છે, તે આત્મા કદી પણ મરી

શકે એવો નથી, માટે કોઇ પણ જીવનો અફસોસ કરવો તને વાજબી નથી.

આવી રીતે આત્મા અમર છે અને શરીરનો નાશ થવાથી આત્માનો નાશ થતો નથી, માટે મરી ગયેલાં માણસોનો શોક ન કરવો જોઇએ એ વાત સમજાવી; પણ આત્માનું આવું અમર સ્વરૂપ કોઇને ન સમજાતું હોય ને તેથી મરી ગયેલાંનો જો અફસોસ થતો હોય તો તેને માટે પ્રભુ કહે છે કેઃ–

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ गी. २–२६ ॥

કદી તું એમ માનતો હોય કે આત્મા હમેશાં જન્મે છે અને હમેશાં મરે છે, તોપણ હે અર્જુન ! એવા નાશ પામી જાય તેવા આત્માનો શોક કરવો તને વાજબી નથી. કારણ કેઃ–

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ गी. २–२७ ॥

જે જન્મે છે તે નક્કી મરે છે અને જે મરે છે તેનો ફરીથી જરૂર જન્મ થાય છે, માટે જે કોઇથી પણ અટકી શકે નહિ એવી બાબતમાં શોક કરવો એ તને વાજબી નથી. એટલુંજ નહિ પણઃ–

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ गी. २–२८ ॥

આ જગતમાં ઉત્પન્ન થયા પહેલાં સર્વ જીવો તથા સર્વ વસ્તુઓ ક્યાં હતી તે આપણે જાણતા નથી, તેમજ નાશ પામ્યા પછી પાછું એ બધું ક્યાં જાય છે તે પણ આપણે જાણતા નથી; પણ માત્ર જન્મ અને મરણની વચ્ચેના વખતમાંજ તે આપણને દેખાય છે, માટે હે અર્જુન ! એવી બાબતોમાં અફસોસ શાનો ?

## જે કોઇનો પણ અફસોસ કરે નહિ તેજ મોક્ષ મેળવી શકે છે

હવે જીવતાંનો પણ શોક કરવાની જરૂર નથી એ વાત પ્રભુ સમજાવે છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ–

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ गी. २–१४ ॥

હે અર્જુન ! ઇન્દ્રિયોનો વિષયોની સાથે સંબંધ થાય એટલે કે ઇન્દ્રિયો વિષયોને ભોગવે તે ભોગોથી ટાઢું–ઊનું વગેરે જે

અસરો થાય તે અસરો સુખ તથા દુઃખ આપનારી છે અને તે ભોગો તથા તેથી થતાં સુખ અને દુઃખ આવે અને જાય એવા સ્વભાવવાળાં છે; એટલુંજ નહિ પણ તે થોડીવાર રહેનારાં છે. માટે હે અર્જુન ! તું તિતિક્ષા સહન કર, એટલે કે બધી જાતનાં દુઃખોની સામે થયા વિના, ચિંતા રાખ્યા વિના અને દિલગીર થયા વિના તું તે ખમી લે.

કારણ કે એવી રીતે અફસોસ કર્યા વિના દુઃખો ખમી લે તેજ ઉત્તમ મનુષ્ય છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ—

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ गी. ५–२३ ॥

ઇન્દ્રિયોને વિષયોના સંબંધથી ઉત્પન્ન થતા કામ, ક્રોધ વગેરે વિકારોમાંથી ઊપજેલા વેગને જેઓ શરીર નાશ પામ્યા પહેલાં અહીંજ સહન કરી શકે છે તેજ યોગી છે, તેજ સુખી છે અને તેજ નર છે.

એટલુંજ નહિ પણ પ્રભુ કહે છે કેઃ—

ज्ञेयः स नित्यसंन्यासी यो न द्वेष्टि न कांक्षति ।
निर्द्वन्द्वो हि महाबाहो सुखं बंधात्प्रमुच्यते ॥ गी. ५–३ ॥

જે કોઇનો દ્વેષ કરતો નથી કે ઇચ્છા રાખતો નથી એટલે કે જે અફસોસ કરતો નથી કે તૃષ્ણા રાખતો નથી તેને હમેશાં સંન્યાસી સમજવો અને હે અર્જુન ! જે રાગદ્વેષ વિનાનો હોય તે બહુજ સહેલાઇથી બંધનમાંથી છૂટી જાય છે.

એટલુંજ નહિ પણ જે બિલકુલ અફસોસ કરે નહિ પણ સુખ-દુઃખમાં સમાન વૃત્તિ રાખી શકે તેનોજ મોક્ષ થાય છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ—

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ गी. २–१५ ॥

હે પુરુષોમાં શ્રેષ્ઠ અર્જુન ! વિષયો તથા ઇન્દ્રિયોના સંયોગથી ઊપજતાં સુખ તથા દુઃખ જે ધીર પુરુષને ઇજા કરી શકતાં નથી, એટલે કે જે સુખથી રાજી થઇ જતા નથી અને દુઃખનો અફસોસ કર્યા કરતા નથી, પણ સુખદુઃખમાં જે સરખી વૃત્તિ રાખી શકે છે તેજ મોક્ષ મેળવી શકે છે.

પ્રભુની આવી ખુલ્લી આજ્ઞાઓ ઉપરથી ચોખ્ખી રીતે સમ-

જાય છે કે, અફસોસ ન કરીએ ને સમતા રાખતાં શીખીએ ત્યારેજ મોક્ષ મેળવવાને લાયક થવાય છે, છતાં પણ આપણે અફસોસ કર્યા વિના રહી શકતા નથી એનું કારણ શું ? એનું કારણ એજ છે કે, દેહના ધર્મ, કુળના ધર્મ, લોકાચારના ધર્મ, રાજ્યના ધર્મ અને શાસ્ત્રના ધર્મ વગેરે ઘણી જાતના ધર્મોમાં આપણે બહુજ બંધાઇ ગયેલા છીએ, તેથી આત્માનું અસલ સ્વરૂપ અને આત્માની સ્વતંત્રતા દબાઇ ગયેલી છે, એટલે આપણને ઘણી જાતનાં દુઃખ થાય છે અને એ દુઃખને લીધે અફસોસ થયા કરે છે, માટે આપણને દુઃખમાંથી તથા દિલગીરીમાંથી છોડાવવા સારુ પ્રભુ હુકમ કરે છે કેઃ—

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ गी. १८–६६॥

બધા ધર્મો છોડી દઇને એક મારુંજ શરણ પકડી લે, એટલે હું તને સર્વ પાપમાંથી મુક્ત કરીશ. તું અફસોસ કર મા.

## બધા ધર્મો કેમ તજી શકાય તેનો ખુલાસો

હવે સવાલ એ ઊઠે છે કે, બધા ધર્મો કેમ તજી શકાય ? કારણ કે જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી દેહના ધર્મ, કુળના ધર્મ, જાતના ધર્મ, રાજ્યના ધર્મ, લોકાચારના ધર્મ તથા શાસ્ત્રના ધર્મ, એ બધા ધર્મો પાળવા જોઇએ; એટલુંજ નહિ પણ મનનો સ્વભાવજ એવો છે અને શરીરનું બંધારણજ એવું છે કે, તે એક ક્ષણ પણ કાંઇને કાંઈ કામ કર્યા વિનાનું રહી શકેજ નહિ. આમ હોવાથી દેહધારીઓથી કાંઇ બધા ધર્મો તજી શકાય નહિ અને બધા ધર્મો તજાય નહિ ત્યાં સુધી અફસોસ થયા વિના પણ રહે નહિ; કારણ કે દરેક કામોમાં કાંઈક સારું કે કાંઇક માઠું તો હોયજ છે અને પ્રભુ તો એમ કહે છે કે, તું શોક કર મા. જ્યારે શોક તજીશ ત્યારેજ તારો ઉદ્ધાર થશે. માટે હવે કરવું શું ? બધા ધર્મો તજાય એવો ઉપાય કયો ? અને શોક મટે એવો ઉપાય કયો ? એ માટે પ્રભુ કહે છે કે, તું બધો ભાર તારી ઉપર શા માટે ઉપાડે છે ? મને લગામ સોંપી દે, એટલે તારો બધો ભાર હું ઉપાડી લઈશ. જેમકેઃ—

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यासि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९–२७ ॥

હે અર્જુન! તું જે કંઇ કામ કરે, જે કંઇ ભોગ ભોગવે, જે હોમ કરે, જે દાન કરે અને જે તપ કરે, તે સર્વ મને અર્પણ કર; એમ કરવાથી:-

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ गी. ९-२८ ॥

શુભ અને અશુભ ફળરૂપી કર્મનાં બંધનો છે તેમનાથી તું છૂટીશ અને એવી રીતે બધાં કર્મો પ્રભુને અર્પણ કરવાથી તું સંન્યાસી તથા યોગી બનીને કર્મથી મુક્ત થઇશ અને મને પામીશ. કારણ કે:—

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ गी. २-४७ ॥

કર્મો કરવાં એજ તારી ફરજ છે, પણ બદલો મેળવવાની ઇચ્છા રાખવી એ તારું કામ નથી, માટે કર્મોનાં ફળ મેળવવાની કદી પણ ઇચ્છા રાખીશ મા. તેમજ કર્મો ન કરવાં એવો પણ આગ્રહ રાખીશ મા.

અને એવી રીતે વર્તવું એનુંજ નામ યોગ છે. એ માટે પ્રભુએ કહેલું છે કે:—

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय ।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते ॥ गी. २-४८॥

હે અર્જુન! ઈશ્વર સાથે જોડાયલો રહીને, કર્મોની આસક્તિ તજીને અને કામ પાર પડે તોય ઠીક છે અને પાર ન પડે તોય ઇશ્વરેચ્છા, એમ સમાનવૃત્તિ રાખીને કર્મ કર, અને લાભહાનિમાં આવી સમાનવૃત્તિ રાખવી ને હર્ષશોક ન કરવો એનુંજ નામ યોગ કહેવાય છે. માટેજ કહેલું છે કે:-

सुखदुःखे समे कृत्वा लाभालाभौ जयाजयौ ।
ततो युद्धाय युज्यस्व नैवं पापमवाप्स्यसि ॥ गी. २-३८ ॥

ગમે તો સુખ થાય કે ગમે તો દુઃખ થાય, ગમે તો ફાયદો થાય કે ગમે તો નુકસાન થાય, ગમે તો હાર થાય કે ગમે તો જીત થાય, તોપણ હર્ષ કે શોક કરવો નહિ. આવી વૃત્તિ રાખીને જો તું તારી ફરજ બજાવીશ તો તને પાપ લાગશે નહિ; માટે આવી રીતે નિષ્કામ કર્મો કરવાં તેનું નામ सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज છે. હવે વિચાર કરો કે, પ્રભુ વારંવાર ભાર મૂકીને અને હુકમ કરી

કરીને કહે છે કે તમે અફ્સોસ કરો મા, અફ્સોસ કરો મા, અફ્સોસ કરો મા. પણ જરા જુઓ તો ખરા કે, આપણે એમાંનું કાંઈ પણ પાળી શકીએ છીએ? કહો કે નહિજ. આપણી જિંદગીમાં સુખી દિવસો કેટલા થોડા છે? આપણી વર્તણૂકમાં કેટલી બધી હાયવોય છે? આપણા વ્યવહારમાં કેટલા બધા રાગદ્વેષ છે? અને આપણાં અંતરમાં કેટલી બધી જાતની હોળીઓ બળે છે એ જરા વિચાર તો કરો! અને તેમ છતાં આપણે આપણને પોતાને વૈષ્ણવ સમજ્યા કરીએ છીએ, હરિજન સમજ્યા કરીએ છીએ, ભક્ત સમજ્યા કરીએ છીએ અને ધાર્મિક સમજ્યા કરીએ છીએ; પણ એમ સમજવું એ કેટલી બધી મોટી ભૂલ છે એ જરા વિચાર તો કરો! કારણ કે કોઈ પણ વસ્તુનો શોક કરવો નહિ એ ધર્મનો પાયો છે અને એ પાયોજ આપણામાં નથી ત્યારે પછી ઇમારત તો હોયજ ક્યાંથી? માટે જેમ બને તેમ દરેક બાબતમાંથી આપણે અફ્સોસને ઓછો કરવો જોઇએ

## અફ્સોસ દૂર કરવાના ઉપાયો

અફ્સોસ ઓછો કરવા માટે અફ્સોસનાં કારણો અને તેના ઉપાયો જાણવા જોઇએ, કારણ કે જ્યાં સુધી આપણે અફ્સોસમાં પડ્યા રહીએ ત્યાં સુધી આપણી કોઇ પણ જાતની ઉન્નતિ થઈ શકે નહિ. એ માટે અનુભવી વિદ્વાનોએ કહેલું છે કેઃ—

ચિંતાસે ચતુરાઇ ઘટે, ઘટે રૂપ બળ ભાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

ફિકર આવી બૂરી ચીજ છે અને યાદ રાખજો કે, અફ્સોસ તે કરતાં પણ વધારે ખરાબ છે. માટે અફ્સોસ થવાનાં કારણો સમજવાં જોઇએ. એ માટે અનુભવી ડાહ્યા માણસો કહે છે કે, મોહને લીધે અફ્સોસ થાય છે, અજ્ઞાનને લીધે અફ્સોસ થાય છે, મારુંજ છે એમ માની લેવાથી અફ્સોસ થાય છે, અહંકારથી અફ્સોસ થાય છે, પાપકર્મો કરવાથી અફ્સોસ થાય છે, ધર્મને સાંકડી હદમાં કેદ કરવાથી અફ્સોસ થાય છે, સૌ જીવો સાથે ભ્રાતૃભાવ ન રાખવાથી અફ્સોસ થાય છે, જગતના પદાર્થોમાં બહુ આસક્તિ રાખવાથી અફ્સોસ થાય છે, પોતાની ફરજો ન બજાવવાથી અફ્સોસ થાય છે, સાચું જ્ઞાન ન મેળવવાથી અફ્સોસ થાય છે, રાજ્ય ઉપર પ્રજાની સત્તા ન હોય તેથી અફ્સોસ થાય છે, ધર્મ પાળવામાં ઉદાર વિચારો ન રાખવાથી અફ્સોસ થાય છે,

દેશની સ્થિતિ ન સમજીએ તેથી અફસોસ થાય છે, પ્રાચીન વડીલ મહાપુરુષોની આબરૂ ન જાળવીએ તેથી અફસોસ થાય છે, ગેરવાજબી લોભ રાખીએ તેથી અફસોસ થાય છે, બહુ ભોગ ભોગવવાની આશાતૃષ્ણા રાખીએ તેથી અફસોસ થાય છે, સારી સોબતમાં ન રહીએ તેથી અફસોસ થાય છે અને ઇશ્વરથી વિમુખ થઇએ તેથી અફસોસ થાય છે. અને આવો બધો કચરો મનમાં ભરેલો હોય ત્યાં સુધી અફસોસ થાય તેમાં કાંઈ નવાઇ પણ નથી અને અફસોસ થાય ત્યાં સુધી આપણામાં ધર્મ જામેલો છે એમ સમજવું નહિ; કારણ કે ધર્મનું પહેલું ફળ આનંદ છે, માટે જ્યાં સુધી આપણને આનંદ ન મળે ત્યાં સુધી આપણામાં ધર્મ આવ્યોજ નથી એમ સમજવું; કેમકે અફસોસ ન કરવો એજ ધર્મનો પાયો છે અને સદા આનંદમાં રહેવું એજ ધર્મનું પહેલું ફળ છે, માટે આપણે અફસોસ ન કરવો જોઇએ.

## અફસોસ થવાનાં કારણો

આ બધા ઉપરથી આપણે એટલું તો જરૂર સમજીએ છીએ કે, અફસોસ કરવો એ વાજબી નથી, છતાં પણ આપણે વારંવાર અફસોસ કરવો પડે છે એનું કારણ એજ છે કે, મનુષ્યજાત સાથે જેવા પ્રેમથી આપણે વર્તવું જોઇએ તેવા પ્રેમથી આપણે વર્તતા નથી તેથી આપણને અફસોસ થાય છે. આપણે પોતે બીજાઓની સાથે ખરાબ રીતે વર્તીએ છીએ અને તેમ છતાં બીજા સૌ આપણી સાથે સારી ચાલથી ચાલે એમ આપણે ઇચ્છા રાખીએ છીએ, તેથી આપણને અફસોસ થાય છે, ખમી ખાવાના ને માફ કરવાના મહાન ગુણો જેવા આપણામાં હોવા જોઇએ તેવા તે આપણામાં નથી, તેથી આપણે જેનીતેની સાથે વાતવાતમાં ચીંથરાં ફાડ્યા કરીએ છીએ, તેથી આપણને અફસોસ થાય છે. દરેક માણસોના વિચારો જુદા જુદા હોય છે અને સૌને પોતપોતાના અંગત વિચારો માટે એકસરખી સ્વતંત્રતા હોય છે, છતાં પણ આપણે એકબીજાના વિચારોના મતભેદ સાંખી શકતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. આપણા દેશને અર્થે, આપણા ધર્મને અર્થે, આપણા ગરીબડા બંધુઓને અર્થે અને આપણા આત્માના કલ્યાણ સારુ જેટલી હિંમત આપણે રાખવી જોઇએ તેટલી હિંમત આપણે રાખી શકતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. આપણામાં લાયકી ન હોય છતાં

આપણને માન જોઇએ છે, એ વધારે પડતી માન મેળવવાની ઇચ્છાને લીધે આપણને અફસોસ થાય છે. જગતની વસ્તુઓમાં તેમના ઉપયોગના પ્રમાણમાં જરૂર જેટલોજ પ્રેમ રાખવો જોઇએ, પણ તેને બદલે આપણે વસ્તુઓમાં બેહદ આસક્ત થઈ જઇએ છીએ, તેથી આપણને અફસોસ થાય છે. આપણે વખતનો સદુપયોગ કરતા નથી, વખતની કિંમત સમજતા નથી અને સારાં કામો કરવામાં રોકાયેલા રહેતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. આપણી સ્થિતિના પ્રમાણમાં અને આપણી શક્તિના પ્રમાણમાં આપણે સૌ જીવો ઉપર દયા રાખવી જોઇએ, પણ તેને બદલે આપણી દયાની લાગણીને આપણે બહુજ સંકુચિત કરી લીધેલી છે અને આપણામાં કઠોરતા આવી ગયેલી છે, તેથી આપણને અફસોસ થાય છે. તનની, મનની, ધનની, વચનની અને કર્મની જેવી પવિત્રતા રાખવી જોઇએ તેવી પવિત્રતા આપણે રાખતા નથી, તેથી આપણને અફસોસ થાય છે, આપણા ધર્મ ઉપર, શાસ્ત્ર ઉપર, મહાત્માઓનાં વચન ઉપર, ઈશ્વર ઉપર અને આપણા આત્માના બળ ઉપર જેટલો વિશ્વાસ રાખવો જોઇએ તેનો હજારમો ભાગ પણ આપણે વિશ્વાસ રાખતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. આપણે અંદરથી જેવા ન હોઇએ તેવા દેખાવાનો બહારથી ડોળ કરીએ છીએ, પણ દુનિયા કાંઇ આંધળી નથી, તે આપણું દંભીપણું સમજી જાય છે. એટલે આપણી સ્વાર્થી ધારણાઓ પાર પડતી નથી, તેથી આપણને અફસોસ થાય છે. અભયપણું એટલે કે એક ઈશ્વર વિના બીજા કોઇથી ડરવું નહિ, જાહેર હિંમત રાખવી, બહાદુરી રાખવી અને નિર્ભય થઇને આ જિંદગીની ફરજો બજાવવી એ દૈવીસંપત્તિનો મૂળ પાયો છે, પણ એ પાયો આપણામાં નથી અને નિર્ભય રહેવાને બદલે દેડકાના ડ્રાંઉં ડ્રાંઉંથી ને ઊંદર તથા કંસારીઓથી પણ આપણે ડર્યા કરીએ છીએ, તેથી આપણને અફસોસ થાય છે. જિંદગીને ટકાવી રાખવા માટે તથા રૂડી રીતે સંસારવ્યવહાર ચલાવવા માટે આપણને જેટલી વસ્તુઓની જરૂર છે તે કરતાં માત્ર મોજશોખને ખાતરજ આપણને ઘણીયે વધારે વસ્તુઓ જોઇએ છે, તેથી આપણને અફસોસ થાય છે. ક્રોધની લાગણીને આપણે આપણા કબજામાં રાખી શકતા નથી અને જ્યાં ન કરવો જોઇએ ત્યાં પણ આપણાથી ક્રોધ થઇ જાય છે, તેથી આપણને અફસોસ થાય છે. આપણામાં ઉપકાર માનવાની વૃત્તિ બહુ દબાઇ ગયેલી છે, તેથી કોઇએ આપણું ભલું

કર્યું હોય તેનો ઉપકાર માનવાને બદલે એવી બાબતોને આપણે આપણા હક તરીકે સમજ્યા કરીએ છીએ, અથવા તો એવી બાબતો ઉપર કાંઇ ધ્યાન દઇને વિચારજ કરતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. પરોપકાર કરવાની જેટલી તકો આપણને મળે છે અને પરોપકાર કરવાનાં જેટલાં સાધનો આપણી પાસે છે, તેના પ્રમાણમાં આપણે પરોપકાર કરતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. આપણાં મનને તથા આપણી ઇન્દ્રિયોને જે જે બાબતમાં તથા જે જે ઠેકાણે વશ રાખવી જોઇએ, ત્યાં પણ આપણે તેને વશ રાખી શકતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. જે બાબતમાં શાંતિ રાખવી જોઇએ તે બાબતમાં પણ આપણે શાંતિ રાખી શકતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. જેની સાથે જેટલી નમ્રતા રાખવી જોઈએ તેની સાથે આપણે તેટલી નમ્રતા રાખતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. ઘણી બાબતોમાં જેટલો સંતોષ રાખવો જોઇએ તેટલો સંતોષ આપણે રાખી શકતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. એકબીજાની જેવી અદબ રાખવી જોઇએ તેવી અદબ આપણે રાખતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. અરસપરસ એકબીજાની સ્વાભાવિક ભૂલો જેવી ઉદારતાથી ને જેવી પ્રેમની લાગણીથી માફ કરવી જોઇએ તેવી ઉદારતાથી ને તેવી પ્રેમની લાગણીથી આપણે સૌને માફી આપી શકતા નથી,તેથી આપણને અફસોસ થાય છે. જે ઠેકાણે અને જે બાબતોમાં આપણે આપણું પોતાનું જેવું સ્વમાન સાચવવું જોઇએ તેવું આપણે પોતેજ આપણું સ્વમાન જાળવી શકતા નથી, તેથી આપણને અફસોસ થાય છે. જગતની વસ્તુઓમાં કામ જેટલોજ પ્રેમ રાખવો જોઈએ તેને બદલે આપણે ઘણી વસ્તુઓમાં અતિશય આસક્તિ રાખીએ છીએ, તેથી આપણને અફસોસ થાય છે. જે બનાવોથી, જે કારણોથી, જે સંજોગોથી અને જે આશાઓથી આપણે રાજી થવું જોઇએ, તે બધાં સાધનો છતાં પણ આપણે જેવા જોઇએ તેવા રાજી થતા નથી; કારણ કે આનંદમાં રહેવાની વૃત્તિને આપણે ખીલવેલીજ નથી, તેથી આપણને અફસોસ થાય છે અને મોડાવહેલા જરૂર મરી જવું છે માટે કાંઇક પણ સાર્થકતા કરી લઇએ તો સારું, એ વિચારને આપણી નજર આગળ ખડો રાખતા નથી, તેથી આપણને નજીવી નજીવી ચીજોમાં અફસોસ થાય છે. ટૂંકામાં એજ કે, આપણામાં પ્રભુપ્રેમ નથી અને આપણે પ્રભુની મહત્તા તથા આત્માનો અને પરમા-

ત્માનો સંબંધ સમજી શકતા નથી, તેથીજ આપણને અફ્સોસ થાય છે. માટે એ બધી બાબતોમાં આપણે વિચારી વિચારીને વર્તવું જોઇએ; પણ એને બદલે હાલમાં આપણે શું કરીએ છીએ એ તમે જાણો છો ? આપણે તો વાતવાતમાં અફ્સોસ કર્યા કરીએ છીએ અને તેમ છતાં આપણે ધર્મ પાળીએ છીએ ને ધર્મવાળા છીએ એમ સમજ્યા કરીએ છીએ, પણ પ્રભુ કહે છે કે, હરિજનો કદી પણ અફ્સોસ કરતા નથી.

જે ખરા ભક્તો હોય તે તો પોતાનાં વહાલાંમાં વહાલાં સગાં મરી જાય તોપણ અફ્સોસ કરતા નથી, પણ એમજ સમજે છે કે, એ પ્રભુએ સોંપેલી થાપણ હતી અને તે તેણે પાછી લીધી; એમાં અમારું હતું પણ શું ને ગયું પણ શું ? એમ સમજીને અફ્સોસ કરતા નથી. રાજ્યો ચાલ્યાં જાય તોપણ અફ્સોસ કરતા નથી, પણ એમજ સમજે છે કે, ઉપાધિ ઓછી થઇ, એટલે હવે સુખેથી ભગવાન ભજાશે. દેવાળાં નીકળી જાય તોપણ અફ્સોસ કરતા નથી, કેદમાં જવું પડે તોપણ અફ્સોસ કરતા નથી, પોતાની ફરજો બજાવતાં ભયંકર નુકસાની ખમવી પડે તોપણ અફ્સોસ કરતા નથી, ભીખ માગવી પડે તોપણ અફ્સોસ કરતા નથી અને પોતાના પ્રાણ ચાલ્યા જાય તોપણ ખરા હરિજનો અફ્સોસ કરતા નથી; કારણ કે અફ્સોસ ન કરવો એજ ધર્મનો પાયો છે. માટે હરિજનો કોઈ પણ સ્થિતિમાં અફ્સોસ કરતા નથી, પણ બધી સ્થિતિમાં મનની સમાનતા જાળવીને પોતાની ફરજો બજાવે છે.

## આપણે આપણને ધર્મવાળા સમજીએ છીએ પણ આપણા મનની હાલની હાલત તો જરા જુઓ !

આપણે તો લૂગડું ફાટી જાય તોપણ અફ્સોસ કરીએ છીએ, દીવાસળીની પેટી કે ડગલાનું બટન ખોવાઇ જાય તોપણ અફ્સોસ કરીએ છીએ, જરા કાંટો વાગે કે શાક સમારતાં જરાક ચપ્પુ વાગે તોપણ અફ્સોસ કરીએ છીએ, ધરાર બહુ ખાઇએ ને પછી જરા અજીર્ણ થાય તોપણ અફ્સોસ કરીએ છીએ, કામ કરવામાં જેવું ધ્યાન રાખવું જોઇએ તેવું ધ્યાન રાખતા નથી તેથી કાંઇ કાંઇ નુકસાની થાય છે અને એ નુકસાની માટે પાછળથી અફ્સોસ કરીએ છીએ, ઘડિયાળ સરખો ટાઈમ ન આપે તેનો અફ્સોસ, કપડાં પહેરવામાં અફ્સોસ, પાઘડી બાંધવામાં અફ્સોસ, જોડા પહેરવામાં અફ્સોસ, ટ્રેનમાં બેસવામાં અફ્સોસ, ચા પી-

વામાં અફ્સોસ, જમવામાં અફ્સોસ, સૂવામાં અફ્સોસ, પાણી પીવામાં અફ્સોસ, છાપાં વાંચવામાં અફ્સોસ, લોકો સાથે વાતો કરવામાં અફ્સોસ, નોકરી કરવામાં અફ્સોસ, વેપાર કરવામાં અફ્સોસ, ખેતી કરવામાં અફ્સોસ, ત્યાગી થવામાં અફ્સોસ, લગ્નમાં અફ્સોસ, મંદવાડમાં અફ્સોસ, છોકરાં ન હોય તો અફ્સોસ, છોકરાં ઝાઝાં હોય તો અફ્સોસ, દવા પીવામાં અફ્સોસ, ડૉકટરનો અફ્સોસ, અભ્યાસનો અફ્સોસ, ચોપડીઓનો અફ્સોસ, માસ્તરોનો અફ્સોસ, પાનતંબાકુનો અફ્સોસ, મકાનનો અફ્સોસ અને જીવવાનો તથા મરવાનો પણ અફ્સોસ; આવી રીતે આપણી જિંદગીનો મોટો ભાગ અફ્સોસમાંજ જાય છે અને જિંદગીની દરેક સ્થિતિઓમાંથી આપણે અફ્સોસનેજ પકડયા કરીએ છીએ અને અફ્સોસને વધારવાનોજ અભ્યાસ કર્યા કરીએ છીએ અને તેમ છતાં એટલે કે આપણામાં ધર્મનો બિલકુલ પાયોજ નથી છતાં પણ આપણે આપણને પોતાને ધર્મવાળા સમજ્યા કરીએ છીએ! પણ એનું પરિણામ એ થાય છે કે, ધર્મ તો પુસ્તકોમાંજ લખેલો રહી જાય છે અને આપણાં આચરણોમાં તો અફ્સોસમાંથી ઉત્પન્ન થતા કજિયાઓજ આવી જાય છે. તેથી બાયડીઓ સાથે વાંધા, માબાપ સાથે ઝઘડા, છોકરાંઓ સાથે બોલાચાલી, પાડોશીઓ સાથે લડાઈ, વેવાઈઓ સાથે મારામારી, ભાઈઓ સાથે કોરટો, ઘરાકો સાથે ઘાલમેલ, નોકરો સાથે મારામારી, ડૉકટરોની ગુલામગીરી, અમલદારોની ખુશામતો અને ગુરુની દાનત ચેલાઓ પાસેથી માલ કઢાવવાની તથા ચેલાઓની દાનત ગુરુઓને નહિ માનવાની હોય છે. આવી રીતે વ્યવહારના દરેક સંબંધોમાં જ્યાંત્યાં લડાઈટંટા, બોલાચાલી, મોઢું બગાડવાનું, મન બગાડવાનું અને કાંઈક કાંઈક નુકસાનીમાં ઉતરવાનુંજ હોય છે; કારણ કે અફ્સોસનું પરિણામ તે બીજું શું હોય? માટે જો આપણે આપણી જિંદગી સુધારવી હોય, મોક્ષનાં સુખ મેળવવાં હોય અને ઈશ્વરના કૃપાપાત્ર થવું હોય તો આપણામાં પ્રથમ ધર્મનો પાયો નાખવો જોઈએ, એટલે કે કદી પણ કોઈ પણ જાતનો અફ્સોસ ન કરવો જોઈએ; કારણ કે ભૂતકાળમાં જે વાત બની ગઈ તે ન બની એમ થનાર નથી અને જે વાત ભવિષ્યમાં બનવાની છે, તે નહિ બને એમ પણ થનાર નથી, માટે હરિજનોએ હમેશાં વર્તમાનકાળમાંજ રહેવું જોઈએ અને કોઈ પણ જાતનો અફ્સોસ ન કરતાં પોતાનો આજનો દિવસ કેમ સુધરે એનીજ ખાસ કાળજી

રાખવી જોઇએ; કારણ કે જો દરરોજની ચાલુ જિંદગી સુધારતાં આવડે તો એથી ગયેલા વખતની ભૂલો માફ થઇ શકે છે અને ભવિષ્ય સુધરી શકે છે. માટે કોઇ પણ જાતનો ડર રાખ્યા વિના પોતાનો વર્તમાનકાળ સુધરે એમ કરવું જોઇએ.

## અફસોસ ન કરવો એ ધર્મનો પાયો છે

બંધુઓ ! આ બધા ઉપરથી તમને ખાતરી થઈ હશે કે, અફસોસ કરવો એ ઘણુંજ ખરાબ છે, કારણ કે અફસોસ કરવાથી જિંદગી બગડી જાય છે અને બધી જાતનાં સુખો નાશ પામી જાય છે. એમ ન થાય તે સારુ અફસોસ નજ કરવો, પણ બહાદુરીથી પોતાની જિંદગીની ફરજો બજાવવી તેનેજ મહાત્માઓએ ધર્મનો પાયો ગણેલો છે અને જ્યારે બધી જાતના મોહ મટી જાય ત્યારેજ એ પાયો આપણામાં પડે છે અને જ્યારે એ પાયો આપણામાં પડે ત્યારેજ આપણી જિંદગી સફળ થાય છે; કારણ કે અફસોસ મટે ત્યારેજ મોહ મટે છે અને મોહ મટે ત્યારેજ અફસોસ મટે છે, એ પછીજ રૂડી રીતે જિંદગીની ફરજો બજાવી શકાય છે તથા પ્રભુના હુકમો પાળી શકાય છે અને એમ થાય ત્યારેજ જિંદગીની સાર્થકતા થાય છે. માટે બધું જ્ઞાન આપ્યા પછી જ્યારે ગીતા પૂરી થઈ ત્યારે શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને કહે છે કેઃ—

कच्चिदेतच्छ्रुतं पार्थ त्वयैकाग्रेण चेतसा ।

कच्चिदज्ञान संमोहः प्रणष्टस्ते धनंजय ॥ गी. १८-७२.॥

હે કુંતીના પુત્ર ! કેમ તેં આ એકાગ્ર ચિત્તે સાંભળ્યું કે ? અને હે શત્રુના ધનને જીતનાર ! અજ્ઞાનથી તને ઉપજેલો મોહ પૂરેપૂરો મટ્યો કે ?

એ સાંભળીને અર્જુન કહે છે કે,

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।

स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ गी. १८-७३ ॥

હે પ્રભુ ! તમારી કૃપાથી મારો મોહ નાશ પામ્યો, એટલે કે મારો અફસોસ મટ્યો, મને સ્મૃતિ આવી એટલે કે મારી ફરજ મને સમજાઈ અને મારા સંશયો મટી ગયા છે. માટે હવે હું તમારું કહ્યું કરીશ.

## છેવટનો સિદ્ધાંત

બંધુઓ ! આ પ્રમાણે અર્જુને કબૂલાત આપી અને એ પ્રમાણે તે વર્ત્યો ત્યારેજ ગીતા પૂરી થઈ છે, માટે આપણે પણ જો

ગીતાને પ્રમાણ માનતા હોઇએ તો એ પ્રમાણે વર્તવું જોઇએ. એટલે કે અફસોસ છોડીને, વહેમ છોડીને, ભય છોડીને, હિંમત રાખીને અને બહાદુર થઇને આપણે આપણા દેશના કલ્યાણની, આપણા ધર્મના રક્ષણની, આપણા હકો સંભાળવાની, આપણી સ્વતંત્રતા મેળવવાની, આપણા આત્માનું કલ્યાણ કરવાની તથા આપણી જિંદગીની નાનીમોટી બધી ફરજો અફસોસ કર્યા વિના તથા ભય રાખ્યા વિના બજાવવી જોઇએ. જો એમ કરતાં આવડે તો બધી વાતોમાં આ દુનિયામાં તથા પરલોકમાં પણ ફતેહ આપણીજ છે અને યાદ રાખજો કે, આ કાંઈ અમે અમારી કલ્પનામાંથી કાઢીને વાતો કરતા નથી, પણ મહાજ્ઞાની દિવ્યચક્ષુવાળો ગરીબડો મહાત્મા સંજય કહે છે કેઃ—

यत्र योगेश्वरः कृष्णो यत्र पार्थो धनुर्धरः।
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम ॥ गी. १८-७८ ॥

જ્યાં આકર્ષણ કરનારા તથા આનંદ આપનારા યોગીઓના ઈશ્વર છે, એટલે કે જ્યાં લાંબી નજર પહોંચાડીને સલાહ દેનારા મહાત્માઓ છે અને જ્યાં ધનુષ્ય ધરનારો અર્જુન છે, એટલે કે જ્યાં જાગેલા જીવો છે, જ્યાં પુરુષાર્થ કરનારા હરિજનો છે, અથવા જ્યાં પોતાની ફરજ બજાવવાને તૈયાર થયેલા, હથિયારવાળા એટલે કે સારાં સાધનોવાળા બહાદુરો છે ત્યાંજ અચળ રાજ્યલક્ષ્મી છે, ત્યાંજ જરૂર ફતેહ છે, ત્યાંજ સ્થિર સંપત્તિ છે અને ત્યાંજ સાચી નીતિ છે એમ મારો મત છે.

માટે બંધુઓ ! જો એ બધું મેળવવું હોય તો આપણે પણ ધનુર્ધારી અર્જુન બનવું જોઇએ અને શોક તથા ભય છોડી દઇને આપણી જિંદગીની ફરજો બજાવવા આપણે તૈયાર રહેવું જોઇએ. તો જરૂર કૃપાળુ ઈશ્વર આપણને મદદ કરશે.

આ ઉપરથી આપણે જાણ્યું કે, કોઇ પણ બાબતનો અફસોસ ન કરવો એ ધર્મનો પાયો છે, પણ એ પાયો ખૂબ મજબૂત કરવા માટે હવે પછીના સાતમા પગથિયામાં "મરવાથી ડરવું નહિ ને મરી જાય તેનો અફસોસ કરવો નહિ, એ વિષે પ્રભુનો હુકમ" સમજાવવામાં આવશે.





# પગથિયું ૭ મું–મરવાથી ડરવું નહિ ને મરનારનો અફસોસ કરવો નહિ

## અફસોસ કરવાથી જિંદગી બગડી જાય છે

હાલમાં આપણે સૌ મોતથી બહુજ ડર્યા કરીએ છીએ અને જ્યારે કોઇ સગાંવહાલાં મરી જાય ત્યારે તેનો બહુજ અફસોસ કર્યા કરીએ છીએ અને ઘણા વખત સુધી તેના બહુ મોટા મોટા શોકસંતાપ પાળ્યા કરીએ છીએ તથા ઘણા દિવસો સુધી અને કેટલીક નાતોમાં તો આખા વરસ સુધી દરરોજ રોયાપીટયા કરે છે. આ બધું ધર્મથી, શાસ્ત્રથી અને પ્રભુના હુકમથી કેટલું બધું વિરુદ્ધ છે એ તમે જાણો છો ? જો એ બાબતમાં વધારે ખરી હકીકત બહુ ખુલાસાથી જાણીએ તો આપણુને જરૂર એમ લાગી જાય કે, આપણે મૂએલાંનો અફસોસ કરીએ છીએ અને મોતથી ડરીએ છીએ એ બહુજ મોટી ભૂલ કરીએ છીએ; એટલુંજ નહિ પણ એ ભૂલથી આપણી જિંદગી બગડી જાય છે, આપણી નજર આગળનાં તથા ભવિષ્યનાં સુખો નાશ પામી જાય છે અને મૂએલાંનો શોક કરવાથીજ આપણે સ્વર્ગ ગુમાવી નાખીએ છીએ. આમ ન થાય માટે એ સંબંધમાં પ્રભુનો શો હુકમ છે, શાસ્ત્રની શી આજ્ઞા છે અને મહાત્માઓની શી ઇચ્છા છે તે આપણે બહુ ચોખ્ખી રીતે જાણવું જોઇએ. એ માટે આખા જગતના વિદ્વાનોમાં વખણાયલા આપણા ધર્મના મુખ્ય પુસ્તક શ્રીમદ્ ભગવદ્ગીતામાં શો હુકમ છે તે આપણે તપાસીએ.

## અર્જુનને થયેલો મોહ

મહાભારતના કૌરવપાંડવના યુદ્ધની તૈયારી થઇ તે વખતે પોતાનાં સગાંવહાલાંઓને ત્યાં જોઇને અર્જુનને એમ લાગ્યું કે, આ બધાં લડાઇમાં મરી જશે અને એ મરી ગયા પછી રાજ્યવૈભવો કે સુખ મારે શું કામનું ? એમ લાગવાથી તેને બહુ અફસોસ થયો,

તેથી તેણે શ્રીકૃષ્ણ ભગવાનને કહ્યું કે, હું યુદ્ધ નહિ કરું. એમ કહીને અર્જુન રોવા માંડયો અને બહુ દુઃખી થવા લાગ્યો, ત્યારે પ્રભુએ કહ્યું કેઃ–

कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितम् ।
अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमर्जुन ॥ गी. २–२ ॥

હે અર્જુન! મરણનો શોક કરવો તે પાપ છે અને એવો શોક કરવો તે જંગલી લોકોનું કામ છે. એવો શોક કરવાથી સ્વર્ગમાં જઇ શકાતું નથી અને એવો શોક કરવાથી અપકીર્તિ થાય છે. તે અફસોસરૂપી પાપ તને આવા મુશ્કેલ ઠેકાણે ક્યાંથી વળગ્યું?

વળી આગળ વધીને પ્રભુ કહે છે કેઃ–

क्लैब्यं मा स्म गमः पार्थ नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ॥ गी. २–३ ॥

હે અર્જુન! જ્યારે તારે તારી ફરજ બજાવવાનો વખત છે ત્યારે આવો મોહ રાખવો ને આવો અફસોસ કરવો એ તને છાજતું નથી, એ તો હીજડાપણું છે. માટે તું એવો હીજડો ન થા, કારણ કે અફસોસ કરવો એ હલકા મનવાળાનું કામ છે. માટે હૃદયની દુર્બળતા તજીને હે અર્જુન! તું તારી ફરજ બજાવવા ઊઠ.

એ સાંભળીને અર્જુને કહ્યું કે, હે પ્રભુ! પૂજા કરવા લાયક ગુરુઓને હું બાણોના ઘા કેમ મારું? ગુરુઓને મારવા પડે તે કરતાં ભીખ માગીને ખાવું એ વધારે સારું છે. વળી અમે જીતીશું કે સામાવાળાઓ જીતશે તેની કાંઇ ખબર નથી; એટલુંજ નહિ પણ જે મરી ગયા પછી અમને જીવવું ગમે નહિ, તે અમારા ભાઇઓ–ધૃતરાષ્ટ્રના દીકરાઓ તો અહીં સામેજ આવીને ઊભા છે. માટે એ બધાને મારીને પછી સુખ ભોગવવું એ સુખ તો મને લોહીથી ભરેલા સુખ જેવું લાગે છે. આવી રીતે બહુ લાગણીથી અર્જુને ઘણુંયે કહ્યું અને છેવટે તેની પાસે દલીલો ખૂટી ગઇ ત્યારે ખુલ્લા દિલે ઝૂકી પડીને તેણે કહ્યું કેઃ–

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहितन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥
॥ गी. अ० २ श्लो० ७ ॥

અજ્ઞાનપણાને લીધે મારા મનની નબળાઇથી હું બહુ ગૂંચવાઇ ગયો છું, તેથી ધર્મની વાત સમજવામાં મારું ચિત્ત બહુ મૂઢ થઇ ગયું છે. માટે મારું કલ્યાણ શેમાં છે, એ તમે મને નક્કી

કરીને કહો. કારણ કે હું આપનો શિષ્ય છું ને આપને શરણે આવેલો છું, માટે મને રસ્તો બતાવો. કેમકેઃ-

न हि प्रपश्यामि ममापनुद्याद्यच्छोकमुच्छोषणमिंद्रियाणाम् ।
अवाप्य भूमावसपत्नमृद्धं राज्यं सुराणामपि चाधिपत्यम् ॥
॥ गी. अ० २ श्लो० ८ ॥

સર્વ સંપત્તિવાળું ને દુશ્મનો વિનાનું આખી પૃથ્વીનું રાજ્ય મને મળે, એટલુંજ નહિ પણ સ્વર્ગનું રાજ્ય મળે, તોપણ મારી ઇન્દ્રિયોને સૂકવી નાખનારો અફસોસ મટે એવું કાંઇ મને દેખાતું નથી.

એમ કહીને ઊંઘને જીતનારા તથા શત્રુઓને તપાવનારા અર્જુને કહ્યું કે, હે ઇન્દ્રિયોને વશ રાખનારા પ્રભુ ! હું લડાઇ નહિ કરું. એમ કહીને તે ચૂપ રહ્યો, ત્યારે કોઈના પણ પક્ષમાં ભળ્યા વિના દૈવી તથા આસુરી સંપત્તિની વચ્ચે તટસ્થપણે રહીને મલકાતે મુખે પ્રભુએ જવાબ દીધો કેઃ-

## શ્રીકૃષ્ણ ભગવાનની શિખામણ

अशोच्यानन्वशोचस्त्वं प्रज्ञावादांश्च भाषसे ।
गतासूनगतासूंश्च नानुशोचंति पंडिताः ॥ गी. २-११ ॥

જે બાબતોનો અફસોસ ન કરવો જોઇએ તે બાબતોનો તું અફસોસ કરે છે અને વળી પંડિતોના જેવી ડાહી ડાહી વાતો કરે છે, પણ જ્ઞાનીઓ તો મૂએલાંઓનો કે જીવતાઓનો-કોઇનો પણ અફસોસ કરતા નથી.

કારણ કે દેહનો નાશ થવાથી કાંઇ આત્માનો નાશ થતો નથી. વળી દેહ તો જડ છે માટે તેનો તો નાશ થાયજ, એમાં કાંઈ નવાઇ નથી; પણ આત્મા તો ચૈતન્યરૂપ છે માટે તેનો કદી પણ કોઇ પણ રીતે નાશ થઇ શકતો નથી. માટે મરવાથી ડરવું નહિ અને મૂએલાંનો અફસોસ કરવો નહિ; કારણ કે અફસોસ કરવાથી જે કોઇ મરવાનું છે તે મર્યા વિના રહેવાનું નથી અને જે ગયાં છે તે અફસોસ કરવાથી પાછાં જીવતાં થાય તેમ નથી, માટે મરણના ભયથી બીવું નહિ, તેમજ મરી ગયેલાંઓનો અફસોસ કરવો નહિ. આ બાબત વધારે ચોખ્ખી રીતે સમજાવવા માટે પ્રભુ કહે છે કે,:-

न त्वेवाहं जातु नासं न त्वं नेमे जनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥ गी. २-१२ ॥

હું કોઇ પણ સમયે નહોતો એમ નથી, તેમજ તું પણ કોઇ સમયે નહોતો એમ નથી અને આ રાજાઓ પણ કોઈ સમયે નહોતા એમ પણ નથી; એટલુંજ નહિ પણ હવે પછી પણ આપણે બધા કોઇ સમયે નહિ હોઇએ એમ થવાનું નથી. મતલબ કે આ શરીરો નાશ પામે એવાં છે, પણ આત્મા અમર છે.

હવે કદી એમ શંકા થાય કે, આત્મા અમર છે અને એનો એ આત્મા જુદી જુદી જાતના જુદા જુદા દેહમાં આવ્યા કરે છે, પણ એ કેમ બની શકે ? તેના ખુલાસા માટે પ્રભુ કહે છે કેઃ-

देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्तिर्धीरस्तत्र न मुह्यति ॥ गी॰ २-१३ ॥

જેમ આ દેહમાં રહેલા એકજ આત્માની બાળકપણું, જુવાની ને ઘડપણ એમ જુદી જુદી અવસ્થા થાય છે, તેમજ આ શરીરનો નાશ થયા પછી એજ આત્માને બીજું શરીર મળે છે, માટે ધીરજવાળા માણસોને એ બાબતમાં મોહ થતો નથી.

મતલબ કે, જેમ બાળકપણામાં અને જુવાનીમાં ઘણો ફેર છે; જેમકે બાળકોનું નિર્દોષપણું કયાં અને જુવાનીના વિકારો કયાં ? તેમજ ઘડપણની નબળાઇ ને શરીરની ક્ષીણતા એ કયાં અને જુવાનીનો જોસ તથા જુવાનીનો વિકાસ એ કયાં ? આવી રીતે જુવાની, ઘડપણ ને બાળકપણું એ ત્રણે સ્થિતિ એકએકથી તદ્દન જુદી અને બહુજ ફેરફારવાળી હોય છે, છતાં પણ શરીરની એ બધી જુદી જુદી સ્થિતિઓમાં પણ આત્મા એનો એ અને એકનો એકજ છે; તેમજ જુદી જુદી જાતના દેહમાં ગયા છતાં પણ આત્મા એનો એ હોય છે; કારણ કે દેહનો નાશ થાય છે કાંઈ આત્માનો નાશ થતો નથી, માટે મરણનો અફસોસ ન કરવો જોઇએ. આ વાત વધારે ચોખ્ખી રીતે સમજાવવા માટે મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાન વધારે ખુલ્લી રીતે કહે છે કેઃ-

वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही ॥
॥ गी. अ० २ श्लो० २२ ॥

જેમ માણસો જૂનાં લૂગડાં તજી દઇને બીજાં નવાં લૂગડાં પહેરે છે, તેમ જૂનાં શરીરો છોડી દઇને આત્મા બીજાં નવાં શરીરોમાં જાય છે.

## સાંકડા થઇ ગયેલા ને ફાટી ગયેલા જૂના ડગલાને બદલે નવો ડગલો મળે તેમાં અફસોસ શેનો?

બંધુઓ! પ્રભુ શું કહે છે એ તમે સમજ્યા? પ્રભુ કહે છે કે, મરી જવું એ તો માત્ર કપડાં બદલવા જેવું છે અને તેમાં પણ વળી એ ખૂબી છે કે, જૂનાં કપડાં તજીને બીજાં નવાં કપડાં પહેરવા મળે છે અને જરા વિચાર તો કરો કે, નવો ડગલો પહેરતાં કે નવી સાડી પહેરતાં તમને કોઇ દિવસ અફસોસ થાય છે? કહો કે નહિજ. ત્યારે નવાં શરીરો લેવા સારુ જૂનાં શરીર તજી દેતાં તમે કાં અફસોસ કરો? યાદ રાખજો કે જ્યારે આપણાં કપડાં બહુ ખરાબ થઇ જાય, પહેરવા લાયક રહે નહિ અથવા જ્યારે આપણું શરીર જાડું થઇ જાય ને કપડાં ટૂંકાં પડે ત્યારે આપણે જૂનાં કપડાંને તજી દઇએ છીએ અને તેને બદલે આપણા શરીરને બંધબેસતાં થાય ને શોભા આપે તેવાં નવાં કપડાં પહેરીએ છીએ, તેમજ જ્યારે આપણો આ દેહ આપણા આત્માના વિકાસને માટે અગવડભર્યો લાગે ત્યારેજ પ્રભુ એ દેહનો નાશ કરે છે અને તેને બદલે આત્માની ઉન્નતિ થઈ શકે તેવો નવો દેહ આપે છે; એ માટે આપણે ઈશ્વરનો ઉપકાર માનવો જોઇએ, તેને બદલે આપણે મોતના ભયથી રોયા કરીએ છીએ, શોકો પાળ્યા કરીએ છીએ અને જીવને બાળ્યા કરીએ છીએ, એ કેટલું બધું ખરાબ છે? એ કેટલું બધું પ્રભુનું અપમાન છે? એ કેટલું બધું ધર્મનું અજ્ઞાન છે? એ કેટલી બધી અશ્રદ્ધા છે? અને એ કેટલી બધી મૂર્ખાઇ છે? એ જરા વિચાર તો કરો! જે બાબતને મહાત્માઓ કપડાં બદલવાં સમજે છે, જે બાબતને મહાત્માઓ ઉન્નતિ સમજે છે, જે બાબતને પ્રભુ જીવોની ઉપર કૃપા કરેલી સમજે છે; અને જે બાબતને ધર્મ પોતાનું એક મુખ્ય અંગ ગણે છે, તે બાબતને આપણે બૂરી સમજીએ ને એનો અફસોસ કર્યા કરીએ એ કરતાં આપણી વધારે નાલાયકી બીજી કઇ? માટે આપણે સૌએ કદી પણ મોતનો અફસોસ ન કરવો જોઇએ.

આત્મા અમર છે અને શરીર નાશવંત છે, માટે દૈવઇચ્છાથી કુદરતી રીતે શરીરનો નાશ થાય તેમાં આત્માને કોઇ પણ જાતનું નુકસાન થતું નથી, પણ ઊલટું શરીરનો નાશ થવાથી આત્માને વધારે અનુકૂળ આવે તેવું નવું શરીર મળે છે, તેથી મરણને લીધે આત્માની ઊલટી વધારે સારી રીતે ને વધારે જલદી ઉન્નતિ

થાય છે માટે મોતના ભયથી ન ડરવું જોઇએ. છતાં પણ આપણે સૌ મોતથી બહુજ ડર્યા કરીએ છીએ તેનું કારણ એજ છે કે, આત્માનું અમરપણું તથા આત્માનું અસલસ્વરૂપ આપણે જાણતા નથી, તેથી આપણને મરણનો અફસોસ થાય છે, પણ જો આત્માનું અમરપણું અને દેહનું ક્ષણભંગુરપણું બરોબર રીતે સમજાઇ જાય તો પછી મોતનો ઝાઝો અફસોસ થાય નહિ, માટે આત્માનું સ્વરૂપ સમજાવવા પ્રભુ કહે છે કેઃ–

## આત્માનું સ્વરૂપ

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥
॥ गी. अ० २–२० ॥

આ આત્મા કદી પણ જન્મતો નથી, કદી પણ મરતો નથી અને અગાઉ નહોતો પણ હમણાં થયો છે એમ પણ નથી; પણ એ તો જન્મ વિનાનો છે, એ વધતો નથી, એ ઘટતો નથી, એમાં કાંઇ ફેરફાર થતો નથી, એ સદાકાળ રહેનારો છે, એ અસલનો છે અને શરીરનો નાશ થયા છતાં પણ એનો નાશ થતો નથી. વળી કહે છે કેઃ–

अंतवंत इमे देहा नित्यस्योक्ताः शरीरिणः ।
अनाशिनोऽप्रमेयस्य तस्माद्युद्ध्यस्व भारत ॥ गी. २–१८ ॥

આત્મા હમેશાં રહેવાવાળો છે, નાશ ન થાય તેવો છે અને દાખલાદલીલોથી એનો પાર પામી શકાય તેમ નથી, પણ એનાં શરીરો બધાં નાશવંત છે, માટે હે અર્જુન! તું લડાઇ કર. કારણ કેઃ–

नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ।
उभयोरपि दृष्टोऽन्तस्त्वनयोस्तत्त्वदर्शिभिः ॥ गी. २–१६ ॥

તત્ત્વ સમજવાવાળા જ્ઞાનીઓએ નક્કી કર્યું છે કે, જે અસત્ છે એટલે કે ખોટી વસ્તુ છે તેની કાંઇ પણ સત્તા નથી અને જે સત્ છે તેનો કોઇ દિવસ નાશ થતો નથી. મતલબ કે ટાઢુંઊનું કે સુખદુઃખ તથા શરીરો એ નાશ પામી જાય એવી વસ્તુ છે, માટે તે અસત્ છે અને અસત્ હોવાથી એની કાંઇ સત્તા નથી, પણ આત્મા સત્ય છે ને અમર છે, માટે તારે અસત્ય વસ્તુઓનો શોક ન કરવો જોઇએ.

બધાં માણુસો ચોખ્ખી રીતે એમ સમજે છે કે, શરીરની પોતાની કાંઇ સત્તાજ નથી, પણુ આત્માની સત્તાથીજ તે સત્તાવાળું છે. આમ હોવાથી માણુસો જડ શરીરનો અફસોસ કરતાં નથી અને જીવ નીકળી ગયા પછી શરીરને સાચવી રાખવાની મહેનત કરતાં નથી, પણુ જીવ જાય તેનોજ અફસોસ કરે છે. માટે જો સૌની એમ ખાતરી થઇ જાય કે જીવનો નાશ થતો નથી, પણુ આત્મા તો હમેશાં અમર છે એ વાત જો બરોબર રીતે ગળે ઊતરી જાય તો મોતનો ભય ઘણોજ ઓછો થઇ જાય અને મોતનો અફસોસ પણુ બહુજ ઓછો થઈ જાય, એ માટે વારે વારે ભાર મૂકી મૂકીને બહુ ચોખ્ખી રીતે આત્માનું અમરપણું પ્રભુ બતાવે છે અને કહે છે કેઃ-

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥ गी. २-२३ ॥

હથિયાર એને કાપી શકતાં નથી, અગ્નિ એને બાળી શકતો નથી, પાણી એને પલાળી શકતું નથી અને પવન એને સૂકવી શકતો નથી; વળી કહે છે કેઃ-

अच्छेद्योऽयमदाह्योऽयमक्लेद्योऽशोष्य एव च ।
नित्यःसर्वगतःस्थाणुरचलोऽयं सनातनः ॥ गी. २-२४ ॥

આ આત્મા કાપી શકાય નહિ, બાળી શકાય નહિ, ભીંજવી શકાય નહિ તથા સૂકવી શકાય નહિ તેવો છે, એટલુંજ નહિ પણુ આ આત્મા હમેશાં રહેવાવાળો છે, બધે ઠેકાણે વ્યાપી રહેલો છે, સ્થિર છે, અચળ છે અને અનાદિ છે. વળી આગળ વધીને પ્રભુ કહે છે કેઃ-

अविनाशि तु तद्विद्धि येन सर्वमिदं ततम् ।
विनाशमव्ययस्यास्य न कश्चित्कर्तुमर्हति ॥ गी. २-१७ ॥

તું સમજી લે કે, આ બધામાં જે વ્યાપી રહેલો છે તે નાશ ન પામે એવો છે, એ વિકારરહિતનો કોઇ પણુ નાશ કરી શકે એમ નથી.

આત્માનું અમરપણું સમજાવ્યા પછી હવે પ્રભુ એમ સમજાવે છે કે, આત્મા નિર્વિકારી છે, આત્મા કર્મના ફળમાં લેપાય નહિ એવો છે, આત્મા દેહના ધર્મોથી જુદો છે અને આત્મા કાંઈ કરતો નથી કે કાંઇ કરાવતો નથી; તેમજ એનો નાશ થઈ શકે તેમ

નથી. માટે એને જે જે નાશ વિનાનો તથા અવિકારી સમજે તેને પણ મરણનો ભય કે મરણનો અફસોસ થતો નથી, માટે મરણનો અફસોસ છોડાવવા સારુ હવે પ્રભુ આત્માનું નિર્લેપપણું બતાવે છે. તે કહે છે કે,

वेदाविनाशिनं नित्यं य एनमजमव्ययम् ।
कथं स पुरुषः पार्थ कं घातयति हंति कम् ॥ गी. २-२१ ॥

હે અર્જુન ! જે એમ સમજે છે કે, આ આત્મા નાશ ન પામે એવો છે, હમેશાં રહેવાવાળો છે, જન્મ વિનાનો છે અને કોઇ પણ જાતના વિકાર વિનાનો છે, તે માણસ કોને મારે ? અને કેવી રીતે કોને મરાવે ? મતલબ કે તે કોઇને મારતો પણ નથી અને કોઇને મરાવતો પણ નથી એટલુંજ નહિ પણ,

य एनं वेत्ति हंतारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तो न विजानीतो नायं हंति न हन्यते ॥ गी. २-१९ ॥

જે માણસ એને મારનારો જાણે છે અને જે એને મરી ગયેલો માને છે, તે બંને સાચી વાત જાણતા નથી, કારણકે એ કોઇને મારતો પણ નથી અને પોતે કોઇથી મરતો પણ નથી.

આત્માનું આવું અકર્તાપણું, અભોક્તાપણું અને નિર્વિકારીપણું બધા માણસોથી સમજી શકાતું નથી; કારણ કે એ બહુ ગહન વિષય છે. એ માટે પ્રભુ પણ કહેછે કે,

आश्चर्यवत्पश्यति कश्चिदेनमाश्चर्यवद्वदति तथैव चान्यः ।
आश्चर्यवच्चैनमन्यः शृणोति श्रुत्वाऽप्येनं वेद न चैव कश्चित् ॥
॥ गी. अ० २ श्लो० २९ ॥

કોઇને આત્મા આશ્ચર્ય જેવો દેખાય છે, કોઈ એને આશ્ચર્ય જેવો કહે છે, કોઇ એની વાતો સાંભળીને આશ્ચર્ય પામે છે અને કોઇ એની હકીકત સાંભળીને પણ એને જાણી શકતા નથી કારણ કે,

अव्यक्तोऽयमचिंत्योऽयमविकार्योऽयमुच्यते ।
तस्मादेवं विदित्वैनं नानुशोचितुमर्हसि ॥ गी. २-२२ ॥

એ ઇંદ્રિયોથી જાણી શકાય નહિ એવો છે, વિચારમાં આવી શકે નહિ એવો છે અને વિકાર વિનાનો છે, માટે આત્માને આવી રીતનો જાણીને એનો શોક કરવો તને યોગ્ય નથી. એટલુંજ નહિ પણ,

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥ अ. २-३० ॥

હે અર્જુન! સૌનાં શરીરમાં જે આત્મા છે તે આત્માને કોઇ પણ રીતે કોઇ દિવસે પણ મારી શકાય તેમ નથી, માટે કોઇ પણ જીવનો શોક કરવો એ વાજબી નથી.

બંધુઓ! આ બધું કહીને મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાન આપણને એમ સમજાવે છે કે, મોતનો અફસોસ ન કરવો જોઇએ અને પોતાની ફરજ બજાવતાં મરણ થાય તો તેથી ડરવું નહિ; કારણ કે દેહનો નાશ થાય છે, કાંઇ આત્માનો નાશ થતો નથી. દેહ જડ છે અને આત્મા ચૈતન્યરૂપ છે, માટે વખત આવે દૈવેચ્છાથી દેહનો નાશ થાય તેમાં આત્માને કાંઇ ખોટ જતી નથી, પણ આત્માને તો ઊલટું જૂના શરીરને બદલે તેને અનુકૂળ આવે તેવું નવું શરીર મળે છે, એથી તે વધારે સારી ભૂમિકામાં જઇને વધારે સગવડથી પોતાની ઉન્નતિ કરી શકે છે, માટે મરણથી દિલગીર થવું નહિ. એ પછી બીજી વાત એ સમજાવી કે, આત્મા અમર છે અને નિર્વિકારી છે. તે કર્તા કે ભોક્તા નથી, તેમજ તે કોઇને મારતો નથી કે પોતે કોઇથી મરતો નથી; એટલુંજ નહિ પણ એનું સ્વરૂપ સૌથી સમજી શકાય નહિ તેવું આશ્ચર્ય જેવું છે. માટે મરણનો ભય રાખવો નહિ અને મોતનો અફસોસ કરવો નહિ. આ બાબતો એવી સરસ રીતે, એવા ખુલ્લા શબ્દોમાં અને એવા ઊંડા અર્થમાં સમજાવેલી છે કે, જગતના બીજા કોઇ પણ ધર્મોમાં આત્માના સ્વરૂપ વિષે આવો સ્પષ્ટ ખુલાસો મળી શકતો નથી. આવા ઉત્તમ ધર્મમાં આપણો અવતાર થયેલો છે, છતાં પણ જો આપણે આવા ઉત્તમ સિદ્ધાંતોનો લાભ ન લઇએ અને માથે ચોફાળ ઓઢીને બાપના બાપને રડ્યા કરીએ તો એ કરતાં વધારે મૂર્ખાઇ બીજી કઇ? માટે હવે આપણે આપણાં મનને મજબૂત કરવાં જોઇએ અને આપણા ધર્મના આવા મહાન સિદ્ધાંતો પાળવાનું આપણામાં બળ આવે એવી આપણે ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ. તેને બદલે માથે ઓઢીને ઓ, ઓ, ઓ, કરવામાં અને ઉઠમણાં કરવામાંજ આપણે રહી જઇએ છીએ, એ કેટલી બધી દિલગીરી છે, એ જરા વિચાર તો કરો! જો એ વિચારીએ તો તરતજ આપણને એમ લાગે કે, કુદરતી રીતે મોત થાય અથવા ફરજ બજાવતાં મોત થાય તે માટે જરા પણ દિલગીર થવું ન જોઇએ કે જરા પણ મોતનો ભય રાખવો ન જોઇએ, કારણ કે એમ કરવું એ પ્રભુનો હુકમ છે. આ બાબત વધારે ચોખ્ખી રીતે સમજાવવા પ્રભુની ઇચ્છા છે, કારણ કે પ્રભુ એમ સમજે છે કે, ઘણા માણસો

આત્માનું આવું નિર્વિકારીપણું ને અમરપણું સમજી શકશે નહિ, તેથી તેઓને સમજાવવા માટે વળી એક નવીનજ યુક્તિથી જુદીજ રીતે કહે છે કે, જે જન્મ્યું તે મરવાનુંજ, માટે મોતનો અફસોસ ન કરવો જોઇએ.

अथ चैनं नित्यजातं नित्यं वा मन्यसे मृतम् ।
तथापि त्वं महाबाहो नैनं शोचितुमर्हसि ॥ गी. २–२६ ॥

હે અર્જુન ! કદી તું એમ માનતો હોય કે, શરીરના જન્મની સાથે વારંવાર નવો નવો આત્મા જન્મે છે અને શરીરના મરણની સાથે એ આત્મા પણ મરણ પામે છે; તોપણ એનો શોક કરવો તને વાજબી નથી. કારણ કે,

जातस्य हि ध्रुवो मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।
तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ गी. २–२७ ॥

જે જન્મે છે તે જરૂર મરે છે અને જે મરે છે તે જરૂર ફરીથી જન્મે છે, માટે જે બાબત કોઇથી પણ અટકાવી શકાય એવી નથી તેનો અફસોસ કરવો એ તને યોગ્ય નથી; એટલુંજ નહિ પણ,

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥ अ. २–२८ ॥

હે અર્જુન ! આ જગતના બધા જીવો તથા બધી વસ્તુઓ ઉત્પન્ન થયા પહેલાં ક્યાં હતી એ કાંઇ જણાતું નથી, તેમજ નાશ પામ્યા પછી ક્યાં જશે એ પણ કાંઇ જણાતું નથી, માત્ર જન્મ અને મરણ વચ્ચેની હાલતમાંજ એ દેખાય છે, માટે એવી બાબતોમાં તે અફસોસ શાનો ?

આ શ્લોકો કહીને પ્રભુ એમ સમજાવે છે કે, જે આત્મા તથા જે શરીર વારંવાર જન્મે ને વારંવાર મરે તેનો અફસોસ શા માટે કરવો જોઇએ ? કારણ કે જન્મવું અને મરવું એ એક મહાનિયમ છે, એ નિયમ કોઇથી ફરી શકતો નથી, એ બાબતોમાં માણસો પરાધીન છે. માટે જે બાબતમાં ગમે એટલા ઉપાય કર્યા છતાં કોઇ પણ રીતે પોતાનું ચાલેજ નહિ, તેવી બાબતોનો અફસોસ કરવો એ ડાહ્યા માણસોનું કામ નથી. બીજું, પ્રભુ એમ કહે છે કે, આ જગતના બધા જીવો તથા બધી વસ્તુઓ ઉત્પન્ન થયા પહેલાં ક્યાં હતી એ કાંઇ જણાતું નથી, તેમજ નાશ પામ્યા પછી ક્યાં જશે એ પણ કાંઇ જણાતું નથી. માત્ર જન્મ અને મરણ એ બેની વચ્ચેની હાલતમાંજ થોડો વખત એ બધું દેખાય છે, માટે એ

બાબતમાં પણ આપણે પરાધીન છીએ તથા બિલકુલ અજ્ઞાન છીએ અને એમાં આપણું કલ્યાણ થઇ જાય એવી કોઇ વસ્તુ નથી. માટે જે બાબતમાં આપણે અજ્ઞાન છીએ, પરાધીન છીએ અને જેમાં આપણું ભલું થાય તેમ નથી, એવી વસ્તુઓની તે આસક્તિ શા માટે રાખવી જોઈએ? અને એવી બાબતોનો તે અફસોસ શા માટે કરવો જોઇએ?

## ધર્મની ફરજો બજાવતાં મરવું પડે તો તેથી સ્વર્ગ મળે છે

આટલું આટલું સમજાવ્યા છતાં પણ ઘણા માણસોનો મોહ છૂટી શકતો નથી અને અફસોસ મટતો નથી, તેથી એવાઓનો મરણનો ભય તથા મોતનો અફસોસ મટાડવા સારુ વળી એક નવીજ યુક્તિથી બહુજ આગળ વધીને અર્જુનને પ્રભુ કહે છે કે,

स्वधर्ममपि चावेक्ष्य न विकंपितुमर्हसि।
धर्म्याद्धि युद्धाच्छ्रेयोऽन्यत्क्षत्रियस्य न विद्यते॥ गी. २–३१॥

વળી તારો પોતાનો ધર્મ વિચારી જો તોપણ તારે લડાઇથી ડરી જવું એ વાજબી નથી, કારણ કે ધર્મને ખાતર લડવું પડે તો એથી કલ્યાણ થાય છે; એટલુંજ નહિ પણ બહાદુર માણસોને ધર્મયુદ્ધ કરતાં કલ્યાણનું વધારે સારું સાધન બીજું કોઇ પણ નથી. મતલબ કે ધર્મયુદ્ધ કરવાથીજ સૌથી વધારે કલ્યાણ થઇ શકે છે, એટલુંજ નહિ પણ પોતાનું કલ્યાણ કરવા સારુ જગતમાં જેટલી જાતનાં સાધનો છે તે બધાં સાધનો કરતાં ધર્મને અર્થે યુદ્ધ કરવું એ મોક્ષ મેળવવાનું સૌથી શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ સાધન છે. એ-થીએ આગળ વધીને પ્રભુ કહે છે કે,

यदृच्छया चोपपन्नं स्वर्गद्वारमपावृतम्।
सुखिनः क्षत्रियाः पार्थ लभंते युद्धमीदृशम्॥ गी. २–३२॥

હે અર્જુન! મહેનત કર્યા વિના ઈશ્વરેચ્છાથી એની મેળે આવી મળેલું આવા પ્રકારનું યુદ્ધ જે ભાગ્યશાળી ક્ષત્રિયો એટલે કે બહા-દુરો હોય છે તેમનેજ મળે છે, કારણ કે આવા પ્રકારનાં ધર્મયુદ્ધ-થી સ્વર્ગનાં બારણાં ઊઘડી જાય છે. એટલુંજ નહિ પણ,

हतो वा प्राप्स्यसि स्वर्गं जित्वा वा भोक्ष्यसे महीम्।
तस्मादुत्तिष्ठ कौंतेय युद्धाय कृतनिश्चयः॥ गी. २–३७॥

જો તું લડાઇમાં માર્યો જઇશ તો તને સ્વર્ગ મળશે અને જો

તું જીતીશ તો તને પૃથ્વીનું રાજ્ય મળશે. માટે હે અર્જુન! દૃઢતાવાળો થઇને યુદ્ધ કરવા સારુ ઊઠ.

ભાઇઓ અને બહેનો! જોયું કે? આમાં મોતનો ભય રાખવાની કે મોતનો અફસોસ રાખવાની વાત ક્યાં રહી? પણ એને બદલે પોતાની જિંદગીની ફરજો બજાવવા સારુ, પોતાનો ધર્મ પાળવા સારુ, પોતાના હક મેળવવા સારુ, પોતાના દેશના કલ્યાણ સારુ અને પોતાના આત્માના કલ્યાણ સારુ જરૂર પડે તો પોતાના પ્રાણ આપવાનું પણ પ્રભુ કહે છે અને તે ઉપલક રીતે નહિ, ઢીલું ઢીલું નહિ, પોલેપોલું નહિ, મરડી મચડીને નહિ અને ચતુરાઇ કે પંડિતાઈ બતાવવા માટે નહિ, પણ દરેક શ્લોકમાં બહુ ભાર મૂકીને કહે છે કે, દૈવેચ્છાથી અનાયાસે આવી મળેલ ધર્મયુદ્ધ જેવું કલ્યાણનું બીજું કોઇ સાધન નથી; એટલુંજ નહિ પણ ધર્મયુદ્ધ એ સ્વર્ગના ઉઘાડા બારણા જેવું છે અને તે ભાગ્યશાળીઓનેજ મળે છે. એટલુંજ નહિ પણ જો તું ધર્મયુદ્ધમાં મરી જઈશ તો સ્વર્ગમાં જઇશ અને જીતીશ તો આ દુનિયામાં સુખ ભોગવીશ. મતલબ કે તારે તો બેય હાથમાં લાડવા છે. માટે હે અર્જુન! દૃઢતાવાળો થઇને યુદ્ધ કરવા સારુ ઊઠ. હવે જુઓ કે આમાં ક્યાંય મોતનો ડર કે મોતનો અફસોસ છે? કહો કે નહિજ. અને તેમ છતાં શાસ્ત્રના આવા ચોખ્ખા હુકમો છતાં આપણે મોતથી ડર્યા કરીએ છીએ અને મરી ગયેલાંઓનો અફસોસ કર્યા કરીએ છીએ, પણ એમ કરવું એ આપણી કેટલી બધી નાલાયકી છે? એ આપણું કેટલું બધું અજ્ઞાન છે? એ આપણો ધર્મ પાળવામાં કેટલું બધું મોળાપણું છે? અને એ પ્રભુથી કેટલું બધું વિમુખપણું છે? તથા એ પ્રભુનું કેટલું બધું મોટું અપમાન છે? એ જરા વિચાર તો કરો! આવું મહાપાપ ન થાય તે સારુ આપણો સ્વધર્મ પાળતાં તથા આપણી ફરજો બજાવતાં કદી આપણે મોતની સામે જવું પડે તો મોતનો ભય રાખવો નહિ અને વખત આવે કુદરતી મોતે આપણાં સગાંવહાલાંઓ મરી જાય તેનો અફસોસ કરવો નહિ.

## પ્રભુ કહે છે કે ધીરજ રાખીને દુઃખો ખમી લેવાં જોઇએ

મોતનો અફસોસ ન કરવા માટે તથા મોતનો ભય ન રાખવા માટે આવી ઘણી ઘણી રીતે, જુદી જુદી યુક્તિથી પ્રભુ સમજાવે છે, છતાં પણ તેને એમ લાગે છે કે, આટલા બધા ખુલાસાઓ કર્યા છતાં પણ માણસો મોતનો ભય રાખ્યા વિના રહેશે નહિ.

અને મરણનો અફસોસ કર્યા વિના રહેશે નહિ, તેથી હવે વળી એક નવીજ યુક્તિથી કહે છે કે,

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ गी. २–१४ ॥

હે અર્જુન ! ઇન્દ્રિયોનો વિષયોની સાથે સંબંધ થાય એટલે કે ઇન્દ્રિયો વિષયોને ભોગવે તે ભોગોથી ટાઢુંઊનું વગેરે જે અસર થાય તે અસરો સુખ તથા દુઃખ આપનારી છે અને તે ભોગો તથા તેથી થતાં સુખ અને દુઃખ આવે અને જાય એવા સ્વભાવવાળાં છે, એટલુંજ નહિ પણ તે થોડીવાર રહેનારાં છે. માટે હે અર્જુન ! તું તિતિક્ષા સહન કર, એટલે કે બધી જાતનાં દુઃખોની સામે થયા વિના, ચિંતા રાખ્યા વિના અને દિલગીર થયા વિના તું તે ખમી લે.

આ શ્લોક કહીને પ્રભુ એમ સમજાવે છે કે, સુખ અને દુઃખ એ કોઇ કોઇ વસ્તુઓનો ધર્મ નથી, તેમજ એ આત્માનો પણ ધર્મ નથી, પણ અનુકૂળ કે પ્રતિકૂળ સંજોગો પ્રમાણે ઇન્દ્રિયોનો અને વિષયોનો સંબંધ થાય તેમાંથી સુખદુઃખ પેદા થાય છે, અને તે થોડીજ વાર રહેનારાં છે, તેમજ એમાં ફેરફાર થઇ જાય એવાં છે, એટલે કે આજે જે વસ્તુમાં સુખ લાગતું હોય તેજ વસ્તુ કાલે દુઃખરૂપ થઇ પડે છે અને આજે જે વસ્તુથી દુઃખ થતું હોય તેજ વસ્તુ કોઇ વખત સુખરૂપ થઇ પડે છે. આવી રીતે જોતાં સુખ-દુઃખ એ કાંઇ કુદરતી વસ્તુઓ નથી, એટલે તેનો કાંઇ આત્માની સાથે સંબંધ નથી, પણ સુખદુઃખનો સંબંધ તો અંતઃકરણની વૃત્તિઓની સાથે છે, લાગણીઓની સાથે છે, મનની સાથે છે, ઇન્દ્રિયોની સાથે છે અને ઇન્દ્રિયોનો વિષયોની સાથે સંબંધ થાય તેની સાથે છે; એટલુંજ નહિ પણ આ દુનિયામાં શિયાળો આવે ત્યારે ટાઢ તો લાગેજ, ઉનાળો આવે ત્યારે ગરમી તો થાયજ અને ચોમાસું આવે ત્યારે વરસાદની અગવડો ભોગવવી પડેજ, એમાં કાંઇ નવાઈ નથી અને એ બધું આપણને ન ગમે તે સારુ કાંઇ સૃષ્ટિની રચના બદલાઇ જાય તેમ નથી. માટે જ્યાં સુધી આપણું શરીર છે ત્યાં સુધી કોઇ ને કોઇ જાતનાં સુખદુઃખ તો થવાનાંજ, કારણ કે એને અટકાવવાનાં માણસો પાસે સાધનો નથી. બેશક ઘણી જાતનાં દુઃખો માણસો પોતાના જ્ઞાનથી ઓછાં કરી શકે, છતાં પણ કેટલીક જાતનાં દુઃખો તો રહેવાનાંજ. માટે પ્રભુ

કહે છે કે, તું તિતિક્ષા સહન કર, કારણ કે આ જગતમાં જન્મ થયો એટલે સુખદુઃખ ભોગવ્યા વિના ચાલે એમ નથીજ. માટે કાયર થઇ થઇને, લાચાર થઈ થઇને, દિલગીર થઇ થઇને, રોદણાં રોતાં રોતાં ને હાય–અફસોસ કરતાં કરતાં દુઃખો ભોગવવાં એ નાલાયકપણું છે, પણ હિંમતથી મરદાઇભરી રીતે વસ્તુને તથા સ્થિતિને સમજીને વસ્તુથી થતાં તથા સ્થિતિથી થતાં દુઃખોને ધીરજથી ભોગવી લેવાં એ બહુજ ખૂબીની વાત છે; કારણ કે એથી પણ કલ્યાણ થાય છે. એ માટે પ્રભુએ કહેલું છે કે, દુઃખમાં તથા સુખમાં સમતા રાખવાથીજ મોક્ષ મળી શકે છે.

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ गी. २–१५ ॥

હે પુરુષોમાં શ્રેષ્ઠ અર્જુન! વિષયો તથા ઇન્દ્રિયોના સંયોગથી ઊપજતાં સુખ તથા દુઃખ ધીરપુરુષને ઈજા કરી શકતાં નથી, એટલે કે જે સુખથી રાજી થઇ જતા નથી અને જે દુઃખોનો અફસોસ કર્યા કરતા નથી, પણ સુખદુઃખમાં જે સરખી વૃત્તિ રાખી શકે છે તેજ મોક્ષ મેળવી શકે છે.

બંધુઓ! સુખદુઃખમાં સમાનવૃત્તિ રાખીને ધીરજથી તેને ભોગવી લેવામાં આટલી બધી ખૂબી છે તે માટે મોત એટલે ઉન્નતિ. પણ મોતનું એ અસલ સ્વરૂપ ન સમજાયાથી કદી આપણને મોતનો બહુ અફસોસ થાય તોપણ મોત કુદરતી છે, મોત એ સૃષ્ટિનો નિયમ છે, મોત એ દેહનો ધર્મ છે અને મોત એ આત્માની ઉન્નતિ છે, એમ સમજીને આપણે ધીરજથી મોતનાં દુઃખો સહન કરવાં જોઇએ અને મોતનો અફસોસ ન કરવો જોઇએ.

## પ્રાચીન ઋષિઓ મોતનો અફસોસ કરતા નહિ

આ બધી માત્ર ફિલસૂફીની વાતો છે અને તે આપણાં આચરણમાં આવી શકે તેમ નથી એમ સમજવું નહિ, પણ આપણા પ્રાચીન ઋષિમુનિઓ તથા અસલના ક્ષત્રિયોએ પોતાના ચારિત્ર ઉપરથી હજારો વખત હજારો ઠેકાણે લાખો માણસોએ દેખાડી આપેલું છે કે, અમે મોતનો જરા પણ ભય રાખતા નથી કે મોતથી જરા પણ દિલગીર થતા નથી. જે ઋષિઓએ શાસ્ત્રોમાં એમ લખેલું છે કે, મરનાર માણસની પાછળ જે લોકો રડે તથા અફસોસ કરે અને લીંટ, લાળ તથા આંસુ પાડે અને છાતી કે માથાં કૂટે તે લીંટ, લાળ, આંસુ મરનાર માણસને ખાવાં પડે છે અને

જે છાતી કૂટીને પછાડા ખાધા હોય તે માર પોતાનાં મરનાર સગાંને પરલોકમાં ભોગવવો પડે છે. આમ લખવાવાળા અને આ સિદ્ધાંત સમજવાવાળા ઋષિઓ શું મોતનો અફસોસ કરતા હશે? કદી પણ નહિ. કારણ કે તેઓ તો એમજ સમજતા કે, મોતનો અફસોસ કરવો એ પ્રભુની સામે થવા જેવું છે, મોતનો અફસોસ કરવો એ આત્માની ઉન્નતિની આડે આવવા જેવું છે, મોતનો અફસોસ કરવો એ મોટામાં મોટું અજ્ઞાનપણું છે અને મોતનો અફસોસ કરવો એ અધર્મ કરવા જેવું છે. કારણ કે દુનિયાના બધા ધર્મો તો એમ કહે છે કે, મોતનો અફસોસ ન કરવો જોઇએ અને તેમ છતાં એ હુકમ ન માનીને જે માણસો મોતનો અફસોસ કરે તે ઇશ્વરની હજૂરમાં અધર્મી ગણાય તેમાં નવાઇ શું? અને મહાજ્ઞાની પવિત્ર ઋષિઓ મોતનો અફસોસ કરીને એવા અધર્મી શા માટે બને? નજ બને. માટે યાદ રાખજો કે, અસલના કોઇ પણ બ્રાહ્મણો મોતનો ભય રાખતા નહિ કે મોતનો અફસોસ કરતા નહિ અને આપણે પણ તેમનાંજ બાળકો છીએ, તેમનાજ વંશમાંથી એટલે કે બ્રહ્માનાજ વંશમાંથી સૌ ઉત્પન્ન થયેલા છીએ, માટે આપણે જરા પણ મોતનો ભય ન રાખવો જોઇએ અને કદી પણ મોતનો અફસોસ ન કરવો જોઇએ.

## અસલની બહાદુર સ્ત્રીઓનો ઉપદેશ

વળી બીજું આ પણ સમજી લેજો કે, જેમ અસલના બ્રાહ્મણો મરણ પામેલાં સગાંવહાલાંઓનો અફસોસ કરતા નહિ તેમજ અસલના ક્ષત્રિયો પણ મોતનો અફસોસ કરતા નહિ; પણ પોતાના દેશના કલ્યાણ સારુ, પોતાના ધર્મના રક્ષણ સારુ, પોતાના કુળની આબરૂ સારુ, પોતાના વાજબી હકો સારુ, પોતાની બહાદુરી બતાવવા સારુ, પોતાના જન્મની સાર્થકતા કરવા સારુ અને પોતાના આત્માના કલ્યાણ સારુ કેસરિયાં કરીને હર હર મહાદેવ કરતા લડાઇના મેદાનમાં કૂદી પડતા અને દુશ્મનોનાં લોહીથી પોતાની તલવારને તૃપ્ત કરતા તથા રાજી થઇ થઇને, દોડી દોડીને, સામા જઇ જઇને પોતાની છાતીમાં દુશ્મનોના ભાલા ઝીલતા અને દેશને અર્થે પોતાના પ્રાણ આપતા, એ વાતો કાંઇ અજાણી નથી. સૌ લોકો તે જાણે છે. જો એ બહાદુર લોકો મોતથી ડરતા હોત તો આવી રીતે પોતાના પ્રાણ આપી શકત ખરા કે? અને જો એ વીરપુરુષોની સ્ત્રીઓ મોતનો અફસોસ કરતી હોત તો મા-

તાઓ પોતાના પુત્રોને, બહેનો પોતાના ભાઇઓને, પુત્રીઓ પોતાના પિતાને અને પત્નીઓ પોતાના પતિઓને એમ કહેત ખરી કે જાઓ, જલદી જાઓ, ફતેહ કરીને આવો; કાં માથાં આપીને આવો. દુશ્મનોને પીઠ દેખાડશો મા. માતાઓ કહેતી હતી કે, અમારું ધાવણ ધાવ્યા છો તે સાર્થક કરજો. બાયડીઓ કહેતી કે, મારા મોહમાં પડી જઇને ફરજ ચૂકી જશો મા. હું તમારું માથું ખોળામાં લઈને તુરતજ તમારી પાછળ આવીશ. બહેનો અને દીકરીઓ કહેતી કે, અમારી આબરૂની ફિકર રાખશો મા. અમે પણ તમારા કુળમાં જન્મેલાં છીએ અને અમારી નસોમાં પણ તમારુંજ લોહી વહે છે, માટે અમારી ફિકર કરશો મા. અમને અમારો રસ્તો લેતાં આવડે છે અને તેમ છતાં જો તમને કાંઇ શંકા રહેતી હોય તો ખુશીથી અમને મારી નાખો અને પછી નિર્ભય થઇને લડાઇના મેદાનમાં જાઓ, પણ પાછા ફરશો મા અને દુશ્મનોને પીઠ દેખાડશો મા. આમ કહેવાવાળી અને એ પ્રમાણે કરી બતાવવાવાળી સ્ત્રીઓ શું મોતથી ડરતી હશે ? અને મોતનો અફસોસ કરતી હશે ? કદી પણ નહિ. અને યાદ રાખજો કે, જ્યારે આપણા દેશમાં આવી રીતે મોતનો ભય ન રાખવાવાળી તથા મોતનો અફસોસ ન કરવાવાળી લાખો ને કરોડો સ્ત્રીઓ હતી ત્યારેજ આપણો દેશ આબાદ હતો, ત્યારેજ આપણો દેશ સ્વતંત્ર હતો, ત્યારેજ આપણો દેશ બહાદુર હતો અને ત્યારેજ આપણો દેશ સુખી હતો; પણ જ્યારથી આપણા લોકોમાં મરણનો ભય અને મરણનો અફસોસ દાખલ થયાં ત્યારથીજ આપણું સત્યાનાશ વળી ગયું છે. માટે જો આપણે આપણી પોતાની ઉન્નતિ કરવી હોય, આપણા દેશનું ભલું કરવું હોય, આપણા ધર્મને તેના અસલ સત્ય સ્વરૂપમાં પાળવો હોય અને ભવિષ્યની પ્રજાને ઉત્તમ વારસો આપી જવો હોય, તો આપણે મોતના ભયમાંથી અને મોતના અફસોસમાંથી છૂટવું જોઇએ.

## મોતનો અફસોસ કરવો એ પ્રભુ સાથે લડાઈ કરવા બરાબર છે

મોતનો અફસોસ ન કરવા માટે એક મહાત્મા કહેતા કે, કોઈ જિજ્ઞાસુનો છોકરો મરી ગયો તેથી તે બહુ અફસોસ કરવા લાગ્યો. તે માણસ પોતે બહુ સારો અને સમજુ હતો, પણ તેમ છતાં બચ્ચાં ઉપરના પ્યારને લીધે તેને બહુ લાગી આવતું; તેથી તે

બહુ અફસોસ કરતો; એ જોઇને તેને શાંત પાડવા સારુ ને તેનો અફસોસ મટાડવા સારુ, તેની ઠરેલ સ્વભાવવાળી ભક્તિમાન બાયડીએ કહ્યું કે, આપણા ફળિયામાં ફલાણી બાઈ છે તે બહુ કજિયાખોર છે અને સાવ ખોટેખોટા કજિયા કરે છે. આજે તે મારી સાથે પણ લડી. ત્યારે તે માણસે પૂછ્યું કે તારી સાથે શા માટે લડી? તે સાંભળીને તે સ્ત્રીએ કહ્યું કે, મારી પાસેથી તે બાઈ એક વસ્તુ ઉછીની માગીને લઇ ગઈ હતી, તે હું પાછી તેની પાસે લેવા ગઇ ત્યારે તે મારી સાથે કજિયો કરવા મંડી. એ સાંભળીને તેના વરે કહ્યું કે, અરર! એ તો ઘણીજ ખરાબ બાયડી! ઉછીની વસ્તુ માગી જાય અને તે પાછી આપતી વખતે કજિયો કરે એવું તો ક્યાંય ન હોય. હાય હાય! એ તો બહુજ ખરાબ બાયડી. એ બાયડી કોણ છે તે મને કહે તો ખરી? ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે, પ્રથમ આપણા ઘરની વાત વિચારો, પછી એ બાયડીની વાત. આપણે છોકરા માટે મનમાં બહુ બહુ ઇચ્છા રાખતાં હતાં, ત્યારે કૃપા કરીને પ્રભુએ તે આપ્યો. અને જ્યારે એની મરજી થઇ ત્યારે તે પાછો લીધો, એમાં તમે આટલો બધો અફસોસ શાનો કરો છો? એ પારકી થાપણ હતી, કાંઇ આપણી પોતાની નહોતી. માટે થાપણવાળો પોતાની થાપણ ઉપાડી લે તેમાં અફસોસ શાનો? આટલીવાર આપણી પાસે એ થાપણ તેણે રહેવા દીધી એ માટે તેનો ઉપકાર માનવો જોઇએ, તેને બદલે આપણે અફસોસ કરીએ એ તેની સામે લડાઇ નહિ તો બીજું શું? અને એવું કામ કાંઈ તમારા જેવા ડાહ્યા માણસને શોભે? એ સાંભળીને તે ભલો માણસ શરમાઈ ગયો અને બાયડીને કહ્યું કે, શાબાસ, તેં મને બહુ સારી રીતે સમજાવ્યો છે. હવે હું અફસોસ નહિ કરું. એ પછી તેણે અફસોસ છોડી દીધો. ભાઇઓ અને બહેનો! આપણે પણ આવા દાખલાઓ જોઇને તથા જાણીને આપણા જીવને સ્થિર કરતાં શીખવું જોઇએ અને જેમ બને તેમ મનને મજબૂત રાખી મરણનો ભય અને સગાંવહાલાંઓનાં મોતનો અફસોસ ઓછો કરવો જોઇએ.

## જેમ મોતના દુઃખના વિચાર કરીએ છીએ તેમ મોતના ફાયદાના પણ વિચાર કરવા જોઇએ

યાદ રાખજો કે, આપણને જેની જેની ઉપર હેત-પ્રીત છે તે બધાં કાંઇ એકજ ઘડીમાં ને એકજ પળમાં સૌ સાથે ને સાથેજ મરવાનાં નથી, પણ જરૂર સૌને આગળ પાછળજ મરવાનું છે. પછી

કોઇ વહેલું ને કોઇ મોડું, પણ આગળ પાછળજ મરવાનું છે. માટે જ્યારે આપણા સ્નેહીઓ આપણી અગાઉ મરી જાય ત્યારે આપણને કુદરતી રીતે કેટલોક અફસોસ થાય એ સ્વાભાવિક છે, પણ તેમ છતાં આપણે આપણા મનને ખેંચવું જોઇએ અને ધારણ રાખતાં શીખવું જોઇએ; કારણ કે અફસોસ કરવાથી મરનારનું કલ્યાણ થતું નથી, તેમજ આપણા હકમાં પણ કાંઈ સારું થતું નથી, પણ અફસોસ કરવાથી મરનારને તથા અફસોસ કરનારને બન્નેને બહુજ નુકસાન થાય છે. માટે આપણે જેમ બને તેમ અફસોસને દૂર કરવો જોઇએ અને જેમ આપણા સ્વાર્થ સારુ મોતથી થયેલી ખરાબીઓનાજ વિચાર કર્યા કરીએ છીએ ને અફસોસ વધાર્યા કરીએ છીએ, તેમ અફસોસને દૂર કરવા માટે મોતથી થતા ફાયદાઓનો પણ વિચાર કરવો જોઇએ. જો એ ફાયદાઓનો વિચાર કરીએ તો તુરતજ આપણને એમ લાગે કે, મોત આપણને ભયંકર લાગે છે એ વાત સાચી, છતાં પણ ઘણા માણસોને તે ઘણી જાતનાં દુઃખમાંથી છોડાવે છે, એટલુંજ નહિ પણ મોત એ ઉન્નતિ છે, માટે તેને શરણ થવું એ ધર્મ છે. અને જે ધર્મ છે તેનો અફસોસ કરવો એ પાપ છે, માટે આપણે મોતનો અફસોસ ન કરવો જોઇએ.

## કુદરતી મોતની ખૂબી

શાસ્ત્રના હુકમથી, મહાત્માઓના ઉપદેશથી, આપણાં અંતઃકરણના અવાજથી, આપણી બુદ્ધિથી અને આજુબાજુના સંજોગો તથા અનુભવો ઉપરથી આપણે જાણીએ છીએ કે, આપણે મોતનો અફસોસ ન કરવો જોઇએ. છતાં પણ હાલના વખતમાં સૌને થોડોઘણો મોતનો અફસોસ થઈ જાય છે તેનું કારણ એજ છે કે, આપણને સૌને એવીજ અસર થઈ ગયેલી છે અને આપણાં મનમાં એમજ ઠસી ગયેલું છે કે, મોતનું દુઃખ બહુજ મોટામાં મોટું ને ભયંકર છે, તેથી આપણે સૌ મોતના દુઃખથી ડર્યા કરીએ છીએ, અને એ ડરને લીધે આપણને મોતનો ભય લાગે છે, તથા મોતનો અફસોસ થાય છે. પણ કુદરતી મરણમાં દુઃખ છે એવી જાતના વિચારજ ભૂલભરેલા છે. કારણ કે મહાત્માઓ કહે છે કે, જેમ માના ખોળામાં રમતું રમતું બચ્ચું નિરાંતે સૂઈ જાય તેમાં તેને કોઇ જાતનું દુઃખ થતું નથી, પણ ઊલટો એક જાતનો આનંદ થાય છે; તેમજ જે કુદરતી મોત છે તેમાં પણ મરનારને કોઇ

પણ જાતનું દુઃખ થતું નથી, શ્વાસ ઊપડતો નથી, તાવ આવતો નથી, નાડીઓ તૂટતી નથી, જીવ બેબાકળો થતો નથી, મનમાં કાંઇ વેદના થતી નથી, ચહેરાનું રૂપ બદલાતું નથી અને કોઈ પણ જાતની દુઃખની લાગણી થતી નથી; પણ જાણે મજાની શાંત મીઠી ઊંઘ આવી ગઈ હોય તેવી રીતે કુદરતી મરણ થાય છે. પણ હાલના વખતમાં આપણે આવી જાતનાં મરણો જોતા નથી, પણ એને બદલે ઊલટાં બહુ દુઃખી થતાં હોય તેવાંજ મરણો જોઇએ છીએ. જેમકે, મરતી વખત કોઇને સન્નિપાત થાય છે, કોઇને ઝાડોપિશાબ થઇ જાય છે, કોઈનું મડા-મોં બની જાય છે, કોઈ તદ્દન અશક્ત થઈ જાય છે, કોઇની નાડીઓ તૂટે છે, કોઇનો જીવ ગભરાય છે, કોઈને કોઈ પણ જાતનું ભાન રહેતું નથી અને કોઇને ધડકો ઊપડે છે. આવાં આવાં ઘણી જાતનાં દુઃખનાં ચિહ્નો મરણવખતે થતાં આપણે નજરે જોઇએ છીએ, તેથી આપણને એમ લાગી જાય છે કે, મોતમાં દુઃખજ છે અને એમ સમજીને આપણે મોતથી ડર્યા કરીએ છીએ. પણ યાદ રાખજો કે, આવાં જે મરણ થાય છે તે કાંઈ કુદરતી નથી, પણ એ મરણ તો આપણે ખરાબ રીતે જિંદગી ગાળીએ છીએ તેના ફળરૂપે છે. માટે એવા મરણની કાંઈ કુદરતી મરણની સાથે સરખામણી થઈ શકે નહિ.

## આપણે કુદરતી મોતનો આનંદ ભોગવી શકતા નથી તેનાં કારણો

યાદ રાખજો કે, આજના વખતમાં આપણા લોકોમાં જેમ મહાદુઃખ ભોગવતે ભોગવતે અને દુઃખમાં રિબાતે રિબાતે મરણ થાય છે તેમ અસલના વખતમાં પવિત્ર ઋષિઓ કાંઈ એવા મોતે મરતા નહોતા, પણ તેઓ તો માના ખોળામાં બચ્ચું શાંતિથી ઊંઘી જાય તેવી આનંદદાયક રીતે કુદરતી મોતથીજ મરતા હતા અને તે પણ ઓચિંતા નહિ, પણ પૂરતી હોશિયારીથી, મન ઠેકાણે રાખીને, સમજણપૂર્વક, જાણે પરદેશ જતા હોય તેવી રીતે સૌને ભરભલામણ કરીને પછી શાંતિથી પ્રભુનું નામ જપતાં જપતાં અને ધ્યાન ધરતાં ધરતાં મરતા હતા. તેથી તેઓને પોતાનું મોત જૂનાં લૂગડાં તજીને બીજાં નવાં લૂગડાં પહેરવા જેવું લાગતું હતું. પણ એને બદલે હાલમાં આપણને મોત દુઃખરૂપ થઈ પડયું છે તેનું કારણ એજ છે કે, જેવું શાંતિવાળું, જેવા ઉચ્ચ હેતુઓવાળું અને જેવું પવિત્રતાવાળું કુદરતી જીવન જીવવું જોઇએ તેવા જીવનમાં

આપણે જીવી શકતા નથી, પણ આપણે તો બનાવટી રીતે જિંદગી ભોગવીએ છીએ. જેમકે, જિંદગીને જરૂર ન હોય તેવી ચા, કોફી, તંબાકુ, સોપારી તથા દારૂ વગેરે ચીજો વાપરીએ છીએ. જિંદગીને જરૂર ન હોય તેવાં તેલ, મરચાં, આમલી, હિંગ વગેરે મસાલાઓ વિનાકારણ માત્ર સ્વાદને ખાતરજ હમેશાં જેમ બને તેમ વધારેમાં વધારે વાપરીએ છીએ અને જે ચીજોનો માત્ર જરૂર પડે ત્યારેજ –કોઇક વખત–દવા તરીકેજ ઉપયોગ કરવો જોઇએ તેવી ચીજોને આપણે આપણા રોજના ખોરાક તરીકે વાપરીએ છીએ. આપણે સ્વતંત્ર જિંદગી ગાળીને પોતાના હાથની મહેનતથી કમાયલી પવિત્ર રોટલી ખાવી જોઇએ, તેને બદલે આપણા ધંધામાં ઘાલમેલ, વ્યવહારમાં ગોટાળા, વિવેકોમાં પોલંપોલ, નીતિશાસ્ત્રમાં અપૂર્ણતા અને આપણે હાલમાં પાળીએ છીએ તે ધર્મ આપણને અનંતતામાં ઊડવાની પાંખો આપવાને બદલે આપણા હાથપગ બાંધી રાખે તેવો અને ભય, ચિંતા, અફસોસ તથા માનસિક વિકારો અને પરાધીનતા, કે જે ઉત્તમ જીવનમાં બિલકુલ હોવાંજ ન જોઇએ તેજ આપણાં જીવનમાં પડેપડમાં ગૂંથી દે તેવો છે, એટલે આપણે કુદરતી મોતનો આનંદ ક્યાંથી ભોગવી શકીએ ? નજ ભોગવી શકીએ.અને ન ભોગવી શકીએ એમાં કાંઈ નવાઈ નથી. માટે જો આપણે આપણું મોત સુધારવું હોય તો કુદરતી મોતે મરવા સારુ પ્રથમ કુદરતી જીવનમાં આપણે જીવતાં શીખવું જોઇએ અને બનાવટી રીતભાતોથી અને બહારની બનાવટી વિદ્યાઓથી આપણે બચવું જોઈએ તથા પવિત્ર સાદી જિંદગી ગાળતાં શીખવું જોઇએ. જો એમ કરી શકીએ તો મોતનો ડર અને મોતનો અફસોસ એની મેળેમેળેજ ઘણોએ ઓછો થઇ જાય. માટે મોતના ભયમાંથી બચવા સાદી ને પવિત્ર જિંદગી ભોગવાય એમ કરો.

## આપણે જીવવાની દરકાર રાખીએ છીએ પણ મોત સુધારવાની દરકાર રાખતા નથી, તેથી આપણને મોતનો અફસોસ થાય છે

આપણને મોતનો બહુ અફસોસ થાય છે તેનું એ પણ એક કારણ છે કે આપણે જીવવાની બહુજ પ્રબળ ઇચ્છા રાખીએ છીએ. એટલી બધી પ્રબળ ઇચ્છા રાખીએ છીએ કે, તે મોટી બંધનરૂપ થઇ પડે છે અને તે પણ કાંઇ ઉચ્ચ હેતુઓ સારુ નહિ પણ માત્ર નજીવા નજીવા મોજશોખ ભોગવવા સારુ આપણે વધારે

જીવવાની ઇચ્છા રાખીએ છીએ. કુદરતના નિયમો પાળ્યા વિના કુદરતની સામે થઈને આપણે વધારે જીવવાની ઇચ્છા રાખીએ છીએ અને આ જિંદગીમાં ઇંદ્રિયોનાં સુખો ભોગવી લેવાનાંજ ફાંફાં માર્યા કરીએ છીએ. પણ જે ખરું સુખ છે, જે અનંતકાળ ટકી શકે તેવું સુખ છે અને જે ક્ષણે ક્ષણે વધતું જાય તેવું સુખ છે, તે આત્મસુખ મેળવવાની આપણે દરકાર રાખતા નથી; તેથી મોતની કિંમત આપણે સમજતા નથી. અને આમ હોવાથી જીવવા માટે આપણે જેટલી તજવીજ કરીએ છીએ તેના એક હજારમા ભાગની તૈયારી પણ આપણે આપણું મોત સુધારવાને કરતા નથી, તેથી આપણને મોતનો વધારે અફસોસ થાય છે. પણ જેમ જીવવાની ઇચ્છા કુદરતી છે એમ સમજીને વધારે જીવવા સારુ જેમ મહેનત કરીએ છીએ, તેમજ મોત એ પણ કુદરતી છે અને તે કોઇને પણ છોડે એમ નથી. માટે જેમ જિંદગીમાં સુખ મેળવવાની મોટા પાયા ઉપર દોડાદોડી કરીએ છીએ, તેમજ આપણું મોત સુધારવા માટે જો થોડીક પણ કાળજી રાખી હોય, તો આપણને મોતનો હાલના જેટલો ભય લાગે નહિ અને હાલના જેટલો મરણનો અફસોસ થાય નહિ. માટે જો આપણે મોતનો ભય અને મોતનો અફસોસ ઓછો કરવો હોય તો જેમ આપણે વધારે જીવવાની તજવીજ કરીએ છીએ, તેમજ મોત સુધારવાની પણ કાંઇક તજવીજ કરવી જોઇએ. અને જેટલે દરજ્જે એ તજવીજ વધારે સારી રીતે થાય તેટલે દરજ્જે મોતનો ભય અને મોતનો અફસોસ ઓછો થાય છે. માટે યાદ રાખજો કે જગતની આસક્તિમાં અને ઇંદ્રિયોનાં સુખોમાં બહુ રચીપચી રહેવાથી મોતનું દુઃખ વધારે થાય છે અને એ આસક્તિ ઓછી રાખી ભગવદ્-ઇચ્છાને આધીન થઇ અગાઉથીજ મોત સુધારવાની કાળજી રાખવાથી મોતનો ભય ને અફસોસ ઘણે દરજ્જે ઓછો કરી શકાય છે. માટે બને એટલા એ નિયમો પાળવાની ખાસ જરૂર છે.

## જેઓ પોતાની ફરજ બજાવીને મરતા હોય તેઓને મોતનો અફસોસ થતો નથી

આપણને મોતનો અફસોસ થાય છે તેનું મુખ્ય કારણ એ છે કે, આપણાં મોત અશક્ત, નિરાધાર, દુખિયારી રાંડીરાંડોના જેવાં પથારીમાં પડયાં પડયાં, દુઃખો રડતાં રડતાં અને અરરર ને ઓય ઓય કરતાં કરતાં નમાલાપણે થાય છે. તેથી આપણ-

ને મોતનો અફસોસ થાય છે, પણ જો ઉપયોગી રીતે આપણું મોત થાય તો આપણને મોતનો અફસોસ થાય નહિ; કારણ કે ઉપયોગી રીતે અને પરમાર્થને માટે મરવા સારુજ આપણી જિંદગી છે. માટે જે મહાત્માઓ ધર્મને અર્થે મરે છે, જે બહાદુર વીરપુરુષો પોતાના દેશનાં કલ્યાણને અર્થે મરે છે, જે સતી સ્ત્રીઓ પતિપ્રેમને અર્થે બળી મરે છે, જે ભલા માણસો પોતાના બંધુઓના સુખને અર્થે પોતાની જિંદગીનો ભોગ આપે છે, જે ડાહ્યા માણસો પરમાર્થનાં કામો કરવામાં પોતાની જિંદગી ઘસી નાખે છે, જે શોધકો નવીન શોધો કરવા પાછળ રાતદહાડો પોતાનાં ભેજાંને કસ્યા કરે છે, જે દેશદાઝકો પોતાના દેશના કલ્યાણની યોજનાઓ પાછળ મસ્ત થઇને મંડયા રહે છે અને જે હરિજનો પરમાત્મા સાથે પોતાનો તાર જોડી રાખે છે અને એમાંજ લયલીન થઇ જાય છે, તેઓને મોતનો ભય લાગતો નથી. અને એવી કોઇ પણ રીતે ઉપયોગી જિંદગી ગાળીને જગતની સેવા કરતાં કરતાં જે માણસો મરે તેઓને મોતનો ભય લાગતો નથી, પણ તેઓને અંતકાળ વખતે પોતાનાં અંતરમાંથી એક જાતનો મોટામાં મોટો એ દિલાસો રહે છે કે, અમે અમારી જિંદગીની સાર્થકતા કરીને મરીએ છીએ, અમે અમારી ફરજ બજાવીને મરીએ છીએ, અમે અમારા પ્રમાણમાં જગતમાં કાંઇક કામ કરીને મરીએ છીએ અને અમે અમારા બંધુઓની તથા અમારા પ્રભુની સેવા કરીને મરીએ છીએ. માટે અમારાં મોતમાં પણ અમોને આનંદ છે. આવી રીતે જે માણસોને પોતાનાં અંતઃકરણમાં લાગતું હોય તેમને મોતનો અફસોસ થતો નથી, પણ જે માણસોએ પોતાની જિંદગી પોતાના સ્વાર્થમાંજ ગાળી હોય અને મલિન વિચારોમાંજ મનને રમાડ્યા કર્યું હોય તેમજ કોઇ પણ રીતે પોતે પોતાના આત્માનું કે પોતાના બંધુઓનું ભલું ન કર્યું હોય તેવા માણસોને મોત ખાસ દુઃખરૂપ થઈ પડે છે. માટે જો મોતના દુઃખમાંથી છૂટવું હોય, તો રૂડી રીતે જિંદગી ગુજારતાં અને કોઇને પણ ઉપયોગી થતાં શીખો.

મોતનો ભય રાખવો નહિ ને મોતનો અફસોસ કરવો નહિ એ વિષે પ્રભુનો હુકમ આપણે આ પગથિયામાં જાણ્યો, છતાં પણ આપણાં નબળાં મનને લીધે આપણાથી મોતનો અફસોસ થઇ જાય છે, માટે હવે આઠમા પગથિયામાં મનને જીતવાના ઉપાયો બતાવવામાં આવશે.



# पगथियुं ८ मुं–मनने जीतवाना उपाय

## આપણાથી પાપ થઇ જાય છે તેનું કારણ શું ?

યાદ રાખજો કે આપણું મન વશ રહેતું નથી તેથીજ પાપ થાય છે, તેથીજ આપણને વારંવાર જન્મવું તથા મરવું પડે છે અને નરકમાં જવું પડે છે. માટે પાપ ન થવા સારુ આપણે આપણા મનને જીતવું જોઇએ, કારણકે મન વશ ન રહે તેથીજ પાપ થાય છે. એ માટે અર્જુને શ્રીકૃષ્ણ ભગવાનને પૂછેલું છે કે,

अथ केन प्रयुक्तोऽयं पापं चरति पूरुषः ।
अनिच्छन्नपि वार्ष्णेय बलादिव नियोजितः ॥ गी. ३–३६ ॥

હે વૃષ્ણિકુળમાં ઉત્પન્ન થયેલા શ્રીકૃષ્ણ ! પાપ કરવાની ઇચ્છા ન હોય છતાં પણ જાણે જોરથી કોઇ ખેંચી જતું હોય તેમ ખેંચાઇ જઇને માણસો પાપ કરે છે, માટે એવી રીતે માણસોને પાપની પ્રેરણા કરનાર કોણ છે ?

તેના જવાબમાં પ્રભુ કહે છે કે,

काम एष क्रोध एष रजोगुणसमुद्भवः ।
महाशनो महापाप्मा विद्ध्येनमिह वैरिणम् ॥ गी. ३–३७ ॥

માણસોને પાપમાં ખેંચી જનાર તેની પોતાની વિષયો ભોગવવાની તૃષ્ણા છે. એ તૃષ્ણા બહારથી ચોખ્ખી રીતે દેખાય નહિ તેમ અંતરના બહુજ ઊંડાણમાં રહેલી છે, તેને કામ કહે છે. એ કામ છે તેજ બહાર પડે ત્યારે ક્રોધ બની જાય છે. એ કામ રજોગુણમાંથી પેદા થાય છે, એટલે કાંઇક ને કાંઇક નવી નવી ઇચ્છાઓ કરાવ્યાજ કરે ને કદી પણ શાંત રહે નહિ એવો છે. વળી તે બહુ ખાઉધરો છે, એટલે ગમે તેટલા કાળ સુધી ગમે એટલા ભોગો ભોગવવાના મળે તોપણ તેને તૃપ્તિ થાય નહિ તેવો છે અને તે બહુજ તેજ સ્વભાવનો મહાપાપી છે, જેથી એ કામને તારે તારો શત્રુ સમજવો.

કામ એટલે મનુષ્યમાં રહેલી ઇચ્છાઓ, વાસનાઓ, પૂર્વના સંસ્કારો, તૃષ્ણાઓ, આશા, આસક્તિઓ રાગદ્વેષ, મોહ, અજ્ઞાન, સ્વાર્થો અને ઇન્દ્રિયોની વિષયો ભોગવવાની લોલુપતા, એ બધી વસ્તુઓ જેમાં આવી જાય તેનું ટૂંકું નામ કામ છે. અને એ કામને લીધે માણસો પાપકર્મમાં પ્રેરાય છે, કારણ કે એ કામનું બળ બહુજ છે, તેથી તે જ્ઞાનને ઢાંકી દે છે એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

धूमेनाव्रियते वह्निर्यथादर्शो मलेन च ।
यथोल्बेनावृतो गर्भस्तथा तेनेदमावृतम् ॥ गी. ३-३० ॥

જેમ ધુમાડો અગ્નિને ઢાંકી દે છે, જેમ મેલ અરીસાને ઢાંકી દે છે અને જેમ ઓરનો પડદો ગર્ભને ઢાંકી દે છે તેમ કામ જ્ઞાનને ઢાંકી દે છે. એટલુંજ નહિ પણ,

आवृतं ज्ञानमेतेन ज्ञानिनो नित्यवैरिणा ।
कामरूपेण कौंतेय दुष्पूरेणानलेन च ॥ गी. ३-३९ ॥

હે અર્જુન! એ કામ અગ્નિની પેઠે બાળી નાખે એવો છે, એનું કોઇથી પણ, કોઈ દિવસ પણ પૂરું થાય નહિ એવો છે અને જ્ઞાનીઓનો તો તે હમેશાંનો વેરી છે. એ કામે જ્ઞાનને ઢાંકી દીધું છે. કારણ કે,

ध्यायतो विषयान्पुंसः संगस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ गी. २-६२ ॥

જે જે વિષયો ભોગવવાનું મન થાય છે તે તે બાબતોનું માણસ ચિંતન કર્યા કરે છે. એ ચિંતનને લીધે એ બાબતોમાં તેને પ્રેમ ઊપજે છે, પછી પ્રેમને લીધે એ બાબતોના ભોગ ભોગવવાની તેને ઇચ્છા થાય છે, પણ એ બધી ઇચ્છાઓ કાંઇ પાર પડી શકતી નથી, તેથી એ ભોગ ભોગવવાની ઇચ્છામાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. પછી,

क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृति भ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ गी. २-६३ ॥

ક્રોધમાંથી બહુ મોહ પેદા થાય છે અને બહુ મોહને લીધે યાદ રાખવાની શક્તિ ભમી જાય છે; એટલે સારું શું અને ખરાબ શું, તથા આ કામ કરવા લાયક છે કે નહિ, એ બાબતનું કાંઇ ભાન રહેતું નથી. તેથી યાદ રાખવાની શક્તિ ભમી જાય એટલે બુદ્ધિનો નાશ થાય છે અને જેની બુદ્ધિનો નાશ થાય છે

તેનો પોતાનોજ નાશ થઇ જાય છે.

કારણકે કામ, ક્રોધ, લોભ વગેરે જે જે વિકારો તથા જુસ્સાઓ છે તે વધી જવાથી શરીરમાં એક જાતનું બહુ આકરું ઝેર ઉત્પન્ન થાય છે. એ ઝેરમાં ગરમી હોય છે, તેથી હૃદયના ઘણાએ કોમળ સદ્‌ગુણો એ ઝેરની આગમાં બળી જાય છે. પ્રભુ કહે છે કે,

त्रिविधं नरकस्येदं द्वारं नाशनमात्मनः ।
कामः क्रोधस्तथा लोभस्तस्मादेतत्त्रयं त्यजेत् ॥ गी. १६-२१ ॥

કામ, ક્રોધ અને લોભ એ ત્રણ નરકનાં બારણાં છે અને તે આત્માની ખરાબી કરનાર છે, માટે એ ત્રણેને તજી દે.

## કામને રહેવાનું ઠેકાણું

કામનું પરિણામ આટલું બધું ખરાબ છે, માટે આવો બળવાન કામ કયે ઠેકાણે રહે છે તે આપણે જાણવું જોઇએ. એ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહેલું છે કે,

इंद्रियाणि मनोबुद्धिरस्याधिष्ठानमुच्यते ।
एतैर्विमोहयत्येष ज्ञानमावृत्य देहिनम् ॥ गी. ३-४० ॥

શરીરને ચલાવનારી ઇન્દ્રિયો છે તેમાં એ કામ રહે છે. ઇન્દ્રિયોથી વધારે ઊંડાણમાં ઇન્દ્રિયોને ચલાવનારું મન છે, તેમાં પણ એ કામ રહે છે અને મનથી વધારે ઊંડાણમાં મન ઉપર હુકમ ચલાવનારી બુદ્ધિ છે, તે બુદ્ધિમાં પણ એ કામ રહે છે. એ પ્રમાણે ઇન્દ્રિયો, મન તથા બુદ્ધિ એ ત્રણે ઠેકાણે કામ રહે છે અને ત્યાંથી તે વિષયવાસના ઉત્પન્ન કરે છે. પછી એ વિષયવાસના જ્ઞાનને દબાવી દે છે અને જીવને મોહ પમાડે છે.

આવી રીતે ઇન્દ્રિયોમાં, મનમાં તથા બુદ્ધિમાં કામ રહે છે. પણ ઇન્દ્રિયો મનને આધીન છે અને બુદ્ધિ પણ જ્યાં સુધી પરિપકવ ન થાય ત્યાં સુધી તે પણ મનને આધીન છે, માટે એ ત્રણે બાબતોમાં મન સૌથી જોરાવર છે અને તે કામને રહેવાનું મુખ્ય ઠેકાણું છે.

## મનનો સ્વભાવ

માટે મનનો સ્વભાવ કેવો છે? તે હવે આપણે જાણવું જોઇએ. એ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં અર્જુન કહે છે કે,

योऽयं योगस्त्वया प्रोक्तः साम्येन मधुसूदन ।
एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिरां ॥ गी. ६-३३ ॥

હે પ્રભુ! મનનું સમાનપણું રાખવાનો જે યોગ તમે કહ્યો તે યોગ ઘણા વખત સુધી ટકી શકે એમ મને દેખાતું નથી, કારણકે મન બહુ ચંચળ છે. વળી કહે છે કે,

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम्।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम्॥ गी. ६-३४॥

હે કૃષ્ણ! મન બહુ ચંચળ છે, વળી શરીર તથા ઇન્દ્રિયોને હલાવી નાખનાર છે, બળવાન છે અને દૃઢ છે; માટે વાયુને રોકવો એ જેમ બહુ મુશ્કેલ છે તેમ મનને રોકવું એ પણ બહુજ મુશ્કેલ છે, એમ હું માનું છું.

મનની ચંચળતા માટે માત્ર અર્જુનજ આમ કહે છે એટલુંજ નહિ પણ શ્રીકૃષ્ણ ભગવાન પણ કહે છે કે,

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम्॥ गी. ६-३५॥

હે બાહુબળવાળા અર્જુન! મન બહુ મહેનતથી પકડાય એવું છે અને ચંચળ છે, એમાં કાંઇજ સંશય નથી.

## ઇંદ્રિયોનું બળ

વળી ઇન્દ્રિયોના જોર માટે પણ પ્રભુ કહે છે કે,

यततो ह्यपि कौंतेय पुरुषस्य विपश्चितः।
इंद्रियाणि प्रमाथीनि हरंति प्रसभं मनः॥ गी. २-६०॥

હે અર્જુન! જે ડાહ્યા માણસો સારું શું, અને ખરાબ શું, એ સમજતા હોય તથા પોતાની ઇંદ્રિયોને જીતવા મહેનત કરતાં હોય, તેવા માણસોનાં મનને પણ બહુ વેગવાળી ઇંદ્રિયો બળાત્કારથી વિષયોમાં ખેંચી જાય છે.

હવે આ બધા ઉપરથી આપણે એટલું સમજ્યા કે, કામને લીધે પાપ થાય છે. એ પછી પાપનું બળ કેટલું છે તે હકીકત જાણી, કામનું પરિણામ નરક છે એ પણ જાણ્યું. કામને રહેવાનું ઠેકાણું મન, ઇંદ્રિયો તથા બુદ્ધિ છે એ પણ જાણ્યું અને મનનો સ્વભાવ કેવો ચંચળ તથા જોરાવર છે તે પણ જાણ્યું. હવે આપણે કામને જીતવાનો ઉપાય જાણવો જોઇએ; કારણકે જો એ ઉપાય જણાય તો આપણે કામને જીતી શકીએ અને પાપથી બચી શકીએ, તથા આપણા આત્માનો ઉદ્ધાર કરી શકીએ. માટે હવે આપણે કામને જીતવાનો ઉપાય જાણવો જોઇએ. એ માટે પ્રભુ કહે છે કે,

## કામને જીતવાનો ઉપાય

तस्मात्त्वमिंद्रियाण्यादौ नियम्य भरतर्षभ ।
पाप्मानं प्रजहि ह्येनं ज्ञानविज्ञाननाशनम् ॥ गी. ३-४१ ॥

હે ભરતકુળમાં શ્રેષ્ઠ અર્જુન ! પ્રથમ તું તારી ઇંદ્રિયોને વશ કર, તારા મનને વશ કર તથા તારી બુદ્ધિને વશ કર અને પછી સાંભળેલા જ્ઞાનનો તથા અનુભવમાં આવેલા જ્ઞાનનો નાશ કરનાર કામને તું જરૂર મારી નાખ, કારણ કે એ કામજ પાપનું મૂળ છે.

આવી રીતે પ્રભુ આપણને કહે છે કે, જ્યારે તમે ઇંદ્રિયોને જીતશો ત્યારેજ તમારી વાસનાઓ અંકુશમાં આવી શકશે અને વાસનાઓ કબજામાં આવ્યા પછીજ તમે આગળ વધી શકશો. કારણ કે જ્યાં સુધી મન વશ ન હોય ત્યાં સુધી જીવની બહુજ માઠી હાલત હોય છે. એ માટે પ્રભુએ કહેલું છે કે,

बंधुरात्मात्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ गी. ६-६ ॥

જેણે આત્માના બળથી પોતાના મનને જીતેલું છે તેનું મન તેના આત્માનો મિત્ર છે અને જેણે પોતાના મનને જીત્યું નથી, તેનું મન તેના આત્માની સાથે શત્રુની માફક વર્તે છે.

## જેણે પોતાનું મન જીત્યું હોય તેનેજ સુખ મળે છે

અને યાદ રાખજો કે, જેનું મન પોતાના આત્માની સાથે શત્રુ પ્રમાણે વર્તતું હોય તેને સુખ ક્યાંથી હોય ? નજ હોય. એ માટે પ્રભુએ કહેલું છે કે,

नास्ति वुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ गी. २-६६ ॥

જેણે પોતાના મનને જીત્યું ન હોય તેનાંમાં બુદ્ધિ હોતી નથી, જેણે પોતાના મનને જીત્યું ન હોય તેનામાં ભાવના પણ હોતી નથી અને જેનામાં ભાવના ન હોય તેને શાંતિ મળતી નથી અને શાંતિ વિનાના માણસને સુખ ક્યાંથી ?

આવી રીતે મનને ન જીતવાથી જીવને શાંતિ મળતી નથી, કારણ કે પ્રભુ કહે છે કે,

इंद्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ गी. २-६७ ॥

પાણીમાં રહેલા વહાણને જેમ પવન એંચી જાય છે, તેમ જે માણસ પોતાની ઇંદ્રિયોને તેની મરજી પ્રમાણે વિષયોમાં ભટકવા દે છે અને મનને પણ એમાં જોડી રાખે છે તેની બુદ્ધિ હરાઈ જાય છે. મન વશ ન રાખવાથી લંગર વિનાના તથા સુકાન વિનાના વહાણના જેવી જીવની દશા થાય છે અને એવી સ્થિતિવાળા જીવને સુખ ક્યાંથી હોય ? નજ હોય. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंतियद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥
॥ गी. २-७० ॥

પૂરેપૂરા ભરેલા સમુદ્રમાં ચોતરફથી પાણી ચાલ્યું આવે છે તોપણ તે પોતાની મર્યાદા મૂકતો નથી, તેમજ બધી જાતના ભોગ ભોગવવાના મળે છતાં પણ જેને વિકાર ન થાય તેને શાંતિ મળે છે, પણ જેના મનમાં વિષયો ભોગવવાની ઇચ્છા હોય છે તેને શાંતિ મળતી નથી.

## જેના મનમાં ભોગ ભોગવવાની વાસનાઓ ભરેલી હોય તેને શાંતિ મળતી નથી

હવે આ ઉપરથી વિચારવાનું છે કે, પ્રભુનો હુકમ એવો છે કે, જેના મનમાં વિષયો ભોગવવાની લાલસાઓ ભરેલી હોય તેને શાંતિ મળતી નથી. અને આ બાબત પણ ચોખ્ખી છે કે, જેણે પોતાના મનને વશ રાખેલું ન હોય તેના મનમાં વિષયો ભોગવવાની બહુજ આશાતૃષ્ણા હોય છે, તેથી એવા માણસોને શાંતિ મળતી નથી. અને યાદ રાખજો કે, જ્યાં સુધી અંતરની શાંતિ મળે નહિ ત્યાં સુધી જિંદગીની સાર્થકતા થઈ શકતી નથી. કારણ કે જ્યાં સુધી મન ભોગ ભોગવવાની વાસનાઓમાં ફર્યા કરે છે અને જગતના વૈભવોની આસક્તિમાં પડ્યું રહે છે ત્યાં સુધી ભગવાનમાં જીવ જોડાઇ શકતો નથી. જ્યાં સુધી પરમાત્મા સાથે આત્માનો તાર લાગે નહિ ત્યાં સુધી આત્માનો ઉદ્ધાર થઇ શકતો નથી. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिकाबुद्धिः समाधौ न विधीयते ॥ गी. २-४४ ॥

ભોગ ભોગવવામાં તથા વૈભવો મેળવવામાંજ જેઓ આસક્ત થઇ ગયેલા છે અને એમાંજ લૂંટાઇ ગયેલા છે, તેઓની બુદ્ધિ ઈશ્વરમાં તદાકાર થઇ શકતી નથી.

હવે વિચાર કરવાનો છે કે જ્યારે ઈશ્વરમાં મન ઠરી શકે નહિ ત્યારે એ વૈભવો શું કામના? કારણ કે બધા ધર્મનો મર્મ એજ છે કે, કોઈ પણ રીતે જીવને ઈશ્વરની નજીક લઈ જવો. એમ કરવા સારુજ ધર્મની બધીએ બહારની તથા અંદરની ક્રિયાઓ છે, એમ કરવા સારુજ ધર્મનાં પુસ્તકોનું જ્ઞાન મેળવવાનું છે, એમ કરવા સારુજ મહાત્માઓના ઉપદેશો છે અને એવી રીતે જીવને ઈશ્વર-માં વાળવો તેનુંજ નામ પુરુષાર્થ છે અને તેનુંજ નામ જિંદગી-ની સાર્થકતા છે. પણ આ બધું મનને જીતવાથીજ થઈ શકે છે. મનમાં ભોગ ભોગવવાની આસક્તિ હોય અને મનને તેની મરજી પ્રમાણે રખડવા દીધું હોય તો જીવ ઈશ્વરની સાથે જોડાઈ શકતો નથી. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।
न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ गी. १६–२३ ॥

શાસ્ત્રવિધિ તજી દઈને જે મનમોજીપણાથી વર્તે છે તેને સિદ્ધિ મળતી નથી, સુખ મળતું નથી અને તે ઊંચી ગતિ પણ પામી શકતો નથી.

## મનને વશ રાખવાના ઉપાયો

મનને વશ ન રાખીએ ને સ્વચ્છંદપણે વરતીએ તો આવી હા-લત થાય છે. માટે દરેક માણસે પોતાના મનને વશ રાખતાં શીખવું જોઈએ અને મનને વશ રાખવાના ઉપાયો જાણવા જોઈએ. માટે મન વશ ન હોય તેની હાલત બતાવ્યા પછી હવે મન વશ રાખ-વાના ઉપાયો બતાવીએ છીએ. એ માટે જ્ઞાની માણસો એમ વિચા-રે છે કે, વિષયો તથા ઇંદ્રિયોથી થતાં સુખદુઃખ ભોગવ્યા વિના છૂટકોજ નથી, માટે તે ભોગવવાંજ જોઇએ. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः।
आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ गी. २–१४ ॥

હે અર્જુન ! ઇંદ્રિયોનો વિષયોની સાથે સંબંધ થાય એટલે કે ઇંદ્રિયો વિષયોને ભોગવે તે ભોગોથી ટાઢુંઊનું વગેરે જે અસ-ર થાય તે અસરો સુખ તથા દુઃખ આપનારી છે અને તે ભોગો તથા તેથી થતાં સુખ અને દુઃખ આવે અને જાય એવા સ્વભાવ-વાળાં છે, એટલુંજ નહિ પણ તે થોડીવાર રહેનારાં છે. માટે હે અર્જુ-

ન ! તું તિતિક્ષા સહન કર, એટલે કે બધી જાતનાં દુઃખોની સામે થયા વિના, ચિંતા વિના અને દિલગીર થયા વિના તું તે ખમી લે.

કારણ કે જ્યાં સુધી આપણે દુનિયામાં છીએ ત્યાં સુધી એવી જાતનાં કાંઇ ને કાંઈ સુખ કે દુઃખ થયા વિના રહેવાનાંજ નથી અને એ દરેક વખતે જો આપણા મનને તેનો ધક્કો વાગવા દઇએ તો કોઇ પણ કાળે આપણું મન સ્થિર થઈ શકે નહિ અને મન સ્થિર થાય નહિ ત્યાં સુધી ધર્મ પાળ્યો ગણાય નહિ, તથા ત્યાં સુધી ખરી શાંતિ મળી શકે નહિ. માટે દુનિયાદારીમાં આવી પડતાં ઘણી જાતનાં સુખદુઃખોમાં સમતા રાખતાં શીખવું જોઇએ; કારણ કે સુખદુઃખમાં સમતા રાખવી એ ધર્મનું મુખ્ય અંગ છે, એ જિંદગીની મુખ્ય ફરજ છે અને એ પ્રભુનો મુખ્ય હુકમ છે; કારણ કે એ ઉપરજ ભવિષ્યનાં સુખોનો આધાર છે, તથા એ ઉપરજ આ જિંદગીની શાંતિ છે. એમ વિચારીને ડાહ્યા માણસો તિતિક્ષા સહન કરે છે અને સુખદુઃખ આવી પડે ત્યારે પોતાનાં મનને વશ રાખે છે. કારણ કે એમાંજ માણસનું મનુષ્યપણું છે અને એ પ્રભુનો હુકમ છે. એ માટે પ્રભુએ ફરીથી પણ કહેલું છે કે,

ये हि संस्पर्शजा भोगा दुःखयोनय एव ते ।
आद्यंतवंतः कौंतेय न तेषु रमते बुधः ॥ गी. ५–२२ ॥

વિષયો અને ઇંદ્રિયોના સંબંધથી જે ભોગ ભોગવવાના મળે છે તે બધાં સુખો દુઃખનાં મૂળજ છે અને તે આવે ને જાય એવા સ્વભાવવાળાં છે. માટે હે અર્જુન ! ડાહ્યા માણસો એવા ભોગોમાં રમ્યા કરતા નથી. કારણકે એવા ભોગોમાં પડયું રહેવું તેમાં કાંઇ બહાદુરી નથી. એ માટે પ્રભુએ કહેલું છે કે,

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीरविमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ गी. ५–२३ ॥

મરી જવાની પહેલાં જે આ જિંદગીમાંજ અને આ દુનિયામાંજ કામક્રોધના વેગને સહન કરી શકે છે, તેજ યોગી છે, તેજ સુખી છે અને તેજ પુરુષ છે.

એટલુંજ નહિ પણ એથી પણ આગળ વધીને પ્રભુ કહે છે કે,

यं हि न व्यथयंत्येते पुरुषं पुरुषर्षभ ।
समदुःखसुखं धीरं सोऽमृतत्वाय कल्पते ॥ गी. २–१५ ॥

હે પુરુષોમાં શ્રેષ્ઠ અર્જુન ! વિષયો તથા ઇંદ્રિયોના સંયોગથી ઉપજતાં સુખ તથા દુઃખ જે ધીરપુરુષને ઇજા કરી શકતાં નથી

એટલે કે જે સુખથી રાજી થઇ જતા નથી અને જે દુઃખનો અફ-સોસ કર્યો કરતા નથી, પણ સુખદુઃખમાં સમાનવૃત્તિ રાખી શકે છે, તેજ મોક્ષ મેળવી શકે છે.

બંધુઓ ! યાદ રાખજો કે, જે હરિજનોને ઉપર મુજબનું જ્ઞાન થઇ જાય અને એ જ્ઞાન અનુભવમાં આવી જાય તે જ્ઞાની માણુસો પોતાનાં મનને વશ રાખી શકે છે; કારણુ કે માણુસોનું મન વશ નથી રહેતું તેનું મુખ્ય કારણુ એજ છે કે, ઇંદ્રિયો તથા વિષયોનો સંબંધ તથા તેમાંથી ઊપજતાં સુખદુઃખોમાં માણુસો હિંમત રાખી શકતાં નથી. માટે જો એ બાબતોમાં તિતિક્ષા રાખી શકે અને સુખદુઃખોમાં સમાનવૃત્તિ રાખી શકે તો પછી એની મેળે મેળેજ મન વશ થઇ જાય છે. માટે ઇંદ્રિયોનાં સુખો ઘડીકવારનાં છે, ખોટાં છે, દુઃખભરેલાં છે અને પરાધીન છે. એટલે કે સંયોગ-વિયોગથી થનારાં છે, એમ સમજીએ તો પછી એવાં સુખદુઃખોના ધક્કા પ્રથમના કરતાં બહુ ઢીલા થઈ જાય છે. અને પછી જેમ જેમ એ ધક્કાઓ ઓછા થતા જાય તેમ તેમ મન વશ થતું જાય છે. માટે મનને વશ કરવા સારુ તિતિક્ષા સહન કરતાં શીખવું જોઇએ. એ મનને જીતવાનો પહેલો ઉપાય છે.

## મનને જીતવાનો બીજો ઉપાય

મનને જીતવાનો બીજો ઉપાય એ છે કે, જે જે વિષયોમાં મન જાય ત્યાંત્યાંથી તેને ખેંચી લાવીને પાછું ભગવાનમાંજ લગાડવું. એમ કરવાથી પણુ ધીરે ધીરે મન વશ થાય છે. એ માટે પ્રભુએ પણુ કહેલું છે કે,

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ गी. ६-३५ ॥

હે બહુબળવાળા અર્જુન ! મન ચંચળ છે અને તેને રોકવું એ બહુજ મુશ્કેલ છે, એમાં કાંઈ શક નથી. પણુ હે અર્જુન ! અભ્યાસથી અને વૈરાગ્યથી તે વશ થઇ શકે છે.

હવે એ અભ્યાસ કેમ કરવો, તે માટે પ્રભુ રસ્તો બતાવે છે. તે કહે છે કે,

यतो यतो निश्चरति मनश्चंचलमस्थिरम् ।
ततस्ततो नियम्यैतदात्मन्येव वशं नयेत् ॥ गी. ६-२६ ॥

ચંચળ અને અસ્થિર મન જ્યાં જ્યાંથી ચલાયમાન થાય

અને જે જે વિષયોમાં જાય ત્યાં ત્યાંથી તેને પાછું ખેંચીને તથા નિયમમાં લાવીને આત્માનેજ વશ કરવું.

આવી રીતે મનને વશ કરવાનો અભ્યાસ કર્યા કરીએ અને આ જગતનાં સુખો જરાકવારનાં છે, તેમ છતાં વળી દુઃખથી ભરેલાં છે અને એ ભોગવ્યા વિના છુટકો થાયજ નહિ એવાં છે, એમ સમજીને એવાં સુખદુઃખોમાં સહનશીલતા રાખીએ તેનું નામ વૈરાગ્ય છે. મનને વશ કરવાના પ્રભુ બે ઉપાય કહે છે, એક અભ્યાસ અને બીજો વૈરાગ્ય. માટે આપણે આપણા મનને વશ કરવા સારુ એ બે ઉપાય કરવા જોઇએ. જો ધ્યાન રાખીને એ બે ઉપાય કરીએ તો ધીરે ધીરે જરૂર મન વશ થાય છે.

## મનને વશ રાખવાનો ત્રીજો ઉપાય

મનને વશ રાખવાનો ત્રીજો ઉપાય એ છે કે, પોતાના જીવનેજ પોતાના જીવનો ગુરુ કરવો, એટલે કે અંદરથી જીવને જગાડવો. પોતાનું અસલ સ્વરૂપ શું છે? તેનો વિચાર કરવો. શા માટે આટલા બધા દુઃખમાં જીવ પડી ગયેલો છે? તેનો વિચાર કરવો. સંસારનાં બેશુમાર દુઃખો ભોગવીને તથા હજારો જાતના વિકારો સાથે મનને રમાડીને તેમાંથી શું લકુંબો કાઢવો છે? તેનો વિચાર કરવો. પરમાત્માની સાથે આત્માનો કેટલો બધો નજીકનો સંબંધ છે અને એ સંબંધ પાછો કેમ વધારી શકાય? તેનો વિચાર કરવો, તથા આ જગતમાં આપણું પોતાનું મુખ્ય કર્તવ્ય શું છે અને આપણને શા માટે આ જિંદગી આપવામાં આવી છે? તેનો વિચાર કરવો તેનું નામ જીવને જગાડવો છે અને તેનું નામ જીવનો ગુરુ જીવને બનાવવો છે; કારણ કે જ્યાં સુધી અંદરથી જીવ પોતે જાગે નહિ ત્યાં સુધી એકલા બહારના ગુરુઓથી કાંઇ શુક્કરવાર થતો નથી, કારણ કે, એ તો "શેઠની શિખામણ ઝાંપા સુધી" એવીજ અસર બહારના ગુરુઓની હોય છે. માટે અંદરથી પોતેજ પોતાના જીવને જગાડવો જોઇએ. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

उद्धरेदात्मनाऽऽत्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः ॥ गी. ६–५ ॥

આત્માજ આત્માનો મિત્ર છે અને આત્માજ આત્માનો શત્રુ છે, માટે આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો, પણ આત્માનો નાશ ન કરવો; એટલે કે જીવનો ગુરુ જીવને બનાવીને પોતાના જીવને જગાડવો, પણ જીવને ગફલતમાં પડ્યો રહેવા દેવો નહિ.

## આત્મા પોતે પોતાનો મિત્ર કેમ છે અને પોતે પોતાનો શત્રુ કેમ થાય છે, તેનો ખુલાસો

હવે આત્મા મિત્ર કેમ થાય છે અને શત્રુ કેમ થાય છે, એ વાત સમજાવે છે. તે માટે પ્રભુ કહે છે કે,

बंधुरात्माऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ।
अनात्मनस्तु शत्रुत्वे वर्तेतात्मैव शत्रुवत् ॥ गी. ६-६ ॥

જેણે પોતાના આત્માને પોતાના આત્માથીજ જીત્યો છે, એટલે કે પોતે પોતાના જીવને જગાડીને તત્ત્વ સમજેલા છે, તેનો આત્મા પોતાના આત્માનો બંધુ છે અને જે અનાત્મા છે, એટલે કે જે આત્માજ નથી, મતલબ કે જે આત્માનું સ્વરૂપ જાણતા નથી તથા આત્માનું જ્ઞાન મેળવતા નથી તેનો આત્માજ તેની સાથે શત્રુની માફક વર્તે છે.

માટે જો મનને જીતવું હોય તો પોતાના જીવને જગાડવો અને જીવનો ગુરુ જીવને બનાવવો જોઇએ. જો એમ કરતાં આવડે તો મન જીતવામાં કાંઇ બહુ મુશ્કેલી પડતી નથી. માટે ધન હરનારા બહારના ઢોંગી ગુરુઓ ઉપરજ રહી જાઓ મા, પણ જો આત્માનો ઉદ્ધાર કરવો હોય તો જીવનો ગુરુ જીવને બનાવતાં શીખો.

આ શ્લોકનો બીજો એમ પણ અર્થ થાય છે કે, આત્મા એટલે કે પરમાત્માની સત્તાવડે કરીને પોતાના જીવને વશ કરવો. એવી રીતે ઈશ્વરની મહત્તા, ઈશ્વરની સત્તા, ઈશ્વરનું સર્વજ્ઞપણું, ઈશ્વરનું સર્વશક્તિમાનપણું, ઈશ્વરનું સર્વવ્યાપકપણું અને ઈશ્વરનો આત્મા સાથેનો સીધો સંબંધ એ બધું સમજીને જે પરમાત્માની સત્તા કબૂલ કરે અને તેના હુકમમાં રહે તે આત્માનું કલ્યાણ થાય છે, માટે તે પોતે પોતાનો બંધુ છે; અને જે અનાત્મા છે, એટલે કે જે આત્માજ નથી, તે માયામાં ફસી પડેલા, ભગવાનને નહિ ઓળખનારા, ધણીધોરી વગરના, ચોરાસી લાખના ફેરામાં પડી ગયેલા જે જીવો છે તે પોતે પોતાનુંજ ભૂંડું કરે છે. માટે તેવાઓનો આત્મા તેઓની સાથે શત્રુની માફક વર્તે છે.

મતલબ કે પોતાના જીવનો ઉદ્ધાર કરવા માટે સર્વશક્તિમાન મહાન ઈશ્વરનું ધણીપણું કબૂલ કરવું જોઇએ અને એના તાબામાં રહીને એના હુકમ પ્રમાણે પોતાના જીવને ચલાવવો જોઇએ. એમ કરવું તેનું નામ આત્મા આત્માનો બંધુ છે, ઈશ્વરનો મહિમા ન સમજવો, તેને શરણે ન જવું, તેના હુકમો ન માનવા અને તેની

ભક્તિ ન કરવી તે અનાત્માપણું છે. જે એવી રીતે વર્તે તેનો પોતાનો જીવજ પોતાનો શત્રુ બને છે. માટે જેણે પોતાના મનને જીતવું હોય અને પોતાની જિંદગીની સાર્થકતા કરવી હોય તેણે ઈશ્વરનો મહિમા સમજીને તેની સત્તા નીચે, તેના ધણીપણા નીચે, તેની સેવામાં પોતાના જીવને સોંપવો જોઇએ. જો એમ કરીએ તો તુરતજ મન વશ થાય છે.

આ શ્લોકનો ત્રીજો અર્થ એમ થાય છે કે, આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો, એટલે કે આત્માની સત્તાવડે કરીને પોતાના મનને વશ રાખવું તેનું નામ આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો છે. અને જેણે પોતાના આત્માના બળથી પોતાના મનને વશ કર્યું હોય તેનું મન તેનો મિત્ર થાય છે અને જેણે આત્માના બળવડે પોતાના મનને ન જીત્યું હોય પણ જ્યાં ગમે ત્યાં, જેમ ગમે તેમ રખડવા દીધું હોય, તેનું મન પોતે પોતાનોજ શત્રુ બને છે. માટે આત્માની સત્તાથી મનને જીતવું જોઇએ.

આવી રીતે આ ત્રણ અર્થમાંથી જે રીત પોતાને અનુકૂળ આવે તે રીતે પોતાના મનને સમજાવીને તેને વશ કરવું જોઇએ, કારણ કે મનને વશ કરવું એજ સૌ શાસ્ત્રનો સિદ્ધાંત છે, એજ બધા ધર્મનો મર્મ છે અને એજ જિંદગીની સાર્થકતા છે. માટે આવી જાતના કોઇ પણ ઉપાયથી દરેક માણસે પોતાના મનને વશ રાખતાં શીખવું જોઇએ.

## મનને વશ રાખવાનો ચોથો ઉપાય

મનને વશ રાખવાનો ચોથો ઉપાય એ છે કે, પોતાના આત્માનું બળ સમજવું અને એમ વિચાર કરવો કે, શરીરની બધી ઇંદ્રિયો, બધી લાગણીઓ તથા ચિત્તની બધી વૃત્તિઓ કરતાં આત્મા વધારે બળવાન છે; કારણ કે એ બધી વસ્તુઓને સત્તા આપનાર આત્મા છે. આત્મા ચાલ્યો જાય તે પછી એ બધી વસ્તુઓ પોતે પોતાની સત્તાથી કાંઇ પણ કરી શકતી નથી. માટે શરીરની બધી ઇંદ્રિયો અને મન તથા બુદ્ધિ કરતાં પણ આત્માની સત્તા બહુજ મોટી છે, એમ સમજીએ તોપણ મનને વશ રાખી શકાય છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

इंद्रियाणि पराण्याहुरिंद्रियेभ्यः परं मनः ।
मनसस्तु परा बुद्धिर्यो बुद्धेः परतस्तु सः ॥ गी. ३–४२ ॥

જડ શરીર કરતાં શરીરમાં રહેલી ઇંદ્રિયો શરીરથી સૂક્ષ્મ છે,

જુદી છે અને શ્રેષ્ઠ છે; ઇંદ્રિયો કરતાં મન સૂક્ષ્મ છે, અલગ છે અને શ્રેષ્ઠ છે; મન કરતાં બુદ્ધિ સૂક્ષ્મ છે, જુદી છે અને શ્રેષ્ઠ છે; અને જે બુદ્ધિથી પણ સૂક્ષ્મ છે, જુદો છે અને શ્રેષ્ઠ છે તે આત્મા છે. માટે

एवं बुद्धेः परं बुद्ध्वा संस्तभ्यात्मानमात्मना ।
जहि शत्रुं महाबाहो कामरूपं दुरासदम् ॥ गी. ३-४३ ॥

એ પ્રમાણે આત્માને બુદ્ધિથી શ્રેષ્ઠ સમજીને આત્માવડે આત્માને સ્થિર કર અને હે બહુ બળવાળા અર્જુન ! મહા મહેનતે જીતી શકાય એવા કામરૂપી શત્રુને મારી નાખ.

આવી રીતે આત્માનું જ્ઞાન મેળવવાથી તથા આત્માની આ દેહમાં સર્વોપરી સત્તા સમજવાથી પણ મનને વશ કરી શકાય છે.

આવી જાતના મનને વશ કરવાના બીજા ઘણા ઉપાયો છે, માટે જે ઉપાય પોતાને અનુકૂળ આવે તે પ્રમાણે ચાલીને પોતાના મનને વશ રાખતાં શીખવું જોઈએ; કારણ કે જ્યારે મન વશ થાય ત્યારેજ બધી જાતનાં સંપૂર્ણ સુખો મળી શકે છે. માટે મનને વશ કરવું એ જગતના સર્વ ધર્મોનો, સર્વ શાસ્ત્રોનો અને સર્વ મહાત્માઓનો સિદ્ધાંત છે. માટે બીજું કાંઇ નહિ તો આપણે આપણા આત્માના કલ્યાણ સારુ પણ આપણા મનને વશ રાખતાં શીખવું જોઇએ, કારણ કે મન વશ થાય તેમાંજ આ જિંદગીનું સુખ છે, તેમાંજ જીવની ફતેહ છે અને તેમાંજ પરલોકનું સુખ છે. માટે આપણે આપણા મનને વશ રાખતાં શીખવું જોઇએ.

## નકામા બનવા માટે નહિ પણ વધારે ઉપયોગી બનવા માટે મનને જીતવું જોઇએ

કેટલાક માણસો એવો સવાલ પૂછે છે કે, જે માણસોએ પોતાનું મન જીતેલું હોય એટલે કે જેને કોઈ જાતની આશાતૃષ્ણા ન હોય, જેને સુખદુઃખની બહુ અસરો થતી ન હોય, જેણે પોતાના ખાનગી સ્વાર્થો તજી દીધા હોય, જેના વિકારો કાબૂમાં આવી ગયા હોય અને જે સંસારનું મિથ્યાપણું તથા ઈશ્વરનો મહિમા સમજેલા હોય, તે મહાત્માઓ આવી સ્થિતિએ પહોંચ્યા પછી કોઇ પણ કામો શા માટે કરે ? કારણ કે એવાઓને કોઇ પણ ચીજમાં આસક્તિ હોતી નથી, તેમજ આ કામ તો કરવુંજ જોઇએ અને આ કામ તો નજ કરવું, એવો આગ્રહ પણ હોતો નથી અને પોતાનું મનમાન્યું કરવાની મરજી પણ થતી નથી, તેમજ કોઈ

જાતના સ્વાર્થની તેઓ દરકાર રાખતા નથી, એટલે પછી આવી જંજાળથી છૂટી ગયેલા મસ્ત માણુસો વહેવારની કે જગતની જંજાળ શા માટે ભોગવે? અને જ્યારે તેઓ જગતને જરૂરનાં કામો કરવામાંથી પણ ખસી જાય ત્યારે એ સ્થિતિ સારી કેમ કહેવાય? નજ કહેવાય. તેમજ જે બાબતમાં જેને રસ પડે નહિ તે બાબતમાં તેઓ ઊંડા પણ કેમ ઊતરી શકે? નજ ઊતરે. માટે અમને તો એમ લાગે છે કે, જ્યાં સુધી માણુસના મનમાં કોઇક જાતનું ખેંચાણ હોય, કોઈક જાતનો સ્વાર્થ હોય, કોઈક જાતનો લાભ મેળવવાનો હોય અને કોઇ પણ જીવમાં કે વસ્તુમાં સ્નેહ હોય ત્યારેજ તેઓનું જીવન રસમય થઇ શકે છે; પણ જે માણુસ પોતાના મનને જીતે તેનામાં આ બધી લાગણીઓ મંદ પડી જાય છે, માટે તે માણુસો ઘણે ભાગે જગતને નકામા થઇ પડે છે; અને એવા નકામા માણુસો દેશમાં વધારવાનો ઉપદેશ કરવો એ બહુજ અયોગ્ય છે, એમ કોઇ કોઈ અધૂરી સમજણુવાળા માણુસોને લાગશે; પણ તેઓએ જાણુવું જોઇએ કે, મનને જીતવું એ કાંઇ નકામા બનવા માટે નથી પણ વધારે ઉપયોગી બનવા માટે છે. એ માટે મહાત્મા શ્રીકૃષ્ણુ ભગવાને પણ કહેલું છે કે,

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ गी. ३-२२ ॥

હે અર્જુન! જે મેળવવા જેવું હોય પણ મને ન મળ્યું હોય એવું આ લોકમાં કાંઈ પણ નથી; પાતાળમાં પણ એવું કાંઇ નથી ને સ્વર્ગમાં પણ એવું કાંઇ નથી; એટલે મારે પોતાને સારુ મારે કાંઈ પણ કરવા જેવું નથી, છતાં પણ હું કર્મ કરું છું. કારણુ કે,

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतंद्रितः।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ गी. ३-२३ ॥

હે અર્જુન! હવે મારે કાંઈજ કરવા જેવું નથી એમ સમજીને જો હું કર્મ ન કરું તો એ જોઇને બીજા બધા માણુસો એજ પ્રમાણે કરવા માંડે, તેથી પરિણામ એ થાય કે,

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम्।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ गी. ३-२४ ॥

જો હું કર્મ ન કરું તો બીજા લોકો પણ કર્મ ન કરે, એટલે તેઓનો નાશ થાય; એટલુંજ નહિ પણ પ્રજા વર્ણુસંકર થઇ જાય. અને હું કર્મ ન કરું તેથી મારે લીધે એ બધું થાય, માટે પ્રજાને

વર્ણસંકર બનાવનારો તથા તેનો નાશ કરનારો હું થાઉં, કારણ કે લોકોનો સ્વભાવ એવો છે કે,

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ गी. ३–२१ ॥

સારા માણસો જેવા આચારવિચાર રાખે છે ને જેવાં કામો કરે છે, તેજ પ્રમાણે બીજા માણસો કરે છે અને સારા માણસો જેને સારું સમજે છે તેને બીજા લોકો પણ સારું સમજે છે અને એ પ્રમાણેજ વરતે છે. માટે,

सक्ताः कर्मण्यविद्वांसो यथा कुर्वंति भारत ।
कुर्याद्विद्वांस्तथासक्तश्चिकीर्षुर्लोकसंग्रहम् ॥ गी. ३–२५ ॥

હે અર્જુન! અજ્ઞાની લોકો જેમ આસક્તિ રાખીને ફળ મેળવવાની ઇચ્છાથી કર્મ કરે છે તેમ લોકોનું ભલું કરવા ઇચ્છનારા જ્ઞાનીઓએ આસક્તિ રાખ્યા વિના કર્મ કરવાં. માટે,

तस्मादसक्तः सततं कार्यं कर्म समाचर ।
असक्तो ह्याचरन्कर्म परमाप्नोति पूरुषः ॥ गी. ३–१९ ॥

કર્મોનાં ફળો મેળવવાની ઇચ્છા તજી દઇને જે કરવાલાયક હોય તે કામ તું હમેશાં કર, કારણ કે કર્મોનાં ફળોની ઇચ્છા છોડીને પોતાનું કર્તવ્ય બજાવવાને ખાતર જેઓ નિષ્કામકર્મ કરે છે, તેઓને કર્મ કરતાં છતાં પણ મોક્ષ મળે છે.

## જેણે પોતાના મનને જીત્યું હોય તે વધારે કામ કરી શકે છે

આ બધા ઉપરથી એમ સાબિત થાય છે કે, જ્ઞાની માણસો જો પોતાની ફરજો ન બજાવે તો તેઓને બીજા સાધારણ લોકોના કરતાં ઘણું વધારે પાપ લાગે છે; કારણ કે તેઓને પગલે બીજા લોકો ચાલે છે. અને યાદ રાખજો કે જે લોકો વિષયોના ગુલામ હોય, જે લોકો પોતાની તૃષ્ણાઓની પાછળ રખડતા હોય, જે લોકો પોતાના નજીવા નજીવા ખાનગી સ્વાર્થો સાધવામાંજ ડહાપણ સમજતા હોય અને જે લોકો નબળા, પોચા તથા ઢીલા મનના હોય, તેઓ કાંઇ સારા માણસો ગણાતા નથી અને તેઓને પગલે કાંઈ બીજા લોકો ચાલતા નથી; પણ જેણે પોતાના મનને જીત્યું હોય, જેણે મનની નીચ વૃત્તિઓ તજી દીધી હોય, જેણે જગતના કલ્યાણ સારુ પોતાના ખાનગી સ્વાર્થો ઉપર પૂળો મૂકી

દીધો હોય, જે પોતાનો ધર્મ પાળવામાં દૃઢતાવાળા હોય, જે પોતાના બંધુઓનું કલ્યાણ કરવામાં તત્પર હોય અને જે પોતાના આત્માનું બળ સમજી તથા ઈશ્વરને હાજર જાણી કામ કરતા હોય તેઓજ શ્રેષ્ઠ માણસો ગણાય છે અને તેઓનેજ પગલે દુનિયા ચાલે છે. માટે એવા માણસો જો પોતાની ફરજો બજાવવામાં ગફ્લત કરે તો તેઓને એકલાનેજ નહિ પણ આખા દેશને મોટું નુકસાન થઈ જાય. માટે જેણે પોતાના મનને જીતેલું હોય તે હરિજનો તો ખાસ વધારે કામ કરે છે; કારણ કે વ્યાવહારિક માણસોને જેવી લાલસાઓ હોય છે, તેવી લાલસાઓ જેણે પોતાનું મન જીત્યું હોય તેને હોતી નથી; વ્યાવહારિક માણસોને જેમ માન જોઇએ છે, ધન જોઇએ છે, પાનતંબાકુ જોઇએ છે અને બીજી ઘણીએ જાતની ફોકટની ચીજો જોઇએ છે તેવી નકામી એકે ચીજ જીતેલા મનવાળાને જોઇતી નથી, તેથી તેઓ વધારે લાગણીથી ને વધારે મજબૂતીથી કામ કરી શકે છે. બીજું એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે, જે માણસોએ પોતાનું મન જીતેલું ન હોય તેની જુદી જુદી વૃત્તિઓ જુદા જુદા વિષયોમાં લાગેલી હોય છે, તેથી તે જેવા જોઇએ તેવા બળથી એકાગ્રતા કરીને કામ કરી શકતા નથી; પણ જેમણે પોતાનું મન જીત્યું હોય તેઓનું મન બીજે કોઈ પણ ઠેકાણે દોડતું નથી, તેથી તેઓ બહુ મજબૂતીથી પોતાનું ધારેલું કામ પાર પાડી શકે છે. એ સિવાય એ પણ યાદ રાખવાનું છે કે, જેણે પોતાનું મન જીતેલું ન હોય તે માણસો બીકણ હોય છે, નાની નાની બાબતોમાં રહી જનારા હોય છે, લાંબી અક્કલ વિનાના હોય છે, મતભેદવાળા તથા મમતીલા હોય છે અને પોતાનોજ કક્કો ખરો કરવાની જિજ્ઞાસાવાળા હોય છે. વળી તેઓને બીજી ઘણી જાતની જંજાળો હોય છે અને બીજે ઘણે ઠેકાણે તેઓનું મન ભટકયા કરે છે, તેથી તેઓ પૂરેપૂરા બળથી કોઇ પણ કામ કરી શકતા નથી. પણ જેણે પોતાનું મન જીત્યું હોય તે સજ્જનોને આવી કોઈ પણ જાતની અડચણો નડતી નથી, તેથી તે ઘણુંજ વધારે તથા ઘણુંજ સારું કામ કરી શકે છે. યાદ રાખજો કે, જે માણસમાં આવું બળ આવી ગયેલું હોય, આવી શક્તિ આવી ગયેલી હોય અને જેનું અંતર બહુજ વિશાળ થઈ ગયેલું હોય તથા જેની આગળ કોઈ પણ જાતની અડચણો ન રહેલી હોય તે સજ્જનો શું નવરા બેસી રહે? કદી પણ નહિ. એવા માણસો તો સત્ય સમજીને, ધર્મ સમજીને તથા જિંદગી-

ની ફરજ સમજીને પોતાને મળેલી હરેક ક્ષણનો સારામાં સારો ઉપયોગ કરે છે. બીજા કોઈ પણ માણસ કરતાં તેઓ ઘણુંજ વધારે કામ કરે છે. અને તે પણ પોતાના સ્વાર્થનું નહિ; કારણ કે પોતાના અંગત સ્વાર્થને તો તેઓએ લાત મારેલી હોય છે. તેથી પ્રભુપ્રીત્યર્થે પરમાર્થનાંજ કામો તેઓ કરે છે અને જ્યાં જ્યાં દુઃખીઓનો શબ્દ સંભળાતો હોય ત્યાં ત્યાં તેઓ દોડયા જાય છે; જે ઠેકાણે ભયંકર રોગો ફેલાયલા હોય ત્યાં તેઓની હાજરી હોય છે; જે ઠેકાણે દેશના કલ્યાણનાં કામો થતાં હોય તેમાં તેઓ આગેવાન હોય છે. જે ઠેકાણે પરમાર્થનાં કામો થતાં હોય ત્યાં તેઓનો પહેલો નંબર હોય છે; જે ઠેકાણે ઈશ્વરી જ્ઞાનની ચર્ચા ચાલતી હોય ત્યાં તેઓ પ્રમુખ હોય છે અને જે ઠેકાણે ધર્મયુદ્ધ થતાં હોય ત્યાં તેઓ અર્જુનની પેઠે લશ્કરને મોખરે હોય છે. ટૂંકામાં એજ કે કોઈ પણ જાતનાં ભલાં કામોમાં ખાસ ચાહીને ભાગ લેવો અને જેમ બને તેમ પોતાના બંધુઓને સુખી કરવા, પોતાના દેશને આબાદ કરવો અને પોતાના ધર્મને જગતમાં વધારવો એજ તેઓનું મુખ્ય કામ હોય છે અને એમાંજ તેઓએ જિંદગી અર્પણ કરેલી હોય છે. યાદ રાખજો કે દુનિયાથી નકામા થઈ જવું એ કાંઇ મનને જીતવાનું ફળ નથી, પણ આવી ઉત્તમ દશાએ પહોંચવું એજ મનને જીતવાનું ફળ છે. માટે મનને વશ રાખીને ભલાં કામો કરો અને જિંદગીની સાર્થકતા કરવા સારુ મનને વશ રાખતાં શીખો.

## મનને જીતવાથી થતા ફાયદા

હવે એ જાણવું જોઇએ કે, જેમણે પોતાના મનને જીતેલું હોય અને ઉપર મુજબનાં ભલાં કામો કરતા હોય તેઓને શું ફળ મળે છે, એ સમજવું જોઇએ. એ માટે પ્રભુએ કહેલું છે કે,

**वशे हि यस्येंद्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ गी. २–६१ ॥**

જેની ઇન્દ્રિયો પોતાને વશ હોય છે તેની બુદ્ધિ સ્થિર થાય છે. વળી ફરીથી પણ પ્રભુ કહે છે કે,

**तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।**
**इंद्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ गी. २–६८ ॥**

હે બહુ બળવાળા અર્જુન ! જે પોતાની બધી ઇન્દ્રિયોને વિષયોમાંથી પાછી ખેંચી લે છે તેની બુદ્ધિ સ્થિર થાય છે અને જેની

બુદ્ધિ સ્થિર થાય તેનો પોતાનો આત્મા પોતાનો દોસ્ત બની જાય છે. એ માટે પ્રભુએ કહેલું છે કે,

बंधुरात्माऽऽत्मनस्तस्य येनात्मैवात्मना जितः ॥ गी. ६–६ ॥

જેણે પોતાના આત્માના બળવડે પોતાના મનને જીત્યું છે તેનો આત્મા પોતાના આત્માનો બંધુ થાય છે.

હવે વિચાર કરો કે, જેનો આત્મા પોતાના આત્માનો બંધુ બની ગયો હોય તેને કેટલું બધું સુખ હોય અને કેટલી બધી શાંતિ હોય ? એ વિચારવા જેવું છે. એ પછી ત્રીજું ફળ એ છે કે, જેનો આત્માજ આત્માનો બંધુ બની ગયો હોય, તે ભોગ ભોગવવા છતાં પણ શાંતિમાં રહી શકે છે. એ માટે પ્રભુએ કહેલું છે કે,

रागद्वेषवियुक्तैस्तु विषयानिंद्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ गी. २–६४ ॥

જે માણસ પોતાના આત્માને એટલે કે ઈશ્વરને અધીન થઇને પોતાના મનને વશ કરે અને પછી વિષયોમાં આસક્ત થયા વિના તથા ગ્લાનિ પામ્યા વિના ભોગો ભોગવે, તો એવી રીતના ભોગો ભોગવવા છતાં પણ તેને ઈશ્વરની કૃપા મળે છે. એટલુંજ નહિ પણ,

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ गी. २–६५ ॥

જેને કૃપા મળે તેનાં બધાં દુઃખો નાશ પામે છે, દુઃખો જતાં રહે ત્યારે આનંદ થાય છે અને આનંદી અંતઃકરણવાળાની બુદ્ધિ તરતજ સ્થિર થાય છે. અને સ્થિરબુદ્ધિવાળા માણસો પોતાના મનને વશ રાખીને દૈવેચ્છાથી આવી મળેલા વિષયો ભોગવે છતાં પણ તેને શાંતિ મળે છે. એવી રીતે મનને વશ રાખીને જિંદગીની ફરજો બજાવવાને ખાતર ભોગો ભોગવવા છતાં તેઓને મોક્ષ મળે છે. એ વાત કેમ બની શકે તે માટે એક દાખલો આપીને પ્રભુ સમજાવે છે કે,

आपूर्यमाणमचलप्रतिष्ठं समुद्रमापः प्रविशंति यद्वत् ।
तद्वत्कामा यं प्रविशंति सर्वे स शांतिमाप्नोति न कामकामी ॥
गी. अ० २. श्लो० ७०

પૂરેપૂરા ભરેલા સમુદ્રમાં ચોતરફથી પાણી ચાલ્યું આવે છે તોપણ તે પોતાની મર્યાદા મૂકતો નથી, તેમજ બધી જાતના ભોગ ભોગવવાના મળે છતાં પણ જેને વિકાર ન થાય તેને શાંતિ મળે

છે, પણ જેના મનમાં વિષયો ભોગવવાની ઇચ્છા હોય છે તેને શાંતિ મળતી નથી.

આમાં એ ખૂબી સમજવાની છે કે, જેણે પોતાના મનને વશ રાખેલું હોય તેને પ્રભુ સાગરની સાથે સરખાવે છે. એ કેટલી બધી મોટી ઉપમા છે તે જિજ્ઞાસુ માણસોએ વિચારવા જેવું છે. એ પછી પોતાના મનને વશ રાખનારને ચોથો ફાયદો એ થાય છે કે, તેઓ યોગ સાધી શકે છે, એટલે કે ઈશ્વરની સાથે જોડાઇ શકે છે અને યોગીની દશા કેવી ઉત્તમ છે એ કાંઇ જિજ્ઞાસુ હરિજનોથી અજાણ્યું હોતું નથી. એ માટે પ્રભુ કહે છે કે,

## યોગનો અર્થ અને યોગનાં સુખો

तपस्विभ्योऽधिको योगी ज्ञानिभ्योऽपि मतोऽधिकः ।
कर्मिभ्यश्चाधिको योगी तस्माद्योगी भवार्जुन ॥ गी. ६-४६ ॥

તપ કરવાવાળા કરતાં પણ યોગી શ્રેષ્ઠ છે, જ્ઞાની કરતાં પણ યોગી શ્રેષ્ઠ છે અને શાસ્ત્રવિધિ પ્રમાણે કર્મો કરનારા કરતાં પણ યોગી શ્રેષ્ઠ છે. માટે હે અર્જુન ! તું યોગી થા.

યોગને માટે ઈશ્વરનો આવો ઉત્તમ અભિપ્રાય છે, કારણ કે પરમાત્માની સાથે આત્મા જોડાઇ જાય તેનુંજ નામ યોગ છે અને તે સ્થિતિ જેણે પોતાના મનને જીત્યું હોય તેનેજ મળી શકે છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

असंयतात्मना योगो दुष्प्राप इति मे मतिः ।
वश्यात्मना तु यतता शक्योऽवाप्तुमुपायतः ॥ गी. ६-३६ ॥

મારો મત એવો છે કે, જેણે પોતાનું મન ન જીત્યું હોય તે માણસ બહુ દુઃખ ભોગવે તોપણ તેનાથી યોગ સાધી શકાતો નથી, પણ જે માણસે પોતાનું મન જીત્યું હોય તે માણસ યોગ્ય ઉપાયો કરીને યોગ સાધી શકે છે.

અને જે યોગ સાધી શકે એટલે કે પરમાત્માની સાથે પોતાના આત્માને જોડી શકે તે યોગીને ઉત્તમ પ્રકારનું સુખ મળે છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

प्रशांतमनसं ह्येनं योगिनं सुखमुत्तमम् ।
उपैति शांतरजसं ब्रह्मभूतमकल्मषम् ॥ गी. ६-२७ ॥

જેનામાં રજોગુણ બહુજ ઓછો થઇ ગયો હોય અને જે અતિશય શાંત મનવાળા હોય એવા બ્રહ્મરૂપ થયેલા પાપ વિનાના

યોગીને ઉત્તમ પ્રકારનાં સુખો આવી મળે છે.

એ પછી જેણે પોતાનું મન જીત્યું હોય અને પોતાની ઇન્દ્રિયોને વશ રાખી હોય તથા પોતાના વિકારો રોકેલા હોય, તેઓનાં વખાણ કરતાં કરતાં પ્રભુ કહે છે કે,

शक्नोतीहैव यः सोढुं प्राक् शरीर विमोक्षणात् ।
कामक्रोधोद्भवं वेगं स युक्तः स सुखी नरः ॥ गी. ५–२३ ॥

પોતાના શરીરનો નાશ થયા પહેલાં જે આ જિંદગીમાંજ ને આ દુનિયામાંજ કામ, ક્રોધ વગેરે વિકારોના વેગને રોકી શકે છે અને સહન કરી શકે છે તેજ યોગી છે, તેજ સુખી છે અને તેજ પુરુષાર્થી છે.

## પોતાના મનને જીતે તેને ઈશ્વરી આનંદ મળે છે

એ પછી આગળ વધીને મન જીતનારાઓને કેવાં અલૌકિક સુખો મળે છે માટે પ્રભુ કહે છે કે,

बाह्यस्पर्शेष्वसक्तात्मा विंदत्यात्मनि यत्सुखम् ।
स ब्रह्मयोगयुक्तात्मा सुखमक्षय्यमश्नुत ॥ गी. ५–२१ ॥

બહારના સ્પર્શમાં એટલે કે ઇન્દ્રિયોનાં તથા વિષયોનાં સુખોમાં જેઓને પ્રેમ નથી તેઓ પોતાના આત્મામાં રહેલું જે સુખ છે તે સુખ પામે છે અને એ પછી એવા પરમાત્માની સાથે જોડાઇ ગયેલા ચિત્તવાળા માણસો પરમાત્માના કદી પણ નાશ ન પામે તેવા સુખને પામે છે.

મનને જીતવાથી પહેલું ફળ એ મળે છે કે, બુદ્ધિ સ્થિર થાય છે. બીજું ફળ એ મળે છે કે, પોતાનો આત્મા પોતાનો બંધુ થાય છે. એ પછી ત્રીજું ફળ એ મળે છે કે ભોગ ભોગવવા છતાં શાંતિ ભોગવી શકાય છે. એ પછી ચોથું ફળ એ મળે છે કે, પરમાત્મા સાથે આત્મા જોડાઇ જાય તેવો યોગ સાધી શકાય છે. એ પછી પાંચમું ફળ એ મળે છે કે, અંતઃકરણમાં રહેલાં ઘણી જાતનાં સ્વાભાવિક સુખો ભોગવી શકાય છે. એ પછી છઠ્ઠું ફળ એ થાય છે કે પરમાત્મા સાથે મળીને પરમાત્માનાં કદી પણ નાશ ન પામે તેવાં અક્ષય સુખો ભોગવી શકાય છે અને એ પછી છેલ્લું સાતમું ફળ એ મળે છે કે, તે જીવનો ઉદ્ધાર થઇ જાય છે અને તે પરમાત્માને મળી જાય છે. એ માટે પ્રભુએ કહેલું છે કે,

एतैर्विमुक्तः कौंतेय तमोद्वारैस्त्रिभिर्नरः ।
आचरत्यात्मनः श्रेयस्ततो याति परांगतिम् ॥ गी. १६–२२ ॥

હે અર્જુન! (કામ, ક્રોધ અને લોભ) એ ત્રણ નરકનાં બારણાં છે. એ ત્રણે તમોદ્વારથી જે માણસ છૂટી ગયો હોય અને પોતાના કલ્યાણ માટે મહેનત કરે તે માણસ પરમગતિને (મોક્ષને) પામે છે. એ માટે વળી પ્રભુ કહે છે કે,

जितात्मनः प्रशांतस्य परमात्मा समाहितः ।
शीतोष्णसुखदुःखेषु तथामानापमानयोः ॥ गी. ६–७ ॥

જે માનઅપમાનમાં, ટાઢતડકામાં તથા સુખદુઃખમાં પોતાના મનને વશ રાખી શકે છે અને જે અતિશય શાંતિ પામેલા છે તે સમાનતાવાળા પરમાત્માને પામે છે.

આવી રીતે મનને વશ રાખવાથી પરમાત્માને પામી શકાય છે અને બીજા પણ ઉપર બતાવ્યા તેવા અનેક જાતના લાભ થાય છે, માટે જેમ બને તેમ મનને વશ રાખવાની તજવીજ કરો, મનને વશ રાખવાની તજવીજ કરો.

આઠમા પગથિયામાં મનને વશ કરવાની રીતિ, યુક્તિઓ તથા ઉપાયો જાણ્યા પછી હવે એ જાણવું જોઇએ કે, જેઓનું મન વશ થયેલું હોય તેઓ પોતાની જિંદગીનાં દરરોજનાં કામકાજમાં કેવી રીતે વરતે છે? તેઓનાં જીવનમાં કેવી ઉત્તમતા હોય છે? તેઓ પોતાનાં દરેક કામોમાં કેવી રીતે પ્રભુની મદદ માગે છે, કેવી રીતે પ્રભુને પૂછી પૂછીને તેઓ પગલાં ભરે છે અને કેવી રીતે તેઓ પોતાનાં કામો પ્રભુને સોંપી દે છે, તે સર્વ બાબતોના ખુલાસા હવે પછી નવમા પગથિયામાં કરવામાં આવશે. એટલુંજ નહિ પણ જેનાથી હજી પોતાનું મન ન જિતાયું હોય તેણે કેવી રીતે વરતવું, તેના ખુલાસા પણ હવે સ્વર્ગની સીડીના નવમા પગથિયામાં આવશે.





# पगथियुं १ मुं–जुदी जुदी जातना सारा-माठा प्रसंगोए करवानी प्रार्थना

## ધર્મનાં બીજાં બધાં કામો કરતાં ઈશ્વરની સ્તુતિ ઉત્તમ છે

દુનિયાના દરેક ધર્મોમાં ધર્મની બીજી બધી જાતની ક્રિયાઓ કરતાં ઈશ્વરની સ્તુતિ તથા પ્રાર્થના શ્રેષ્ઠ ગણાય છે, કારણ કે સર્વશક્તિમાન મહાન ઈશ્વરની સ્તુતિ કરવામાં ધર્મનાં બધાં અંગો આવી જાય છે. જેમકે, જ્યારે પ્રેમ હોય ત્યારે સ્તુતિ થાય છે, જ્યારે મહિમા સમજાયો હોય ત્યારે સ્તુતિ થાય છે, જ્યારે જગતની બીજી બાબતનો મોહ ઓછો થયો હોય–વૈરાગ્ય આવ્યો હોય ત્યારે સ્તુતિ થાય છે, જ્યારે ઈશ્વરનું સ્વરૂપ સમજાયું હોય ત્યારે સ્તુતિ થાય છે, જ્યારે જીવ ઠરે ત્યારે સ્તુતિ થાય છે, જ્યારે શુભેચ્છા થાય ને ઊંચામાં ઊંચું લક્ષ રહે ત્યારે સ્તુતિ થાય છે, જ્યારે પ્રભુની કૃપા થાય ત્યારે સ્તુતિ થાય છે અને જ્યારે પરમાત્મા તરફનું સાચું ખેંચાણ થાય ત્યારેજ અંતરના ઉમળકાથી સ્તુતિ થઇ શકે છે અને ત્યારેજ સ્તુતિમાં આનંદ આવે છે, એટલુંજ નહિ પણ જ્યારે કાંઇક ખાસ મોટો બનાવ બન્યો હોય ત્યારે હરિજનોને સ્તુતિ કરવાનું જરૂર મન થઇ જાય છે; કારણકે સ્તુતિ કરવાથી મનનું સમતોલપણું જળવાઈ શકે છે. સ્તુતિ કરવાથી હૃદયનો ભાર હલકો થાય છે. સ્તુતિ કરવાથી એક જાતનો ઊંચા પ્રકારનો માનસિક દિલાસો મળે છે. સ્તુતિ કરવાથી અંતરમાં એક જાતનો કુદરતી સંતોષ થાય છે. સ્તુતિ કરવાથી આત્મિક શાંતિ મળે છે. સ્તુતિ કરવાથી પ્રેમના સાગરમાં ડૂબકી મારી શકાય છે. સ્તુતિ કરવાથી જ્ઞાનના દરવાજા ઊઘડી જાય છે. સ્તુતિ કરવાથી માયાનો મોહ ભાગી જાય છે. સ્તુતિ કરવાથી નવું જીવન મળી જાય છે. સ્તુતિ કરવાથી મા-

ણુસમાં દેવપણું આવી જાય છે. સ્તુતિ કરવાથી ઈશ્વરી રસ્તામાં ઊડવાની નવી પાંખો મળે છે. સ્તુતિ કરવાથી સત્ય રસ્તો મળતો જાય છે, સ્તુતિ કરવાથી અંતરના પડદા ઊઘડતા જાય છે, સ્તુતિ કરવાથી તે કરનારમાં પવિત્રતા આવતી જાય છે અને સ્તુતિ કરવાથી જીવ ઈશ્વરના અલૌકિક આનંદનો ભાગીદાર થઇ શકે છે, કારણકે મહાત્માઓ કહે છે કે, સ્તુતિ એ એક જાતનો કીમિયો છે, સ્તુતિ એ મનુષ્ય તથા દેવોની કામદુઘા છે. સ્તુતિ એ જીવોને ઈશ્વરપણું આપનાર રસાયણ છે. સ્તુતિ એ ઈશ્વરની કૃપા છે. સ્તુતિ એ ઈશ્વરની ઇચ્છા છે. સ્તુતિ એ મહાત્માઓના આશીર્વાદ છે. સ્તુતિ એ દેવોનું જીવન છે અને સ્તુતિ એ શિવબ્રહ્માદિકની વહાલામાં વહાલી વસ્તુ છે. કારણકે સ્તુતિથી મનની એકાગ્રતા થઇ શકે છે. સ્તુતિથી જીવને ધારણા રહી શકે છે. સ્તુતિથી એની મેળે મેળે ધ્યાનની દશામાં ચાલ્યું જવાય છે. સ્તુતિથી આગળ વધેલા ભક્તોને સહજસમાધિ થયા કરે છે. સ્તુતિથી મહાત્માઓ સ્થિતપ્રજ્ઞની દશામાં રહી શકે છે. સ્તુતિથી મહાત્માઓ વિદેહમુક્તિનો આનંદ ભોગવી શકે છે અને કોઈ કોઇ વખત જ્યારે બહુ ઊંચી ભૂમિકામાં ચડી જાય ત્યારે કોઇ કોઇ મહાત્મા સ્તુતિ કરતાં કરતાં અનાયાસે–વગર મહેનતે જરાવાર નિર્વિકલ્પ સમાધિમાં ચાલ્યા જાય છે, અને કોઇ કોઇ વખત જરાવાર તુર્યા તથા ઉન્મત્ત અવસ્થાનો પણ આનંદ ભોગવી લે છે. કારણ કે એ વખતે જીવ ઈશ્વર સાથે તન્મય થઇ જાય છે અને અનન્ય બની જાય છે, તેથી સ્તુતિ કરતી વખતે સ્તુતિના પ્રભાવથી આત્મા તેના અસલ સચ્ચિદાનંદ સ્વરૂપમાં આવી જાય છે અને સચ્ચિદાનંદનો આનંદ ભોગવવા લાગે છે. માટે મહાત્માઓ કહે છે કે, ધર્મનાં બીજાં બધાં અંગો કરતાં ઈશ્વરની સ્તુતિ કરવી એ કામ સૌથી શ્રેષ્ઠ છે. કારણકે જપ, તપ, તીરથ, સ્નાન, દર્શન, ધ્યાન, દાન, ઈંદ્રિયનિગ્રહ, યોગ તથા કર્મ, જ્ઞાન ને ભક્તિ વગેરે ધર્મનાં બધાં સાધનો એક સ્તુતિમાંજ આવી જાય છે, તેથી દેવો પણ વારંવાર સ્તુતિજ કર્યા કરે છે.

## દેવતાઓ પણ વારંવાર ભગવાનની સ્તુતિ કર્યા કરે છે

શિવ, બ્રહ્મા, વિષ્ણુ, ઈંદ્ર, વરુણ, અગ્નિ, દેવતાઓ, સનકાદિક, નારદ, સનત્કુમાર, મનુ, ધ્રુવ, પ્રહ્લાદ, ઉદ્ધવ, અક્રૂર, શુકદેવ, વ્યાસજી, કુંતાજી, ભીષ્મપિતામહ, નંદ, વસુદેવ, દેવકી, ગોપીઓ, ઋષિઓ, બ્રાહ્મણો અને ભક્તો વારંવાર ભગવાનની સ્તુતિ કર્યા કરે

છે, કારણકે સ્તુતિમાં સર્વસ્વ આવી જાય છે. ધર્મનાં બધાં અંગો સ્તુતિમાં આવી જાય છે. જીવને ઈશ્વરી માર્ગમાં આગળ વધવા માટે જે સાધનોની જરૂર હોય તે બધાં સાધનો સ્તુતિમાં આવી જાય છે. મનને વશ કરવા માટે અંદરની તથા બહારની જે ક્રિયાઓ કરવાની હોય તે બધી ક્રિયાઓ સ્તુતિમાં આવી જાય છે. જીવનો ઈશ્વરની સાથે યોગ કરવા માટે જે જે ઉપાયો કરવા જોઇએ તે બધા ઉપાયો સ્તુતિમાં આવી જાય છે અને આત્માને તેના અસલ સચ્ચિદાનંદ સ્વરૂપમાં લઇ જવા સારુ જે સહેલામાં સહેલી ને ઊંચામાં ઊંચી કૂંચી છે તે સ્તુતિ છે. માટે દેવો ને મહાત્માઓ વારંવાર ભગવાનની સ્તુતિ કર્યા કરે છે અને આપણે પણ જો આપણા આત્માનું કલ્યાણ કરવું હોય, તથા બહુજ સહેલી રીતે, બહુજ ટૂંકામાં અને બહુજ જલદી ભગવાનને રાજી કરી દેવા હોય તો આપણા અંતરમાં ખૂબ ઊંડા ઊતરીને બહુજ પ્રેમપૂર્વક વારંવાર ભગવાનની સ્તુતિ કરવી જોઇએ.

## આપણે પ્રાર્થનાની જરૂર છે

સ્તુતિનો મહિમા આટલો બધો છે એ વાત સાવ સાચી છે, પણ તેની સાથે એ પણ સમજી લેવું જોઇએ કે, એવા ઊંડાણની, એવા પ્રેમની, એવા વિશ્વાસની, એવા નિઃસ્પૃહીપણાની, એવી તન્મયતાની અને ઈશ્વરનો જેવો જોઇએ તેવો ખાસ મહિમા સમજીને આત્માવડે પરમાત્માને પકડવાની સ્તુતિ કરવાની યોગ્યતા કાંઇ વ્યવહારની ઘરડમાં પડેલાં સાધારણ માણસોમાં હોય નહિ. એવી સ્તુતિ કે જેમાં ધર્મનાં બધાં અંગો આવી જાય, એવી સ્તુતિ તો બહુજ આગળ વધેલા મહાત્માઓ ને ઊંચી કોટીના પવિત્ર દેવોજ કરી શકે. માટે હવે આપણે એ વિચારવું જોઇએ કે, ત્યારે આપણે સારુ કયો રસ્તો છે? એના જવાબમાં મહાત્માઓ કહે છે કે, જે ભાગ્યશાળી માણસો ધર્મના રસ્તામાં પ્રથમ દાખલ થતા હોય, જે હરિજનો પોતાના ચાલતા આવેલા રિવાજો પ્રમાણે ધીરે ધીરે કાંઇક કાંઇક સેવાસ્મરણ કરી રહ્યા હોય, જે જિજ્ઞાસુના મનમાં પ્રભુના ઘરની નવી નવી હકીકતો જાણવાની બહુ ઉત્કંઠા હોય, જે વૈષ્ણવોનાં મનમાં સારી રીતે ભાવભક્તિ જામી ગઇ હોય, જે કર્મકાંડીઓ પ્રભુના નામથી કાંઇક કાંઇક સારાં કામો કરી રહ્યા હોય, જે સાધુઓ ગુરુપરંપરાની રીતે સાધનાઓ કરી રહ્યા હોય, જે ભક્તો ઈશ્વરની ઊંચી ભાવનાઓ સાથે રમ્યા

કરતા હોય, જે પરમાર્થી સદ્ગૃહસ્થો પ્રભુના નામથી પોતાની શક્તિ પ્રમાણે પરમાર્થ કર્યા કરતા હોય, જે પવિત્ર બહેનો પતિવ્રતના કલ્યાણકારક નિયમો પાળતી હોય, જે સદ્ગુણી સજ્જનો પોતાના સદ્ગુણોનો જગતને લાભ આપતા હોય, જે જ્ઞાનીઓ પોતાના જ્ઞાનથી પોતાના બંધુઓમાં નવો પ્રકાશ ફેલાવી અજ્ઞાનને દૂર કરતા હોય અને જે યોગીઓ આત્મા-પરમાત્માની એકતા સાધવા માટે યોગની ક્રિયાઓ કરતા હોય, તે સર્વેને પોતપોતાના રસ્તામાં આગળ વધવા માટે તથા પોતાની ઇચ્છા પ્રમાણેનાં ધર્મનાં શુભ કામો સિદ્ધ કરવા માટે પરમકૃપાળુ સર્વશક્તિમાન મહાન પરમાત્માની મદદની જરૂર છે. માટે એવા પ્રકારના બધા માણસોએ પ્રેમપૂર્વક પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ. કારણ કે સ્તુતિમાં ઈશ્વરના અલૌકિક મહિમાનીજ વાતો હોય છે. ઈશ્વરના મહિમા સિવાયની બીજી કોઇ પણ વાતો સ્તુતિમાં હોતી નથી, પણ પ્રાર્થનામાં ઈશ્વરના ગુણગાનની સાથે બહુજ જરૂરની આપણી કાંઇક કાંઇક માગણી પણ હોય છે અને એ માગણીની ખાસ જરૂર પણ હોય છે; કારણ કે એ વખતે આપણી સ્થિતિ કાચી હોય છે, આપણું જ્ઞાન અધૂરું હોય છે, આપણો વિશ્વાસ ઢીલો હોય છે, આપણો પ્રેમ ઉપરછલો હોય છે અને માણસો ઉપરનો તથા જગતની વસ્તુઓ ઉપરનો મોહ ઓછો થયેલો હોતો નથી, તેથી દુનિયાદારીની ઘણી ચીજોની આપણને જરૂર હોય છે. એટલુંજ નહિ પણ એ વખતે આપણી ભક્તિ પણ પરિપૂર્ણ થયેલી હોતી નથી, તેથી પ્રભુના માર્ગની જાણવા જેવી ઘણી બાબતો જણાયેલી હોતી નથી. એ સિવાય એ વખતે આપણું મન પણ જોરાવર હોતું નથી, તેથી આપણી ઇંદ્રિયો પણ તેના કબજામાં રહી શકતી નથી, માટે તેને વશ કરવા સારુ પણ કોઇકની મદદની જરૂર પડે છે. એટલુંજ નહિ પણ જાગેલા જીવોને એ વખતે એમ પણ લાગે છે કે, મનને કબજામાં રાખવું તથા ધર્મના ગુપ્ત ભેદો સમજવા અને તેનો આ જિંદગીમાંજ અનુભવ લેવો તથા પોતાના ગજા ઉપરાંતનો કાંઇક મોટો પરમાર્થ કરી નાખવો એ કામ કાંઇ માબાપની, ભાઇદોસ્તોની, નાતજાતની કે દુનિયાદારીમાં મોટા ગણાતા માણસોની મદદથી બની શકે તેમ નથી, પણ એક માત્ર પરમાત્માની મદદથી બની શકે તેમ છે. તેથી પ્રભુના ગુણ ગાતાં ગાતાં પોતાને જરૂરની ચીજોની હરિજનો તેની પાસે યાચના કરે છે, તેનું નામ પ્રાર્થના છે. માટે સ્તુતિનો પહેલો નંબર છે.

કારણ કે એમાં કેવળ ઈશ્વરનો મહિમાજ હોય છે, એમાં કાંઈ સ્વાર્થની માગણી હોતી નથી; પણ પ્રાર્થનામાં પ્રભુનાં ગુણગાનની સાથે પ્રભુનો ઉપકાર માનવાની તથા કલ્યાણ ઈચ્છવાની અને પોતાને જરૂરની કાંઇક માગણી પણ હોય છે. જો કે એ માગણી પણ ઊંચા પ્રકારની હોય છે અને પ્રભુને ગમે તેવી હોય છે, છતાં પણ એમાં કાંઇક સ્વાર્થ છે, કાંઇક અધૂરાપણું છે અને માત્ર આપણેજ ખાતર પ્રભુને કાંઇક ખાસ તસ્દી દેવા જેવું હોય છે, માટે પ્રાર્થનાનો નંબર બીજો છે. અને તેમ છતાં આપણને સૌને હજી પ્રાર્થનાની ખાસ જરૂર છે, કારણ કે હજી આપણો એટલોજ અધિકાર છે અને એ કામ જો રૂડી રીતે કરી શકીએ તોપણ આપણે ઘણું કર્યું એમ કહેવાય. માટે પ્રથમ આપણી ભલી ઇચ્છાઓ પૂરી પાડનાર સર્વશક્તિમાન મહાન ઈશ્વરની પ્રાર્થના કરતાં આપણે શીખવું જોઇએ; કારણ કે હમેશાં આપણને ઈશ્વરની મદદની જરૂર છે અને જ્યારે શુદ્ધ અંતઃકરણથી તેની પ્રાર્થના કરીએ ત્યારેજ તેની મદદ મળે છે અને તેની મદદથી ને તેની કૃપાથીજ આપણાં સર્વ કામ સિદ્ધ થાય છે, એમાં કાંઈ શક નથી.

## ઈશ્વરની કૃપા મેળવવાનો રસ્તો કયો ?

એ માટે મહાત્મા શ્રીકૃષ્ણે અર્જુનને કહેલું છે કે,

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शांतिं स्थानं प्राप्स्यसि शाश्वतम् ॥ गी. १८-६२॥

હે અર્જુન ! સર્વભાવથી એટલે કે તનથી, મનથી, ધનથી, વચનથી, કર્મથી અને આત્માથી સર્વભાવથી તેને શરણે જા, એટલે તારી ઉપર તેની કૃપા થશે. તેથી તું પરમશાંતિ પામીશ અને પછી કદી પણ નાશ ન પામે એવું સ્થાન તને મળશે.

હવે વિચારવાનું છે કે, જેની કૃપાથી પરમશાંતિ મળે અને અવિનાશી સ્થાન મળે, તેની કૃપાથી દુનિયાદારીનાં આપણાં નાનાં-મોટાં કામ થઇ જાય તેમાં નવાઇ શું ? અને યાદ રાખજો કે, આ બધું પરમકૃપાળુ પવિત્ર પિતા મહાન પરમાત્માને શરણે જવાથીજ થાય છે. માટે હવે એ જાણવું જોઇએ કે, પ્રભુને શરણે જવાથી આટલો બધો ફાયદો થાય છે તેનું કારણ શું ? કયા નિયમને આધારે શરણથી એટલો બધો લાભ થાય છે ?

એના જવાબમાં મહાત્માઓ કહે છે કે, પ્રભુને શરણે જનારા

હરિજનો નિષ્કામકર્મ કરતાં શીખે છે અને નિષ્કામકર્મ શીખવાનું પહેલું પગથિયું કોઇ પણ કામ કરતી વખત પ્રથમ પરમાત્માની પ્રાર્થના કરવાની ટેવ પાડવી એ છે. માટે આપણે કોઇ પણ શુભ કામ શરૂ કરતી વખત પ્રથમ પરમકૃપાળુ પરમાત્માના શરણનું બળ રાખી તેની પ્રાર્થના કરવી જોઇએ. કારણ કે પ્રાર્થના એ નિષ્કામકર્મના માર્ગમાં દાખલ થવાનો દરવાજો છે અને નિષ્કામકર્મથી કેટલા બધા મહાન લાભ થાય છે તથા મોજમાં ને સંસારની આસક્તિમાંજ પડ્યા રહેવાથી કેટલું બધું નુકસાન થાય છે, એ માટે પ્રભુએ કહેલું છે કે,

भोगैश्वर्यप्रसक्तानां तयाऽपहृतचेतसाम् ।
व्यवसायात्मिका बुद्धिः समाधौ न विधीयते ॥ गी. २-४४ ॥

ભોગ ભોગવવામાં ને મોટાઈ મેળવવામાં જેઓ આસક્ત થઇ ગયા છે અને એમાંજ જેઓનું ચિત્ત હરાઇ ગયું છે, તેવા ઉપાધિવાળાઓની બુદ્ધિ ઈશ્વરનું ધ્યાન કરવામાં લાગી શકતી નથી.

કારણ કે,

व्यवसायात्मिका बुद्धिरेकेह कुरुनंदन ।
बहुशाखा ह्यनंताश्च बुद्धयोऽव्यवसायिनाम् ॥ गी. २-४१ ॥

હે અર્જુન ! જે એવી ઉપાધિવાળા હોય તેઓની બુદ્ધિ બહુ ચંચળ હોય છે, બહુ ફાંટાવાળી હોય છે અને અનેક પ્રકારની હોય છે, પણ જે નિષ્કામકર્મ કરવાવાળા હોય છે, તેઓની બુદ્ધિ એકજ નિશ્ચયવાળી હોય છે.

## નિષ્કામકર્મ કરવાથી થતા ફાયદા

नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।
स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ गी. २-४० ॥

જે એવી એકજ નિશ્ચયવાળી બુદ્ધિથી નિષ્કામકર્મ કરે છે તેનું કરેલું કાંઈ પણ ફોકટ જતું નથી, એટલુંજ નહિ પણ તેમાં કાંઈ દોષ પણ લાગતો નથી અને વળી એ સાવ થોડું કર્યું હોય તોપણ તે મોટા ભયમાંથી બચાવે છે.

બંધુઓ ! આમ કહીને-આવી કબૂલાત આપીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે, મને વચ્ચે રાખ્યા વિના તમે જે કામ કરશો તે કાંઈ પણ ફળીભૂત થવાનું નથી, પણ મને વચ્ચે રાખીને કામ કરશો એટલે કે મારું નામ લઇને, મારી મદદ માગીને, મને

અર્પણ કરીને, મારામાં મન રાખીને અને મારે અર્થે અથવા કોઈ પણ રીતે મને વચમાં રાખીને કામ કરશો તો મારા શરણના બળથી, મારા આશરાના બળથી, મારા વિશ્વાસના બળથી, મારા ઐશ્વર્યના બળથી, મારા પ્રભાવના બળથી તથા મારી કૃપાના બળથી તમારામાં નવું જીવન આવશે, તેથી તમારું આત્મિકબળ ખીલશે, એટલે તમે તમારી હાલની શક્તિ કરતાં ઘણુંજ વધારે કરી શકશો અને વધારે જાણી શકશો. અને કદી તમે થોડું કરશો તોપણ હું તેને ઘણું માની લઈશ; કારણ કે તમે મને વચ્ચે રાખો છો, તમે મને યાદ કરો છો, તમે મને માન આપો છો અને તમે મારી મદદ માગો છો, માટે હું તમને જરૂર મદદ કરીશ. અને તે પણ તમારી નાની નાની માગણીઓ સામે જોઇને નહિ, તમારી મારા તરફની બેદરકારી સામે જોઇને નહિ, તમારા ઢીલાપોચાપણા સામે જોઇને નહિ અને તમારા વિકારો, તમારી નાલાયકીઓ, તમારા સ્વાર્થો અને તમારી ભૂલો સામે જોઇને નહિ; જો એ બધાં સામે જોઉં તો તો તમને મદદ કરવાને બદલે મારે તમને સખ્ત શિક્ષાજ કરવી જોઇએ; પણ એમ ન કરતાં મારી પ્રભુતા સામે જોઇને હું તમને મદદ કરીશ, તેથી તમોને તમારાં નાનાં કામોનું પણ બહુ મોટું ફળ મળી જશે, તેથી તમારું કાંઇ પણ કરેલું ફોકટ નહિ જાય અને તેથી એમાં તમને કાંઇ પણ અડચણ આવશે નહિ; કારણ કે તમે મને વચ્ચે રાખો છો માટે તમારાં ભૂલભરેલાં કામોને પણ સુધારી લેવાં, તમારાં અધૂરાં કામોને પણ પૂરાં કરી દેવાં અને તમારાં નાનાં કામોને પણ મોટાં માની લેવાં એજ મારી પ્રભુતા છે.

## નિષ્કામકર્મ શીખવાનું પહેલું પગથિયું પ્રાર્થના છે

બંધુઓ! હવે વિચાર કરો કે, શું આમ ન બની શકે? જરૂર બની શકે. કારણ કે આપણે જ્યારે પ્રભુની પ્રાર્થના કરીએ અને તેની મદદ માગીએ ત્યારે તે પરમકૃપાળુ પિતા આપણી પોલંપોલ સામે જોતા નથી પણ પોતાની પ્રભુતા સામે જુએ છે; તેથી જેમ કોઇ ભિખારી સારા માણસ પાસે પાઈ માગતો હોય તેને બદલે તે મોટો માણસ પોતાના દયાળુ સ્વભાવ પ્રમાણે તે ભિખારીને પાવલી, આઠ આના કે રૂપિયો આપી દે છે, તેમ પરમકૃપાળુ પિતા મહાન પરમાત્મા નિષ્કામકર્મના બદલામાં આપણી પ્રાર્થના કરતાં પણ ઘણું વધારે આપી દે છે; કારણ કે તે દયાળુની દયા અખૂટ

છે, તે પ્રેમસ્વરૂપનો પ્રેમ અથાક છે, તે પરોપકારીના ઉપકાર પાર વિનાના છે, તે મહાત્માનું મન મહાઉદાર છે, તે રિદ્ધિસિદ્ધિના માલિકનો ખજાનો કદી પણ ખૂટે તેમ નથી, તે પ્રાણીઓની પ્રાર્થના સ્વીકારવાથીજ રાજી થવાના સ્વભાવવાળો છે, તે આનંદસ્વરૂપનો સૌને આનંદ આપવામાંજ આનંદ છે અને તે કૃપાનો મહાસાગર સર્વ ઠેકાણે પોતાની કૃપાનો અખૂટ વરસાદ વરસાવ્યાજ કરે છે. આવા મહાન પ્રભુની શુદ્ધ અંતઃકરણથી પ્રેમપૂર્વક પ્રાર્થના કરીને જેણે તેને પોતાનાં કામોની વચ્ચે રાખ્યો હોય તેનું કરેલું કાંઇ પણ ફોકટ ન જાય, તેના કામમાં વિઘ્ન ન આવે અને તેનાં નાનાં કામોનું પણ મોટું ફળ મળે તેમાં નવાઇ શું ? જરૂર એમ થાયજ. કારણ કે એમાં આપણી કાંઇ બલિહારી નથી, પણ એમાં પ્રભુનીજ પ્રભુતા છે. અને યાદ રાખજો કે આ બધું નિષ્કામકર્મનુંજ ફળ છે. પણ જ્યારે પ્રથમ ભક્તિમાં લાગીએ ત્યારે શરૂઆતમાં ખરેખરાં નિષ્કામકર્મ કરતાં આપણને આવડે નહિ અને આપણામાં એવું બળ પણ આવેલું હોય નહિ, તેથી એ વખતે પ્રથમ પ્રભુની પ્રાર્થના કરીને પછી આપણે આપણાં કામો શરૂ કરવાં જોઇએ; કારણ કે કોઇ પણ કામ શરૂ કરતાં પહેલાં પ્રથમ ઈશ્વરને યાદ કરવો અને તેની મદદ માગવી એટલે કે પ્રાર્થના કરવી એ નિષ્કામકર્મ શીખવાનું પહેલું પગથિયું છે. માટે કોઇ પણ શુભ કામ શરૂ કરતાં પહેલાં પરમકૃપાળુ પિતા પરમાત્માની પ્રાર્થના કરવાની ટેવ પાડો અને કોઇ પણ કામ તેની કૃપાથી પાર પડે ત્યારે તેનો ઉપકાર માનવાની પ્રાર્થના કરો. એટલે શુદ્ધ અંતઃકરણથી કરેલી પ્રાર્થનાના બળથી ઈશ્વરની કૃપા તમારી ઉપર ઊતરશે, તેથી તમારું કરેલું કાંઇ પણ ફોકટ નહિ જાય. તેમાં કાંઇ પણ વિઘ્ન નહિ આવે અને નાનાં કામોનું પણ બહુ મોટું ફળ મળી જશે. માટે કોઈ પણ કામ શરૂ કરતી વખત પ્રથમ પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કરો. અને કોઇ પણ શુભ કામ પૂરું થાય ત્યારે અંતરના ઉમળકાથી ઈશ્વરનો ઉપકાર માનો, અંતરના ઉમળકાથી ઈશ્વરનો ઉપકાર માનો.

## પ્રાર્થના કરવાનું બીજું કારણ

પ્રથમ પરમાત્માની પ્રાર્થના કરીને પછી કામ શરૂ કરવાથી તે કામમાં વિઘ્ન આવતું નથી. તે કામ કદી અધૂરું રહે તોપણ જેટલું કર્યું હોય તેટલાનું ફળ મળે છે, પણ કરેલું ફોકટ જતું નથી

અને થોડું કર્યું હોય તો પણ પ્રભુ તેને ઘણું માની લે છે, માટે આપણે પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કરવી જોઇએ. એ પ્રાર્થના કરવાનું પહેલું કારણ છે. એ સિવાય પ્રાર્થના કરવાનું બીજું કારણ એ છે કે, આપણા પવિત્ર ધર્મનું સૌથી ઉત્તમ ને મહાન ફરમાન એ છે કે,

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ गी. २-४७ ॥

કર્મ કરવાનોજ તને અધિકાર છે, પણ એનાં ફળ મેળવવાની ઇચ્છા રાખવાનો તને અધિકાર નથી. માટે તું કર્મનાં ફળ મેળવવાનો હેતુ રાખ મા, તેમજ કર્મોને તજી દેવામાં પણ તું પ્રેમ રાખ મા, કારણકે, कृपणाः फलहेतवः ફળની ઇચ્છા રાખવાવાળા તો કૃપણ છે એટલે કે લોભિયા છે, દીન છે, ગરીબડા છે, નીચ છે. માટે તું ફળની ઇચ્છા રાખ મા. જે ફળની ઇચ્છા રાખે તેનાથી પ્રભુપ્રીત્યર્થે નિષ્કામકર્મ બની શકતાં નથી, એટલુંજ નહિ પણ જે ફળની ઇચ્છા રાખે તે સુખદુઃખમાં, નફાનુકસાનમાં કે હારજીતમાં સમતા રાખી શકતા નથી. પણ પ્રભુનો તો એજ હુકમ છે કે, સારા કે માઠા દરેક પ્રસંગોમાં હરિજનોએ સમતા રાખવીજ જોઇએ, એટલુંજ નહિ એવી સમતા રાખવી તેનુંજ નામ યોગ છે. એ માટે પ્રભુએ કહેલું છે કે,

योगस्थः कुरु कर्माणि संगं त्यक्त्वा धनंजय।
सिद्ध्यसिद्ध्योः समो भूत्वा समत्वं योग उच्यते॥ गी. २-४८॥

હે અર્જુન! સમતા રાખવી તેનુંજ નામ યોગ છે. માટે એ યોગમાં રહીને, આસક્તિ છોડી દઇને અને કામ થાય તોપણ ઠીક અને ન થાય તોપણ ઠીક, એમ બન્ને બાબતમાં સરખો ભાવ રાખીને કર્મ કર.

બંધુઓ! આપણા મહાન ધર્મમાં આવી ઉત્તમમાં ઉત્તમ આજ્ઞાઓ છે, એજ આપણા પવિત્ર ધર્મની શ્રેષ્ઠતા છે. પણ એ ઉત્તમતા જાણ્યા છતાં હવે સવાલ એ ઊઠે છે કે, આવી સમતા આવે કયાંથી? અને આવી સમતા રહે કયારે?

એના જવાબમાં મહાત્માઓ કહે છે કે, જ્યારે આપણાં કર્મો પ્રભુને અર્પણ કરી દઇએ ત્યારે આવી સમતા રહી શકે છે. એટલુંજ નહિ પણ આપણાં કર્મો પ્રભુને અર્પણ કરવાંજ જોઇએ, એવો આપણા શ્રેષ્ઠ ધર્મનો પવિત્ર હુકમ છે. એ માટે પ્રભુએ કહેલું છે કે,

यत्करोषि यदश्नासि यज्जुहोसि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९-२७ ॥

હે અર્જુન ! તું જે કાંઈ કામ કરે, તું જે કાંઈ ખાય, તું જે હોમ કરે, તું જે કાંઇ કોઇને આપે અને તું જે તપ કરે તે સર્વ મને અર્પણ કર.

એ બધાં કર્મો પ્રભુને અર્પણ કરવાં જોઇએ એમ આપણે જાણ્યું, પણ એનો પૂરેપૂરો ખુલાસો ન સમજીએ ત્યાં સુધી એટલું અધૂરું જાણવાથી કાંઈ ખરેખરો લાભ મળે નહિ. માટે હવે આપણે એ જાણવું જાઇએ કે, એ બધાં કર્મો કેવી રીતે પ્રભુને અર્પણ કરી શકાય ? તેના ખુલાસામાં પ્રભુ કહે છે કે,

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चितः सततं भव ॥ गी. १८-५७ ॥

મનથી સર્વ કર્મ મને સોંપી મારે ભરોસે રહે અને હમેશાં મારુ ચિંતવન કરતાં કરતાં બુદ્ધિપૂર્વક કર્મ કર. જો એમ કરીશ તો,

मच्चितः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यासि ।
अथ चेत्वमहंकारान्न श्रोष्यसि विनंक्ष्यासि ॥ गी. १८-५८ ॥

મારું ચિંતવન રાખવાથી, મારી કૃપાથી તું બધી મુશ્કેલીઓની પાર જઈ શકીશ, પણ અહંકારને લીધે જો તું મારું કહ્યું નહિ માને તો તારો નાશ થશે.

બંધુઓ ! પ્રભુના આ હુકમો ને પ્રભુની આ કબૂલાતો બહુજ ઉત્તમતાવાળી ને બહુજ મહત્ત્વની છે, માટે આપણે તેમનું વધારે રહસ્ય તપાસવું જોઇએ. અને એ તપાસતાં એમ લાગે છે કે, પ્રભુને આપણાં કર્મો અર્પણ કરવાં જોઇએ; પણ તે કર્મો કાંઈ પ્રભુના હાથમાં હાથોહાથ સોંપાતાં નથી, પણ તે સોંપવાની રીતિ એ છે કે, આપણે આપણા મનમાંથી કર્મના ફળની આસક્તિ કાઢી નાખવી જોઇએ અને મનની ભાવનાવડે તે કર્મો ઈશ્વરને સોંપી દેવાં જોઇએ. અને પછી આપણા મનની પરીક્ષા લેવી જોઈએ કે, તેણે આપણાં કર્મો ઈશ્વરને અર્પણ કર્યાં છે કે નહિ ? એ પરીક્ષાની કૂંચી એ છે કે, મનવડે સર્વ કર્મ પ્રભુને સોંપ્યા પછી પ્રભુને ભરોસે રહેવું જોઇએ. અને યાદ રાખજો કે, જો કર્મના ફળની ઈચ્છા ન થાય અને ભગવાનને ભરોસે રહી શકાય, તોજ આપણાં કર્મો ઈશ્વરને અર્પણ થયેલાં ગણાય. પણ જો ભરોસો ન રહે અને કર્મનાં ફળ મેળવવાની ઇચ્છા થયા કરે તો સમજી લેવું કે હજી આપણાં કર્મો

ઈશ્વરને અર્પણ થયેલાં નથી.

## કેવી રીતે કર્મ કરવાં જોઇએ, તેનો ખુલાસો

એ સિવાય એ શ્લોકમાંથી બીજી એ વાત પણ સમજવા જેવી છે કે, આપણાં કર્મો આપણે ઈશ્વરને અર્પણ કરીએ, તેથી કાંઇ બીજાં નવાં કર્મો કરવાની ફરજમાંથી આપણે છૂટી જતા નથી; તે તો કરવાંજ જોઇએ. પણ તેમાં એટલું સંભાળવાનું છે કે, જે કરવું તે બુદ્ધિપૂર્વક કરવું જોઇએ, વિવેકબુદ્ધિથી કરવું જોઇએ, વિચારી વિચારીને કરવું જોઇએ, ઉચ્ચ હેતુઓથી કરવું જોઇએ અને ઈશ્વરનું સ્મરણ કરતાં કરતાં કરવું જોઇએ. કારણ કે પ્રભુનો હુકમજ એવો છે કે, બુદ્ધિયોગનો આશ્રય લે અને યોગનો અર્થજ પ્રભુ આપણને એમ શીખવે છે કે, समत्वं योग उच्यते । સમતા રાખવી તેનું નામ યોગ છે. તથા योगः कर्मसुकौशलम् । કર્મમાં કુશળતા રાખવી તેનું નામ યોગ છે. માટે આપણાં કર્મ ઈશ્વરને અર્પણ કર્યા પછી પણ ડહાપણ વાપરીને બીજાં નવાં કર્મો કરવાનાં છે અને તેમાં જે ખાસ ધ્યાનમાં રાખવાનું છે તે એજ કે, પ્રભુનું ચિંતવન કરતાં કરતાં કર્મ કરવાં જોઇએ. અને જો એમ કરતાં આવડે એટલે કે કોઇ પણ કામ કરતી વખત પ્રભુનું નામ લેવાય, પ્રભુનું સ્મરણ થાય, પ્રભુનો મહિમા સમજાય, પ્રભુના ઉપકાર યાદ આવે, પ્રભુમાં જીવ રહે અથવા પ્રભુની પ્રાર્થના થાય તો પ્રભુ કબૂલાત આપે છે કે, મારી કૃપાથી તારી બધી મુશ્કેલીઓ મટી જશે. માટે હાલમાં કદી આપણાથી બીજું કાંઇ વધારે ન બને તો કોઇ પણ સારું કામ કરતી વખત પ્રથમ જરા ઈશ્વરની પ્રાર્થના કરી લેવી અને દરરોજનાં નાનાં કામો કરતી વખત પ્રથમ તેનું નામ લેવું, એટલું તો જરૂર કરવું જોઇએ. કારણ કે ઉપર જે અર્પણવિધિ બતાવ્યો છે તે અર્પણવિધિ શીખવાનું પહેલું પગથિયું ઈશ્વરપ્રાર્થના છે. એટલુંજ નહિ પણ પ્રાર્થનાથી બીજા અનેક પ્રકારના લાભો થાય છે, માટે સૌ દેશમાં અને સૌ કાળમાં સૌ ભક્તો કોઇ પણ કામ શરૂ કરતી વખત પ્રથમ પ્રેમપૂર્વક ઈશ્વરની પ્રાર્થના કરે છે અને કામ પૂરું થાય ત્યારે માનપૂર્વક ઈશ્વરનો ઉપકાર માને છે. એ બાબતના સેંકડો દાખલાઓ છે. પણ આપણે દૂર શા માટે જઇએ ? જેને આધારે આ પુસ્તક લખાયેલું છે તે શ્રીમદ્ ભગવદ્ગીતામાંથી ભાગ્યશાળી અર્જુનનોજ દાખલો લઇએ.

## અર્જુનને થયેલો મોહ

કૌરવો સાથેની મહાભારતની લડાઈમાં કુરુક્ષેત્રના મેદાનમાં જ્યારે અર્જુનને એવો મોહ થયો કે, આ બધાં સગાંવહાલાંઓને હું કેમ મારું? ભલે તેઓ મને મારી નાખે, પણ હું તેમને મારવા ઇચ્છતો નથી. એમ કહી તે નિરાશ થઇ ગયો, રોઇ પડ્યો અને હાથમાંથી ધનુષ ફેંકી દઈ પોતાની ફરજ બજાવવાની–પોતાનો ધર્મ પાળવાની ના પાડવા લાગ્યો. ત્યારે પ્રભુએ કહ્યું કે, હે અર્જુન! આવું હીજડાપણું તારામાં ક્યાંથી? આવી આફતને વખતે એવો મોહ તને ક્યાંથી થઈ આવ્યો? આવા અપકીર્તિ કરાવનારા અને સ્વર્ગમાં જતાં અટકાવી દેનારા મોહમાં કોઇ પણ સારા માણસો પડ્યા રહેતા નથી. માટે હે મહાતપવાળા અર્જુન! હલકા હૃદયનું દુર્બળપણું છોડી દઇને તું તારો ધર્મ પાળવા–તારી ફરજ બજાવવા ઊભો થા. એના જવાબમાં અર્જુને કહ્યું કે, પૂજા કરવા લાયક ગુરુઓને હું બાણ કેમ મારું? તેઓને મારીને લોહી ભરેલાં સુખો ભોગવવાં તે કરતાં ભીખ માગીને ખાવું એ વધારે સારું છે. વળી અમે જીતીશું કે કૌરવો જીતશે તે પણ અમે જાણતા નથી. અમારું કલ્યાણ શામાં છે, તે પણ અમને ખબર નથી અને કૌરવોને મારીને અમે જીવવા ઇચ્છતા નથી, એટલુંજ નહિ પણ આ આખી પૃથ્વીનું બહુ સમૃદ્ધિવાળું નિષ્કંટક રાજ્ય મળે તથા દેવતાઓનું અધિપતિપણું મળે તોપણ મારી ઇંદ્રિયોને સૂકવી નાખનારો શોક મટે એવો કોઇ પણ ઉપાય મને દેખાતો નથી.

## અર્જુનની મુશ્કેલીઓ

બંધુઓ! આ વખતની અર્જુનની મુશ્કેલીઓ તો જુઓ! એક તરફ તેને મારવા હથિયાર ઉગામીને અગિયાર અક્ષૌહિણી દુશ્મનો તેની સામે ઊભેલા છે. બીજી તરફ કુળની આબરૂનો આધાર તેની ઉપર છે. ત્રીજી તરફ પોતાના સાત અક્ષૌહિણી સૈન્યનો ભાર પોતાની ઉપર છે અને તે હુકમની વાટ જોઇ રહ્યા છે. ચોથી તરફ મા, (કુંતાજી) ભાઇ, (ભીમ) દીકરો, (અભિમન્યુ) અને બાયડીને વેર લેવાની મજબૂત ઇચ્છા છે. પાંચમી તરફ ગુરુઓ ઉપર ને દુશ્મનો ઉપર દયા આવી ગઇ છે. છઠ્ઠી તરફ "તારી ફરજ બજાવ" એમ પ્રભુ હુકમ કરે છે અને સાતમી તરફ પોતાનું મન એ ફરજ બજાવવાની ચોખ્ખી ના પાડે છે. આ બધાં દુઃખો કાંઈ જેવાંતેવાં નથી. તેથી અર્જુન મૂંઝાઇ ગયો છે અને શું કરવું તે કાંઇ તેને સૂઝતું

નથી. બંધુઓ ! આના સોમા ભાગનું કે હજારમા ભાગનું આપણને દુઃખ હોય તોપણ આપણા કેવા બૂરા હાલ થાય એ જરા વિચારી જોજો. આપણે તો એ દુઃખની ફિકરમાં ને ફિકરમાંજ હાયહોય કરતા કરતા મરી જઇએ; પણ અર્જુન તો ભક્ત છે, ભગવાનનો દોસ્ત છે, તેથી આવી મહામૂંઝવણ વખતે પણ તેને એક સહેલો ઉપાય મળી જાય છે અને એ ઉપાયના બળથી અંતે તે બધી આફતમાંથી છૂટી જાય છે.

## મહા આફતમાંથી છૂટવાનો ઉપાય

એ ઉપાય કયો? એ ઉપાય બહુજ સહેલો છે, સૌથી બની શકે તેવો છે અને એ ઉપાયના બળથી અર્જુને જેમ મહાભારતના યુદ્ધમાં બહુ ભારે ફતેહ મેળવી, તેમ એ ઉપાય અજમાવવાથી આપણે આપણા પ્રમાણમાં મોટી ફતેહ મેળવી શકીએ તેમ છીએ. અને એ ઉપાય કાંઇ છૂપો નથી, એ ઉપાય કાંઇ કોઇની માલિકીનો નથી, એ ઉપાય કાંઇ ખાનગી રાખી મૂકવા જેવો નથી અને એ ઉપાય કાંઇ અજાણ્યો નથી, પણ એ તો ઢોકી બજાવીને કહેવા જેવો જગજાહેર ઉપાય છે. અને તે એજ કે, "પ્રાર્થના." પરમકૃપાળુ પવિત્ર પિતા મહાન ઈશ્વરની પ્રાર્થના કરવાથી બધી જાતનાં દુઃખોમાંથી બચી શકાય છે. માટે એવે આફતને વખતે આંસુ પાડતાં પાડતાં લડાઇના મેદાનમાં ઊભો ઊભો પણ અર્જુન શ્રીકૃષ્ણ ભગવાનની પ્રાર્થના કરે છે કે,

कार्पण्यदोषोपहतस्वभावः पृच्छामि त्वां धर्मसंमूढचेताः ।
यच्छ्रेयः स्यान्निश्चितं ब्रूहि तन्मे शिष्यस्तेऽहं शाधि मां त्वां प्रपन्नम् ॥
॥ गी. अ० २–७ ॥

હે પ્રભુ! હું આપનો શિષ્ય છું ને આપને શરણે આવેલો છું માટે મને રસ્તો બતાવો, કારણ કે મારા મનની નબળાઇને લીધે હું બહુ ગૂંચવાઇ ગયો છું, તેથી ધર્મનો રસ્તો સમજવામાં મારું ચિત્ત બહુ મૂઢ થઇ ગયું છે. માટે આપને પૂછું છું કે, મારું કલ્યાણ શામાં છે, એ મને નક્કી કરીને કહો.

## અર્જુનની પ્રાર્થનામાંથીજ ગીતાની ઉત્પત્તિ થઈ છે

આ પ્રમાણે ખુલ્લા દિલે ને જિગરની ખરી લાગણીથી અર્જુને પ્રાર્થના કરી, ત્યારે પ્રભુએ પ્રસન્ન થઇને તુરતજ હસ્તે મોઢે જવાબ દીધો કે, હે અર્જુન! તું ડાહી ડાહી વાતો કરે છે અને જેનો શોક ન કરવો જોઇએ તેનો તું શોક કરે છે, પણ જે ડાહ્યા

માણસો છે તે તો જે મરી જાય તેનો શોક કરતા નથી, તેમજ જે જીવતા હોય તેનો પણ અફસોસ કરતા નથી. એમ કહીને ઉપદેશ દેવો શરૂ કર્યો અને તેમાંથીજ આખી ગીતા થઇ. અને યાદ રાખજો કે, આ બધું અર્જુનની પ્રાર્થનામાંથીજ થયું છે.

એ પછી બીજા અધ્યાયમાં આત્માનું સ્વરૂપ સમજવાનો જ્ઞાનયોગ, તથા નિષ્કામકર્મ કરવાનો કર્મયોગ શ્રીકૃષ્ણ ભગવાને અર્જુનને સમજાવ્યો, પણ એ બન્ને રસ્તામાં ઉત્તમ રસ્તો કયો, તે અર્જુન સમજી શક્યો નહિ, તેથી નમ્રતાપૂર્વક પ્રભુની પ્રાર્થના કરતો કરતો તે પૂછવા લાગ્યો કે,

ज्यायसी चेत्कर्मणस्ते मता बुद्धिर्जनार्दन ।
तत्किं कर्मणि घोरे मां नियोजयासि केशव ॥ गी. ३-१ ॥

હે અજ્ઞાનને મટાડનારા! જો તમે એમ માનતા હો કે દુનિયાદારીનાં કામો કરવાં તેના કરતાં ઈશ્વરીજ્ઞાન મેળવવું એ ઉત્તમ છે, તો હે આનંદ દેનારા પ્રભુ! તમે શા માટે મને આ પાપનું કામ કરવાનું કહો છો?

व्यामिश्रेणेव वाक्येन बुद्धिं मोहयसीव मे ।
तदेकं वद निश्चित्य येन श्रेयोऽहमाप्नुयाम् ॥ गी. ३-२ ॥

હે પ્રભુ! કોઇ વખત તમે કર્મનાં વખાણ કરો છો અને કોઇ વખત જ્ઞાનનાં વખાણ કરો છો; પણ એવાં સેળભેળ વચનોને લીધે મારી બુદ્ધિ મોહમાં પડી જાય છે, માટે મારું કલ્યાણ થાય તેવી એકજ વાત નક્કી કરીને કહો.

આ પ્રમાણે જિજ્ઞાસુને છાજતી રીતે દીનતાપૂર્વક અર્જુને પ્રાર્થના કરી, તેથી દયાળુ પ્રભુએ ફરી ફરીથી જુદી જુદી રીતે અને જુદી જુદી યુક્તિઓથી અર્જુનને જ્ઞાનયોગ તથા કર્મયોગ સમજાવ્યો.

એ પછી છઠ્ઠા અધ્યાયમાં યોગની અને યોગીઓની સ્થિતિની હકીકતો સાંભળતાં અર્જુનને એમ શંકા થઇ કે, જેનો યોગ અધૂરો રહે તેની શી દશા થાય છે, તે જાણવા માટે પણ અર્જુન પ્રાર્થના કરે છે કે,

एतन्मे संशयं कृष्ण छेत्तुमर्हस्यशेषतः ।
त्वदन्यः संशयस्यास्य छेत्ता न ह्युपपद्यते ॥ गी० ६-३९ ॥

હે આકર્ષણ કરનારા અને આનંદ આપનારા પ્રભુ! મારા આ સંશયને પૂરેપૂરો ટાળી નાખવાને તમેજ યોગ્ય છો, તમારા વિના બીજા કોઇથી આ સંશય ટાળી શકાય તેમ નથી.

અર્જુનની પ્રાર્થનામાં પ્રભુ ઉપરનો તેનો બેહદ વિશ્વાસ, પ્રભુ માટેની તેની અતિશય માનની લાગણી, ખરેખરું સત્ય સમજવાની તેની પ્રબળ ઇચ્છા અને ઊંચા ભક્તને છાજતું અનન્યપણું સ્પષ્ટ રીતે દેખાય છે.

બંધુઓ! ભક્તવત્સલ ભગવાનથી આવી ઉત્તમ પ્રાર્થનાનો જવાબ આપ્યા વિના કેમ રહેવાય? નજ રહેવાય. તેથી જેવી તીવ્ર લાગણીથી અર્જુન પ્રાર્થના કરે છે તેવીજ તીવ્ર લાગણીથી પ્રેમપૂર્વક પ્રભુ પણ જવાબ દે છે કે:-

पार्थ नैवेह नामुत्र विनाशस्तस्य विद्यते ।
नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति ॥ गी. ६-४० ॥

બાપુ, ભલુ કરવાવાળા કોઇ પણ માણસની માઠી ગતિ થતી નથી, એટલુંજ નહિ પણ હે અર્જુન! તેનો આ લોકમાં નાશ થતો નથી, તેમજ તેનો પરલોકમાં પણ નાશ થતો નથી.

એ પછી ત્યાગમાં ને સંન્યાસમાં શું ફેર? એ જાણવાની અર્જુનને ઇચ્છા થઇ. તેથી તે અઢારમા અધ્યાયના પહેલાજ શ્લોકમાં પ્રાર્થના કરે છે કે:-

संन्यासस्य महाबाहो तत्त्वमिच्छामि वेदितुम् ।
त्यागस्य च हृषीकेश पृथक्केशिनिषूदन ॥ गी. १८-१ ॥

હે બહુ બળવાળા! હે ઇન્દ્રિયોને જીતનારા! હે દુષ્ટોનો સંહાર કરનારા! સંન્યાસ એટલે શું? અને ત્યાગ એટલે શું? એ બન્નેનાં જુદાં જુદાં તત્ત્વો જાણવા હું ઇચ્છું છું.

## સવાલો પૂછવામાં અર્જુનની ખૂબી

હરિજનોને પ્રસંગોપાત્ત આવી શંકાઓ થાય એ સ્વાભાવિક છે, પણ તેમાં અર્જુનની ખાસ ખૂબી એ છે કે, તે સવાલ પૂછતાં પૂછતાં પણ પ્રભુગુણ ગાતો જાય છે. ઊંડાણમાં ઊતરતાં ઊતરતાં પણ લાગણી બતાવતો જાય છે. નિરાશ થતી વખત પણ ઊંડો ઊંડો પ્રેમ દેખાડ્યા કરે છે અને ઊંચે ચડતાં ચડતાં પણ દીનતાથી ઝૂકતો જાય છે, તેને લીધેજ તેની શંકાઓ જાણવા જેવી છે, તેને લીધેજ તેની પ્રાર્થનામાં રસ છે અને તેને લીધેજ એ પ્રાર્થનાઓના પ્રભુ તરતજ મનમાનતા જવાબ દે છે. માટે જેણે પોતાના રથની લગામ પ્રભુને સોંપી દીધેલી છે તે મહાભાગ્યશાળી અર્જુને કરેલી સ્તુતિ તથા પ્રાર્થનાઓ હજી પણ વધારે જાણીએ તો વધારે સારું, કારણ

કે એ જોઇને આપણે પ્રભુનો મહિમા તથા પ્રાર્થનાઓનું બળ સમજીએ અને તેમાંથી નવું જીવન મેળવી આપણી જિંદગી સુધારી શકીએ. માટે હવે દસમા અધ્યાયમાં અર્જુન કેવી પ્રાર્થના કરે છે તે સાંભળો.

## અર્જુનની સ્તુતિ

દસમા અધ્યાયના શરૂઆતના અગિયાર શ્લોકમાં પ્રભુએ પોતાના મહિમાની, પોતાના ઐશ્વર્યની અને ભક્તનો ઉદ્ધાર કરવા ભક્ત ઉપરના પોતાના પ્રેમની વાતો કહી, તેથી અર્જુન બહુ રાજી થઇ ગયો અને તેને ઈશ્વરનું બીજું વધારે વિસ્તારપૂર્વક ઐશ્વર્ય જાણવાની ઈચ્છા થઇ, તેથી તે સ્તુતિ કરવા લાગ્યો કેઃ–

परं ब्रह्म परं धाम पवित्रं परमं भवान्।
पुरुषं शाश्वतं दिव्यमादिदेवमजं विभुम् ॥
आहुस्त्वामृषयः सर्वे देवर्षिर्नारदस्तथा।
असितो देवलो व्यासः स्वयं चैव ब्रवीषि मे ॥ गी.१०–१२,१३ ॥

હે પ્રભુ! સર્વ ઋષિઓએ, દેવર્ષિ નારદે, અસિતે, દેવલે અને વ્યાસે કહેલું છે કે, તમે પરબ્રહ્મ છો, તમે સૌ જીવોને ઠરવાનું ઠેકાણું છો, તમે પરમપવિત્ર છો, તમે નિત્ય છો, તમે જન્મ વિનાના છો, તમે પ્રભુ છો અને તમે પોતે પણ મને એમજ કહો છો.

सर्वमेतदृतं मन्ये यन्मां वदसि केशव।
न हि ते भगवन्व्यक्तिं विदुर्देवा न दानवाः ॥ गी. १०–१४ ॥

હે શિવ બ્રહ્માદિકને પણ આનંદ દેનારા! તમે મને જે કહો છો તે સર્વ હું સત્ય માનું છું, કારણ કે હે ભગવન્! આપના પ્રકાશિત સ્પષ્ટ રૂપને દેવો કે દાનવો પણ જાણતા નથી.

स्वयमेवात्मनात्मानं वेत्थ त्वं पुरुषोत्तम।
भूतभावन भूतेश देवदेव जगत्पते ॥ गी. १०–१५ ॥

હે પુરુષોત્તમ! હે પૃથ્વી, પાણી, પવન, અગ્નિ, આકાશ વગેરે બધાં તત્ત્વોને ઉત્પન્ન કરનારા! હે પ્રાણીઓના ઈશ્વર! હે દેવોના પણ દેવ! અને હે જગતના પતિ! તમે પોતે પોતાવડેજ પોતાને જાણો છો. એટલે કે આત્માવડેજ આત્માને જાણો છો.

પ્રભુનો મહિમા સાંભળીને સ્વાભાવિક રીતેજ અંતરના ઉમળકાથી થઇ ગયેલી આ સ્તુતિ કર્યા બાદ પ્રભુનો વધારે મહિમા સમજવા સારુ હવે તે પ્રાર્થના કરે છે કેઃ–

## અર્જુનની પ્રાર્થના

वक्तुमर्हस्यशेषेण दिव्या ह्यात्मविभूतयः।
याभिर्विभूतिभिर्लोकानिमांस्त्वं व्याप्य तिष्ठसि ॥ गी.१०-१६॥

તમારાં જે ઐશ્વર્યવડે તમે આ જગતમાં વ્યાપી રહ્યા છો તે પ્રકાશિત દેવતાઇ ઐશ્વર્યને પૂરેપૂરી રીતે તમેજ કહી શકો તેમ છો.

માટેઃ—

कथं विद्यामहं योगिंस्त्वां सदा परिचिन्तयन्।
केषु केषु च भावेषु चिन्त्योऽसि भगवन्मया ॥ गी. १०-१७॥

હે યોગીરાજ! હું આપને કઇ રીતે જાણી શકું? આપનું હમેશાં ચિંતવન કેવી રીતે કરી શકું? અને હે ભગવન્! મારે કયા કયા ભાવોમાં આપનું ચિંતવન કરવું?

विस्तरेणात्मनो योगं विभूतिं च जनार्दनः।
भूयःकथय तृप्तिर्हि शृण्वतो नास्ति मेऽमृतम् ॥ गी. १०-१८॥

હે પ્રભુ! આપનાં અમૃત જેવાં વચનો સાંભળતાં મને તૃપ્તિ થતી નથી, માટે તમારો મહિમા તથા તમારો યોગ એટલે કે તમને મેળવવાની રીતો મને ફરીથી વિસ્તારપૂર્વક કહો.

## આપણે કઈ જાતની પ્રાર્થના કરવી જોઇએ?

અર્જુનની આ પ્રાર્થના ઉપરથી બહુ વિસ્તારથી પોતાની મુખ્ય મુખ્ય વિભૂતિઓ ભગવાને કહી. કારણ કે ભક્તવત્સલ ભગવાન ભક્તે કરેલી સાચા દિલની પવિત્ર પ્રાર્થનાઓને કદી પણ ફોકટ જવા દેતા નથી અને તેમાં પણ જે ધર્મને લગતી હોય, પરમાર્થની હોય, પોતાની ફરજ બજાવવાની હોય અને પ્રભુપ્રીત્યર્થે હોય તેનો તો તુરતજ જવાબ મળે છે. અને જો જલદી જવાબ જોઇતો હોય તો અર્જુનની પેઠે ધર્મનું રહસ્ય જાણવાની, આત્માનું કલ્યાણ ઇચ્છવાની અને સૌનું પરમશ્રેય થાય તે માટેનીજ પ્રાર્થના કરવી જોઇએ. જેમકે, આ પ્રાર્થનાઓ કરતી વખત અર્જુન લડાઇના મેદાનમાં હતો, અગિયાર અક્ષૌહિણી દુશ્મનો તેને મારી નાખવા માટે તેની સામે ઊભા હતા, ભીષ્મપિતામહ, દ્રોણાચાર્ય, કૃપાચાર્ય, અશ્વત્થામા, કર્ણ, જયદ્રથ અને દુર્યોધન વગેરે સમર્થમાં સમર્થ યોદ્ધાઓ આકરામાં આકરી પ્રતિજ્ઞાઓ લઇને, હથિયાર ઉગામીને ડોળા ફાડતા તેની સામે ઊભા હતા અને એક તરફ પોતાનો તથા પોતાના કુળનો નાશ અને બીજી તરફ ભરતખંડનું રાજ્ય

તેની સામે ઊભું હતું. આવી કઢંગી સ્થિતિ છતાં પણ અને આવી ભયંકર આફતના મુખમાં ઊભેલો છતાં પણ, તે પોતાના ખાનગી સ્વાર્થની પ્રાર્થના કરતો નથી, પોતાના દુશ્મનોને મારવાની પ્રાર્થના કરતો નથી, રાજ્ય મેળવવાની પ્રાર્થના કરતો નથી અને આવા જોખમમાંથી બચવાની પ્રાર્થના કરતો નથી; પણ ધર્મનાં રહસ્ય સમજવાની, પ્રભુનો મહિમા સમજવાની, પ્રભુનું સ્વરૂપ જાણવાની અને પોતાનું છેવટનું કલ્યાણ શામાં છે એજ જાણવાની પ્રાર્થના કરે છે. અને તેથીજ તેની પ્રાર્થના જલદીથી મંજૂર થાય છે અને તુરતજ તેનો જવાબ મળે છે. માટે આપણી પ્રાર્થનાઓ જલદી મંજૂર કરાવવી હોય તો આપણે પણ અર્જુનની પેઠે આપણી લગામ પ્રભુના હાથમાં સોંપી દેવી જોઇએ અને અર્જુનની પેઠે દુઃખમાં પણ ધીરજ રાખીને ઊંચી જાતની પ્રાર્થનાઓ કરતાં શીખવું જોઇએ. જો એમ કરતાં આવડે તો આપણી કોઇ પણ પ્રાર્થના ફોકટ જાય તેમ નથી.

## અર્જુને કરેલી બહુ ઉત્તમ પ્રકારની સ્તુતિ

એ પછી અર્જુનની પ્રાર્થના ઉપરથી પ્રભુએ તેને પોતાનું વિરાટસ્વરૂપ દેખાડ્યું. એ જોઇને અર્જુનને જે આશ્ચર્ય થયું, જે ભય લાગ્યો અને જે આનંદ થયો, તેના ઊભરામાં સ્વાભાવિક રીતેજ તેનાથી સ્તુતિ તથા પ્રાર્થના થઇ ગઈ. એ સ્તુતિ તથા પ્રાર્થના પણ બહુજ ઉત્તમ છે ને ખાસ જાણવા લાયક છે. તેથી પ્રાર્થનાની જરૂરિયાત તથા તેનું રહસ્ય સમજાવવાના આ લેખમાં ઉત્તમ દૃષ્ટાંત તથા નમૂના તરીકે એ સ્તુતિ તથા પ્રાર્થનાઓને અમે લઇએ છીએ. અને તે એજ કેઃ—

स्थाने हृषीकेश तव प्रकीर्त्या जगत्प्रहृष्यत्यनुरज्यते च ।
रक्षांसि भीतानि दिशो द्रवंति सर्वे नमस्यंति च सिद्धसंघाः ॥
॥ गी. अ० ११ श्लो० ३६ ॥

હે પ્રભુ ! તમારી અતિશય કીર્તિ સાંભળીને જગતના લોકોને બહુ પ્રેમ ઊપજે છે, તથા બહુ આનંદ થાય છે. તેથી તમારી મોટાઇથી ભય પામીને રાક્ષસો જુદી જુદી દિશાઓમાં ભાગી જાય છે અને આનંદ પામીને સર્વે સિદ્ધનાં મંડળો પ્રેમપૂર્વક આપને નમસ્કાર કરે છે, તે યોગ્યજ છે.

कस्माच्च ते न नमेरन्महात्मन् गरीयसे ब्रह्मणोऽप्यादिकर्त्रे ।
अनंतदेवेश जगन्निवास त्वमक्षरं सदसत्तत्परं यत् ॥ गी. ११–३७॥

હે મહાન આત્માવાળા! એ બધા તમને કેમ ન નમે? અર્થાત્ નમેજ. કારણ કે તમે સૌથી પહેલા છો, તમે બ્રહ્માને પણ બનાવનારા છો, તમે સૌથી મોટામાં મોટા છો, તમે દેવતાઓના ઈશ્વર છો અને તમારામાં આ જગત રહેલું છે, તેથી તમે કાર્યરૂપ છો તથા કારણરૂપ છો અને તેમ છતાં કાર્યકારણથી જુદા છો ને શ્રેષ્ઠ છો. હે કદી પણ નાશ ન પામનારા! તમારો કોઇ પાર પામી શકે તેમ નથી.

त्वमादिदेवः पुरुषः पुराणस्त्वमस्य विश्वस्य परं निधानम्।
वेत्तासि वेद्यं च परं च धाम त्वया ततं विश्वमनंतरुप ॥ गी. ११-३८॥

હે પ્રભુ! તમે સૌથી પહેલા છો. તમે જૂનામાં જૂના છો. તમે દેહમાં તથા બ્રહ્માંડમાં રહેનારા છો. તમે અનેક પ્રકારનાં રૂપ લઈ શકો તેવા છો. તમે તમારા અગાધ તત્ત્વમાંથી જરાક જેટલું લઇને તેમાંથી આ વિશ્વનાં અનંત રૂપો બનાવનારા છો. તમે આ જગતનો આધાર છો. તમે સૌને જાણનારા છો. તમે સૌ જીવોને ઠરવાનું ઠેકાણું છો અને હે પ્રભુ! આ લોકમાં કે પરલોકમાં જે કાંઇ જાણવા લાયક છે તે તમેજ છો.

वायुर्यमोऽग्निर्वरुणः शशांकः प्रजापतिस्त्वं प्रपितामहश्च ।
नमो नमस्तेऽस्तु सहस्रकृत्वः पुनश्च भूयोऽपि नमो नमस्ते ॥
॥ गी. अ० ११ श्लो० ३९ ॥

હે પ્રભુ! જેને લીધે જીવોના પ્રાણ ટકી રહેલા છે તે વાયુ તમે છો. પ્રાણીઓના પ્રાણ લેનારા યમરાજા તમે છો. જે ગરમી વિના ચાલે નહિ તે અગ્નિ તમે છો. જે પાણી વિના જીવી શકાય નહિ તે પાણીના દેવતા તમે છો. શાંતિ આપનાર, રસ પૂરનાર તથા અમૃતરૂપ ચંદ્રમા તમે છો. પ્રજાને ઉત્પન્ન કરનાર પ્રજાપતિ બ્રહ્મા તમે છો અને બાપના બાપ તથા તેના બાપ પણ તમેજ છો; માટે હું આપને હજારોવાર નમસ્કાર કરું છું અને વારંવાર ફરી ફરીથી નમસ્કાર કરું છું, નમસ્કાર કરું છું.

नमः पुरस्तादथ पृष्ठतस्ते नमोऽस्तु ते सर्वत एव सर्व ।
अनंतवीर्यामितविक्रमस्त्वं सर्वं समाप्नोषि ततोऽसि सर्वः ॥
॥ गी. अ० ११-४० ॥

હે પ્રભુ! તમારું બળ ને તમારું તેજ અપાર છે, તમારું પરાક્રમ હદ વિનાનું છે અને તમે સર્વમાં રહેલા છો તથા સર્વરૂપ છો. માટે હે પ્રભુ! હું તમને આગળથી નમું છું, પાછળથી નમું

છું અને દશે દિશાઓમાં નમસ્કાર કરું છું.

पितासि लोकस्य चराचरस्य त्वमस्य पूज्यश्च गुरुर्गरीयान् ।
न त्वत्समोऽस्त्यभ्यधिकः कुतोऽन्यो लोकत्रयेऽप्यप्रतिमप्रभावः ॥
॥ गी. अ० ११ श्लो० ४३ ॥

જેના મહિમાની કોઇની પણ સાથે સરખામણી થઇ શકતી નથી એવા હે ઉપમારહિત પ્રભુ! આ બ્રહ્માંડમાં જે કાંઇ નાશ પામી જાય એવું છે તથા નાશ પામે નહિ એવું છે, તે સર્વના આપ પિતા છો, તે સર્વના આપ પૂજ્ય છો, તે સર્વના આપ ગુરુ છો અને તે સર્વથી આપ મોટામાં મોટા છો. હે પ્રભુ! સ્વર્ગ, મૃત્યુ કે પાતાળ એ ત્રણે લોકમાં આપના સમાન બીજો કોઇ નથી ત્યારે આપનાથી અધિક તો ક્યાંથીજ હોય?

## પોતાની ભૂલ કબૂલ કરવાની તથા માફી માગવાની પ્રાર્થના

પરમકૃપાળુ પિતા પરમાત્માની આ પ્રમાણે સ્તુતિ કરતાં કરતાં જેમ જેમ તેનો વધારે વધારે મહિમા સમજાતો ગયો, તેમ તેમ અર્જુન પોતાના અંતરમાંથી ગળતો ગયો, તેથી આજ દિવસ સુધી જે ભૂલો તેને દેખાતી નહોતી તે ભૂલો હવે તેને દેખાવા લાગી. તેથી તે પોતાની ભૂલો કબૂલ કરે છે અને એ ભૂલો માફ કરવા પ્રભુની પ્રાર્થના કરે છે. એ માટે કહે છે કેઃ—

सखेति मत्वा प्रसभं यदुक्तं हे कृष्ण हे यादव हे सखेति ।
अजानता महिमानं तवेदं मया प्रमादात्प्रणयेन वापि ॥
॥ गी. अ. ११ अ. ४१ ॥

હે પ્રભુ! આપના આ વિશ્વરૂપને તથા આપના મહિમાને હું જાણતો નહોતો, તેથી ગાફલપણાને લીધે તથા જીવ અને ઈશ્વર એ બે મિત્ર છે એમ માનીને, પ્રેમને લીધે મેં તમને ન કહેવાનાં વચનો કહ્યાં છે. જેમકે, હે કૃષ્ણ! એટલે કે કાળા, પ્રપંચી, સ્વચ્છંદી વગેરે હલકા પ્રકારના. હે યાદવ! એટલે કે સાધારણ મનુષ્ય જેવા અને હે સખા! એટલે કે મારા જેવાજ, કારણ કે મારો દોસ્ત મારા જેવોજ હોય. એ વિના મિત્રતા ક્યાંથી થાય? આ પ્રમાણે મેં જે મારા મનમાં માનેલું છે અને આપને કહેલું છે તે, તથાઃ—

यच्चावहासार्थमसत्कृतोऽसि विहारशय्यासनभोजनेषु ।
एकोऽथवाप्यच्युत तत्समक्षं तत्क्षामये त्वामहमप्रमेयम् ॥
॥ गी. अ० ११ श्लो० ४२ ॥

હે ચલાયમાન થાઓ નહિ એવા અને હે કોઈની પણ સાથે સરખામણી કરી શકાય નહિ એવા પ્રભુ! રમતગમતમાં સૂતી વખત, બેસવાઊઠવામાં, ખાવાપીવામાં, મશ્કરીમાં, એકાંતમાં અને બીજાઓની રૂબરૂમાં મેં આપનું જે જે અપમાન કરેલું છે, તે સર્વ અપરાધ માટે હું આપની માફી માગું છું.

અને એ માફી મળે તે સારુ દીનતાપૂર્વક પ્રાર્થના કરે છે કેઃ—

तस्मात्प्रणम्य प्रणिधाय कायं प्रसादये त्वामहमीशमीड्यम् ।
पितेव पुत्रस्य सखेव सख्युः प्रियः प्रियायार्हसि देव सोढुम् ॥
॥ गी. अ. ११ श्लो. ४४ ॥

હે પૂજવા લાયક પ્રભુ! આપની કૃપા મેળવવા માટે હું મારા શરીરવડે દંડવત્ કરું છું, વાણીથી નમસ્કાર કરું છું અને હૃદયમાંથી આપનું ધ્યાન ધરતાં ધરતાં આપને અર્પણ થઈ જાઉં છું. માટે હે પ્રકાશ કરનારા પ્રભુ! જેમ બાપ પોતાના દીકરાના અપરાધ સાંખી લે છે તેમ તમે મારા અપરાધ સાંખી લો, કારણ કે તમે મને ઉત્પન્ન કરનાર મારા બાપ છો ને હું તમારો દીકરો છું. જેમ મિત્ર પોતાના મિત્રના વાંક ખમી લે છે ને તેને માફ કરે છે, તેમ તમે મારા વાંક ખમી લો ને મને માફ કરો. કારણ કે જીવ ને ઈશ્વર એ બન્ને મિત્ર છે, માટે તમે મારા વાંક માફ કરો. અને જેમ ધણી પોતાની વહાલી ધણિયાણીના અપરાધ ખમી લે છે ને માફ કરે છે તેમ તમે મારા અપરાધ માફ કરો, કારણ કે તમે ધણી છો ને હું તમારો દાસ છું. માટે હે પ્રભુ! આવી બધી રીતે તમે મારા અપરાધ માફ કરવાને યોગ્ય છો.

## ધારેલું કામ પાર પડે ત્યારે ઉપકાર માનવાની પ્રાર્થના

આવી રીતે દરેક પ્રસંગે ભક્તરાજ અર્જુને ભગવાનની પ્રાર્થના કરેલી છે અને તેની ભલી લાગણીવાળી દરેક પ્રાર્થના તરતજ મંજૂર થઇ છે, તેથીજ તે આગળ વધી શક્યો છે. છેવટ જ્યારે તેને બધું જ્ઞાન મળી રહ્યું ને ગીતા પૂરી થઇ, ત્યારે પણ તે પ્રભુનોજ ઉપકાર માને છે. અને કહે છે કેઃ—

नष्टो मोहः स्मृतिर्लब्धा त्वत्प्रसादान्मयाच्युत ।
स्थितोऽस्मि गतसंदेहः करिष्ये वचनं तव ॥ गी. १८–७३ ॥

હે ચલાયમાન નહિ થનારા પ્રભુ! તમારી કૃપાથી હું સ્વસ્થ થયો, તમારી કૃપાથી મારો મોહ મટ્યો, તમારી કૃપાથી મને

ભુલાઇ ગયેલું જ્ઞાન પાછું મળ્યું અને તમારી કૃપાથી મારા સંશયો નાશ પામ્યા. માટે હવે હું તમારું કહ્યું કરીશ.

## ગીતાના અભ્યાસનું ફળ શું ?

બંધુઓ ! ગીતાના અભ્યાસનું, શાસ્ત્રના અભ્યાસનું, ધર્મના અભ્યાસનું, મહાત્માઓના સંગનું, જિંદગીની ફરજ બજાવવાનું, જ્ઞાનના અનુભવનું, અનન્યભક્તિનું અને આત્માના બળનું ફળ જોયું કે ? જો એ વાત હજી પણ ચોખ્ખી રીતે ન સમજાઇ હોય તો સમજી લો કે, એ બધાનું અથવા તેમાંથી એકાદું જે અંગ પરિપૂર્ણ થયું હોય તેનું ફળ એજ કે, તનથી, મનથી ધનથી, વચનથી ને કર્મથી, બધી રીતે સ્વસ્થ થવું. એટલે કે કોઇ વાતમાં ગફલત રાખવી નહિ. બીજું એ કે જગતની નાની વસ્તુઓના મોહમાં જીવ પડ્યો રહે છે તે મોહ ન રાખવો. ત્રીજું એ કે આત્માના બળનું ને પરમાત્માના સ્વરૂપનું ભુલાઇ ગયેલું જ્ઞાન પાછું મેળવવું અને આત્માને તેના અસલ સ્વરૂપમાં જવા દેવો. ચોથું એ કે, મનમાં જે જે સંશયો ભરેલા હોય છે ને તર્કવિતર્ક થયા કરે છે, તે બધાને સત્ય જ્ઞાનના તથા પૂર્ણ વિશ્વસના બળથી કાઢી નાખવા; અને પાંચમું એ કે, આ બધું પરમકૃપાળુ પિતા મહાન પરમાત્માની મદદથીજ થાય છે, એમ શુદ્ધ અંતઃકરણથી સમજવું ને એમ અનુભવવું. એ પછી છઠ્ઠું એ કે, પ્રભુના હુકમ પ્રમાણે વર્તવાની કબૂલાત આપવી, એ પ્રમાણે વર્તવાને હંમેશાં તૈયાર રહેવું અને વખત આવ્યે પ્રભુના હુકમ પ્રમાણેજ વર્તવું એનુંજ નામ જ્ઞાન છે, એનુંજ નામ ભક્તિ છે, એનુંજ નામ યોગ છે અને એનુંજ નામ ધર્મ છે. અને જે એ પ્રમાણે વર્તે તેજ ભક્ત, તેજ જ્ઞાની ને તેજ યોગી કહેવાય છે. પણ આ બધાનું જે મૂળ છે તે એજ કે, પ્રભુનો મહિમા સમજીને તેના ગુણ ગાવા અને આ બધું થઇ શકે એ માટે તેની મદદ માગવી. તેની પ્રાર્થના કરવી એ પહેલામાં પહેલું ને છેલ્લામાં છેલ્લું સાતમું તત્ત્વ છે. એ માટે જે શ્લોકમાં આ બધું રહસ્ય છે તે શ્લોકમાંજ ગર્ભિત રીતે પ્રભુને અર્જુન કહે છે કે, હે અચ્યુત ! એટલે કે હે ચલાયમાન થાઓ નહિ એવા પ્રભુ ! હું મારો ધર્મ પાળવામાં, મારું કર્તવ્ય બજાવવામાં, મારું જ્ઞાન વધારવામાં અને તમારી સેવા કરવામાં ચલાયમાન થાઉં નહિ એવી મને સદ્બુદ્ધિ આપો. એવું મને બળ આપો. એવા હેતુથીજ આ શ્લોકમાં અર્જુન પ્રભુને અચ્યુત કહે

છે અને તેમાંથી એમ બતાવે છે કે, તમે સ્થિર રહેનારા છો, તમે ચલાયમાન થાઓ નહિ એવા છો, તમે વિકાર વિનાના છો, તમે પડી જાઓ નહિ કે ઘટી જાઓ નહિ તેવા છો અને તમે નાશ પામો નહિ એવા છો; માટે તમે મને પણ એવા ગુણો આપો. કારણ કે દાસભક્તિમાં–સેવ્યસેવક ધર્મમાં એજ ખૂબી છે કે, જે ગુણ પોતાના ઇષ્ટમાં–પોતાના પ્રભુમાં–પોતાના ધણીમાં હોય છે, તેજ ગુણ સેવકમાં, નોકરમાં, દાસમાં, ભક્તમાં આવે છે. જેમકે જેના શેઠ સમૃદ્ધિવાળા હોય તેના નોકરો પણ સમૃદ્ધિવાળા હોય છે; જેના ગુરુ બહુ જ્ઞાની હોય તેના ચેલાઓ પણ જ્ઞાની હોય છે; જેના દેવ સત્ત્વગુણી હોય તેના ભક્તો પણ સત્ત્વગુણી હોય છે અને જેના પ્રભુ ત્યાગી હોય તેના સેવકો પણ ત્યાગી હોય છે. તેમજ અર્જુનના પ્રભુ અચ્યુત એટલે કે ચલાયમાન થાય નહિ એવા છે, માટે એ નામથી બોલાવીને અર્જુન તેની પાસેથી એવી આશા રાખે છે–એવી પ્રર્થના કરે છે કે, ઉપર કહી તે છ બાબતોમાં ટકી રહેવાનું મને બળ આપો. અને મહાભારત ઉપરથી આપણે જાણી શકીએ છીએ કે, એ બળ અર્જુનને મળેલું છે.

## પ્રાર્થનાનું બળ અને પ્રાર્થનાનું ફળ

બંધુઓ ! આ બધું કહીને હું તમને એમ સમજાવવા ઇચ્છું છું કે, नष्टो मोहः स्मृतिर्लब्धा એવી જે અર્જુનની ઊંચી સ્થિતિ થઇ, તે ઈશ્વરની સ્તુતિ તથા પ્રાર્થના કરવામાંથીજ થઇ છે. માટે આપણે પણ જો આપણી જિંદગી સુધારવી હોય, આપણા આત્માની ઉન્નતિ કરવી હોય અને ઈશ્વરના વહાલા થવું હોય, તો આપણી જિંદગીનું દરેક નાનું નાનું સાધરણ કામ કરતી વખત પણ વારંવાર પરમકૃપાળુ પિતા પરમાત્માના નામનું સ્મરણ કરવું જોઇએ. અને કદી વારંવાર સ્મરણ કરવાનું ન બને, તો શરૂઆતમાં તેનું નામ લઇને અને અંતરમાંથી તેને યાદ કરીને પછીજ કામ શરૂ કરવું જોઇએ. અને કોઇ પણ મોટું કામ કરતી વખત તેમાં વિઘ્ન ન આવે તથા તે રૂડી રીતે પાર પડે અને તેનું મનગમતું ફળ મળે તે સારુ પ્રથમ સર્વશક્તિમાન મહાન ઈશ્વરની પ્રાર્થના કરીને તે પછીજ કામ શરૂ કરવું જોઇએ. કારણ કે ઘણી વખત એમ બને છે કે, જે કામો બીજી કોઇ પણ રીતે થઇ શકતાં નથી, તેવાં કઠણ કામો પણ પ્રાર્થનાના બળથી વિનાવિલંબે ને સહેલામાં સહેલી રીતે થઇ જાય છે. પણ આ ભેદ–આ ગુપ્ત કૂંચી સાધારણ લોકો

જાણતા નથી. અને જે જાણે છે તેને પણ પૂરો વિશ્વાસ હોતો નથી, તેથી તેઓ અંતરના ઉમળકાથી પ્રાર્થના કરી શકતા નથી, એટલે તેઓને ધારેલું ફળ તુરત મળતું નથી. પણ હરિજનો, વૈષ્ણવો, ભક્તો ને દેવો આ ભેદ સમજે છે, તેથી તેઓ પોતાના દરેક કામકાજ વખતે પ્રેમપૂર્વક પ્રથમ ઈશ્વરની પ્રાર્થના કર્યા કરે છે અને તેથી બીજા વ્યાવહારિક લોકોના કરતાં તેઓનાં કામો વધારે જલદી, વધારે સહેલાઇથી ને વધારે સારી રીતે પાર પડી જાય છે. માટે જો એવો મહાન લાભ મેળવવો હોય તો આપણે પણ આપણી જિંદગીનું દરેક મોટું કામ શરૂ કરતી વખત, પ્રથમ પ્રેમપૂર્વક પરમાત્માની પ્રાર્થના કરવી જોઇએ. પણ ઊંચા હેતુઓ રાખીને દરેક પ્રસંગે કેમ પ્રાર્થના કરવી તેની ઘણા લોકોને જેવી જોઇએ તેવી ચોખ્ખેચોખ્ખી સમજણ હોતી નથી; તેથી તેઓ પ્રાર્થના કરી શકતા નથી. માટે આપણાં અજ્ઞાન ભાઇબહેનોને એ બાબતનો કાંઇક સારી રીતે ખ્યાલ આવે તે સારુ, આપણી જિંદગીમાં બનતા જુદા જુદા બનાવો વખતે કરવાની પ્રાર્થનાઓ હવે બતાવીએ છીએ. તેમાં એ યાદ રાખવાનું છે કે, બધા લોકોએ કાંઈ આમાં લખેલી છે તે પ્રમાણેજ પ્રાર્થના કરવાની નથી, પણ એવી જાતની અથવા પોતાની સ્થિતિ ને દેશકાળને અનુકૂળ આવે તેવી પ્રાર્થના કરવાની છે. અમે તો માત્ર પ્રાર્થના કરવાની રીત ને પ્રાર્થના કરવાની જરૂરિયાત બતાવીએ છીએ અને જો એટલું સમજાય તોપણ ઘણું છે. એમાંથી પણ બહુ મોટા લાભ થઇ શકે તેમ છે. માટે હવે તેના નમૂના બતાવીએ છીએ.

## સવારમાં ઊઠતી વખતે કરવાની પ્રાર્થના

હે પ્રભુ! ઓ શાંતિદાતા પિતા! હે અનાથના નાથ! હે નોધારાના આધાર! હે કરુણાના ભંડાર! હે દયાના દેવ! ઓ પિતા! પિતા! પિતા! તારી કૃપાથી આજની રાત્રી આનંદમાં ગઇ છે અને તારી કૃપાથી આજના દિવસનું પ્રભાત હું જોઇ શક્યો છું. હે પ્રભુ! તારી કૃપાથી તને યાદ કરતાં કરતાં હું અત્યારે જાગી શકું છું અને તારી કૃપાથી હું આજના નવા દિવસના નવા નવા લહાવા લઈ શકીશ. જેમકે, તારી કૃપાથી હું મારાં રોજનાં કામકાજ કરી શકીશ. તારી કૃપાથી મારા કુટુંબના સુખ માટે હું આજે ઘટતો પુરુષાર્થ કરી શકીશ. તારી કૃપાથી હું મારા બંધુઓની આજે કાંઇક થોડીઘણી સેવા કરી શકીશ. તારી કૃપાથી મારા દેશની

દાઝ મારા હૈયામાં રાખીને મારા દેશનું ભલું થાય તેવી રીતે હું મારો આજનો દિવસ ગાળી શકીશ. તારી કૃપાથી હું આજે નવાઃ નવા અનુભવો મેળવી શકીશ. તારી કૃપાથી તારા માર્ગમાં હું આજે થોડોક આગળ વધી શકીશ. તારી કૃપાથી મારા આત્માનું કલ્યાણ થાય એવાં કામો હું આજે કરી શકીશ અને હે નાથ! હે નાથ! હે નાથ! તારી કૃપાથી મારો આજનો દિવસ ઉત્તમ રીતે ગાળી શકીશ. માટે હે પ્રભુ! એમ કરવાની મારી ઉપર કૃપા કર, કૃપા કર, કૃપા કર. કારણ કે તારી કૃપા વિના એકલા મારા પુરુષાર્થથી એ બધું બની શકે તેમ નથી. માટે હે પ્રભુ! તારી કૃપા મેળવવા સારુ મારું અંતઃકરણ ચોખ્ખું કરવા માટે તારું નામસ્મરણ કરવાની તથા તારાં ગુણગાન કરવાની મને સદ્બુદ્ધિ આપ. અને એ માટે હું દરરોજ વહેલો ઊઠીને બની શકે એટલો વખત તારાં ગુણગાન તથા નામસ્મરણમાં ગાળું એવી મારી ઉપર કૃપા કર, કૃપા કર, કૃપા કર—ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

સૂચનાઃ—આમ બોલીનેજ બેસી રહેવું નહિ, પણ એ પછી પોતાને ગમે તેવા ભક્તિભરેલા કોઈ સ્તોત્રનો પાઠ કરવો, જીવને શાંતિ મળે તેવાં ભજનો ગાવાં તથા પ્રભુના નામની બની શકે એટલી માળા ફેરવવી. એ પછી પથારીમાંથી ઊઠીને ઘરના કામકાજમાં લાગવું અને જો વધારે વખત ન મળે તો જરાકવાર પણ સવારમાં ઊઠતી વખત પ્રભુને યાદ કર્યા વિના રહેવું નહિ. જાગૃત થઇને તુરતજ પહેલું કામ ઇશ્વિરસ્તુતિનુંજ કરવું જોઇએ, એ પછીજ બીજાં અગત્યનાં કામો પણ કરવાં જોઇએ. શરૂઆતમાં થોડો વખત કદાચ એની કિંમત ન સમજાય તોપણ યાદ રાખજો કે, પ્રાતઃકાળની ભક્તિનું ફળ બહુજ મોટું છે. માટે પ્રેમ રાખીને સવારના પહોરમાં પ્રભુનાં ગુણગાન કર્યા કરો, પ્રભુનાં ગુણગાન કર્યા કરો અને કદી ઉપર મુજબ બધું તમારાથી ન બની શકે, તોપણ એટલી વાત તો ધ્યાનમાં રાખજો કે, મહાત્માઓનું લક્ષ્ય હંમેશાં આવું ઊંચું હોય છે અને તેથીજ તેઓ મહાત્મા છે. માટે આપણે પણ જો આગળ વધવું હોય તો આવુંજ ઊંચું લક્ષ્ય રાખવું જોઇએ અને જ્યાં સુધી એવું ઊંચું લક્ષ્ય ન રાખી શકીએ ત્યાં સુધી આપણે એટલા કાચા છીએ, એમ તો કબૂલ કરો! એમ સમજશો ને કબૂલ કરશો તોપણ આગળ વધવાનો રસ્તો મળશે. માટે જિંદગીનાં દરરોજનાં કામોમાં કાંઇક ખાસ ઉત્તમતા રાખતાં શીખો—કાંઇક ઉત્તમતા રાખતાં શીખો.

## સ્નાન વખતની પ્રાર્થના

હે પરમકૃપાળુ પવિત્ર પિતા! હે મહાન ઇશ્વર! હે પતિતપાવન ! હે અપવિત્રને પવિત્ર કરનાર ! હે અમંગળને મંગળ કરનાર મંગળસ્વરૂપ પરમાત્મા ! તારી ભક્તિ કરવા માટે પવિત્ર થવા સારુ હું અત્યારે સ્નાન કરું છું. માટે હે પુણ્યસ્વરૂપ ! આ પવિત્ર જળથી જેમ મારું શરીર શુદ્ધ થાય છે તેમ મારું મન શુદ્ધ કરવાની કૃપા કર, મારી ઇચ્છાઓ શુદ્ધ કરવાની કૃપા કર, મારાં કર્મો શુદ્ધ કરવાની તથા તે અંગીકાર કરવાની કૃપા કર અને માયાની મલિન વાસનાઓમાં ભટકતા મારા જીવને તારા પવિત્ર માર્ગમાં લેવાની કૃપા કર. હે શાંતિદાતા પિતા ! જેમ આ જળથી મારા શરીરને હમણાં સ્નાન કરતી વખત ઠંડક વળે છે, તેમ તારા વિશ્વાસના બળથી મારા આત્માને શાંતિ મળે તેમ કર. જેમ આ જળથી મારું બહારનું શરીર હમણાં શુદ્ધ થાય છે તેમ તારા નામસ્મરણથી ને તારા ધ્યાનથી મારો જીવ પુણ્યસ્વરૂપ થાય તેમ કર. જેમ આ જળથી મારી ઇંદ્રિયો હમણાં શાંત થાય છે તેમ તારી પવિત્રતાના બળથી મારી ઇંદ્રિયો શાંત થાય તેમ કર. જેમ આ જળની ઠંડકથી મને હમણાં આનંદ થાય છે તેમ તારી કુદરતી પવિત્રતાનો મને હંમેશાં સ્વાભાવિક આનંદ મળ્યા કરે તેમ કર. જેમ આ નિર્મળ જળ સાથે રમ્યા કરવાનું મને મન થાય છે, તેમ તારી પવિત્રતામાં રમ્યા કરવાનું મને મન થાય તેમ કર. જેમ આ નિર્મળ જળ મારા માથા ઉપર રેડ્યા કરવાનું મને મન થયા કરે છે તેમ તારી પવિત્રતા મારા અંતઃકરણમાં રેડ્યા કરવાનું મને મન થાય તેમ કર. જેમ આ પવિત્ર પાણીમાં ડૂબકી મારવાનું મને વારંવાર મન થયા કરે છે, તેમ તારા પ્રેમની ને તારા સત્યની અંદર ડૂબકી મારવાની મારા જીવને વારે વારે પ્રેરણા થયા કરે તેમ કર. અને હે નાથ ! તારા નામના બળથી આ પવિત્ર થયેલું પાણી જેમ મારા શરીર ઉપર ફેલાઇ જાય છે, મારા શરીરને લાગી રહે છે અને મારાથી પી લેવાય છે, તેમ હે પવિત્ર પિતા ! મારો આત્મા તારામાં લાગી રહે અને તું મારા અંતરમાં આવી જાય એમ કર. હે પ્રભુ ! એમ કર, એમ કર. કારણ કે પવિત્ર થયા વિના અમારો આરો આવી શકે તેમ નથી અને તારા શરણના બળ વિના, તારા પ્રેમના લહાવા લીધા વિના, તારા જ્ઞાનના મહાસાગરમાં ડૂબકીઓ માર્યા વિના, તારી કૃપાના બળ વિના, તારા હુકમો પાળ્યા વિના અને ખરેખરી

દીનતાથી તને અર્પણ થઇ ગયા વિના અમારો ઉદ્ધાર થઇ શકે તેમ નથી અને એ બધાનું મૂળ પવિત્રતા છે. માટે જેમ સ્નાન કરવાથી શરીરની બહારની શુદ્ધિ થાય છે ને થોડીક ઠંડક મળે છે, તેમ મારા અંતરની શુદ્ધિ કરવા સારુ તથા આત્મિક ઠંડક મેળવવા સારુ હું પ્રેમપૂર્વક તારી પ્રાર્થના કરું છું. માટે હે પરમકૃપાળુ પવિત્ર પિતા ! મને પવિત્રતા આપ મને પવિત્રતા આપ.

સૂચનાઃ–યાદ રાખજો કે, નાહવું એટલે કે માત્ર લોકાચારના રિવાજને ખાતર શરીર ઉપર આડાઅવળા બે લોટા પાણી ઢોળી દેવાનુંજ નથી; પણ શરીરને શુદ્ધ કરવા સારુ, સાચી પવિત્રતા મેળવવા સારુ અને એવી પવિત્રતામાં જિંદગી ગાળવા સારુજ હમેશાં નાહવું જોઇએ. જોકે માત્ર નાહવાથીજ કાંઈ એ બધું એકદમ બની જતું નથી,તોપણ હંમેશાં આપણી ઉત્તમભાવના જાગેલી રહે અને આપણી જિંદગીની આવી નાની નાની તથા આવી સાદી સાદી બાબતોમાંથી પણ આપણે આગળ વધી શકીએ તે સારુ દરેક પ્રસંગે આવા ઉત્તમ વિચારો કરવાની જરૂર છે અને આવી વ્યાવહારિક નાની નાની બાબતોમાં પણ કાંઇક ઊંચાં રહસ્યો જોવાં ને એનો લાભ લેવો એજ આપણા પવિત્ર ધર્મની ખૂબી છે. માટે ઉચ્ચ ભાવનાઓના બળથી જેમ આપણે નાહવામાંથી પણ પવિત્રતા મેળવી શકીએ છીએ, તેમ બીજાં વ્યાવહારિક કામોમાંથી પણ કાંઇક ઉચ્ચતા મેળવાય તેમ કરો અને કાંઈ પણ કામ કરતી વખત હંમેશાં કાંઇક ખાસ ઉચ્ચતા તરફજ લક્ષ્ય રહે એમ કરો.

## જમતી વખતની પ્રાર્થના

હે જગતના જીવન ! હે જગતપાલક ! હે વરસાદના વરસાવનાર ! હે એક બીજમાંથી અનંત બીજ ઉત્પન્ન કરનાર ! હે કર્મના ફળદાતા ! હે પ્રાર્થના સાંભળનાર અન્નદાતા પિતા ! તારી કૃપાથી આ ઉત્તમ ભોજન મને મળેલું છે. હે નાથ ! સૃષ્ટિને બનાવનારો તું છે, અન્નને ઉત્પન્ન કરનારો તું છે અને તારો અગ્નિ, તારું પાણી, તારી હવા, તારી પૃથ્વી ને તારા બનાવેલા બીજમાંથીજ આ મારું ખાવાનું બનેલું છે; એટલુંજ નહિ પણ મને રોજી આપનાર તું છે, મારા જઠરાગ્નિને પ્રદીપ્ત કરનાર તું છે, આવું અમૂલ્ય ભોજન બનાવવાની બુદ્ધિ આપનાર તું છે અને મને વખતસર આવું ખાવાનું મળે તે માટેના સારા સંજોગો મેળવી આપનાર તું છે. માટે હે નાથ ! આમાં મારું કાંઈજ નથી એમ સમજીને, ખરેખરી દીનતાથી તારો ઉપકાર માનીને, માનપૂર્વકરીતે પ્રથમ

આ ખાવાનું તને અર્પણ કરીને અને પૂરેપૂરા પ્રેમથી તારું પવિત્ર નામ યાદ કરતાં કરતાં ફરીફરીથી તારો ઉપકાર માનીને, આ ખાવાનું હું ખાઉં છું. હે પ્રભુ ! મારી નાલાયકી પ્રમાણે અને હું તારાથી વિમુખ છું તે સામે જોતાં તો મને ખાવા સારુ જમના મારજ મળવા જોઇએ; તેને બદલે આવું સ્વાદિષ્ટ ભોજન મળે છે તે હે નાથ ! તારી કૃપાનુંજ ફળ છે, તારા પાલનહારપણાનુંજ ફળ છે, તારી ક્ષમાનુંજ ફળ છે, તારા પ્રેમનુંજ ફળ છે અને તારી મોટાઇનુંજ ફળ છે. આમાં મારું કાંઇ પણ નથી. માટે હે પ્રભુ ! હવે હંમેશાં મારા ખોરાકમાંથી તારા જીવોનો કાંઇક પણ ભાગ કાઢ્યા વિના, તારો ઉપકાર માન્યા વિના અને અનન્યભાવથી તને યાદ કર્યા વિના કાંઈપણ વસ્તુ ખાઉં નહિ એવો ઠરાવ કરવાની મારી ઉપર કૃપા કર, કૃપા કર.

સૂચના:—આવી રીતે દીનતાપૂર્વક ઈશ્વરનો ઉપકાર માનીને અને કૃપા કરીને ઈશ્વરે જે આપેલું હોય તેમાંથી યથાશક્તિ પ્રભુના જીવોનો ભાગ કાઢીને, તે પછીજ પ્રભુનું નામ યાદ કરતાં કરતાં જમવું જોઇએ. જ્યાં સુધી એ પ્રમાણે પ્રભુનું આપેલું પ્રભુને અર્પણ ન કરીએ ત્યાં સુધી આપણા શાસ્ત્ર પ્રમાણે આપણે ચોરજ છીએ. માટે એવા ચોર ન થવાય તે સારુ આપણા ખોરાકમાંથી પ્રથમ આપણા બંધુઓનો ભાગ કાઢીને તથા ઈશ્વરનો ઉપકાર માનીને પછીજ દરેક માણસે જમવું જોઇએ. ટૂંકામાં એજ કે, બધા માણસોએ કાંઇ હંમેશાં ઉપર લખેલા શબ્દો બોલવાની ખાસ જરૂર નથી. પણ હંમેશાં જમતી વખતે પોતાના મનમાં એ જાતનો ભાવ લાવવાની જરૂર છે. જો મનમાં એવો ભાવ આવી શકે તો ઘણી જાતનાં પાપમાંથી બચી શકાય છે અને જો એવો ભાવ ન આવે તો ઘણી જાતનાં પાપમાં પડી જવાય છે; માટે જેમને પોતાના કલ્યાણની ઇચ્છા હોય તે માણસોએ હંમેશાં પ્રથમ પોતાનું ભોજન ઈશ્વરને અર્પણ કરીને એટલે કે તેમાંથી પોતાના બંધુઓનો ભાગ કઢીને તથા ઈશ્વરનો ઉપકાર માનીને પછીજ જમવું જોઇએ. કદી કોઇથી પોતાના ખોરાકમાંથી બીજા જીવોનો ભાગ આપવાનું ન બની શકે, તોપણ તેણે ઈશ્વરનો ઉપકાર તો માનવોજ જોઇએ. એજ સનાતન ધર્મનો મુખ્ય સિદ્ધાંત છે અને તે પાળવાથીજ કલ્યાણ છે.

## રાતના સૂતી વખતની પ્રાર્થના

હે પ્રભુ ! ઓ પરમકૃપાળુ પિતા ! હે દીનદયાળ ! હે જાગૃત તથા નિદ્રાવસ્થાના સાક્ષી ! હે મંગળકારી ! ઓ શાંતિદાતા પરમાત્મા !

તારી કૃપાથી મારો આજનો દિવસ આનંદમાં ગયો છે, તારી કૃપાથી હું મારી કેટલીક ફરજો આજે બજાવી શક્યો છું અને તારી કૃપાથી હું આજે પાપમાંથી બચી શકયો છું. જોકે મારા મનમાં કાંઇક નબળા વિચારો આવી ગયા છે અને કેટલીક બાબતોમાં હું ઢીલો રહ્યો છું, તોપણ એકંદરે મારો આજનો દિવસ ઠીક ઠીક ગયો છે માટે માનપૂર્વક તારો ઉપકાર માનું છું અને પ્રાર્થના કરું છું કે, હે પ્રભુ! મારી આજની રાત શાંતિમાં જાય એમ કરજે, બધી જાતની આફતોમાંથી બચાવજે, પથારીમાં પડ્યાં પડ્યાં થતા નકામા વિચારોમાંથી બચાવજે, માઠાં સ્વપ્નાંઓથી બચાવજે અને નિદ્રાવસ્થામાં અંતઃકરણની વાસનાઓ સાથે જીવ રમ્યા કરે છે તથા બહાર ભટકયા કરે છે તેમાંથી બચાવીને તેને ખરી શાંતિમાં રાખવાની કૃપા કરજે. હે નાથ! હે નાથ! હે નાથ! એ વખતે ઊંઘમાં હું પરાધીન હોઉં છું, તેથી એવી આફતોમાંથી મારા બળે કરીને હું મારા જીવને બચાવી શકતો નથી. માટે હે શાંતિદાતા! હે સન્માર્ગમાં પ્રેરનાર! હે અવિદ્યાનો નાશ કરનાર! હે જ્યોતિસ્વરૂપ! હે જીવોનો ઉદ્ધાર કરનાર! હે મોક્ષદાતા પવિત્ર પિતા! આજની રાત્રી તને ગમે એવી શાંતિમાં જાય તેમ કરજે—ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ.

સૂચના:—હંમેશાં સૂતી વખત આવી રીતે પ્રાર્થના કર્યા પછીજ સૂવું જોઇએ અને મહાન પ્રભુનું પવિત્ર નામ લેતાં લેતાંજ ઊંઘ આવી જાય એમ કરવું જોઇએ; કારણ કે કોઇ પણ રીતે આપણી ઉત્તમ ભાવનાઓને ખીલવવી, કોઈ પણ રીતે પાપથી બચવું, કોઇ પણ રીતે આપણી જિંદગીને ઉપયોગી બનાવવી, કોઈ પણ રીતે આપણે જિંદગીની ખરી મીઠાશ અનુભવી અને કોઇ પણ રીતે આપણા આત્માને પરમાત્મા સાથે જોડેલો રાખવો, તે માટેજ આ બધું કરવાનું છે. પણ જેને ભક્તિમાં પ્રેમ ન હોય તથા પ્રાર્થના કરવાની ટેવ ન હોય, તેને શરૂઆતમાં પ્રથમ કંટાળો લાગશે અને રોજની ટેવ મુજબ સૂતી વખત નકામા વિચારો મનમાં રમ્યા કરશે; તેથી સરખી રીતે પ્રભુનું નામ નહિ લઈ શકાય, પણ ભાઇઓ ને બહેનો! જરા પ્રેમ રાખીને થોડા દિવસ એમ કરી તો જુઓ! એનું ફળ બહુ મોટું છે હો, એ યાદ રાખજો—એ યાદ રાખજો.

## કાંઇક મોટું કામ શરૂ કરવું હોય તે વખતની પ્રાર્થના

હે ચંદ્રસૂર્યના બનાવનાર! હે સમુદ્રને વશ રાખનાર! હે

અનંતબ્રહ્માંડના નાથ ! હે કાળના અધિપતિ ! હે આકાશના બનાવનાર ! હે જીવોને જીવન આપનાર ! હે દેવોના દેવના મહારાજા ! હે સર્વ ભલાં કામોના પ્રેરક ! હે નાનાઓને હાથે મોટાં કામો કરાવનાર પવિત્ર પિતા પરમાત્મા ! તારા પવિત્ર નામથી, તારે અર્થે મારા બંધુઓને મદદ કરવા તથા મારા દેશની સેવા કરવા સારુ હું એક મોટું કામ (આ ઠેકાણે એ કામની હકીકત કહેવી.) શરૂ કરવા ઇચ્છું છું, માટે તું એમાં મારો મદદગાર થા. હે નાથ! તારી કૃપા વિના એકલા મારા બળથી એ મોટું કામ પાર પાડી શકે તેમ નથી; કારણ કે એમાં બીજા ઘણા માણસોની મદદની જરૂર છે, ઘણા પૈસાની જરૂર છે, બહુ વખતની જરૂર છે, રાજ્યની મદદની જરૂર છે, જિગરની લાગણીથી કામ કરી શકે એવા અનુભવી ભલા માણસોની જરૂર છે, સારા સ્થાનની જરૂર છે અને એ ખાતાનો લાભ લઇને તેનો ઉપયોગ કરી શકે એવા માણસોની જરૂર છે. એ બધું કાંઈ એકલા મારાજ બળથી બની શકે તેમ નથી. હું તો જાતે મહેનત કરી શકું અથવા પૈસા આપી શકું અથવા જગ્યા આપી શકું અથવા માણસો આપી શકું અથવા અમલદારોની વગ લગાડી શકું કે આજુબાજુના ઘણા લોકોની એ તરફ દિલસોજી જગાડી શકું અને બહુ તો એ કામ પાર ઉતારવાને ખાતર હું મારી જિંદગી અર્પણ કરી શકું. આવું કોઈ પણ એકાદું અંગ (પોતાનાથી બની શકે તે અંગનું નામ આ ઠેકાણે લેવું) સાચવવાનું કામ મારાથી બની શકે, પણ એ બધાં અંગો બરોબર રાખવાનું કામ મારા એકલાથી પાર પડી શકે નહિ; એ તો તારી કૃપાથીજ થઇ શકે. માટે હે પ્રભુ ! આ શુભ કામમાં જો મારી કોઇ જાતની ભૂલ ન થતી હોય અને એ પરમાર્થનું કામ તારા નિયમ પ્રમાણે થતું હોય તો એમાં તું મારો મદદગાર થા.

હે પિતા ! હું જાણું છું કે, મારી શક્તિના પ્રમાણમાં આ કામ બહુ મોટું છે અને એમાં ઘણી જાતની મુશ્કેલીઓ છે, પણ હે નાથ ! મને તારા ઉપર વિશ્વાસ છે કે, જો તું ધારે તો કીડીને હાથી કરતાં પણ વધારે બળ આપી શકે; એટલુંજ નહિ પણ પંપા સરોવરનું જળ મોટા મોટા ઋષિઓના તપોબળથી સુધર્યું નહિ, પણ એ ઋષિઓ જેને નીચ સમજતા હતા તે ભીલડીના હાથે તેં શુદ્ધ કરાવ્યું હતું. મહાભારતના ભયંકર યુદ્ધના મેદાનમાં જ્યાં કોઇ બચી શકે નહિ ત્યાં તેં ટિટોડીનાં ઇંડાં બચાવ્યાં હતાં અને સમુદ્ર પૂરવાનું જે કામ રાવણથી થયેલું નહિ તથા રાક્ષસોને હરાવવાનું

જે મહાભારત કામ દેવોથી પણ બનેલું નહિ, તે અદ્ભુત પરાક્રમનું કામ તેં વાંદરાઓને હાથે કરાવ્યું હતું. આવી રીતે તારી ગતિ અપાર છે અને તું તૃણમાંથી પણ મેરુ કરી શકે તેમ છે, ત્યારે હે પ્રભુ! મારા જેવા પાપથી ભરેલા અજ્ઞાની ને નાના માણસને હાથે મારા દેશની ને મારા બંધુઓની સેવા કરવાનું મોટું કામ તું કરાવે, તો એમાં તારોજ મહિમા છે ને એ તારી કૃપાનુંજ ફળ છે, એમાં મારું કાંઈ પણ નથી. કારણ કે હું બહુ ખુલ્લી રીતે જોઉં છું કે, મોટાં મોટાં ને સારાં સાધનોવાળાં કામો પણ જો તને ન ગમતાં હોય તો તે ઘડીકમાં તૂટી જાય છે અને તને ગમતાં હોય તે નાનાં નાનાં ને થોડાં સાધનોવાળાં કામો પણ એની મેળે મેળે મોટાં થતાં જાય છે અને સેંકડો વરસો સુધી નભ્યા કરે છે; એટલુંજ નહિ પણ મારી સ્થિતિ સામે, મારી શક્તિ સામે, મારા જ્ઞાન સામે અને મારી આજુબાજુના સંજોગો સામે જોતાં મને ચોખ્ખી રીતે સમજાય છે કે, હું એક જાતનું અંગ સાચવી શકું તેમ છું, પણ બીજાં બધાં અંગોને હું પહોંચી શકું તેમ નથી અને તેમ છતાં એ બધાં અંગોવાળું મોટું કામ ઉપાડવા મારો વિચાર છે. માટે શુભ કામમાં તુરતજ મદદ કરનારા, ન ધારેલે ઠેકાણેથી મદદ કરનારા તથા અણીને વખતે મદદ કરનારા હે મહાન પિતા! આ શુભકામ કરવામાં હું તારી મદદ માગું છું, તારી મદદ માગું છું, તારી મદદ માગું છું! માટે હે પ્રભુ! તારી સેવા કરવાનું એ શુભ કામ પાર ઉતારવાની કૃપા કરજે અને હું સૌ સાથે હળીમળીને રહું તથા એ કામનું અભિમાન ન કરું એવી મને સદ્બુદ્ધિ આપજે.

સૂચનાઃ—કોઇ પણ મોટું કામ જો સારી રીતે પાર ઉતારવું હોય તો તે શરૂ કરતાં પહેલાં આવી જાતના આગલાપાછલા વિચારો કરવાની ખાસ જરૂર છે; કારણ કે જો એવા વિચારો કરીએ તો એ કામની મહત્તા તથા તેની મુશ્કેલીઓ સમજાતી જાય છે અને ઘણા માણસોની મદદ વિના એકલા આપણા જોરથી એ બધું થઇ શકે નહિ એમ લાગી જાય છે, તેથી ભક્તિભાવવાળા સજ્જનોને કુદરતી રીતેજ એવે વખતે પ્રાર્થના કરવાનું મન થઇ જાય છે અને શુદ્ધ અંતઃકરણથી જો પ્રેમપૂર્વક પ્રાર્થના થાય તો એજ વખતે હૃદયમાં નવું બળ ને નવી આશા આવી જાય છે અને થોડાજ વખતમાં એ કામ પાર ઉતારવાની કાંઇક નવી નવી કૂંચીઓ મળી જાય છે તથા એની મેળે મેળે કેટલીક જાતના

અનુકૂળ સંજોગો મળી જાય છે, તેથી સારી રીતે કામ શરૂ કરી શકાય છે. અને એ પછી પણ જો નજર પહોંચાડીને તથા હૃદયમાં પ્રાર્થનાનું બળ રાખીને કામ લેવાય તો તે બહુ માનભરી રીતે પાર પડે છે તેથી ઘણા લોકોને બહુ ફાયદો થાય છે અને એ જોઇને બીજા જે કામ કરી શકે એવા હોય, તેઓના ઉપર પણ તેની બહુ સારી અસર થાય છે. તેથી એ કામનો સારો દાખલો જોઇને બીજાં ઘણાં ભલાં કામો થવા લાગે છે અને જો એ મોટું કામ પાર ન પડે અથવા એમાં કાંઇ ગોટાળો થાય તો એ જોઇને કેટલીક મુદત સુધી બીજાં ઘણુંય સારાં કામો થતાં અટકી પડે છે. માટે જે કામ કરો તે તમારી શક્તિના પ્રમાણમાં કરજો, સૌ સાથે બહુજ ભલાઈ રાખીને કરજો, પોતાના સ્વાર્થનો ભોગ આપીને કરજો, એમાં તન્મય થઇને કરજો, દેશકાળ જોઇને કરજો, સારાં માણસોની સલાહ લઇને કરજો અને તમારા હૃદયમાં ઈશ્વરને હાજર રાખીને તેની પ્રેરણા પ્રમાણે કરજો; એટલે કામ પાર પડેલુંજ છે અને તમારી ફતેહજ છે, એમ ખાતરી રાખજો.

## મનધારેલું કોઈ મોટું કામ પાર પડે તે વખતની પ્રાર્થના

હે દીનદયાળુ શાંતિદાતા પવિત્ર પિતા! તારી કૃપાથી મારું મનધારેલું કામ મનમાનતી રીતે પાર ઊતર્યું છે, માટે શુદ્ધ અંતઃકરણથી તારો ઉપકાર માનું છું. હે પ્રભુ! એકલા મારા બળથી કોઇ પણ રીતે એ કામ પાર પડી શકે તેમ નહોતું, કારણ કે એમાં બહુ બહુ અડચણો હતી, ઘણી જાતનાં વિઘ્નો આવે તેમ હતું, અણસમજને લીધે કેટલાક લોકો સામા થાય તેમ હતું અને મારા પોતાના કેટલાક સ્વાર્થો આડા આવે તેમ હતું; પણ એ બધી મુશ્કેલીઓમાંથી તેં મને બચાવી લીધો છે અને એ કામ પાર પાડ્યું છે, એ તારીજ કૃપા છે, એ તારીજ પ્રભુતા છે અને એ તારોજ મહિમા છે. એમાં મારું કાંઇ પણ નથી, હું તો નિમિત્તમાત્ર છું. આવાં સારાં કામમાં નિમિત્ત થવા સારુ લાખો માણસોમાંથી તેં મને પસંદ કીધો એ માટે હું તને હજારવાર ધન્યવાદ આપું છું. કારણ કે હે પ્રભુ! હું જાણું છું કે, મારી યોગ્યતા કરતાં તેં મારી ઉપર ઘણીજ વધારે કૃપા કરી છે. અરે! ક્યાં મારા મનની નબળાઈ ને ક્યાં આ કામની મોટાઈ? ક્યાં મારી પાસેનાં જરાક જેટલાં સાધનો અને ક્યાં આ મહાન કામ-

નો વિસ્તાર ? ક્યાં એ કામની સામે દેખાતી મહાન મુશ્કેલીઓ અને ક્યાં આવી સરસ રીતે માનભરેલી ફતેહ ? ખૂણે પડેલો અજ્ઞાની ગરીબડો હું ક્યાં અને જે કામ કરવાથી મહાત્માઓ પણ રાજી થાય એવું આ ભલું કામ ક્યાં ? હે પ્રભુ ! આવી રીતે જેમ જેમ હું વિચાર કરું છું તેમ તેમ મને મારી નબળાઈ તથા તારી કૃપાજ સમજાતી જાય છે, તેથી તારા ઉપર વધારે વધારે હેત આવતું જાય છે અને તારા શરણમાં પડી રહેવાનું મન થાય છે. હે પ્રભુ ! હે નાથ ! હે નાથ ! હે નાથ ! હે નાથ ! હે નાથ ! કયા શબ્દોથી તારાં વખાણ કરું ? કેવી રીતે તારા ચરણમાં પડ્યો રહું ? કયા ઉપાયથી તને પકડી રાખું અને કેમ તારામાં હું તદાકાર થઇ જાઉં ? એ કાંઇ પણ હું જાણતો નથી. એટલુંજ નહિ પણ તારે માટે તરફડતાં પણ મને આવડતું નથી, પણ આ ભલા કામમાંથી ચોખ્ખી રીતે તારી કૃપા સમજાઇ ગઇ છે, તેથી મારામાં નવું બળ આવ્યું છે, માટે હવે મને ખાતરી છે કે એ કૃપાના બળે હું આગળ વધી શકીશ. કારણ કે આ મોટા કામમાં ફતેહ મળવાથી એવાં બીજાં ભલાં કામો કરવાની મને ઇચ્છા થઇ છે, તેથી જરૂર હવે બીજાં એવાં સારાં કામો કરીશ અને એ કામોની ભલી અસરોથી તારા માર્ગમાં ચાલી શકીશ તથા આગળ જતાં એ કામોથી થતાં પુણ્યથી તને પામી શકીશ. કારણ કે આ ભલું કામ કરવામાંથી મને તારી કૃપા સમજાઇ ગઇ છે, તેથી એ કૃપાના બળે તને ગમે એવાં બીજાં સારાં કામો કરવાનો તથા એ કામોની મારફત તને પામવાનો મને રસ્તો મળી ગયો છે. માટે હે નાથ ! હવે તો એ રસ્તે હું તારો, તારો ને તારોજ છું અને તું મારો, મારો ને મારોજ થા.

સૂચનાઃ–જ્યારે કોઈ પણ મોટું કામ આપણે હાથે થઇ જાય ત્યારે તેમાં જો ઈશ્વરની કૃપા ન સમજીએ અને એ કામ મારાજ જોરથી થયું છે એમ માની લઈએ, તો આપણામાં એક જાતનું ખાલી અભિમાન આવી જાય છે. એ અભિમાનને લીધે આપણે આપણા બીજા ભાઇબંધોને નીચા સમજ્યા કરીએ છીએ તથા આપણામાં સ્વાભાવિક રીતે જેટલો માલ હોય તે કરતાં મારામાં કાંઇક વધારે આવી પડ્યું છે એમ માન્યા કરીએ છીએ, તેથી મનનું સમતોલપણું રહી શકતું નથી અને મનનું સમતોલપણું ન રહી શકે ત્યારે તેમાંથી કેટલી બધી ખરાબી થાય એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. કારણ કે આપણે ઘણીયે વાર અનુભ-

વીએ છીએ કે, જ્યારે મનનું સમતોલપણું ન રહે ત્યારે કામ કરવાના ને જ્ઞાન મેળવવાના દરવાજા બંધ થતા જાય છે, તેથી કર્તવ્યભ્રષ્ટ થવાય છે અને પછી એમાંથી એક જાતનું દીવાનાપણું શરૂ થાય છે. અને યાદ રાખજો કે, એ બધું અભિમાનમાંથી થાય છે, સેંકડો જણાની મદદથી થયેલા કામકાજનો બધો ભાર પોતાની ઉપરજ ખેંચી લેવાથી એમ થાય છે અને ઈશ્વરને વચમાં ન રાખવાથી એમ થાય છે. માટે વધારે સારાં કામો કરવાં હોય, પોતાના દેશની ઉન્નતિ કરવી હોય અને પોતાના આત્માનું કલ્યાણ કરવું હોય, તો પોતાની મારફત થયેલાં ભલાં કામોનો જશ હમેશાં ભગવાનનેજ આપવો જોઇએ અને શુદ્ધ અંતઃકરણથી એમ અનુભવવું જોઇએ કે, તેની કૃપાથીજ આ કામ બનેલું છે, તેમાં હું તો નિમિત્ત માત્ર છું. એટલુંજ નહિ પણ જ્યારે જ્યારે પોતાને હાથે એવાં કાંઇ પણ ભલાં કામો થાય ત્યારે ત્યારે તે પવિત્ર પિતાનો જિગરની લાગણીથી ખાસ ઉપકાર માનવો જોઇએ અને ફરી ફરીથી એવી રૂડી તક આપે એવી વારંવાર પ્રાર્થના કરવી જોઇએ. કારણ કે ખોટા અભિમાનમાંથી બચાવનારી તથા બધી જાતનાં કલ્યાણની ચાવી પ્રાર્થના છે. માટે પ્રેમપૂર્વક પ્રાર્થના કરો—પ્રાર્થના કરો.

## વરસગાંઠને દિવસે કરવાની પ્રાર્થના

હે દેવોના દેવ! હે જીવોને જીવન આપનાર! હે સચ્ચિદાનંદ પરમાત્મા! હે પરમકૃપાળુ પિતા! તારી કૃપાથી આજે મારો જન્મદિવસ છે. તારી કૃપાથી મારું ગયું વરસ એકંદરે શાંતિથી ને આનંદથી પસાર થયું છે. જો કે તેમાં બેચાર પ્રસંગો જરા મનને ધક્કો વાગે તેવા પણ હતા, છતાં પણ એકંદરે સરવૈયું કાઢતાં નુકસાન કરતાં ફાયદો વધારે થયો છે. દુઃખ કરતાં સુખ વધારે ભોગવેલું છે અને કેટલુંક જૂનું ખોયું તેને બદલે ઘણુંજ વધારે નવું મળેલું છે. એ પ્રમાણે ફાયદાકારક રીતે ગયું વરસ પસાર થયું છે તે માટે હજારવાર તને ધન્યવાદ આપું છું, અંતઃકરણથી તારો ઉપકાર માનું છું, વારંવાર તને દંડવત્ કરું છું અને પ્રાર્થના કરું છું કે, હે પ્રભુ! આજે મારું નવું વરસ બેસે છે તે વરસ પણ આનંદમાં જાય એવી કૃપા કરજે. હે દીનદયાળુ! આ વરસમાં હું મારી ફરજો વધારે સારી રીતે બજાવી શકું એવું બળ આપવાની કૃપા કરજે. આ વરસમાં આસુરી સંપત્તિની સાથે લડવામાં હું

વધારે હિંમત રાખી શકું એવી કૃપા કરજે. આ વરસમાં હું મારા દેશની સેવા કરવામાં વધારે બહાદુર થઇ શકું એવી મારી ઉપર કૃપા કર. આ વરસમાં હું મારા ભાઈબંધોની સાથે દરેક બાબતોમાં ઘટતી છૂટ મૂકીને વધારે ઉદારતાથી વર્તી શકું એવી કૃપા કર. આ વરસમાં મારે ઘેર કાંઇ શુભ પ્રસંગો આવે અને હું મારા ગુણિયલ મહેમાનોની વધારે બરદાસ્ત કરી શકું એવી કૃપા કર. આ વરસમાં હું વધારે સત્ય પાળી શકું ને અંતરમાંથી વધારે ચોખ્ખો થઇ શકું એવી કૃપા કર; આ વરસમાં હું વિદ્વાનોના સહવાસમાં વધારે વધારે આવું અને નવું નવું જ્ઞાન મેળવી શકું એવી તક આપવાની કૃપા કર. આ વરસમાં હું કાંઇક નવા હુન્નરો શીખી શકું અથવા એવા સ્વદેશી હુન્નરોને મદદ આપી શકું એવી કૃપા કર. આ વરસમાં હું વધારે સારી રીતે ધર્મ પાળી શકું એવું મને બળ આપ. આ વરસમાં હું મારા કુટુંબ સાથે વધારે પ્રેમભાવથી વર્તી શકું એવી મને શક્તિ આપ. આ વરસમાં હું તારા નિયમો વધારે સારી રીતે પાળી શકું એવી મારી ઉપર કૃપા કર. આ વરસમાં હું વધારે સારી તંદુરસ્તી ભોગવી શકું એવી કૃપા કર અને હે પવિત્ર પિતા! તને મારા હૃદયમાં રાખીને તારી સેવા કરવા સારુજ તારો દાસાનુદાસ થઇને મારી જિંદગીનો બધો વ્યવહાર ચલાવું એવી મારી ઉપર કૃપા કર, કૃપા કર.

સૂચનાઃ–પોતાની વરસગાંઠને દિવસે જો શુદ્ધ અંતઃકરણથી આવી પ્રાર્થના થાય અને એ પછી વ્યવહારનાં કામકાજ કરતી વખત જો હંમેશાં એ ચિત્ર નજર આગળ તર્યા કરે, તો પોતાની જિંદગી સુધારવામાં એ બાબત બહુ ઉપયોગી થઇ પડે, એમાં કાંઇ શકજ નથી; કારણ કે કુદરતનો એવો નિયમ છે કે, જેવી આપણે ભાવના રાખીએ તેવું આપણને ફળ મળે છે. માટે જો આપણા મનમાં ઉત્તમ વિચારો રમ્યા કરતા હોય અને તેનાં સુંદર ચિત્રો આપણી નજર આગળ ખડાં રહેતાં હોય તો જરૂર આપણે આગળ વધી શકીએ. એટલુંજ નહિ પણ જો ઈશ્વરની કૃપાનું રહસ્ય સમજાઇ ગયું હોય, દર પળે અખંડિતપણે ઈશ્વરની કૃપા જગતમાં તથા આપણી પોતાની ઉપર વરસી રહી છે એમ પ્રત્યક્ષ અનુભવ થતો હોય અને કદી એટલું બધું પ્રત્યક્ષ ન થતું હોય, પણ જો ઈશ્વરની કૃપામાં પૂરો વિશ્વાસ હોય તથા આપણે સુધરવાની ઇચ્છા કરીએ ત્યારે તે આપણી ઉપર જરૂર કૃપા કરે છે એમ જો ખતરી હોય અને ઉત્તમ હેતુઓ ખ્યાલમાં રાખીને પ્રસંગોપાત્ત જો તેની મદદ

માગ્યા કરતા હોઈએ તો આપણી જિંદગી સુધારવામાં આપણે ધારી શકીએ તે કરતાં પણ ઘણો વધારે ફાયદો થાય છે. માટે સૌ માણુસોથી કદાચ હંમેશાં ન બની શકે તોપણ પોતાની વરસગાંઠ જેવા અગત્યના દિવસે તો જરૂર ઉત્તમ વિચારો કરવા જોઇએ તથા પોતાથી પાળી શકાય તેવાં ભલાં કામો કરવાના ઠરાવો કરવા જોઇએ; કારણ કે આખા વરસમાંથી માત્ર થોડાક દિવસોમાં પણ જો એવો લાભ ન લઇ શકીએ તો આપણી જિંદગીમાં ઉત્તમતા આવી શકે નહિ. માટે જે દિવસો આપણી જિંદગીમાં મહત્ત્વના ગણાતા હોય તથા આપણી રહેણીકરણી ઉપર અસર કરી શકતા હોય, તે દિવસોનો તો આપણે ખાસ લાભ લઇ લેવો જોઇએ. કાંઇ ન બને તેના કરતાં જો એટલો લાભ લેતાં આવડે તોપણ ઘણું છે. માટે જેમ બની શકે તેમ એવા મોટા દિવસોનો પોતાની જિંદગી સુધારવામાં લાભ લો—લાભ લો.

## લગ્ન થાય તે વખતની પ્રાર્થના

હે પ્રભુ ! હે નાથ ! હે દીનદયાળુ ! હે જુદા જુદા જીવોને જોડનાર ! હે અભેદદાતા ! હે સુલેહ ઇચ્છનાર ! હે કાર્યકારણની કડીને જોડનારા ! હે વૃદ્ધિ ઇચ્છનારા ! અને હે ઐક્ય કરાવનારા પરમમંગળકારી પિતા ! તારી કૃપાથી તારા નિયમોને આધીન થઇને મને ગમી ગઇ છે તેવી એક કન્યા સાથે આજે હું મારું લગ્ન કરું છું. હે પ્રભુ ! એ મારું લગ્ન સુખી નીવડે તેમ કરજે. લગ્નનો ભાર ઉપાડવાની ને ઘરસંસારી જંજાળો ખમવાની મને શક્તિ આપજે. એક પારકા કુટુંબની છોકરી જેને લગ્નથી મેં મારી અર્ધાંગના કરી લીધી છે, તેની ઉપર હેત રાખવાની મારા અંતરમાં પ્રેરણા કરજે. તેને સુખી રાખવા માટે સેંકડો માણસોની વચ્ચે સૂર્યનારાયણ તથા અગ્નિદેવની સાક્ષીએ મેં આજે પ્રતિજ્ઞા લીધેલી છે એ પ્રતિજ્ઞા પાળવાનું મને બળ આપજે. મારી આ અર્ધાંગનાની મદદથી હું વૃદ્ધિ પામું તેમ કરજે. મારી વહાલીના પ્રેમના બળથી મારામાં નવું જીવન આવે તેમ કરજે; અને તેને સુખી રાખવા સારુ હું વધારે વધારે મહેનત કરું એવી મને શક્તિ આપજે.

હે પ્રભુ ! આ લગ્ન કરવાથી મારી ફરજ વધી છે, કારણ કે આજ સુધી હું એકલો હતો પણ હવે અમે બે જણાં થયાં છીએ; આજ દિવસ સુધી હું મારી મરજી પ્રમાણે કરતો પણ હવે મારે મારી ધણિયાણીની ઇચ્છા સાચવવી જોઇએ; આજ દિવસ સુધી હું

બ્રહ્મચારી હતો પણ હવે હું ગૃહસ્થ થયો છું તેથી મારી ફરજો વધી છે, કારણકે હવે હું ઘણા સજ્જનોનો સગો થયો છું. હવે મારે ત્યાં મહેમાનો આવશે, હવે મારે ત્યાં અતિથિઓ પધારશે, હવે મારા તરફથી પિતૃઓ ને દેવતાઓ પોતાનો ભાગ મેળવવાની આશા રાખશે અને હવે પોતાની ભલી ઇચ્છાઓ પાર પાડવા માટે મારી વહાલી પણ મારા ઉપર આધાર રાખશે ને પોતાના મલકાતા મુખડાથી મારા મોઢા સામું જોઇ રહેશે, માટે એ બધાંને સંતોષવાં એ મારી ફરજ છે. માટે હે પ્રભુ! એ બધી ફરજો બજાવવાનું હવે તું મને બળ આપ, બળ આપ.

હે અભેદદાતા! આ લગ્નથી મારો ને મારી વહાલીનો આત્મા એક થાય તેમ કરજે. હે પ્રેમસ્વરૂપ! જિંદગીના છેલ્લા શ્વાસ સુધી અમારી બન્નેની વચ્ચે પ્રેમ રહે તેમ કરજે. હે આનંદસ્વરૂપ! મારી વહાલીના જીવનમાંથી મને હમેશાં નવો નવો આનંદ મળ્યા કરે એમ કરજે. હે રસસ્વરૂપ! મારી રસિકાના જીવનમાં ઊંચા પ્રકારનો નવો નવો રસ પૂરજે ને તેની મારફત એ રસ મારામાં ઉતારવાની કૃપા કરજે. હે શાંતિદાતા પિતા! મારી વહાલીના ચારિત્રમાંથી મને શાંતિ મળે તથા મારાથી તેને શાંતિ મળે એમ કરજે અને હે કૃતાર્થ પ્રભુ! આ લગ્નના યજ્ઞ મારફત તારી સેવા કરીને અમે અમારું લગ્ન સફળ કરી શકીએ તથા આ લગ્નના યજ્ઞથી અમારા બન્નેના આત્મા ઉન્નતિ પામી કૃતાર્થ થાય અને અંતે તને પામી શકે એવી કૃપા કરજે.

પોતાના લગ્ન વખતે વરરાજાએ આવી જાતની તથા એને મળતી પોતાને ગમે તેવી બીજી ઊંચી જાતની પ્રાર્થનાઓ કરવી જોઇએ, તેમજ પરણનાર કન્યાએ પણ અંતરના ઉમળકાથી નિખાલસ દિલે એકાંતમાં પ્રાર્થના કરવી જોઇએ કે, હે પ્રભુ! હે દીનદયાળુ! હે ધીરજ ધરનાર! હે મનકામના પરિપૂર્ણ કરનાર! હે શાંતિદાતા પિતા! આજે મારું લગ્ન થાય છે. અહાહા! લગ્ન! લગ્ન એટલે જોડાઇ જવું, લગ્ન એટલે બેમાંથી એક થઇ જવું, લગ્ન એટલે નવું જીવન મેળવવું, લગ્ન એટલે દેવતાઇ મદદ મેળવવી, લગ્ન એટલે ઉન્નતિના રસ્તામાં આત્માને ઊડવાની નવી પાંખો અને લગ્ન એટલે યજ્ઞ. ધન્ય, પ્રભુ! ધન્ય. આવું માંગલિક આજે મારું લગ્ન થાય છે એ તારો ઉપકાર છે, કારણ કે તારી કૃપાથી મને મનગમતો વર મળેલો છે. હે પ્રભુ! મારા એ વહાલાને હું રાજી કરી શકું એવી મને શક્તિ આપ. કારણ કે તારી મદદ વિના હું, એક કાચી ઉંમરની ને વગર

અનુભવની છોકરી, તદ્દન અજાણ્યા ઘરમાં ને અજાણ્યા કુટુંબમાં કેવી રીતે ફતેહ મેળવી શકું ? હે નાથ ! હે નાથ ! હે નાથ ! હે નાથ ! હે નાથ ! મને તારી મદદની હવે બહુજ જરૂર છે. કારણ કે હવે મારાં સગાંઓ વધ્યાં છે. મારા વહાલાનાં સગાં તે મારાં સગાં છે, મારા વહાલાના મિત્રો તે મારા મિત્રો છે. આ બધાનું મન રાખવું ને મારા પતિને પ્રસન્ન રાખવા એ મારું મુખ્ય કામ છે, તેથી હવે મારી ફરજો વધી છે અને એ બધી ફરજો કાંઇ ધર્મના બળ વિના બજાવી શકાય તેમ નથી. માટે હે ધર્મના અવતાર ! મને મારો ધર્મ પાળવાનું બળ આપ. હે પવિત્ર પિતા ! મને મારું પતિવ્રત જાળવવાનું બળ આપ. હે પ્રેમસ્વરૂપ ! મને મારા વહાલા ઉપર અને તેનાં સગાંસ્નેહીઓ ઉપર પ્રેમ રાખવાની સદ્બુદ્ધિ આપ. હે અનંતબ્રહ્માંડનો ભાર ઉપાડનાર ! મને મારા ઘરસંસારનો ભાર ઉપાડવાની શક્તિ આપ અને હે અભેદદાતા પિતા ! મારા વહાલાનું મન એજ મારું મન, મારા વહાલાની ઇચ્છા એજ મારી ઇચ્છા અને મારા વહાલાનું સુખ; એજ મારું સુખ, એટલુંજ નહિ પણ મારા વહાલાનો ને મારો જીવ એક થઇ જાય એવી કૃપા કર.

સૂચનાઃ—પવિત્ર લગ્નની આવી મહત્તા સમજાય તેવી ઉંમરે આવી ઉચ્ચ ભાવનાઓ રાખીને પોતાની રાજીખુશીથી સ્ત્રીપુરુષોએ પોતાનાં લગ્ન કરવાં જોઇએ. કારણ કે લગ્ન એ યજ્ઞ છે અને લગ્ન એ આત્મિક જોડાણ છે; એટલુંજ નહિ પણ સ્ત્રી તથા પુરુષ એ બન્નેના આત્માની ઉન્નતિ થવા સારુજ લગ્ન કરવાનાં છે, કાંઇ વિષયવાસના તૃપ્ત કરવાને ખાતરજ લગ્ન કરવાનાં નથી. માટે લગ્નનું જીવન પ્રેમ છે, લગ્નનું મૂળ પ્રેમ છે, લગ્નનો હેતુ પ્રેમ છે અને એ પ્રેમને ખીલવતાં ખીલવતાં ઠેઠ પરમાત્મા સુધી પહોંચાડવો એ લગ્નનું પરિણામ છે. અને જો એમ થાય તોજ લગ્નની સાર્થકતા છે; એ સિવાયનાં લગ્ન એ તો માત્ર લોકાચારનાં લગ્ન છે, એ તો સાપ ગયા ને લિસોટા રહ્યા જેવું છે. અને ઉચ્ચ હેતુઓ વિનાનાં તથા પ્રેમ વિનાનાં ઢીંગલા ઢીંગલીનાં લગ્ન, એ તો માત્ર લગ્નના નામને શરમાવનારાંજ લગ્ન છે અને કજોડાનાં લગ્ન, બહેન આપીને બૈરી લેવાનાં લગ્ન, કન્યાવિક્રય કે વરવિક્રયનાં લગ્ન, કુલીનતાના અભિમાનનાં લગ્ન, ઘણી સ્ત્રીઓ સાથેનાં લગ્ન અને માબાપોને લહાવા લેવાનાં લગ્ન, એ કાંઇ લગ્ન નથી પણ એ તો પશુવૃત્તિજ છે. કારણ કે વૃદ્ધોનાં લગ્ન એટલે કે મુડદાંને મીંઢળ બાંધવાનાં લગ્ન, બાળકોનાં લગ્ન એટલે કે ઘોડિયાંનાં લગ્ન, ગાય-ભેંસનાં, બકરીનાં ને

ગધેડીનાં સાટાંની પેઠે બહેન આપીને બૈરી લેવાનાં લગ્ન, દીકરીને વેચી નાખવાનાં ગુલામીખતવાળાં લગ્ન, દરરોજના કજિયાવાળાં ઘણી સ્ત્રીઓ સાથેનાં લગ્ન અને પોતાના સ્વાર્થને ખાતર અજ્ઞાન માબાપો ગમે તેમ લાકડે માંકડું જોડી આપે તે લગ્ન, એ કાંઇ લગ્ન કહેવાય? એ તો ચોખ્ખે ચોખ્ખી નીચતાજ છે. માટે ભાઇઓ અને બહેનો! એવી નીચતામાં ન પડ્યા રહેવાય એ સંભાળજો અને કદી નબળા સંજોગોને લીધે તમે એવામાં ફસાઇ ગયા હો તો તે નિભાવી લેજો, પણ તમારાં વહાલાં છોકરાંઓના એવા બૂરા હાલ કરશો મા, ને તેઓને એવા અધર્મના ખાડામાં નાખશો મા; પણ લગ્નના યજ્ઞનો મહિમા તેઓને સમજાવજો અને ઉચ્ચ હેતુઓ રાખી પ્રેમનાં લગ્ન કરવામાં તેમને મદદ કરી, તેમની જિંદગી સુધારજો. જો એટલું કરશો તો તેમના આશીર્વાદથી દયાળુ પ્રભુ તમારું કલ્યાણ કરશે.

## પરદેશ જતી વખતની પ્રાર્થના

હે સર્વશક્તિમાન પવિત્ર પિતા પરમાત્મા! હે અનંતબ્રહ્માંડના નાથ! હે જગતના માલિક! હે સર્વવ્યાપક! હે સર્વ જાણનાર! હે સૌની ઉપર રહેમ રાખનાર! હે સૌને યોગ્ય ઠેકાણે લઇ જનાર! હે દુઃખમાં મદદ કરનાર! અને હે સૌથી નજીકમાં નજીક રહેનારા અંતર્યામી પિતા! મારા ગુજરાનના સાધન સારુ આજે હું પરદેશ જવા ઇચ્છું છું. મારા કુટુંબને મદદ કરવા સારુ આજે હું પરદેશ જવા ઇચ્છું છું; મારા બીજા બંધુઓ માટે પરદેશનો રસ્તો ખુલ્લો કરવા સારુ હું પરદેશ જવા ઇચ્છું છું; પરદેશના નવા નવા હુન્નર શીખી મારા દેશને ફાયદો કરવા સારુ હું પરદેશ જવા ઇચ્છું છું. નવી નવી જાતના અનુભવોમાંથી હાલના કરતાં વધારે યોગ્યતા મેળવવા સારુ હું પરદેશ જવા ઇચ્છું છું અને જુદી જુદી જાતનું અદ્ભુત સૃષ્ટિસૌંદર્ય તથા તારી અલૌકિક લીલા જોઇને તેમાંથી તારો મહિમા સમજવા સારુ હું પરદેશ જવા ઇચ્છું છું. માટે હે કૃપાળુ! એ શુભ હેતુઓ પાર પાડવામાં તું મારો મદદગાર થા, મદદગાર થા, મદદગાર થા. કારણ કે પરદેશ જવામાં ઘણી જાતની મુશ્કેલીઓ છે. જેમકે સ્નેહીઓનો વિયોગ થાય છે, પૈસાનો ખર્ચ થાય છે, શરીરે કષ્ટ સહન કરવાં પડે છે, અજાણ્યા લોકમાં રહેવું પડે છે, ભાષા સમજવાની મુશ્કેલી પડે છે, પરદેશનાં હવા-પાણી પણ ઘડીકમાં માફક આવતાં નથી, વળી પરદેશીઓના દુર્ગુ-

ણો મારામાં આવી જવાનો મારાં સગાંવહાલાંઓને ભય લાગે છે અને શરૂઆતમાં બીજી પણ ઘણી જાતની અગવડો ભોગવવી પડે છે. એટલુંજ નહિ પણ આ બધી અડચણોની સામે થઇને પરદેશનો લાભ લેવાની હિંમત હાલમાં અમારા દેશમાં બહુ થોડાં માણસોમાં છે, તેથી પરદેશ જવાની ના પાડવાવાળા પણ ઘણા જણા મળે છે. એ બધી મુશ્કેલીઓમાંથી તારી કૃપા વિના છૂટી શકાય તેમ નથી. માટે હે પ્રભુ! એ બધી જાતની અડચણો ખમી લેવાનું મને બળ આપ અને મારા શુભ મનોરથો પાર પાડવાની કૃપા કર, કૃપા કર, કૃપા કર.

સૂચનાઃ–આવી રીતે મુસાફરીની મુશ્કેલીઓ ને પરદેશ જવાના હેતુઓ પ્રથમ સમજીને પછી દેશાટન કરવાનું મન થાય તો બહુ ફાયદો થાય છે; પણ જો એકલી મુશ્કેલીઓ સામે જોયા કરીએ ને લાભ સામે ન જોઇએ તો પરદેશ જઇ શકાય નહિ અને જો એકલા લાભનોજ વિચાર કર્યા કરીએ પણ મુશ્કેલીઓ સામે જોઇએ નહિ, તો એથી પણ જ્યારે અડચણ આવી પડે ત્યારે નિરાશ થઇ જવું પડે. એમ ન થાય માટે બેય બાજુ પ્રથમ તપાસવી જોઇએ. ને એ પછી પોતાની પ્રકૃતિ, પોતાની આજુબાજુના સંજોગો તથા દેશકાળ જોઈને જેમ પોતાને તથા બીજા સૌને ફાયદો થાય, તેમ વિચાર કરીને અનુકૂળ આવે તે દેશમાં જવું જોઇએ. અને યાદ રાખજો કે, ઘેરથી નીકળતી વખત આવી રીતે અથવા એને મળતી પોતાને વાજબી લાગે તેવી એક વખત પ્રાર્થના કરી લઇએ એટલુંજ કાંઈ બસ નથી, પણ પરદેશમાં તો હંમેશાં વારંવાર ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ અને ધર્મને પોતાની બાજુમાં રાખીને તથા ઈશ્વરને પોતાના હૃદયમાં રાખીનેજ દરેક કામકાજ કરવું જોઇએ, તોજ ફતેહ થાય છે નહિ તો ઊલટા બાર વાગી જાય છે. કારણ કે આપણને કબજામાં રાખવા માટે પરદેશમાં આપણા કોઈ વડીલો હાજર હોતા નથી, આપણને અંકુશમાં રાખવા માટે ત્યાં કાંઇ આપણી નાતજાતના રીતરિવાજો હોતા નથી, ત્યાં કાંઇ આપણને આપણી ફરજ સમજાવનારા આપણા ધર્મના ઉપદેશકો કે આપણાં ધર્મનાં મંદિરો હોતાં નથી, ત્યાં કાંઇ આપણા દેશના જેવા રાજ્યના કાયદાઓ હોતા નથી અને ત્યાં કાંઇ એવી ઓળખાણવાળા માણસો હોતા નથી કે જેની શરમમાં આપણે દબાઇ જઇએ; પણ ત્યાં તો "રાધાજીનો ઘોડો ખીરખાંડ ખાઇને છૂટયો" એવી આપણી સ્થિતિ હોય છે. કારણ

કે શરીરમાં જુવાનીનો જુસ્સો હોય છે, ખીસામાં પૈસા હોય છે, કાંઇ મોટું કામકાજ મળી ગયું હોય તો તેનો મદ હોય છે, પરદેશમાં ખરાબ દોસ્તો શોધ્યા વિના પણ મળી જાય છે અને ત્યાં એજ વખતે આપણને કોઇ પૂછનારું હોતું નથી; તેથી એ વખતે આપણી સ્થિતિ તોફાની સમુદ્રમાં હાલકડોલક થતા લંગર વિનાના વહાણના જેવી હોય છે. અને યાદ રાખજો કે, તોફાની સમુદ્રમાં પડેલું સુકાન વિનાનું તથા લંગર વિનાનું વહાણ તો થોડીજ વારમાં ડૂબી જાય છે કે કોઇ ખરાબે અથડાઇ જાય છે અથવા ગમે તે દિશામાં આડુંઅવળું ઘસડાઈ જાય છે. તેમજ પરદેશમાં રહેતી વખત જો આપણા અંતઃકરણમાં ધર્મનું મજબૂત લંગર ન હોય તથા જીવ પાસે ઈશ્વરનું સુકાન ન હોય અને પ્રાર્થનારૂપી અનુકૂળ પવન ન હોય, તો આપણા પણ જરૂર બાર વાગી જાય છે. માટે પરદેશમાં ધર્મની તથા ઈશ્વરની ખાસ જરૂર છે, એ વાત જરૂર ધ્યાનમાં રાખજો. અને કદી બીજું કાંઇ વધારે ન બને તો હંમેશાં પ્રાર્થના તો જરૂર કરજો, જરૂર કરજો, જરૂર કરજો.

## કુટુંબમાં પુત્ર કે પુત્રીનો જન્મ થાય તે વખતની પ્રાર્થના

હે પરમકૃપાળુ પવિત્ર પિતા પરમાત્મા! તારી કૃપાથી આજે અમારા કુટુંબમાં એક પવિત્ર આત્માનો જન્મ થયો છે, એ બહુજ આનંદની વાત છે; કારણ કે તેં અમારો વિશ્વાસ કરીને તારી એ અમૂલ્ય થાપણ અમને સોંપેલી છે. એટલુંજ નહિ પણ જગતની આબાદી વધારવી એ તારી ઇચ્છા છે. એ શુભકામમાં આ બાળકના જન્મથી અમે મદદગાર થઇ શકયા છીએ, એ અમને સંતોષ છે. હે પ્રભુ! આ નિર્દોષ બાળકને જોઈ જોઇને અમને એક જાતનો કુદરતી આનંદ થયા કરે છે. આ બાળકના શરીરના તથા મનના ખીલવાની સાથે અમારું માનસિક બળ ખીલતું જશે. આ બાળકનું મૃદુ મૃદુ સ્વાભાવિક હાસ્ય અમારે માટે પ્રકૃતિમાંથી હાસ્ય ખેંચી લાવશે. આ બાળકને રમાડતી વખત કોઇ કોઇ વખત થોડીક ક્ષણો અમે જગતનું ભાન ભૂલી જઈશું ને સહજસમાધિના જેવો આનંદ અનુભવી શકીશું. આ બાળકને લીધે તેને સુખી રાખવા સારુ હવે અમે વધારે પરિશ્રમ કરીશું, તેથી પુરુષાર્થના પ્રતાપે કાંઈ અણધાર્યો નવોજ લાભ મળી જશે. આ બાળકને લીધે હવે અમારી નવી સગાઇઓ વધશે, નવી

ફરજો વધશે તથા નવી જવાબદારીઓ વધશે અને એ બધાને માટે અમારે ફરજિયાત રીતે લાયકાત મેળવવી જોઇશે, તેથી ધીરે ધીરે તારા રસ્તામાં આવતા જઇશું; અને આ પવિત્ર આત્મા પધારવાથી અમારામાં પણ પવિત્રતા આવતી જશે. એટલુંજ નહિ પણ હે પ્રભુ! આ નિર્દોષ સુંદર બાળકને જોઇ જોઇને વારંવાર કુદરતી રીતેજ તારા ઉપકાર મનાઇ જશે. આ શું થોડો લાભ છે? આવી રીતે આ નાનું બાળક પધારવાથી અમારા આત્માની ઉન્નતિ થવા લાગશે, એ કરતાં વધારે આનંદ બીજો કયો? માટે હે પ્રભુ! હવે તો અમારી એજ પ્રાર્થના છે કે, અમને ધણીધણિયાણીને વધારે હેતથી જોડી રાખનારી આ કડીને દીર્ઘાયુ આપજે. તારો મહિમા બતાવનારા આ ફૂલને ખીલવવાની અમને શક્તિ આપજે. એના સુખને ખાતર અને એ રસ્તે તારો સ્નેહ ખીલવવા માટે કેટલીક જાતની અગવડો ભોગવી લેવાનું અમને બળ આપજે. તારી આ અમૂલ્ય થાપણનું વ્યાજ વધારવાની એટલે કે તેને સદ્‌ગુણી બનાવવાની અમને યોગ્યતા આપજે. હે નાથ! તારું બાળક-તારો આત્મા અમારે ત્યાં આવીને અમારી તરફથી દુઃખી ન થાય, અમારી તરફથી અપમાન ન પામે, અમારી ભૂલથી અંધકારમાં ન રહે અને અમારે વાંકે સંકોચાયેલો ન રહે એવી અમને સદ્‌બુદ્ધિ આપજે. કારણ કે હે પિતા! આ બાળક કાંઇ અમારું નથી પણ તારું છે. હે નાથ! એ તારું ઐશ્વર્ય છે, એ તારી દયા છે, એ તારો મહિમા છે, એ તારા બગીચાનું ફૂલ છે. એમાં મારું કાંઇ પણ નથી. હું તો માત્ર માળી છું, માટે તારાં ફૂલો મારાથી ન કચરાઈ જાય, તારી દયાનો મારાથી માઠો ઉપયોગ ન થઈ જાય, તારું ઐશ્વર્ય મારી ભૂલથી અંધકારમાં ન રહી જાય અને મારા નજીવા સ્વાર્થને ખાતર તારા મહાન પ્રકાશને હું ઝાંખો પાડી નાખું નહિ એવી મને સદ્‌બુદ્ધિ આપજે. અને હે નાથ! આ નવા અવતરેલા બાળકમાંથી અમે નવું જીવન મેળવી શકીએ તથા અમારા જીવનમાંથી આ બાળકને નવું જીવન આપી શકીએ, એવી અમારી ઉપર કૃપા કર, કૃપા કર, કૃપા કર.

સૂચનાઃ—આપણાં છોકરાંઓ એ આપણી પોતાની સ્વતંત્ર ને ખાનગી મિલકત નથી, પણ એ પ્રભુએ આપણને સોંપેલી પ્રભુની થાપણ છે અને તે પણ માત્ર આપણા એકલાનાજ ઉપયોગ સારુ તથા આપણા મનસ્વી ફાંટાઓ પ્રમાણે વરતવા સારુ તે આપણને સોંપ્યાં નથી, પણ જગતની આબાદી વધારવા સારુ અને જગત-

ની સેવા કરવા સારુજ તેઓને અહીં મોકલ્યાં છે; માટે આપણે કાંઈ તેઓના માલિક નથી, પણ જ્યાં સુધી તેઓ નાની ઉંમરનાં હોય અને આપણે આશરે પડેલાં હોય ત્યાં સુધી પ્રભુએ નીમેલા આપણે તેના ટ્રસ્ટી છીએ, આપણે તેના માસ્તર છીએ અને આપણે તેના રખેવાળ (ગાર્ડ) છીએ. જો આવી ચોખ્ખી સમજણ થઈ જાય તો પછી આપણે આપણાં બાળકો ઉપર આપણી મરજી પ્રમાણે જોહુકમી ચલાવીએ નહિ, તો પછી આપણા ફાંટા પ્રમાણે ચલાવવા સારુ તેઓને મારીએકૂટીએ નહિ, તો પછી આપણે લાડકોડ લેવા સારુ ગમે તેમ લાડકે માંકડું જોડી દઈને તેઓને ખરાબીના ખાડામાં નાખી દઈએ નહિ, તો પછી તેઓને કેળવણી આપવામાં બેદરકાર રહીએ નહિ અને તો પછી હમણાં આપણે તેઓની સાથે જેવી અપમાનભરેલી વર્તણુંક ચલાવીએ છીએ તેવી પછીથી ચલાવીએ નહિ. એટલુંજ નહિ પણ જો આપણે એમ સમજીએ કે, બાળકો એ અંગત મિલકત નથી પણ પ્રભુની થાપણ છે, એ આપણા હક તરીકે આપણને મળેલાં નથી પણ એ પ્રભુની કૃપાનાં ફળ છે, એ માત્ર આપણા નજીવા નજીવા સ્વાર્થને ખાતરજ આપણને સોંપવામાં આવ્યાં નથી, પણ જગતની સેવા કરવા સારુ તે આપણને સોંપવામાં આવ્યાં છે અને આપણે તેના માલિક નથી પણ આપણે તો માત્ર તેના રખેવાળ-ટ્રસ્ટી છીએ, એમ જો આપણી ખાતરી થઈ જાય, તો પછી દૈવયોગે તે કદી જ્યાંથી આવ્યાં હોય ત્યાં ચાલ્યાં જાય તો આપણને બહુ અફસોસ થતો નથી, તો પછી રડાપીટ કરવી પડતી નથી અને તો પછી જિંદગી બગડી જતી નથી. માટે આપણાં છોકરાં એ આપણી ખાનગી મિલકત નથી, પણ એ પ્રભુનાં બાળકો છે અને જ્યાં સુધી તે નાનાં હોય ત્યાં સુધી આપણે તો માત્ર તેના ટ્રસ્ટી છીએ. માટે આપણને સોંપાયેલી એ પ્રભુની થાપણનું વ્યાજ વધારીને તેની સેવામાં પાછાં સોંપવાં એટલે કે, તેઓમાં સદ્ગુણો ખીલવીને તેઓને જગતની સેવામાં લગાડવાં અને ઈશ્વરની સૃષ્ટિ આગળ વધારવામાં તેઓને મદદગાર થવા દેવાં એજ આપણી ફરજ છે, એજ આપણું કર્તવ્ય છે ને એજ આપણો ધર્મ છે. કાંઇ આપણી નબળી વાસનાઓ પ્રમાણે અને આપણા વિકારોના જુસ્સાઓ પ્રમાણે તેઓની ભલી લાગણીઓને કચરી નાખવી એ આપણો ધર્મ નથી. તેઓને ખાસ આપણાં પોતાનાંજ માની લેવાં અને તેઓ ઉપરથી પ્રભુનો હક ઉડાવી દેવો એ કાંઇ આપણો ધર્મ નથી. અને ઘણી જાતના વહેમોમાં, ઘણી જાતની ધાસ્તીઓ-

માં, ઘણી જાતનાં વ્યસનોમાં, ઘણા પ્રકારની ગુલામગીરીઓમાં, ઘણી જાતની પોલંપોલમાં અને ઘણી જાતના આપલપોલિયા-પણામાંજ રાખી મૂકવાં તથા તેઓની ઉપર કોઈ પણ જાતની અણઘટતી સત્તા ચલાવવી એ કાંઇ આપણો ધર્મ નથી, પણ તેઓ-ને પ્રભુનાં બાળકો સમજવાં અને આપણે તો માત્ર તેના ગાર્ડ (રખેવાળ) છીએ, તેના ટ્રસ્ટી છીએ, તેને દુનિયાદારીનું ડહાપણ શીખવનાર ગુરુ છીએ અને આપણે તો માત્ર પ્રભુના બગીચાના માળી છીએ, એમ ચોખ્ખી રીતે સમજવું ને એ પ્રમાણે વરતવું એજ આપણો ખરો ધર્મ છે.

બીજું આમાંથી એ પણ સમજવાનું છે કે, બ્રાહ્મણોને માટે બ્રહ્મકર્મ શીખવનારી જુદીજ પાઠશાળા હોય છે, ક્ષત્રિયોને માટે યુદ્ધ શીખવનારી જુદીજ કસરતશાળાઓ હોય છે, વૈશ્યોને માટે જુદીજ હુન્નરશાળાઓ હોય છે અને રાજાના કુંવરોને માટે જુદી-જ કોલેજો હોય છે અને તેમના માસ્તરોને પ્રથમથીજ ખાસ કહેવામાં આવે છે કે, આ રાજાના કુંવરો છે, એ કાંઇ સાધારણ માણસો નથી, માટે એમને ખાસ રીતે કેળવજો. એ બહાદુર થાય તેમ કરજો. એ પોતાની સત્તા, પોતાનું બળ, પોતાની મોટાઈ અને પોતાના વડવાઓની આબરૂ સમજે એમ કરજો અને ભવિષ્યમાં એ સૌની ઉપર સત્તા ભોગવનારા રાજા થવાના છે, એમ સમજી તેમ-ની યોગ્યતા પ્રમાણે તેમને શિક્ષણ આપજો. આવી ભલામણ સાથે રાજાના કુંવરો તેઓના માસ્તરોને સોંપવામાં આવે છે. હવે વિચાર કરો કે, જ્યારે આ જગતના નાનકડા રાજાઓના કુંવરોના શિક્ષ-ણ માટે પણ એટલી બધી કાળજી રખાય છે, ત્યારે જે રાજાઓનો રાજા છે અને અનંતબ્રહ્માંડોનો નાથ છે તેનાં બાળકોને કેળવવા માટે કેટલી બધી કાળજી રાખવી જોઇએ ? અને તેના ટ્રસ્ટી તથા તેના ગાર્ડ થવા માટે કેટલી બધી યોગ્યતા રાખવી જોઇએ ? તથા આ જગત-ની ધન જેવી સાધારણ વસ્તુની થાપણ સાચવવા માટે પણ કેટલી બધી કાળજી રાખવી પડે છે ? ત્યારે પવિત્ર આત્માની થાપણ સા-ચવવા માટે કેટલી બધી તજવીજ રાખવી જોઇએ એ વિચાર કરવો જોઇએ. જો એ વિચારીએ તો આપણાં બાળકોને સુધારવા માટે આપણા ઉપર કેટલી બધી મોટી જવાબદારી રહેલી છે, તેનો ખ્યાલ આવ્યા વિના રહે નહિ. પણ “આપણાં છોકરાંઓ તે માત્ર આપણાંજ નથી પણ એ પ્રભુનાં બાળકો છે” એમ સમજ્યાથીજ આ બધી વાતો તેના ખરા અર્થમાં સમજી શકાય છે. માટે જો સ-

ત્યધર્મ પાળવો હોય તો આવું ચોખ્ખું જ્ઞાન મેળવતાં શીખો અને આવી ઊંચી જાતની પ્રાર્થનાઓ કરતાં શીખો, એટલે પ્રભુ તમારાજ છે અને તમે પ્રભુનાજ છો.

## પિતૃશ્રાદ્ધને દિવસે કરવાની પ્રાર્થના

હે સર્વશક્તિમાન મહાન ઈશ્વર! આજે મારે ત્યાં [મારા પિતાનું, માતાનું કે દાદાનું જેનું શ્રાદ્ધ કે સંવત્સરી હોય તેનું નામ લેવું] શ્રાદ્ધ છે, તેથી તારાં ગુણગાન કરવાના છે અને મારાથી બની શકે તે સગાંસ્નેહીઓ વિદ્વાનો, વિદ્યાર્થીઓ, અતિથિઓ, સાધુઓ, નિરાધાર બાળકો તથા ગરીબોનો સત્કાર કરવાનો છે. માટે હે પ્રભુ! તું એમાં મારો મદદગાર થા ને એવાં વહાલાંઓની યાદગીરીના પવિત્ર દિવસોએ આવાં ભલાં કામો કરવાની મને સદ્‌બુદ્ધિ આપ. કારણ કે મારાં સ્વર્ગવાસી વહાલાં સગાંઓના ઉપકાર કાંઈ મારી ઉપર જેવાતેવા નથી. અહો! શું એ વહાલાંઓની વાત! ધન્ય છે તેઓના નિખાલસ પ્રેમને! તેઓના સદ્‌ગુણોનો મને વારસો મળેલો છે, તેઓના આશીર્વાદોથી અમે સુખી છીએ, તેઓની કમાણી અમે ભોગવીએ છીએ, તેઓએ અમારાં સુખ સારુ હજારો જાતની જંજાળો ભોગવેલી છે, તેઓએ અમારા સુખ સારુ પોતાના મોટા મોટા સ્વાર્થના ભોગો આપેલા છે અને હજી પણ પિતૃલોકમાંથી પણ તેઓ અમારું કલ્યાણ ઇચ્છયા કરે છે. અહા! શું તેઓનો સ્નેહ! એવા અલૌકિક સ્નેહને ખાતર—એવા સ્વર્ગીય સ્નેહને ખાતર—એવા સ્વાભાવિક કુદરતી નિખાલસ સ્નેહને ખાતર અને એવા તને પણ વહાલા લાગે એવા આત્મિક સ્નેહને ખાતર, તો તેઓની યાદગીરીના પવિત્ર દિવસે અમે જે કાંઇ કરીએ તે તેઓના સ્નેહના પ્રમાણમાં થોડુંજ છે અને જે ભૂમિમાં તેઓની માટી પડી હોય તે દેશની જમીનને અમે ચુંબન કરીએ, તે દેશની માટીને અમે અમારાં આંખમાથાં ઉપર ચડાવીએ અને તે દેશના ભલાને ખાતર અમે અમારા પ્રાણ આપીએ તોપણ એ થોડુંજ છે. અહા! પવિત્ર શ્રાદ્ધના દિવસ! વહાલાંઓની મીઠી યાદગીરીના દિવસ! જેમણે અમારે માટે પોતાના સુખનો ભોગ આપેલો છે તે મુરબ્બીઓના આ દુનિયામાંથી સ્વર્ગમાં વિદાય થવાના દિવસ! અને શાસ્ત્ર પ્રમાણે અમારી ભલી ઇચ્છાઓ તેઓને પહોંચી શકે એવા દિવસ! ધન્ય પ્રભુ, ધન્ય! એવા દિવસો ક્યાંથી? કારણ કે અમારા જીવનમાં નવી વીજળી ભરવા-

ના આ દિવસો છે. મહાન ઋષિઓનાં પવિત્ર આચરણોનું અનુકરણ શીખવાના આ દિવસો છે, પૂર્વજોના ગુણોનાં કીર્તન કરવાના આ દિવસો છે, પિતૃઓની પવિત્ર યાદગીરી નિમિત્તે ભલાં કામ કરવાના આ દિવસો છે, કર્તવ્ય કરવાનું બળ મેળવવાના આ દિવસો છે, સ્વાર્થનો ભોગ આપતાં શીખવાના આ દિવસો છે. એ બધા મરી ગયા તેમ અમે પણ મરી જઇશું માટે કાંઈક ભલું કામ કરી લઇએ, એમ વિચાર કરવાના આ દિવસો છે અને પિતૃલોકમાં અમારા પિતૃઓને પ્રભુ સુખી રાખે, એમ પ્રાર્થના કરવાના આ દિવસો છે; કાંઈ માત્ર કાગવાસ નાખીને એમાંજ બધું પતાવી દેવાના આ પવિત્ર દિવસો નથી, પણ આખા વરસમાં માત્ર એકજ દિવસ આવનાર એ અમૂલ્ય વખત તો અતિશય ઉપયોગી છે. માટે હે ધર્મના સ્થાપનારા! દુષ્ટોનો સંહાર કરનારા! અનાથનું રક્ષણ કરનારા! સૌના હક ચુકાવનારા! સૌ જીવોની સ્વતંત્રતા ઇચ્છનારા! ગરીબોની વહારે ચડનારા! પડતાને ટેકો દેનારા! અને સૌનું કલ્યાણ ઇચ્છનારા હે પરમકૃપાળુ પિતા! મારા પૂર્વજોનો અલૌકિક સ્નેહ મને આપ. મારા પૂર્વજોની સ્વતંત્રતા મને આપ. મારા પૂર્વજોની બહાદુરી મને આપ. મારા પૂર્વજોનું આધ્યાત્મિક જ્ઞાન મને આપ. મારા પૂર્વજોની પવિત્રતા મને આપ. મારા પૂર્વજોનો સ્વદેશપ્રેમ મને આપ. મારા પૂર્વજોની પ્રેમલક્ષણા ભક્તિ મને આપ. મારા પૂર્વજોનું નિઃસ્પૃહીપણું મને આપ. મારા પૂર્વજોની ભલી લાગણીઓ મને આપ. મારા પૂર્વજોનો અભેદભાવ મને આપ. મારા પૂર્વજોનું શારીરિક બળ મને આપ. મારા પૂર્વજોની દૃઢતા મને આપ. મારા પૂર્વજોની ઉચ્ચ અભિલાષાઓ મને આપ. મારા પૂર્વજોનો કુટુંબસ્નેહ મને આપ અને મારા પૂર્વજોનો તારી તરફનો અનન્યભાવ મને આપ. હે પ્રભુ! આ બધું મેળવવા માટે હું મારા પૂર્વજોને તેઓની વિદાયગીરીના દિવસોએ માનપૂર્વક યાદ કરું છું અને પ્રેમપૂર્વક તેઓનાં શ્રાદ્ધ કરું છું. માટે હે કલ્યાણકારી! હે મંગળસ્વરૂપ! હે સૌને ઊંચે ચડાવનાર! હે થોડામાંથી પણ ઘણું કરી દેનાર! હે જીવોની ઉચ્ચ અભિલાષા પૂર્ણ કરનાર! હે મૃત્યુ પામેલાંઓને શાંતિ આપનાર! હે સર્વશક્તિમાન પવિત્ર પિતા! મારા પિતૃઓને શાંતિ આપ અને તેઓના સદ્‌ગુણો તથા તેઓની ભલી ઇચ્છાઓ પ્રમાણે ચાલવાની મને શક્તિ આપ. હે કૃપાળુ! એટલી કૃપા કર, કૃપા કર, કૃપા કર.

સૂચનાઃ-આવી જાતના વિચારોથી, આવી જાતની પ્રાર્થનાઓથી અને આવી રીતનાં આચરણોથી આપણા પૂર્વજોની શક્તિ આપણામાં ભરવી અને તેઓના આત્માને શાંતિ મળે એમ ઇચ્છવું એ શ્રાદ્ધનો મુખ્ય હેતુ છે અને એમ કરવું એનુંજ નામ શ્રાદ્ધ છે તથા એજ આપણી ફરજ છે. માટે આપણા પૂર્વજોની માનવંતી યાદગીરીના પવિત્ર દિવસે આપણા આત્માના કલ્યાણનાં, આપણા કુટુંબના કલ્યાણનાં, આપણી જાતિના કલ્યાણનાં, આપણા બંધુઓના કલ્યાણનાં, તથા આપણા દેશના કલ્યાણનાં કોઇક પણ ભલાં કામો કરવાં જોઇએ; અને આપણાથી બની શકે તેવા આપણા પૂર્વજોનો કોઇક પણ મહાન ગુણ ગ્રહણ કરવાની પ્રતિજ્ઞા એ પવિત્ર દિવસે આપણે લેવી જોઇએ. જો એવું કંઇ પણ થાય તોજ શ્રાદ્ધની સાર્થકતા છે, બાકી લૂખેલૂખી એકલી કાગવાસ નાખવામાંજ કાંઈ વળે એમ નથી. માટે એ નિમિત્તે જિંદગીમાં કાંઇક ઉત્તમતા આવે એમ કરો, કાંઇક ઉત્તમતા આવે એમ કરો.

## પોતાના છોકરાની વરસગાંઠને દિવસે કરવાની પ્રાર્થના

હે કૃપાળુ! હે દયાળુ! હે માયાળુ! હે પ્રેમસ્વરૂપ! હે અખંડ આનંદરૂપ! હે શાંતિદાતા! હે મંગળકારી! હે નાનામાંથી મોટું કરનાર! હે ખરાબમાંથી સારું કરનાર! અને હે મનુષ્યમાંથી દેવ બનાવનાર પવિત્ર પિતા મહાન ઈશ્વર! તારી કૃપાથી આજે મારા નાના પુત્રની વરસગાંઠ છે. આજે તેને દસમું વરસ બેસે છે. હે પિતા! એ વરસ તેને ને અમને સુખદાયી થાય તેમ કરજે, તેનામાં સારી વિદ્યાનાં બીજ રોપાય તેમ કરજે, તેનામાં તારાં આપેલાં પવિત્ર ધર્મનાં મૂળતત્ત્વો જામે તેમ કરજે. એ છોકરો અમારા કુટુંબમાં નામીચો થાય એમ કરજે, બીજાઓનાં દુઃખ જોઇને તેનું અંતર દુખાય એવી તેની ઉપર કૃપા કરજે, મારા સદ્‌ગુણો તેનામાં ઊતરે એવી કૃપા કરજે, મારાં અધૂરાં રહેલાં કામો તથા મારી ભલી ઇચ્છાઓ તે પૂર્ણ કરે એવી તેને સદ્‌બુદ્ધિ આપજે, અમારા દેશના કલ્યાણ સારુ પોતાના સ્વાર્થનો ભોગ આપી શકે એવી તેને શક્તિ આપજે, જગતનું સૌન્દર્ય વધારવામાં તેને નિમિત્ત થવા દેવાની કૃપા કરજે, તારા નિયમો પાળવાનું એને બળ આપજે અને હે નાથ! આ બધું થવા માટે એ બાળકને રૂડી રીતે કેળવવાની મને સદ્‌બુદ્ધિ આપજે.

હે નાથ! હે નાથ! હે નાથ! હે નાથ! હે નાથ! એનો

મારો અને સૌનો ખરો પિતા તુંજ છે, હું તો દુનિયાદારીના નિયમ પ્રમાણે એનો ઘડીકવારનો નિમિત્ત માત્રનો પિતા છું, એટલે મારા નજીવા નજીવા સ્વાર્થની હલકી જાતની વાતો એનામાં ઠસાવવાનો મને કાંઇ પણ હક નથી. મારા ફાંટા પ્રમાણે એને ચલાવવા સારુ એની ઉપર જોરજુલમ વાપરવાનો મને કાંઈ પણ હક નથી. એને અજ્ઞાન રાખીને જુદી જુદી જાતની ગુલામગીરીમાં બાંધી રાખવાનો મને કાંઇ પણ હક નથી. અમારી મરજી પ્રમાણે અમારા મનને રાજી રાખવા સારુ કાંઇ પણ ખાસ વિચાર કર્યો વિના ગમે તેમ લગ્ન કરી દઈ, આખી જિંદગી સુધીના બંધનમાં તેને બાંધી મૂકવાનો અમને કાંઇ પણ હક નથી. અને ખરી રીતે જોતાં એ તારો પુત્ર છે, માટે તારા જે મહાન ગુણોનો અંશ તેનામાં રહેલો છે, એ મહાન ગુણોને મારા સ્વાર્થને ખાતર દાબી દેવાનો મને કાંઈ પણ હક નથી. કારણ કે હું ખુલ્લી રીતે સમજું છું કે, એ પવિત્ર આત્મા મારો નહિ પણ તારો પુત્ર છે અને મારી ઉપર કૃપા કરીને એ અમૂલ્ય ધન તેં મને સોંપેલું છે તે એવી ઇચ્છાથી ને એવા હુકમથી કે એનો સદુપયોગ કરીને હું આ સંસારસાગર તરી શકું, આ જિંદગીમાં સ્વર્ગ મેળવી શકું અને અંતે તને પામી શકું, એ સારુજ તેં મને પવિત્ર આત્મા જેવી અમૂલ્ય થાપણ સોંપેલી છે. માટે હે પ્રભુ! મારો એવો વિશ્વાસ કરવા માટે હું તને હજારવાર ધન્યવાદ આપું છું અને એ થાપણનું વ્યાજ વધારીને યોગ્ય વખતે એ થાપણ તને પાછી સોંપવી એ મારી ફરજ છે. એટલે કે આ બાળકમાં સદ્ગુણો ખીલવી તારા ચરણના શરણમાં એને મૂકવો એ મારી ફરજ છે અને એ ફરજ જેમ અમે વધારેમાં વધારે સારી રીતે બજાવી શકીએ, તેમ તું અમારી ઉપર વધારેમાં વધારે રાજી થાય છે. માટે હે પ્રભુ! આ નિર્દોષ બાળકમાં તારા સદ્ગુણો ખીલવવાની અને એ રસ્તે તેની તથા મારી જિંદગીમાં અમૃત ભરવાની, સૃષ્ટિનું સૌંદર્ય વધારવાની, તારા માર્ગમાં ચાલવાની, સંસારમાં સ્વર્ગ અનુભવવાની અને અંતે તને પામવાની મને તથા આ બાળકને શક્તિ આપ, શક્તિ આપ, શક્તિ આપ. કારણ કે હે પ્રભુ! લોકાચાર પ્રમાણે મારે મન આ મારું બાળક છે, પણ જો જરા ઊંડો ઊતરીને જોઉં તો એમ લાગે છે કે, હમણાં બહારથી ઉપલક નજરે જેમ દેખાય છે તેમ આ કાંઈ માત્ર મળમૂત્રનું કે ખાલી હાડકાં–ચામડાંનુંજ બાળક નથી, પણ આ બાળક તો આકાશનો તારો છે. એનામાં આખી નવી

દુનિયા રહેલી છે અને ઘણાં જગતોને ઘણા કાળ સુધી તે પોતાનો પ્રકાશ આપી શકે તેમ છે. અરે ! આ બાળક તો સ્વર્ગનો દેવ છે અને આ સંસારમાં સ્વર્ગ લાવવા સારુ તે અહીં આવેલો છે. અરે! આ બાળક તો કોઇ પણ રીતે કદી પણ નાશ ન પામે તેવો અમર આત્મા છે અને તે મોતના ભયમાંથી જગતને છોડાવવા સારુ અહીં આવેલો છે. અરે ! આ બાળક તો પવિત્રતાનો અવતાર છે, અને જગતમાં પવિત્રતા ફેલાવવા માટે આવેલો છે. અરે ! આ બાળક તો આનંદરૂપ છે અને જગતના સૌ જીવોને આનંદ આપવા સારુજ તે અહીં આવેલો છે. અરે ! આ બાળક તો પ્રેમનો અવતાર છે અને તે જગતને પ્રેમ શીખવવા સારુ અહીં આવેલો છે. અરે ! આ બાળક બાળક નથી પણ એ તો જ્ઞાનનો સમુદ્ર છે અને આ બાળક તે બાળક નથી પણ એ તો ઈશ્વરી માયાનો એક મોટો ચમત્કાર છે; એટલુંજ નહિ પણ મને તો એમ લાગે છે કે, આ બાળક તે કાંઇ જેવો હમણાં દેખાય છે તેવો અજ્ઞાન બાળક નથી, પણ એ બાળક તો બાળકના રૂપે ઈશ્વર પોતેજ છે. હે પ્રભુ! શું આ સાચી વાત છે? શું તું પોતેજ અમારે ત્યાં બાળકરૂપે આવે છે? શું તું પોતેજ બાળકોરૂપે અમારા પ્રાણથી પણ પ્યારું ધન છે? શું તું પોતેજ અમને તારવા સારુ બાળકરૂપે અમારા ઘરમાં આવે છે? અને તું કે જે કોઇના પણ ખ્યાલમાં આવી શકે નહિ તેવો છે, જેનો કોઇ પાર પામી શકે નહિ તેવો છે, જે નિરંજન છે, જે નિરાકાર છે, જે માયાથી પર છે, જેનો આદિ–અંત નથી, જેનો શિવબ્રહ્માદિકને પણ પત્તો લાગતો નથી અને વેદ પણ જેને નેતિ નેતિ કહે છે તે અવ્યક્તરૂપે રહેનારો શું તું પોતેજ વ્યક્તિરૂપે–બાળકરૂપે અહીં આવેલો છે? ધન્ય, પ્રભુ! ધન્ય ! તારી પ્રભુતાને ધન્ય છે, ધન્ય છે, ધન્ય છે ! પણ હે પ્રભુ ! આ જ્ઞાન અમારાં હૃદયમાં ઠરતું નથી અને તારું આ સ્વરૂપ મારાથી સમજી શકાતું નથી ને સમજવા મહેનત કરીએ તોપણ તે માની શકાતું નથી, તેથી બાળકરૂપે તું પોતેજ છે, એ વાત ચોખ્ખી રીતે સમજાતી નથી, પણ જગતના સૌ જીવો તારા પુત્રો છે અને તારો અંશ છે, એમ તો અમે જરૂર માનીએ છીએ. એ છતાં અફસોસ કે, જેવા પ્રેમભાવથી તેઓની સાથે વરતવું જોઇએ તેવા પ્રેમભાવથી અમે તેઓની સાથે વરતી શકતા નથી, કારણ કે અમારી એ માન્યતા પણ ઉપલકપણાનીજ છે. માટે હે પ્રભુ ! અમારાં બાળકો તથા જગતના સૌ જીવો તારા અંશ છે ને તારા પુત્રો છે, એમ સમજીને

અમે તેઓની સાથે એ પ્રમાણે વરતીએ અને તેઓમાં પણ તારા ગુણો તથા તારું સ્વરૂપ અમને ચોખ્ખી રીતે દેખાય એવી અમારી સૌની ઉપર કૃપા કર, કૃપા કર, કૃપા કર.

સૂચના:–જ્યારે આપણે આપણાં છોકરાંઓનો આ પ્રમાણે મહિમા સમજીશું અને જ્યારે માણસો એ પ્રમાણે માણસોની કિંમત સમજશે, ત્યારેજ આપણે વધારે ઉદારતાથી, વધારે છૂટ મુકીને, વધારે ક્ષમાથી અને વધારે સ્વતંત્રતાથી વરતી શકીશું. અને જ્યારે એવી રીતે સ્વાભાવિકતાને બાજુમાં લઇને, પ્રેમના ભક્ત થઇને, બુદ્ધિને મદદમાં રાખીને, જિંદગીના ઉત્તમ હેતુઓ સમજીને અને આત્માના અસલ સ્વરૂપના રસ્તાઓ ખુલ્લા રાખીને આગળ વધીશું, ત્યારેજ આ સંસારમાં સ્વર્ગ આવી શકશે. ત્યારેજ આપણને અંતરનો સંતોષ મળી શકશે. ત્યારેજ જગતનું વધારેમાં વધારે કલ્યાણ થઇ શકશે; અને ત્યારેજ વચમાં કાંઇ પણ ભેદ ન રહે તેવી રીતે પરમાત્માની સાથે આત્મા તન્મય થઇ શકશે અને ત્યારેજ જિંદગીની સાર્થકતા થશે. અને એ બધું આપણે આપણા છોકરાંઓને નમાલાં રાખી મૂકીએ તથા આપણા બંધુઓને ખુલ્લી રીતે ધરાર તિરસ્કાર કરીએ તેમાંથી નહિ, પણ જગતનાં સૌ માણસોની કિંમત સમજીએ અને આપણાં બચ્ચાંઓને ઈશ્વરની થાપણ સમજીએ તેમાંથી થવાનું છે. માટે આપણાં બાળકોમાં આપણા પોતાના કોઈ પણ અવગુણો ન આવી જાય, તેઓની કોઇ પણ ભલી લાગણીઓ આપણા સ્વાર્થને ખાતર ન સુકાઇ જાય, તેઓની કોઇ પણ ઊંચી ઇચ્છાઓ આપણી ભૂલોથી ન મરી જાય, આપણી રૂઢિનાં બંધનોને અંગે તેઓની પાસે કોઇ પણ જાતનાં પાપો ન કરાવાય અને તેઓના આત્મવિકાસમાં કોઇ પણ ઠેકાણે કે કોઇ પણ રીતે અજાણતાં પણ આપણે આડા ન આવીએ એ ખાસ સંભાળજો. એટલુંજ નહિ પણ સારે રસ્તે તેઓને આગળ વધારવામાં જેટલી બને એટલી ખાસ મદદ કરજો; કારણ કે આપણાં બાળકો એ આપણા દેશની ભવિષ્યની આશા છે. આપણાં બાળકો એ આપણા કુળના દીવાઓ થઇ શકે તેમ છે. આપણાં બાળકો એ આપણા પોતાના કીર્તિસ્તંભ થઈ શકે, તેમ આપણાં બાળકોજ આપણા દેશનાં કલ્યાણનાં શિખરો થઈ શકે તેમ છે. આપણાં બાળકો એ આપણા દેશની આબાદીના પાયા થઈ શકે તેમ છે. આપણાં બાળકો એ આપણા દેશની પાછળ પડેલી પ્રજામાં જાગૃતિ લાવી શકે તેમ છે, આપણાં બાળકો એ કુદરતના મદદગાર

થઇ શકે તેમ છે. આપણાં બાળકો એ સૃષ્ટિનું સૌન્દર્ય વધારી શકે તેવાં છે. આપણાં બાળકો એ આપણું પોતાનું તથા આપણા દેશનું નાક છે અને આપણાં બાળકો એ કાંઈ આપણે હમણાં સમજીએ છીએ તેવાં રોતીસૂરત બાળકોજ નથી, પણ એ બાળકો તો ભવિષ્યમાં મોટા મોટા ચમત્કારો કરી શકે એવા ખરેખરા જાદૂગરો છે; કારણ કે તેઓ પ્રભુના પુત્રો છે અને તેઓમાં પ્રભુનો અંશ રહેલો છે. માટે તમારાં પોતાનાં તથા બીજાં સૌ બાળકોને જેમ બને તેમ સુધારજો, આગળ વધારજો અને તેઓ સુખી થાય તેમ કરજો; એમાંજ આપણું પોતાનું તથા આપણા દેશનું કલ્યાણ છે અને એમાંજ ઈશ્વર રાજી છે. માટે એ બાબતમાં ખાસ ધ્યાન રાખજો, ખાસ ધ્યાન રાખજો, ખાસ ધ્યાન રાખજો.

## મંદવાડ વખતની પ્રાર્થના

હે પ્રભુ ! હે અભિમાનીઓનાં અભિમાન ઉતારનાર! હે પાપીઓને પુણ્યના રસ્તામાં લાવનાર ! હે તારા નિયમોનો ભંગ કરનારને શિક્ષા કરનાર ! હે શૂળીનું સંકટ સોયથી મટાડનાર ! અને શિક્ષામાંથી પણ કલ્યાણ કરનારા હે દયાળુ પિતા ! તારા કોઇ નિયમનો ભંગ કરવાથી હું માંદો પડયો છું. શરીરસુખાકારીના નિયમો પાળ્યા નહિ તેથી હું બીમાર થયો છું, મારી ઇંદ્રિયોને કાબૂમાં રાખી નહિ તેથી હું બીમાર થયો છું, વિનાકારણ મારી ખુશીથી હું ખોટી નાજુકાઈનો ગુલામ બન્યો તેથી હું બીમાર થયો છું, ઘણી બાબતોમાં વગરમફતની હાયવોય કરું છું, વિનાકારણ પછાડા મારું છું, ધુમાડાના બાચકા ભરવા સારુ અમૂલ્ય જિંદગી ખરાબ કરું છું, સમજ્યા છતાં પોલંપોલ ચાલાવું છું, મિતાહારપણું રાખતો નથી અને પ્રકૃતિના નિયમો સમજીને પાળતો નથી તેથી હું માંદો પડ્યો છું; એટલુંજ નહિ પણ તારાથી હું વિમુખ છું તેથીજ હું માંદો પડ્યો છું; કારણ કે તારાથી હું વિમુખ છું તેથીજ મારામાં આવા આવા દોષો રહેલા છે અને એ દોષોને લીધેજ હું માંદો પડયો છું. માટે હે પ્રભુ ! હવે મને એમ લાગે છે કે, આ મંદવાડ એ મારો સખ્ત શિક્ષાગુરુ છે. એની પાસે હું એમ શીખ્યો છું કે, જો તારા નિયમો ન પાળીએ ને તારા માર્ગમાં ન ચાલીએ તો આવા બૂરા હાલ થાય છે. માટે હે પ્રભુ ! હવે હું પ્રતિજ્ઞા લઉં છું કે, મારાથી બની શકે એટલા તારા નિયમો પાળીશ, બની શકે એટલો મિતાહારી થઈશ, બની શકે એટ-

લા ભલા વિચારો કરીશ, બની શકે એટલી ઇંદ્રિયોને કબજામાં રાખીશ અને બની શકે એટલી તારી ભક્તિ કરીશ. માટે હે પ્રભુ! હે પિતા ! મને આ દુઃખદાયક મંદવાડમાંથી છોડ, મને રોગરૂપી સખ્ત શિક્ષાગુરુ પાસેથી છોડાવ અને મને આ મોતનું વૉરંટ લાવનાર જમદૂત પાસેથી છોડાવ, છોડાવ, છોડાવ. કારણ કે એ શિક્ષાની અસર મને પૂરેપૂરી થઈ છે અને એ શિક્ષાનાં કારણો હું સમજ્યો છું. એટલુંજ નહિ પણ જો આ મંદવાડ ન આવ્યો હોત તો હું ઘડીકમાં ચેતી શકત નહિ, માટે જે થયું છે તે સારુંજ થયું છે, પણ હવે મને આમાંથી છોડાવ; કારણ કે તારા નિયમો પાળવાની ને તારી ભક્તિ કરવાની હું મારા શુદ્ધ અંતઃકરણથી કબૂલાત આપું છું. માટે હે પરમકૃપાળુ પિતા ! મારા બંધુઓની સેવા કરવા સારુ, મારા દેશનું ભલું કરવા સારુ, મારી જિંદગીની સાર્થકતા કરવા સારુ અને તારી ભક્તિ કરવા સારુ મને આ મંદવાડમાંથી બચાવ, બચાવ, બચાવ.

સૂચનાઃ—જો આવી રીતે પ્રભુના નિયમો પાળવાની ને ધર્મના માર્ગમાં ચાલવાની શુદ્ધ અંતઃકરણથી પ્રતિજ્ઞા લેશો, તો ઈશ્વરકૃપાથી જરૂર મંદવાડમાંથી બચી જશો. કારણ કે યાદ રાખજો કે, આપણે સમજી શકીએ, આપણે કલ્પી શકીએ અને આપણે માની શકીએ તે કરતાં પણ પ્રાર્થનાનું તથા ધર્મનું બળ ઘણું વધારે છે. એટલુંજ નહિ પણ પોતાનાં બાળકોને રોગથી હેરાન થતાં જોવાં એ કાંઇ દયાળુ ઈશ્વરને ગમતું નથી, પણ કોઈ પણ રીતે આપણે ન સમજીએ ને ઉપરાઉપરી ભૂલો કર્યાજ કરીએ ત્યારે એ ભૂલોમાંથી આપણને બચાવી લેવા સારુ ને આપણને સુધારવા સારુજ મંદવાડ આવે છે. એટલુંજ નહિ પણ દયાળુ ઈશ્વરની ખાસ ખૂબી તો એજ છે કે, કોઈ પણ જાતના રોગોને આપણા શરીરમાં રહેવું ગમતુંજ નથી, કારણ કે તેમને સુખથી રહેવા લાયક આપણું શરીર નથીજ, તેથી શરીરની પ્રકૃતિ પોતેજ રોગોને બહાર કાઢી મૂકવા માટે અંદરથી ધક્કા માર્યા કરે છે અને કુદરત પોતે પણ રોગની વિરુદ્ધ છે, માટે કોઇ પણ જાતના રોગ આપણા શરીરમાં સહેલાઈથી આવી શકતાજ નથી. પણ આપણે પોતે જયારે તેને ખાસ ચાહીને બોલાવીએ, એટલે કે કુદરતથી ન ખમી શકાય એટલી બધી મોટી ભૂલો કરીએ ત્યારેજ બીતાં બીતાં માંડ માંડ રોગો આવે છે અને તેમ છતાં પણ જો જરાક પણ લાગ મળે તો તેઓ ભાગી જવાને દરપળે તૈયારજ હોય છે. કારણ કે પ્રકૃતિ પોતે

તેને અંદરથી ધક્કા માર્યા કરે છે, માટે જો આપણે કુદરતના નિ-યમો પાળીએ, પ્રભુના માર્ગમાં ચાલીએ અને ધર્મનું બળ રાખી-એ તો કોઇ પણ જાતનો શરૂઆતનો મંદવાડ મટી જવો એમાં કાંઇ મોટી વાત નથી. માટે જિંદગી સુધારવાની પ્રતિજ્ઞા કરો. એ-ટલે ઘણી જાતના રોગો બહુજ સહેલાઈથી મટી જશે.

મંદવાડ વિષે આપણે આજ સુધી ઘણીય આડીઅવળી વાતો સાંભળેલી છે, તેથી આ સિદ્ધાંતો ઘડીકમાં નહિ સમજાય. પણ શ્રદ્ધા રાખીને જરા પાળી તો જુઓ ! કદી ધારો કે બહુ ફાયદો ન થાય તોપણ એમાં કાંઈ ખોટ જવાની તો નથીજ; ત્યારે શા માટે ડરો છો ? જરા કરી તો જુઓ ! એટલે થોડાજ વખતમાં જાણશો કે,પ્રભુના નિયમો પાળવાની ને પ્રાર્થનાની ખૂબી કાંઇ ઓરજ છે, ધર્મના બળની ખૂબી કાંઈ ઓરજ છે અને પ્રભુને વચ્ચે રાખી જિંદગી સુધારવાનો ઠરાવ કરવાની ખૂબી કાંઇ ઓરજ છે. તેથી એ ખૂબીઓની પાસે મંદવાડ બિચારો ટકી શકતોજ નથી અને ટકી શકેજ નહિ, માટે જો મંદવાડમાંથી છૂટવું હોય તો એવી ખૂબી-ઓના લહાવા લો—એવી ખૂબીઓના લહાવા લો.

## રોગ મટી જાય તે વખતની પ્રાર્થના

હે પિતા ! હે પિતા ! હે રોગમાંથી બચાવનાર ! હે શત્રુથી બચાવનાર ! હે સૂકામાંથી લીલું કરનાર ! હે જૂનામાંથી નવું કર-નાર ! હે તૃણમાંથી મેરુ કરનાર ! હે બધી જાતની બલાઓમાંથી બચાવનાર ! અને હે મૃત્યુમાંથી જીવનમાં લઈ જનાર પરમાત્મા ! તારી કૃપાથી મને થયેલા મંદવાડમાંથી હું બચ્યો છું. તારી કૃપાથી હું જલદી સાજો થયો છું, તારી કૃપાથી એ મંદવાડમાં પણ મને તારી દયા ને તારો મહિમા દેખાયો છે. તારી કૃપાથી હવે મારી જિંદગીમાં નવો ફેરફાર થશે અને એ બધાનો તારી કૃપાથી-જ હું આજે ઉપકાર માની શકું છું. કારણ કે હું જોઉં છું કે, આવી જાતના મંદવાડમાંથીજ ઘણાય માણસોની જિંદગી ખરાબ થઈ ગઇ છે. આવી જાતના મંદવાડમાંથી ઘણા માણસોનું ઘણી જાતનું સત્યાનાશ વળી ગયું છું. એટલુંજ નહિ પણ પોતાની ઉપરના આવી જાતના મંદવાડમાંથી ઘણુંય માણસો મારી નજર આગળ મરી ગયાં છે; પણ હે પ્રભુ ! હે પ્રભુ ! હે પ્રભુ ! એ બધી આફતો-માંથી હું બચી શકયો છું એ કેવળ મારી કૃપાથીજ, એમાં મારી હોશિયારી કાંઇ પણ કામ લાગે તેમ નહોતી, પણ તેં ખાસ દયા

કરીને આ મંદવાડ નિમિત્તે મારા ઘણાય વિકારોને હરી લીધા છે, અને મને પ્રથમના કરતાં હલકો ફૂલ જેવો ને થોડોક નવો માણસ બનાવી દીધો છે. માટે હે પ્રભુ ! મંદવાડ વખતે મારી ચાલચલગત સુધારવા માટેના જે જે સંકલ્પો કર્યા હતા, મંદવાડ વખતે ધર્મ-દાન કરવા માટે મેં જે જે બાધાઓ રાખી હતી, મંદવાડ વખતે મારા અંતરમાં જે જે ઉત્તમ ભાવનાઓ જાગી હતી અને મંદવાડ વખતે મને જેવી તારી જરૂર લાગી હતી, તેવી જરૂર, તેવી ભાવ-ના, તેવી બાધાઓ અને તેવા સંકલ્પો હવે પછી હંમેશાં કાયમ રહે અને તે મારા દરરોજના વહેવારમાં મને કામ લાગે એવી કૃપા કર, એવી કૃપા કર. કારણ કે તારી કૃપાનું બળ હશે, તારા આશરાનું બળ હશે અને તારો મહિમા સમજાશે, તોજ મારામાં આત્મિક બળ આવી શકશે અને તોજ હું મારી કબૂલાતો પાળી શકીશ. માટે હે પ્રભુ! મંદવાડ વખતે મારી જિંદગી સુધારવા માટે મેં જે જે પ્રતિજ્ઞાઓ લીધી છે, તે તે પ્રતિજ્ઞાઓ પાળવાનું મને બળ આપ, બળ આપ.

સૂચનાઃ—મંદવાડમાંથી સાજા થવું એમાં કાંઇ નવાઇ નથી, એમ તો હજારો માણસોને સાજા થતાં આપણે નજરે જોઇએ છીએ, પણ સાજા થયા પછી મંદવાડ વખતે લીધેલી પોતાની જિંદગી સુધારવાની પ્રતિજ્ઞાઓ પાળવી, મંદવાડ વખતે જેવું જગ-તનું મિથ્યાપણું લાગતું હતું તેવું સાજા થયા પછી પણ સમજાયા કરે, મંદવાડ વખતે જેવી ઉદારતા આવી ગઇ હોય તેવી ઉદારતા સાજા થયા પછી પણ ટકી રહે અને મંદવાડ વખતે જેવી પ્રભુની દયાની, પ્રભુની ભક્તિની, પ્રભુના માર્ગમાં ચાલવાની, પ્રભુના કોપ-માંથી બચવાની જરૂર સમજાઈ હોય, તેવી જરૂર સાજા થયા પછી પણ હંમેશાં સમજાયા કરે, એજ ખૂબીની વાત છે. જો એમ થાય તો એ મંદવાડ પણ આશીર્વાદરૂપ છે. પણ એ તો જે મહા-ભાગ્યશાળી હોય ને દૃઢ મનના હોય તેઓથીજ બની શકે છે. બાકીના તો સ્મશાનવૈરાગ્યની પેઠે સાજા થયા પછી બધું ભૂલી જાય છે અને પાછા હતા તેવા થઈ જાય છે. માટે ભાઇઓ ને બહેનો, એવા નમાલા ન થતાં મહાન ઈશ્વરના કૃપાપાત્ર થવાય એમ કરજો અને મંદવાડ વખતે તમારામાંથી જે જે વિકારો કુદ-રતે ઓછા કરેલા હોય, તેજ વિકારોના તમે ફરીથી ગુલામ ન થાઓ એ સંભાળજો.

## કુટુંબમાં કોઈ વહાલું સગું મરી જાય તે વખતની પ્રાર્થના

હે પ્રભુ! હે રુદ્ર! હે ઉગ્રરૂપવાળા! હે સંહારકર્તા! હે કાળના પણ કાળ અને નાશ કરવામાં પણ ખૂબી બતાવનારા હે! પરમ-મંગળકારી મહાન પિતા! આજે મારી નાની પુત્રી તારા ચરણનું શરણ પામી છે. હે પ્રભુ! અમને સોંપેલી તારી થાપણ તેં આજે ઉપાડી લીધી છે, તેથી અમને સૌને બહુ વસમું લાગે છે; કારણ કે અમે એની ઉપર ઘણી ઘણી આશાઓ બાંધી હતી. એ અમારા સ્નેહનું સ્થાન હતું, એ અમારા આનંદની મૂર્તિ હતી, એ અમારા ગુણોને ખીલવવાની ચાવી હતી, એ અમારું માનીતું રમકડું હતું, એ અમારી જંજાળો ભુલાવીને અમને હસાવનારી બાળકી હતી અને એ અમને રાજી કરી અમારામાં નવું જીવન ભરી અમને ઉન્નતિના રસ્તામાં લઈ જનારી અમારી નાનકડી સ્વર્ગની દેવી હતી. એ ચાલી ગઇ તેથી અમને બહુ દિલગીરી લાગે છે ને અમારાથી રોવાઇ જવાય છે, તે માટે અમને માફ કરો. કારણ કે હે નાથ! શાસ્ત્રના હુકમથી અમે જાણીએ છીએ કે, મરનારની પછવાડે રોવું ન જોઇએ; એટલુંજ નહિ પણ મરનારની પછવાડે રોવું એ પાપ છે, મરનારની પછવાડે રોવું એ નાલાયકી છે, મરનારની પછવાડે રોવું એ અજ્ઞાનપણું છે, મરનારની પછવાડે રોવું એ અમારા આત્માની અધોગતિ છે અને મરનારની પછવાડે રોવું એ મરનારના આત્માને મહાદુઃખ દીધા જેવું છે. તેથી મરનારની પાછળ ન રોવું જોઈએ, એમ અમે જાણીએ છીએ, છતાં પણ અમારાથી સ્વાર્થને લીધે રોવાઈ જવાય છે, એ અપરાધ માટે હે પ્રભુ! તમે ક્ષમા કરો.

હે નાથ! થોડા વખત ઉપર જ્યારે મારા વૃદ્ધ પિતાજી ગુજરી ગયા ત્યારે પણ હું બહુ રોઈ પડયો હતો. એ વખતે અમારી પાડોશમાં રહેતા એક ભકતે મને સમજાવ્યો હતો કે, ભાઇ! આત્મા અમર છે અને દેહનો નાશ થયા વિના રહેતો નથી. જે જન્મ્યું તે તો મરવાનુંજ. એટલુંજ નહિ પણ આપણો જન્મ થયા પહેલાં આપણે કયાં હતા એ કાંઇ જણાતું નથી; તેમજ મરણ પછી આપણે કયાં જઇશું એ પણ કાંઇ આપણે જાણતા નથી. માત્ર જન્મ અને મરણ વચ્ચેજ આ શરીરો દેખાય છે, માટે એનો અફસોસ ન કરવો જોઇએ. કારણ કે આપણે અફસોસ કરીએ

તેથી કાંઇ કુદરતના નિયમો બદલાઇ જાય નહિ; આપણે અફસોસ કરીએ તેથી કાંઇ પ્રકૃતિના નિયમો બદલાઇ જાય નહિ; આપણે અફસોસ કરીએ તેથી કાંઇ આપણા શરીરનું મૂળ બંધારણ બદલાઇ જાય નહિ અને આપણે અફસોસ કરીએ તેથી કાંઇ કાળને દયા આવે નહિ. પણ અફસોસ કરવાથી ઊલટી આપણી તથા મરનારની ખરાબીજ થાય છે. કારણ કે આપણે જ્યાં સુધી રોયા કરીએ ત્યાં સુધી મરનાર જીવની વાસનાઓ આપણી તરફ ખેંચાયા કરે છે, પણ તેની વાસનાઓ પૂરી પડે એવાં એ વખતે તેની પાસે કાંઇ સાધનો હોતાં નથી, તેથી આપણા અફસોસને લીધે પ્રેતલોકમાં તેને બહુ દુઃખ થાય છે. માટે જો મરનારની ઉપર આપણને હેત હોય અને તેને શાંતિ આપવી હોય તો આપણે જરા પણ અફસોસ ન કરવો જોઇએ; પણ ઊલટું એમ સમજવું જોઇએ કે, જ્યારે દેહ ઘરડો થાય, અશક્ત થાય તથા મન ધારેલાં કામ ન કરી શકે અને તેમાં રહેલો જીવ બહુ બહુ જાતનું જ્ઞાન તથા અનુભવ મેળવીને પાકો થાય અને વધારે સારાં કામ કરવાને લાયક થાય ત્યારે પ્રભુ કૃપા કરીને તેનો જૂનો દેહ લઈ લે છે અને તેને બદલે તેની યોગ્યતા પ્રમાણે તેને બીજો વધારે સારો નવો દેહ આપે છે. જેમ આપણો ડગલો જ્યારે જૂનો થાય, ફાટી જાય અથવા આપણું શરીર મોટું થઇ જવાથી ટૂંકો પડે, ત્યારે આપણે તેને રદ કરીએ છીએ અને તેને બદલે આપણને બંધબેસતો થાય તેવો નવો, શોભીતો ને ટકાઉ ડગલો પહેરીએ છીએ, તેમજ આપણા જીવને જ્યારે આપણો દેહ સાંકડો પડે, એટલે કે તેમાં રહીને તે વધારે ઉન્નતિ મેળવી શકે નહિ ને ગભરાય, ત્યારે તેના ઉપર દયા કરીને પ્રભુ તેને એ નિરુપયોગી થઈ પડેલા દેહમાંથી છૂટો કરે છે અને તેને બદલે તે ઉન્નતિ મેળવી શકે તેવો નવો દેહ તેને આપે છે. માટે મોત એ દુઃખ નથી પણ મોત એ ઉન્નતિ છે. મોત એ ભય નથી પણ મોત એ આશા છે. મોત એ નાશ નથી પણ મોત એ સ્થિતિનો ફેરફાર છે. મોત એ પડતી નથી પણ મોત એ જીવની ચડતી છે અને મોત એ કુદરતની ક્રૂરતા નથી પણ મોત એ ઇશ્વરની દયા છે. માટે આપણે મોતનો અફસોસ ન કરવો જોઇએ. હે નાથ! અમારા દેશમાં અમારાં લાખો ભાઇબહેનો આવી સાચી વાતો જાણતાં નથી, પણ તારી કૃપાથી આવી વાતો હું જાણું છું, છતાં પણ પાળી શકતો

નથી, તેથી મારાથી રોવાઇ જવાય છે, તે માફ કર, માફ કર, અને આવા કસોટીના પ્રસંગોમાં ધીરજ રાખવાનું મને બળ આપ.

હે નાથ ! મારી બહેનાં તે મારું રતન હતું, મારી બહેનાં તે મારો દીવો હતી, મારી બહેનાં તે મારા ઘરની શોભા હતી, મારી બહેનાં તે મારો વિસામો હતી, મારી બહેનાં તે મારું રમકડું હતું, મારી બહેનાં તે નિર્દોષતાનો નમૂનો હતી, મારી બહેનાં તે આનંદનો અવતાર હતી, મારી બહેનાં તે પ્રેમની પૂતળી હતી, મારી બહેનાં તે રૂપનો ભંડાર હતી અને મારી બહેનાં તે ગુણની ખાણ હતી, તેથી એ હસમુખી છોકરી ઉપર મેં ઘણીય મોટી મોટી આશાઓ બાંધી હતી, પણ દૈવેચ્છા બળવાન છે !

હે નાથ ! હવે છેવટ મારે એજ પ્રાર્થના કરવાની છે કે, તેનું નામ રહે એવાં શુભ કામો કરવાની મને સદ્બુદ્ધિ આપ અને એ મારી લાડકીના આત્માને શાંતિ આપજે, શાંતિ આપજે, શાંતિ આપજે.

સૂચનાઃ–બંધુઓ ! યાદ રાખજો કે, जातस्य हि ध्रुवो मृत्युः। જે જન્મ્યું એ તો મરવાનુંજ. તેથી કોઇક દિવસે આપણે પણ મરવુંજ પડશે અને આપણાં કુટુંબોમાં પણ એવા પ્રસંગો આવ્યા વિના કાંઇ રહેશે નહિ, માટે એવે વખતે ગભરાઇ ન જઇએ તે સારુ અગાઉથીજ મનમાં ઊંચી જાતના સંસ્કારો બેસાડવા જોઇએ. કારણ કે જો હમણાંથીજ આપણે એમ સમજી જઇએ કે, મોત એ માત્ર કાંઈ દુઃખજ નથી, પણ એમાં પણ ઇશ્વરની દયા છે. માટે મોત આપણને ન ગમે છતાં પણ એવે વખતે સબૂરી રાખતાં શીખવું જોઇએ અને ચોખ્ખી રીતે એમ સમજી લેવું જોઇએ કે, આપણા સ્વાર્થને સારુ આપણે રોઇએકૂટીએ તેથી કાંઇ મરનારનું કલ્યાણ થતું નથી, પણ તેના આત્માને શાંતિ આપવા ઈશ્વર પાસે પ્રાર્થના કરીએ અને આપણી શક્તિના પ્રમાણમાં તેની પાછળ કાંઇ પુણ્યદાન કરીએ તેથીજ તેના આત્માને શાંતિ થાય છે. આ સિવાય બીજી એ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, જે માણસો પોતાની ફરજો બરાબર રીતે બજાવે નહિ, જે માણસો ઉચ્ચ હેતુઓ રાખીને પરમાર્થમાં જિંદગી ગાળે નહિ, જે માણસો દેશ, કાળ તથા પોતાની સ્થિતિ તપાસે નહિ, જે માણસો પોતાના આત્માને અંતરમાંથી દિલાસો મળે તેવાં ભલાં કામો કરે નહિ, જે માણસો જગતનું મિથ્યાપણું સમજ્યા વિના છેવટ સુધી માયાના મોહમાંજ પડ્યા રહે અને જે માણસો પ્રેમપૂર્વક પ્રભુની ભક્તિ ન

કરે, તથા જે માણસોએ ખરાબ રીતે પોતાની જિંદગી ગુમાવી હોય તે માણસોજ મોતથી ડરે છે. માટે મોતનો અફસોસ ન થાય એમ કરવું હોય તો આપણે સારામાં સારી રીતે જિંદગી ગાળતાં શીખવું જોઇએ.

## કાંઇ નુકસાન થાય તે વખતની પ્રાર્થના

હે નાથ! હે પાપની શિક્ષા કરનારા! હે શિક્ષામાંથી પણ સારું કરનારા! અને હે શૂળીનું સંકટ સોયથી પતાવનારા પરમકૃપાળુ પરમાત્મા! થોડીક મારી ભૂલને લીધે તથા થોડાક પ્રતિકૂળ સંજોગોને લીધે મારી નોકરી આજે છૂટી ગઇ છે, તેથી મને બહુ દિલગીરી લાગે છે; કારણ કે હું ગરીબ માણસ છું અને મારા કુટુંબના ગુજરાનનો આધાર મને મળતા પગાર ઉપરજ હતો, તે બંધ થવાથી મને બહુ અફસોસ થાય છે અને હવે હું શું કરીશ એમ મને ફિકર થાય છે. માટે હે નાથ! આવા માઠા વખતમાં મારા મનનું સમતોલપણું જાળવવાની તું મને ધીરજ દે. આમાંથી પણ પરિણામે કોઇક વખતે સારું થશે એમ મનમાં આશા ઉપજાવ, અને હજી કદી આ કરતાં પણ વધારે દુઃખ આવી પડત તોપણ હું શું કરી શકત? તેને બદલે આટલેથીજ છૂટકો થયો માટે તારો ઉપકાર માનવાની મને સદ્બુદ્ધિ આપ. હે નાથ! આજ દિવસ સુધી નોકર રહીને મેં મારા કિસ્મતને થોડાક પગારમાં વેચી નાખ્યું હતું, પણ હવે એ ગુલામગીરીમાંથી મેં મારા કિસ્મતને છોડાવ્યું છે; એટલુંજ નહિ પણ જ્યારે હું પારકાનો નોકર હતો ને પરાધીન હતો ત્યારે મને વખત મળતો નહિ, તેથી આગળ વધવાની, બહાર પડવાની, કિસ્મત અજમાવવાની અને સુખી થવાની તક મળતી નહિ; પણ હવે નોકરી છૂટવાથી એ બધી તકો મને મળી છે, તેથી હું કોઇક વધારે પુરુષાર્થ કરીને જરૂર વધારે લાભ મેળવી શકીશ, એમ દિલાસો લેવાની મને પ્રેરણા કર. અને હે પરમકૃપાળુ પિતા! મારા જેવા નાલાયકની વધારે કસોટી કરીશ મા. મારા જેવા અધીરા સ્વભાવવાળાને વધારે વાર રખડાવીશ મા. મારા જેવા ગરીબને વધારે ગરીબીમાં લાવવાની મહેનત લઇશ મા. મારા જેવા ઉપાધિવાળા જંજાળી જીવડાને વધારે તાગીશ મા અને હે નાથ! હું તારાથી દૂર છું તેમ તું મારાં પાપ સામે જોઇને મારાથી દૂર થા મા, પણ તું તો તારી પ્રભુતા સામે જોઇને મારી ઉપર દયાજ કર, દયાજ કર, દયાજ કર. અને હે નાથ!

આ મારી નાનકડી નોકરી ગઇ તેના બદલામાં તું કાંઇક વધારે મોટો લાભ આપવાની કૃપા કર. હે પ્રભુ! મારી ખાતરી છે કે, તું મને ભૂલી જઇશ નહિ. હે પ્રભુ! કૃપા કરીને હવે આ તરફડતા જીવડાની જલદી સંભાળ લે, જલદી સંભાળ લે, જલદી સંભાળ લે.

સૂચનાઃ–આપણે હંમેશાં એ વાત સૌથી પહેલી સમજી લેવી જોઇએ કે, આપણી જિંદગીમાં પ્રસંગોપાત્ત જેમ કેટલાક નાના-મોટા ફાયદાઓ થયા કરે છે, તેમ પ્રસંગોપાત્ત નાનાંમોટાં નુકસાનો તો થશેજ અને દુઃખો તો આવશેજ, એમાં કાંઇ પણ શક નથી. કારણ કે આ સંસાર સુખદુઃખનોજ ભરેલો છે અને આપણી જિંદગી પણ તેમાંજ છે, એટલે એથી બચી શકાય તેમ નથી. જેમકે કોઈ વખત નોકરી છૂટી જાય છે, કોઇ વખત ધંધારોજગારમાં ખોટ જાય છે, કોઇ વખત કોઇ ઠેકાણે પૈસા દબાઇ જાય છે, કોઈ વખત પરીક્ષામાં નાપાસ થવાય છે, કોઇ વખત કોઈ ઠેકાણેથી અપમાન મળે છે, કોઇ વખત મન વશ રહેતું નથી તેથી દુઃખ થાય છે, કોઈ વખત રેલવેમાં, સ્ટીમરમાં, રસ્તામાં કે ઘરમાં કાંઇ અકસ્માત થાય છે, કોઈ વખત કુટુંબમાં કોઇ માંદું પડે છે, કોઇ વખત નાત તરફથી, દુશ્મન તરફથી, રાજ તરફથી, ચોર તરફથી કે અગ્નિ તરફથી કાંઈ ખમવું પડે છે, કોઇ વખત બાયડી તરફથી કે છોકરાંઓ તરફથી કાંઈ ખમવું પડે છે અને કોઈ વખત ઋતુઓના ફેરફારોથી કાંઈ ખમવું પડે છે. આવી ઘણી રીતે બધા માણસોને પ્રસંગોપાત્ત કાંઈ કાંઈ નુકસાન થયા કરે છે અને તેવી નુકસાનીને લીધે મન દુઃખી થયા કરે છે અને મન વારંવાર દુઃખી થયા કરે તો તેને લીધે જીવને નરકમાં જવું પડે છે. આમ ન થાય માટે શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં કહેલું છે કે,

**मात्रास्पर्शास्तु कौंतेय शीतोष्णसुखदुःखदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥ गी. २-१४ ॥**

વિષયો અને ઇંદ્રિયો એ બન્નેના સંયોગથી જે સુખદુઃખ ઉત્પન્ન થાય છે, તે સુખદુઃખ આવે ને જાય તેવાં છે અને જરાવાર રહેનારાં છે, માટે હે અર્જુન! તું તે ખમી લે.

પ્રભુનો આવો ચોખ્ખો હુકમ છે કે, સુખથી છકી જાઓ મા અને દુઃખથી ડરી જઈ રોયા કરો મા; પણ સુખ અને દુઃખ એ બન્નેમાં શાંતિ રાખતાં શીખો. કારણ કે આપણી જિંદગીમાં સુખ ને દુઃખ એ વારંવાર આવે છે, તેથી દુઃખથી જો વારંવાર હેરાન

થયા કરીએ અને સુખથી વારંવાર છકી જઇએ તો આરો ક્યાં આવે? નજ આવે. માટે આપણે સુખદુઃખમાં સમતા રાખવી જોઇએ, અને એવા મુશ્કેલ પ્રસંગોમાં પણ સમતા રાખી શકીએ તે સારુ એવા પ્રસંગોએ પણ પ્રાર્થના કરવાની ટેવ પાડવી જોઇએ. કારણ કે મોટા ભક્તો હંમેશાં એમ સમજે છે કે, પ્રભુ જે કરે છે તે ભલુંજ કરે છે અને જે દુઃખ થાય છે તે પણ કાંઇક સુખને માટેજ હોય છે, એમ સમજીને દુઃખ વખતે પણ એટલું થોડું દુઃખ આપ્યું એ તેની દયા માટે પ્રભુનો ઉપકાર માને છે, એ વાત નીચેના દાખલા પરથી સમજાશે.

એક ભક્ત હતા. તે થોડાક માણસોની સાથે એક ગલીમાં ચાલ્યા જતા હતા. એ વખતે ઉપરથી કોઈ બાઇએ અજાણતાં પોતાની બારીમાંથી ટોપલો ભરીને રસ્તા ઉપર રાખ નાખી. તે રાખ એ ભક્ત ઉપર પડી, તેથી તેમની પાઘડીઅંગરખું રાખથી ભરાઇ ગયાં અને આંખમાં, મોઢામાં તથા કાનમાં પણ થોડીક રાખ ઊડી, એટલે એ વખતે એ ભક્ત ત્યાં ઊભા રહ્યા અને પોતાનું મોઢું લૂછી નાખ્યું તથા લૂગડાં ખંખેરી નાખ્યાં. એ પછી તે પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા. એ જોઇને તેમની પાસેના માણસોમાંથી કોઇએ કહ્યું કે બાપા, શું કરો છો? ત્યારે તે ભક્તે કહ્યું કે, ભાઈ! પ્રાર્થના કરું છું ને ઈશ્વરનો ઉપકાર માનું છું. એ સાંભળીને તે માણસે કહ્યું કે, અહીં કોઈ તીર્થ છે? અહીં કોઈ મંદિર છે? અહીં કોઇ મહાત્મા છે? અહીં કોઇ દેવ છે? અહીં તો રસ્તા વચ્ચે ઊભા છીએ, એ કાંઇ પ્રાર્થનાની જગ્યા છે? અને માથે રાખનો ટોપલો ઊંધો વળ્યો તેમાં વળી ઉપકાર શાનો? શું કાંઇ ધન મળ્યું છે? માન મળ્યું છે? અધિકાર મળ્યો છે? કે મનમાન્યું કામ થયું છે?—તો ઉપકાર મનાય. રાખનો ટોપલો માથે પડ્યો તેથી લૂગડાં બગડ્યાં ને આંખો ચોળવી પડી, તેમાં ઉપકાર શાનો માનવો છે? એ સાંભળીને તે ભકતે કહ્યું કે બાપુ, રાખથીજ છૂટકો થયો એ માટેજ ઉપકાર માનવાનો છે. રાખને બદલે કદી ઉપરથી કાળોતરો નાગ પડ્યો હોત તો આપણે શું કરી શકત? રાખ પડવાને બદલે કદી આપણી ઉપર આ ભીંત પડી ગઈ હોત તો આપણે શું કરી શકત? રાખ પડવાને બદલે કદી જવાળામુખીના ધગધગતા અંગારા પડ્યા હોત તો આપણે શું કરી શકત? અને રાખ પડવાને બદલે કદી આકાશમાંથી મારી ઉપર વીજળી પડી

હોત તોપણ શું કરી શકત ? પણ ભાઇ, દયાળુ પ્રભુની કૃપાથી તેણે એવું કાંઈ થવા દીધું નહિ અને માત્ર રાખથીજ છૂટકો કર્યો, માટે હું તેનો ઉપકાર માનું છું. આવી રીતે સાચા ભક્તો મહાન આફત વખતે પણ પ્રભુનો ઉપકાર માને છે, ત્યારે સુખમાં ઉપકાર માને તેમાં તો નવાઇજ શું ? માટે બંધુઓ ! જ્યારે ધન મળે ત્યારે, માન મળે ત્યારે, પરીક્ષામાં પાસ થાઓ ત્યારે, સારો ધંધો-રોજગાર કે નોકરીચાકરી મળે ત્યારે, કોઇ ઓચિંતો ફાયદો થાય ત્યારે અને એવાજ બીજા જે જે સારા પ્રસંગો આવે તથા માઠા પ્રસંગો આવે તે સર્વ વખતે પ્રેમપૂર્વક પ્રાર્થના કર્યા કરો, એટલે તમે તમારા મનનું સમતોલપણું જાળવી શકશો, દિલાસો મેળવી શકશો, ધીરજ રાખી શકશો અને અણીને વખતે સર્વ-શક્તિમાન પરમકૃપાળુ પરમાત્માની મદદ મેળવી શકશો. માટે સારામાઠા દરેક પ્રસંગે પ્રેમપૂર્વક પ્રભુની પ્રાર્થના કર્યા કરો, પ્રાર્થના કર્યા કરો.

આવી રીતે આપણી જિંદગીના દરેક મોટા મોટા પ્રસંગે દેશ,કાળ તથા પોતાની સ્થિતિ અને આજુબાજુના સંજોગો જોઇને પોતાની બુદ્ધિ અનુસાર પ્રસંગને અનુસરતી ઊંચી જાતની પ્રાર્થ-નાઓ કરવી જોઇએ. જો એમ કરીએ તો આપણાં અંતરમાં એક જાતનો માનસિક દિલાસો રહે છે, આપણાં મનમાં કાંઇક ખાસ ઉત્તમતા રહે છે અને ઈશ્વરની મદદ મળે છે. માટે ઉચ્ચ હેતુઓ રાખીને પ્રાર્થના કરો, પ્રાર્થના કરો.

## મંદિરમાં દેવ પાસે કરવાની પ્રાર્થના

હે પ્રભુ ! હે દીનદયાળ ! હે મનકામના પૂર્ણ કરનારા ! હે અધમઉદ્ધારણ ! હે શાંતિદાતા ! અને હે મોક્ષદાતા પરમપવિત્ર પિતા ! તારી કૃપાથી તેં અનુકૂળતાઓ આપી તેને લીધે તથા સદ્‌બુદ્ધિ આપી તેને લીધે તારાં ગુણગાન કરવા, તારો મહિમા સમજવા અને તારો પ્રેમ, તારું જ્ઞાન તથા તારી પવિત્રતા મેળ-વવા માટે આજે તારા પવિત્ર મંદિરમાં હું આવેલો છું, માટે હે નાથ ! એ મારી મનકામના પૂર્ણ કરવાની તું શક્તિ આપ. હે પ્રભુ ! તારા પવિત્ર મંદિરમાં તારાં ગુણગાન, તારા નામનો જપ અને તારું ધ્યાન ધરવું જોઇએ, એ સિવાય બીજા કોઇ પણ વિચારો મનમાં ન આવવા દેવા જોઇએ એમ હું જાણું છું, તોપણ

મન વશ રહેતું નથી અને તારા પવિત્ર મંદિરમાં પણ મારા મનમાં મારી ઉપાધિઓના તથા બીજા નકામા વિચારો આવી જાય છે. એ અપરાધ માટે, એ મારા મનની નબળાઇ માટે હે પ્રભુ! તું મને ક્ષમા કર, ક્ષમા કર. હે પ્રભુ! તું શાંતિનો સમુદ્ર છે, તું દયાનો દેવ છે, તું અનાથનો નાથ છે, તું નોધારાનો આધાર છે, તું પતિતને પાવન કરનાર છે, તું બગડેલાને સુધારનાર છે, તું બુદ્ધિનો દાતા છે, તું નવું જીવન આપનાર છે, તું જિંદગીમાં રસ પૂરનાર છે, તું સુખનો સમુદ્ર છે અને તું આનંદસ્વરૂપ છે; માટે હે પરમકૃપાળુ પિતા! તારા એ બધા કુદરતી મહાન ગુણોનો મને લાભ આપવાની મારા ઉપર કૃપા કર, કૃપા કર, કૃપા કર. હે દીનાનાથ! હે દીનબંધુ! હે દયાના દેવ! જો તું મારા અપરાધ સામે જોયા કરે, મારી ભૂલો સામે જોયા કરે, મારા મનની નબળાઇ સામે જોયા કરે, મારા ઢીલાપણા સામે જોયા કરે અને મારી નીચતા સામે જોયા કરે તો તો મારો કદી પણ આરો આવી શકે તેમ નથી; પણ હે પ્રભુ! તું તારી પ્રભુતા સામે જોઇને મને સદ્બુદ્ધિ દે અને એવાં પાપને તજવાનું બળ આપી મારો ઉદ્ધાર કર. હે પ્રભુ! હું આ તારા પવિત્ર મંદિરમાં શા માટે આવ્યો છું? કાંઈ લોકોનાં મોઢાં જોવા માટે આવ્યો નથી, કાંઇ ગામગપાટા મારવા આવ્યો નથી, કાંઇ આગલા–પાછલા વિચારો કરવા આવ્યો નથી, કાંઇ મારો ભભકો–સપકો બતાવવા આવ્યો નથી અને કાંઇ વ્યાવહારિક કૂથલીઓમાં મનને રમાડ્યા કરવા માટે આવ્યો નથી. છતાં પણ હે નાથ! થોડુંઘણું એ બધું મારાથી થઇ જાય છે, માટે એમાંથી બચાવ, બચાવ, બચાવ. અને જ્યાં તારા નામના અસંખ્ય જપો થયેલા છે, જ્યાં તારાં ગુણગાનનાં કરોડો કીર્તનો ગવાયાં છે, જ્યાં તારા મહિમાની લાખો સ્તુતિઓ થઇ છે, જ્યાં તારા અર્થે કરોડો રૂપિયા ખર્ચવાના સંકલ્પો થયા છે, જ્યાં તારે માટે હજારો મણ ઘી તથા સુગંધીઓ વપરાઇ છે, જ્યાં હજારો વરસો થયાં હજારો હરિજનો તારા અર્થે આવ્યા કરે છે અને એ બધી મહાન પવિત્ર અસરોને લીધે જ્યાં તારો વિશેષતાથી વાસ થયેલો છે, એવા તારા પવિત્ર મંદિરમાં શાંતિ મેળવવા માટે હું આવેલો છું; એવા તારા આનંદદાયક મંદિરમાં આનંદ લેવા માટે હું આવેલો છું; એવા તારા ઉત્તમ મંદિરમાં ઉત્તમતા શીખવા માટે હું આવ્યો છું; એવા તારા નિર્દોષ મંદિરમાં પવિત્રતા મેળવવા માટે હું આવેલો છું; એવા તારા ભલી

અસરોવાળા મંદિરમાં ભલી અસરો અનુભવવા માટે હું આવેલો છું અને જેમ એ પવિત્ર મંદિરમાં તારો વાસ છે, તેમ મારા હૃદયમાં તારો વાસ થાય તે સારુ હું અહીં આવેલો છું; માટે હે કૃપાળુ! એમ કરવાની કૃપા કર, કૃપા કર, કૃપા કર. હે પ્રભુ! ઉત્તમતા મેળવવા સારુ આવી ઉત્તમ અસરોવાળાં મંદિરોમાં મારે દરરોજ ઘણો વખત ગાળવો જોઇએ, એમ હું જાણું છું; પણ અફસોસ કે, આવો આનંદ છોડીને અભાગી મનને ઉપાધિ ગમે છે, તેથી તે વધારે વાર ઠરી શકતું નથી. અને કોઈ વખત જ્યારે આનંદ આવી જાય છે ત્યારે વધારે બેસવાનું મન થાય છે, પણ એ વખતે વ્યવહારની કાંઈ કાંઈ અડચણો નડે છે, તેથી મનમાનતો લાભ લઇ શકતો નથી; એટલુંજ નહિ પણ હે પ્રભુ! તારા મંદિરમાં શાંતિ છે, તારા મંદિરમાં આનંદ છે, તારા મંદિરમાં પવિત્રતા છે, તારા મંદિરમાં ભલી અસરો છવાઇ ગયેલી છે, તારા મંદિરમાં ઉત્તમતા છે, તારા મંદિરમાં પરોપકાર છે, તારા મંદિરમાં પાપને હાંકી કાઢવાનું સામર્થ્ય છે, તારા મંદિરમાં ઉચ્ચ ભાવનાઓ છે, તારા મંદિરમાં સત્યતા છે, તારા મંદિરમાં ઊંચા પ્રકારનું જ્ઞાન છે, તારા મંદિરમાં કાંઇક ખાસ ભવ્યતા છે અને તારા મંદિરમાં મારા અંતરાત્માને જગાડે એવું કાંઇક છે, તથા મારા જીવાત્માને ગમી જાય તેવું કાંઇક છે; એટલુંજ નહિ પણ તારા મંદિરમાં તું પોતે છે, માટે તારા મંદિરમાં આવવાથી એ બધો લાભ મને મળવો જોઇએ; પણ અફસોસ કે મારા મનની ચંચળતાને લીધે મારી બુદ્ધિના મંદપણાને લીધે, મારા વિશ્વાસના ઢીલાપણાને લીધે, મારી ઇન્દ્રિયોના વિકારોને લીધે, મારા શરીરને લાડ લડાવવાને લીધે, મારી મોજશોખની ટેવોને લીધે અને મારી પ્રકૃતિને મેં બહુ જડ બનાવી મૂકી છે તેને લીધે તથા મારા જીવાત્માને મેં હજી બરાબર જગાડ્યો નથી તેને લીધે, હું એ બધી અલૌકિક વસ્તુઓનો જેટલો લેવો જોઇએ તેનો હજારમો ભાગ પણ લાભ લઇ શકતો નથી. માટે હે પરમકૃપાળુ પિતા! તારા શાંતિદાયક પવિત્ર મંદિરમાંથી એવો લાભ લઇને, મારી જિંદગી સુધારી શકું અને તારા રસ્તામાં ચાલી શકું, એવી મને સદ્‌બુદ્ધિ આપ અને એવું મને બળ આપ, બળ આપ.

સૂચનાઃ—બંધુઓ! હમણાં આપણે મંદિરોમાં દર્શન કરવા કે પ્રાર્થના કરવા જઇએ છીએ પણ તે માત્ર રિવાજને ખાતર જઇએ છીએ, લોકલાજને ખાતર જઇએ છીએ, દેખાદેખીને લીધે

જઇએ છીએ, નાનપણથી ત્યાં જવાની ટેવ પડી ગઈ છે તેને લીધે જઇએ છીએ અને આપણે મંદિરોમાં જઇ આવ્યા એમ આપણા મનને સમજાવવા માટે આપણે મંદિરમાં જઇએ છીએ; પણ કાંઇ એવી ઊંચી ભાવનાઓને લીધે ત્યાં જતા નથી, તેથી આપણે આપણાં પાપોને ઓછાં કરી શકતા નથી કે આપણે ત્યાંથી નવી કૃપા મેળવી શકતા નથી. એટલે આપણે રોજ રોજ મંદિરોમાં ધક્કા ખાઇએ છતાં પણ જેવા હોઇએ તેવા ને તેવાજ રહીએ છીએ. અને જો રોજ રોજ એમનું એમજ થયા કરે તો પછી મંદિરોમાં જવાની જરૂર શી? કારણ કે મંદિરોમાં જવાથી શું થાય? એ માટે મહાત્માઓ કહે છે કે, ભગવાનના પવિત્ર મંદિરમાં જવાથી આપણામાં પવિત્રતા આવે છે, મંદિરમાં જવાથી આપણાં હૃદયનો ભાર હલકો થાય છે; મંદિરમાં જવાથી આપણામાં ઉદારતા આવે છે, મંદિરમાં જવાથી આપણામાં પ્રસન્નતા આવે છે; મંદિરમાં જવાથી આપણને કેટલીક જાતનાં પાપ ન કરવાનું મન થાય છે; મંદિરમાં જવાથી એક જાતનો જરૂર જેટલો કુદરતી વૈરાગ્ય આવે છે; મંદિરમાં જવાથી કેટલીક જાતનો મોહ ઓછો થાય છે; મંદિરમાં જવાથી સારી ચાલે ચાલવાનું મન થાય છે; મંદિરમાં જવાથી એ વખતે ઘણી જાતની ઉપાધિ ઓછી થાય છે; મંદિરમાં જવાથી નવું જ્ઞાન મળે છે; મંદિરમાં જવાથી સૌ ઉપર હેત રાખવાનું મન થઇ જાય છે; મંદિરમાં જવાથી શ્રદ્ધાભક્તિ વધે છે અને મંદિરમાં જવાથી આપણા જીવમાં જાણે નવું જીવન આવતું હોય તેમ લાગે છે. આટલું બધું થાય છે છતાં પણ એ તો હજી સાધારણ ભક્તોની વાત છે, પણ બહુ આગળ વધેલા ભક્તોને જે ઊંચી જાતના અનુભવો થાય અને પ્રત્યક્ષ મોટા લાભો થાય, તે હકીકત અમે આ ઠેકાણે કહેતા નથી; કારણ કે આપણાં લાખો ભાઇબહેનો હજી આ નવી વાતો માની શકતાં નથી અને જે કાંઇ થોડુંઘણું માને છે તે પણ જેવું જોઇએ તેવું સ્પષ્ટતાથી અનુભવી શકતાં નથી, એટલે એવાંઓની આગળ તેઓનો ખ્યાલ ન પહોંચી શકે તેવી બહુ ઊંચી વાતો કહેવી એ નકામી છે. માટે અત્રે એ વાતો કહેતા નથી, પણ ટૂંકામાં એટલુંજ કહીએ છીએ કે, જો પોતાના ઇષ્ટદેવના પવિત્ર મંદિરમાં જઇને શુદ્ધ હૃદયથી પ્રાર્થના કરતાં આવડે અને ભગવાનનો મહિમા સમજીને તેનું જ્ઞાન તથા તેનો સ્નેહ હૃદયમાં ઉતારતાં આવડે, તો એમાંથી છેક મોક્ષપર્યંત તમે જે ધારો તે મેળવી શકો તેમ છો. માટે ઉચ્ચ હેતુઓ રાખીને મંદિ-

રોમાં જતાં શીખો અને ત્યાં ફોગટનો ફેરો ખાઈ આવવો એમ નહિ પણ ત્યાં જવું સાર્થક થાય એમ કરો.

## નવા વરસની પ્રાર્થના

હે શાંતિદાતા પિતા ! આજે નવું વર્ષ બેસે છે. એ નવા વર્ષમાં અમને નવો નવો આનંદ આપજે. આ નવા વર્ષમાં અમારા સંસારસુખમાં વૃદ્ધિ કરજે. આ નવા વર્ષમાં અમારા કુટુંબસ્નેહમાં વૃદ્ધિ કરજે. આ નવા વર્ષમાં અમને ઉત્તમ સિદ્ધાંતો સમજાય એવું જ્ઞાન આપજે. આ નવા વર્ષમાં અમારામાં ધર્મનું બળ વધે એવી અમારા ઉપર કૃપા કરજે. આ નવા વર્ષમાં અમને વધારે હકો આપે એવી અમારા રાજકર્તાઓને સદ્બુદ્ધિ આપજે. આ નવા વર્ષમાં અમારા દેશની આબાદી થાય તેમ કરજે. આ નવા વર્ષમાં કોઇ પણ રીતે હું મારા ભાઇબંધોને મદદ કરી શકું એવી મને શક્તિ આપજે. આ નવા વર્ષમાં અમારા દેશમાં હુન્નરકળા ખીલે એમ કરજે. આ નવા વર્ષમાં અમારા દેશમાં વિદ્યા વધે એમ કરજે. આ નવા વર્ષમાં અમારા બંધુઓમાંથી ઘણી જાતના કલ્પિત વહેમો ઓછા થાય એમ કરજે. આ નવા વર્ષમાં અમને કાંઇક ખાસ નવા લાભ મળે એવી કૃપા કરજે. આ નવા વર્ષમાં અમારી તંદુરસ્તી સારી રહે એમ કરજે. આ નવા વર્ષમાં ખૂબ વરસાદ વરસાવવાની કૃપા કરજે. આ નવા વર્ષમાં રોગચાળો ન થાય એમ કરજે. આ નવા વર્ષમાં સૌ પ્રાણીઓ સુખી થાય એમ કરજે. આ નવા વર્ષમાં સૌ લોકોમાં સંપ વધે એમ કરજે. આ નવા વર્ષમાં જ્ઞાનનું, સત્યનું, પરમાર્થનું, સ્વતંત્રતાનું અને આત્માનું બળ વધે એમ કરજે અને આ નવા વર્ષમાં અમારાં હૃદયમાં તારું રાજ્ય થાય અને તારું જ્ઞાન તથા તારો પ્રેમ વધે એવી કૃપા કરજે. હે નાથ ! તારી કૃપાથી ગયું વર્ષ પણ આનંદમાં ગયું છે. જો કે તેમાં બેચાર પ્રસંગો કાંઇક મુશ્કેલીના પણ હતા. તોપણ એકંદરે એ વરસ સારું નીવડ્યું હતું અને આ વરસ તેના કરતાં પણ વધારે સારું થાય ને વધારે આનંદમાં જાય એવી અમારી સૌની ઉપર કૃપા કર.

સૂચનાઃ—આ પ્રાર્થના જોઇને કોઇને કદી એમ પણ લાગશે કે, આવી રીતે મોઢેથી બોલી જઇએ તેમાં શું વળ્યું ? એ પ્રમાણે કાંઇ થાય છે ? એના જવાબમાં જણાવવું જોઇએ કે, દુનિયાના શ્રદ્ધાભક્તિવાળા ડાહ્યા માણસો એમ કહે છે કે, શુભ ઇચ્છાઓ રાખવી એ આપણું કામ છે, પણ એ ઇચ્છાઓ પાર પાડવી એ તો પરમા-

ત્માના હાથમાં છે.છતાં પણ નવા વરસ જેવા શુભ દિવસે એવી જાતની શુભ ભાવનાઓ રાખવી એમાં કાંઇ ખોટું નથી, એટલુંજ નહિ પણ એવી જાતની શુભેચ્છાઓ રાખવી એ આપણી ફરજ છે. કારણ કે વખત આવ્યે ભાવના પ્રમાણે ફળ મળે છે, એટલુંજ નહિ પણ આપણા મનનો સ્વભાવ એવો છે કે, જો આપણે તેને ઊંચી જાતના વિચારોમાં નહિ રોકી રાખીએ તો તે હલકા પ્રકારના વિચારોમાં દોડયું જશે. માટે હંમેશાં ભલી ઇચ્છાઓ રાખવી એ આપણું કામ છે અને તેમાં પણ આવા મોટા દિવસોએ પવિત્ર સ્થળોમાં પવિત્ર વખતે તથા મહાત્માઓની પાસે,આવી ઉચ્ચ ભાવનાઓ રાખવી અને એ શુભેચ્છા ઈશ્વર પાસે જાહેર કરવી, એ આપણી ફરજ છે. આ પ્રમાણે દુનિયાદારીમાં ડાહ્યા ગણાતા માણસો કહે છે, પણ એથી આગળ વધેલા મોટા સંતો કહે છે કે, જો તમારી ઇચ્છામાં બળ હોય તો તમારી કોઇ પણ પ્રાર્થના ફોકટ જતી નથી, મોડી કે વહેલી અને થોડી કે ઘણી જરૂર તે ફળીભૂત થાય છે; એટલુંજ નહિ પણ જો આત્માનું બળ સમજીને પ્રાર્થના કરવામાં આવે, પરમેશ્વરનો મહિમા સમજીને પ્રાર્થના કરવામાં આવે, ઉત્તમમાં ઉત્તમ હેતુ લક્ષમાં રાખીને પ્રાર્થના કરવામાં આવે, જેવી રીતે કરવી જોઇએ તેવી રીતે પ્રાર્થના કરતાં આવડે અને જે મુકામથી પ્રાર્થના કરવી જોઇએ તે મુકામ સુધી પહોંચીને પ્રાર્થના કરતાં આવડે તો એ પ્રાર્થનાના બળથી આખા બ્રહ્માંડમાંથી જે ધારો તે મેળવી શકો. પણ ખરી વાત એ છે કે, આપણે આપણા અંતરાત્માનું બળ સમજતા નથી, આપણે આપણાં અંતરમાં જેટલું ઊંડું ઊતરવું જોઈએ તેટલા ઊંડા ઊતરી શકતા નથી, આપણે આપણી ઇચ્છાશક્તિના જેટલા બળથી પ્રાર્થના કરવી જોઇએ તેટલા બળથી પ્રાર્થના કરી શકતા નથી અને જેવી પવિત્રતા રાખવી જોઇએ તેવી પવિત્રતા આપણે રાખી શકતા નથી, તેથી આપણી પ્રાર્થનાઓ બરોબર રીતે ફળીભૂત થતી નથી. અને એ ફળીભૂત થતી નથી તેમાં વાંક આપણોજ છે, છતાં પણ એ વાંક આપણે ભગવાનની ઉપર ઢોળી પાડીએ છીએ અને પ્રાર્થનાઓથી કાંઇ વળતું નથી એમ કૂટયા કરીએ છીએ, પણ મહાત્માઓ કહે છે કે, જો શુભેચ્છાનું બળ રાખીને ઉપર પ્રમાણે પ્રાર્થના કરતાં આવડે તો તુરતજ તેનું પૂરેપૂરું ફળ મળે છે. માટે બંધુઓ ! હમણાં ને હમણાં આપણામાં એટલી બધી યોગ્યતા ન હોય તેથી ઓછું ફળ મળતું હોય, પાછળથી ફળ મળતું હોય કે આપણને ખબર

ન પડે તેમ આડકતરી રીતે ફળ મળતું હોય તોપણ એ બનવા જોગ છે. માટે અશ્રદ્ધાળુ થાઓ મા અને કદી હંમેશાં ન બને તો-પણ આપણી ભાવનાઓ કેળવવા માટે આવા મોટા દિવસોએ તો જરૂર પ્રેમપૂર્વક પ્રાર્થનાઓ કર્યા કરો, પ્રાર્થનાઓ કર્યા કરો.

## સૌનું કલ્યાણ ઇચ્છવાની પ્રાર્થના

હે સૌનું કલ્યાણ કરનારા પ્રભુ! હે મંગળકારી! હે શાંતિદાતા! હે આનંદસ્વરૂપ! અને હે કલ્યાણસ્વરૂપ! મારા સ્વાર્થની તો મેં વારંવાર પ્રાર્થનાઓ કરી છે, મારી ઉપાધિઓ મટાડવા માટે તો મેં અનેકવાર ઇચ્છ્યું છે, મારાં દુઃખો દૂર કરવાની અરજ કરતાં તો હું ઘણીય વાર રોયો છું અને મને તથા મારા કુટુંબને સુખ થાય તે સારુ તો મેં તને હજારોવાર વિનંતિ કરી છે, પણ હે નાથ! આજે તો મારી પ્રાર્થના કાંઇક જુદીજ છે. આજે તો સૌનું કલ્યાણ ઇચ્છવાનું મને મન થયું છે. કારણ કે હે નાથ! હું ગરીબ માણસ છું, તેથી પૈસાની મદદ આપીને ઘણા જીવોનું કલ્યાણ કરી શકું તેમ નથી. હું કાંઇ શરીરે પણ બહુ જોરાવર નથી અને જે જરૂર જેટલું બળ છે, તે મારા ગુજરાનનાં સાધનો મેળવવામાં જાય છે. તેથી શરીરના બળથી પણ હું ઘણા જણાની સેવા કરી શકું તેમ નથી; અને બુદ્ધિની બાબતમાં પણ હું સાધારણ બુદ્ધિ-વાળો છું. તેથી ઉન્નતિના કોઈ અસાધારણ રસ્તાઓ બતાવીને, નવું જ્ઞાન આપીને અને નવો પ્રકાશ આપીને હું કાંઇ લોકોને અજબ ભભકમાં લાવી મૂકું કે ઉન્નતિના રસ્તામાં ઊડવાની પાંખો અપાવી દઉં એમ પણ કાંઇ મારાથી બને એમ નથી. અને તેમ છતાં મારે સૌને કાંઇક મદદ કરવી છે, એ કેમ બની શકશે? હે નાથ! ટિટોડી પોતાની ચાંચવડે સમુદ્ર ઉલેચી નાખવા ઇચ્છે છે એ કેમ બની શકશે? જો કે એ અશક્ય છે, તોપણ તારી દયામાં કાંઇક એવું છે કે, ન બની શકે તેવું હોય તે પણ બની જાય છે, તારા નામમાં કાંઇક એવો ચમત્કાર છે કે, તેના પ્રભાવથી જે મુશ્કે-લ હોય તે પણ સહેલું થાય છે. તને વચમાં રાખવાથી જે અધૂરું હોય તે પણ પૂરું થઇ જાય છે. તારે માટે જે કરવામાં આવે તે થોડું હોય તોપણ ઝાઝું થઈ જાય છે, અને તું એવો કૃપાળુ છે કે, જ્યાં સીધી રીતે તારો કંઈ પણ સંબંધ ન દેખાતો હોય ત્યાં પણ તું હોય છે. અને ત્યાં પણ અમારી ભાવનાની અસરો પહોંચી જાય છે, આમ હોવાથી મારાં સાધનોના બળ ઉપર નહિ, કારણ

કે હું તો સાધનો વિનાનો છું; પણ તારી દયા, તારી મોટાઈ, તારો પ્રેમ, તારો અભેદ અને સૌનું કલ્યાણ કરવાના તારા નિયમો સામે જોઇને સૌ જીવોને કાંઈક મદદ કરવા મારી મરજી થઈ છે, કારણ કે એક મહાત્માએ એક વખત ઉપદેશ કરતાં એમ કહ્યું હતું કે, તમે પોતે તમારું ભલું ઇચ્છો એમાં શી નવાઇ? એમ તો કૂતરાં, ગધેડાં અને કીડીઓ પણ અમે સુખી હોઇએ તો ઠીક, એમ ઇચ્છા રાખે છે અને આપણે પણ જો એટલીજ ઇચ્છા રાખીએ તો પછી આપણામાં ઉત્તમતા શું? પણ આપણામાં ઉત્તમતા એજ છે કે, આપણે બીજાઓનું કલ્યાણ ઇચ્છી શકીએ છીએ, આપણે શુભેચ્છાઓ રાખી શકીએ છીએ, આપણે આપણા સ્વાર્થોને અંકુશમાં રાખી શકીએ છીએ અને આપણે પ્રભુને જાણી શકીએ છીએ, એજ આપણામાં ઉત્તમતા છે, માટે સ્વાર્થની પ્રાર્થનાઓ તો રોજ કરો છો, પણ કોઇ દિવસ પરમાર્થની પ્રાર્થના–સૌનું કલ્યાણ ઇચ્છવાની પ્રાર્થના કરી તો જુઓ! એની ખૂબી કાંઈ ઓરજ છે. કારણ કે એ પ્રભુને ગમતી વાત છે. માટે અસલના ઋષિઓ તો હંમેશાં એજ પ્રાર્થના કરતા કે,

सर्वेऽत्र सुखिनः संतु सर्वे संतु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मार्कश्चिद्दुःखमाप्नुयात् ॥

બધે ઠેકાણે સૌ જીવો સુખી થાઓ. કોઇ પણ જીવને કોઇ પણ જાતનું દુઃખ થાઓ મા. સૌનું કલ્યાણ થાઓ અને કોઇ પણ ઠેકાણે દુઃખ રહો મા.

આવી ઉત્તમ ભાવનાઓ રાખવાથી આપણામાં ઉત્તમતા આવતી જાય છે, આવી રીતે સૌ જીવોનું કલ્યાણ ઇચ્છવાથી આપણું કલ્યાણ થાય છે અને આવી રીતે બીજા જીવોનાં દુઃખ મટાડવાની માગણી કરવાથી દયાળુ પ્રભુ આપણાં અનંતકાળનાં દુઃખો હરી લે છે. માટે આપણે હંમેશાં સૌ જીવો સુખી થાય એમ ઇચ્છવું જોઇએ.

એ મહાત્માનો આ ઉપદેશ મને બહુ ગમી ગયો, પણ હું એવો સ્વાર્થી છું ને એવો અભાગિયો છું કે, આ પ્રમાણે મારાથી બની શકતું નથી. હૃદયના ઊંડાણમાંથી સૌ જીવો ઉપર મને હજી એટલું બધું હેત આવતું નથી, તેથી સૌનું કલ્યાણ થાઓ, એમ હું માત્ર મોઢેથી બોલી જાઉં છું, પણ એના મહાન લાભો હું અનુભવી શકતો નથી. માટે હે નાથ! આજે તો હું શુદ્ધ અંતઃકરણથી, હૃદયના ઉમળકાથી અને આત્મિકબળથી સૌનું કલ્યાણ ઇચ્છવાની પ્રાર્થના

કરી શકું એવી મારા ઉપર કૃપા કર. હે નાથ! હે નાથ! હે નાથ! હે નાથ! હે નાથ!

૫૬

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ!
સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુપક્ષીની સાથે (૨)
જીવજંતુનું તમામ—દયાળુ પ્રભુ!
જગનાવાસીઓ સૌ સુખ ભોગવે (૨)
આનંદે રહી આઠો જામ—દયાળુ પ્રભુ!
દુનિયામાં દરદ દુકાળ પડે નહિ (૨)
લડે નહિ કોઇ ગામ—દયાળુ પ્રભુ!
સર્વે જગે સુખાકારી વધે ને (૨)
વળી વધે ધન ધાન્ય—દયાળુ પ્રભુ!
કોઇ કોઇનું બૂરું ન ઇચ્છે (૨)
સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ પ્રભુ!
પોત પોતાના ધર્મ પ્રમાણે (૨)
સર્વ ભજે ભગવાન—દયાળુ પ્રભુ!

હે નાથ! આજે મેં આ પ્રાર્થનાનું ફળ જોયું છે. અરે! શી એની વાત કહું? કારણ કે એ શબ્દો જિગરમાંથી નીકળતા હતા, તેથી એ વખતે મારા ચહેરા ઉપર કાંઇક અનેરો આનંદ હતો. મારી જીભમાં અમૃત જેવું કાંઇક મીઠું તત્ત્વ હતું. મારી આંખોમાં એ વખતે દયાની હેલીઓ હતી. મારા અંતરના પડદા એ વખતે ઊઘડી ગયા હતા અને એટલો વખત હું દુનિયાની બીજી બધી વાતો ભૂલી ગયો હતો, તેથી મારે રૂંવે રૂંવે આનંદ થઇ રહ્યો હતો. હે પ્રભુ! સૌનું કલ્યાણ ઇચ્છવાની પ્રાર્થનાથી મારા હૃદયનો ભાર હલકો થયો છે, મારા દિલને દિલાસો મળ્યો છે, મારા આત્માને શાંતિ થઇ છે, મારું મન આનંદમાં આવી ગયું છે, મારી બુદ્ધિ ઠરી છે અને મારામાં જાણે કાંઇક નવું નવું જીવન આવી ગયું હોય એમ મને લાગે છે. હે પ્રભુ! મેં મારા સ્વાર્થની હજારો વખત પ્રાર્થનાઓ કરી છે અને ઘણી વખત પ્રાર્થના કરતાં કરતાં રોયો પણ છું, પણ આજના જેવો આનંદ મેં કોઇ વખત જોયો નથી. અરે! શું એ આનંદની વાત કરું? એ કાંઇ કહ્યું જાય તેમ નથી. 'ફામાં એજ કે તીર્થોમાં ફરવાના આનંદ કરતાં, વ્રતો કર-

વાના આનંદ કરતાં, બહારની ભક્તિના આનંદ કરતાં અને મનને સમજાવી સમજાવીને પરાણે પરાણે યોગની મુશ્કેલ ક્રિયાઓ કરતા હોય તેઓના આનંદ કરતાં પણ, સૌનું કલ્યાણ ઇચ્છવાનો આનંદ મને વધારે જણાયો છે. વળી તે સાવ મફત! માત્ર થોડાક શબ્દોમાંજ!! માટે હે પ્રભુ! હવે તો મને આવીજ રીતે ઊંડા ઊતરીને એ આનંદ લૂંટવાની સદ્બુદ્ધિ આપ અને વારંવાર સૌનું કલ્યાણ ઇચ્છવાનીજ પ્રાર્થના કરવા દે. એટલે સૌના કલ્યાણની સાથે મારું પણ કલ્યાણ થઇ જશે.

સૂચનાઃ–સૌનું કલ્યાણ ઇચ્છવાથી આવી ઊંચી દશા થાય તેમાં કાંઇ પણ નવાઇ નથી, કારણ કે આમાં આપણો કાંઇ પણ ખાનગી સ્વાર્થ હોતો નથી; પણ માત્ર પરમાર્થની ઇચ્છાનું બળ હોય છે અને પરમાર્થની ઇચ્છા પ્રભુને બહુ ગમે છે, તેથી તે થોડામાંથી પણ ઘણું ફળ આપી દે છે. પણ આપણે આપણી ઉત્તમ ભાવનાઓને હજી જેવી જોઇએ તેવી કેળવી નથી, તેથી એ ભાવનાઓના બળથી સહેજ વાતમાં પણ શું શું ચમત્કારો બની શકે તે આપણે જાણતા નથી; તેથી અંતરમાં ઊંડા ઊતરીને શુદ્ધ અંતઃકરણથી આપણે સૌનું ભલું ઇચ્છી શકતા નથી; પણ મહાત્માઓ કહે છે કે, સૌનું ભલું ઇચ્છવું એ ઊંચામાં ઊંચી જાતની ભક્તિ છે. સૌનું ભલું ઇચ્છવું એ છેવટમાં છેવટનું જ્ઞાન છે. સૌનું ભલું ઇચ્છવું એ પ્રભુનો મોટામાં મોટો હુકમ છે. સૌનું ભલું ઇચ્છવું એ મનુષ્યનું મુખ્ય કર્તવ્ય છે. સૌનું ભલું ઇચ્છવું એ મહાત્માઓનો ઉપદેશ છે. સૌનું ભલું ઇચ્છવું એ જગતનાં સૌ શાસ્ત્રોની મુખ્ય આજ્ઞા છે અને સૌનું ભલું ઇચ્છવું એ મોટામાં મોટો ને સહેલામાં સહેલો યોગ છે. માટે આ બધી વસ્તુઓથી જે ફળો મળી શકે તે ફળો સર્વનું ભલું ઇચ્છવાથી મળી જાય છે. બંધુઓ! હવે વિચાર કરજો કે, માત્ર માનસિક રીતે તેઓનું ભલું ઇચ્છવાથી પણ જ્યારે આટલો બધો લાભ થાય છે, ત્યારે પ્રત્યક્ષ રીતે સૌનું ભલું કરનારને કેટલો બધો લાભ થતો હશે એ જરા ખ્યાલ તો કરો! માટે ભાઇઓ ને બહેનો! કોઇનું પણ ભલું થાય એમ કરો. કોઇનું પણ ભલું થાય એમ કરો અને જો એમ ન બની શકે તો "સૌનું કલ્યાણ કરો" એમ શુદ્ધ અંતઃકરણથી પ્રભુની પ્રાર્થના કરો, પ્રભુની પ્રાર્થના કરો.



# पगथियुं १० मुं–जिंदगीनुं दरेक काम बुद्धिपूर्वक समग्रताथी विचारो

## પ્રભુના રસ્તામાં ચાલનારા હરિજનોને પ્રભુ સદ્‌બુદ્ધિ આપે છે

ઉપરના નવમા પગથિયામાં બતાવ્યા પ્રમાણે જે હરિજનો પોતાની જિંદગીના દરેક મોટા મોટા પ્રસંગે ઉચ્ચ હેતુ રાખીને પ્રભુની પ્રાર્થના કરે છે અને પ્રભુનો ઉપકાર માને છે, તેની ઉપર દયા કરીને તેને આ જિંદગીમાં સુખી રાખવા સારુ તથા મૂઆ પછી પોતાની હજૂરમાં રાખી મોક્ષધામનાં અલૌકિક સુખો આપવા સારુ, પ્રથમ એવા હરિજનોને પ્રભુ સદ્‌બુદ્ધિ આપે છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ–

तेषां सततयुक्तानां भजतां प्रीतिपूर्वकम् ।
ददामि बुद्धियोगं तं येन मामुपयांति ते ।। गी. १०–१० ।।

અર્થઃ–એવી રીતે જેઓ હંમેશાં મારી સાથે જોડાયેલા રહે છે અને પ્રેમપૂર્વક મને ભજે છે, તેઓની ઉપર કૃપા કરીને તેઓનું કલ્યાણ કરવા સારુજ હું તેમને સદ્‌બુદ્ધિ આપું છું. તેથી તેઓના આત્મામાં હું રહેલો છું તેમ તેઓ જાણે છે અને એ જ્ઞાનરૂપી પ્રકાશિત દીવા વડે તેઓનું અજ્ઞાનરૂપી અંધારું નાશ પામે છે, તેથી તેઓ મને પામે છે.

અને યાદ રાખજો કે, આપણાં અંતરમાંજ–આપણા આત્મામાંજ પરમાત્મા રહેલા છે એવું જેને ચોખ્ખેચોખ્ખું જ્ઞાન થઈ જાય, તે હરિજનો કાંઇ પોતાને જેમ ગમે તેમ વર્તતા નથી, તે વૈષ્ણવો કાંઇ ચાલતી આવેલી રૂઢિની બેડીમાં પડચા રહેતા નથી અને તે ભક્તો કાંઇ અર્થ સમજ્યા વિના તથા હેતુઓ સમજ્યા વિના કામો કરતા નથી; કારણકે ભક્તવત્સલ ભગવાન બુદ્ધિ આપે

છે તેથી તેઓને એમ લાગી જાય છે કે, આપણી જિંદગી કાંઇ ચાવી આપી મૂકેલાં પૂતળાંના જેવી નથી. એટલે કે જેમ કોઇ પૂતળાનો હાથ ચાલ્યા કરે એવી તેમાં યુક્તિ હોય છે, કોઇમાં તેનું માથું હાલ્યા કરે એવી કળ હોય છે, કોઇ પૂતળું હીંચકા ખાધા કરે એવી તેમાં ગોઠવણ હોય છે, કોઈ પૂતળીની આંખો તળેઉપર થયા કરે એવી તેમાં રચના હોય છે, કોઇ પૂતળું વારે વારે જીભ બહાર કાઢયા કરે છે અને કોઇ પૂતળું પોતાના પગ હલાવ્યા કરે છે. આવી રીતે જે જાતની તેમાં કળ ગોઠવી હોય તે પ્રમાણે તેઓ કર્યા કરે છે, પણ એ સિવાય બીજું કંઇ નવું કે વધારે તેઓ કરી શકતાં નથી, માટેજ તેઓ પૂતળાં છે અને આપણે પણ જો એમ-જ કરીએ એટલે કે, ચાલતા આવેલા રિવાજો પ્રમાણેજ ચાલ્યા કરીએ, પણ એ રિવાજોના અર્થ તથા હેતુઓ સમજીએ નહિ અને એ સમજવાની કોશિશ પણ કરીએ નહિ, તો પછી દોરીસંચારવા-ળાં પૂતળાંમાં ને આપણામાં ફેર શો ? એટલુંજ નહિ પણ જે ભ-ક્તોને ભગવાન તરફથી બુદ્ધિનો યોગ થયેલો હોય, તેઓને તો એમ પણ લાગે છે કે, આપણાં કર્મોથીજ આપણે તરવાનું છે.

અમને તારવા માટે કંઇ આફરડું આફરડું સ્વર્ગનું વિમાન આવી પડે તેમ નથી. અમને તારવા માટે કાંઈ અમારી ઇચ્છા વિના પોતાની મેળે મેળે ભગવાનના પાર્ષદો આવી પડે તેમ નથી. અયોધ્યાના હરિજનોને જેમ સહેલાઇથી રામનું વિમાન મળી ગયું હતું, તેમ અમને કંઈ એવી રીતે કોઇનું પરબારું વિમાન મળી જાય તેમ નથી અને કેટલાએક મહાત્માઓને કેટલાંક કારણસર કોઇ કોઇ દેવો કે ફિરસ્તાઓ સ્વર્ગમાંઉપાડીને લઇ ગયા હતા તેમ આપણને કોઇ દેવો કે ફિરસ્તાઓ કંઇ ઉપાડીને લઇ જવાના નથી, પણ આપણે તો આપણી જિંદગીનાં આપણાં કર્મોથીજ તરવાનું છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः ।
स्वकर्मनिरतः सिद्धिं यथा विंदति तच्छृणु ॥ गी. १८–४५ ॥

પોતપોતાની ફરજો રૂડી રીતે બજાવનારા માણસો મોટી સિદ્ધિ મેળવે છે. માટે પોતાનાં કર્મ રૂડી રીતે કરવાથી તેમાંથી કેવી રીતે સિદ્ધિ મળે છે, તે ખુલાસો તું સાંભળ.

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विंदति मानवः ॥ गी. १८–४६ ॥

જેનાથી પ્રાણીમાત્રની ઉત્પત્તિ થઈ છે અને જે આ સર્વ જગતમાં વ્યાપી રહ્યો છે, તે પરમાત્માને પોતાનાં કર્મોથી સારી રીતે રાજી કરીને માણસો સિદ્ધિ પામે છે.

આ ઉપદેશ આપીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે, તમારાં રૂડાં કામોથીજ હું રાજી થાઉં છું અને તમે ભલાં કામો કરો એજ મારી પૂજા કરવા બરોબર છે; એટલુંજ નહિ પણ તમારાં કામોમાંથીજ તમને મોટી સિદ્ધિ મળવાની છે. માટે આ ઉપરથી આપણે સમજવું જોઇએ કે, આપણી જિંદગીનાં કામો એ કાંઇ નજીવી વસ્તુઓ નથી, પણ આપણી જિંદગીનાં દરેક નાનાંમોટાં કામો તે સ્વર્ગની સીડીનું એક એક પગથિયું છે. માટે આપણે આપણી જિંદગીનાં દરેક કામો બહુજ બુદ્ધિપૂર્વક કરવાં જોઇએ; કારણ કે આપણે આપણાં કર્મોથીજ તરવાનું છે. પ્રભુએ કહેલું છે કેઃ—

यज्ञदानतपःकर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ गी. १८–५ ॥

યજ્ઞ એટલે ઈશ્વર તરફની ફરજ, દાન એટલે જગતના જીવો તરફની અને તપ એટલે આપણા મનને રોકવાની ફરજ, એ ત્રણ કર્મો તજી દેવા યોગ્ય નથી, તે તો કરવાંજ જોઇએ. કારણ કે યજ્ઞ, દાન અને તપ એ બુદ્ધિમાનોને પણ પવિત્ર કરનારાં છે.

પણ તેમાં શરત એટલી કેઃ—

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ गी. १८–६ ॥

હે અર્જુન ! આસક્તિ છોડીને અને ફળની આશા તજીને પોતાનું કર્તવ્ય સમજીને એ કર્મો કરવાં એ ઉત્તમ વાત છે, એમ મારો નિશ્ચિત મત છે.

હવે આપણે વિચાર કરવો જોઇએ કે, આસક્તિ છોડી દેવી એ કંઈ સહેલું કામ નથી. તેમજ ફળની આશા તજી દેવી એ પણ કંઈ રમતની વાત નથી અને કોઇની ઉપર ઉપકાર કરવાને ખાતર નહિ પણ માત્ર પોતાની ફરજ સમજીને બહુ ચોક્કસપણે યજ્ઞ, દાન અને તપ કરવાં, એટલે કે પ્રભુ તરફની, જગત તરફની અને પોતાના મન તરફની ફરજો બજાવવી એ કાંઇ ઊંચા પ્રકારના જ્ઞાન વિના બની શકે તેમ નથી. માટે એ બધી ફરજો બજાવવા સારુ જ્ઞાન તો મેળવવુંજ જોઇએ. કારણ કે યજ્ઞ, દાન અને તપ એ કર્મોથી પણ જ્યારે પવિત્ર થવાય છે, ત્યારે એ કર્મો જેમાંથી ઉત્પન્ન થાય

છે તે જ્ઞાનથી પવિત્ર થવાય તેમાં તો નવાઇજ શી ? એમાં કાંઈ પણ નવાઈ નથી. એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते ।
तत्स्वयं योगसंसिद्धः कालेनात्मनि विंदति ॥ गी. ४–३८ ॥

## જ્ઞાનની મહત્તા

જ્ઞાન જેવું પવિત્ર કરનારું આ દુનિયામાં બીજું કંઈ પણ નથી, કારણ કે બહુ મહેનત કરે અને બહુ વખત ગાળે, એટલુંજ નહિ પણ જ્યારે મનનો નિગ્રહ કરે અને ભગવાન સાથે પોતાના જીવને જોડે ત્યારેજ માણસને જ્ઞાન મળે છે.

જ્ઞાન મેળવવામાં આવી મુશ્કેલી છે, પણ તેની સાથે આવી મહત્તા છે, માટે પ્રભુ વારે વારે ઠેકાણે ઠેકાણે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહે છે કે, જ્ઞાન તો મેળવવુંજ જોઇએ, કારણ કે તે માણસોને પવિત્ર કરનારું છે; એટલુંજ નહિ પણ અગાઉના વખતમાં તથા આગલા ભવમાં જે પાપો થઇ ગયાં હોય, તેનો પણ જ્ઞાનથી નાશ થઈ જાય છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ–

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ गी. ४–३७ ॥

હે અર્જુન ! જલદી સળગી ઊઠે એવાં લાકડાંને જેમ સળગાવેલો અગ્નિ ભસ્મ કરી નાખે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ સર્વ કર્મોને બાળી નાખે છે.

સર્વ કર્મોને બાળી નાખે છે એટલુંજ નહિ, પણ એથી પણ આગળ વધીને પ્રભુ કહે છે કેઃ–

अपि चेदसि पापेभ्यः सर्वेभ्यः पापकृत्तमः ।
सर्वं ज्ञानप्लवेनैव वृजिनं संतरिष्यसि ॥ गी० ४–३६ ॥

કદાપિ તું બધા પાપીઓ કરતાં વધારે પાપી હો તોપણ કાંઈ ફિકર નહિ, તોપણ તું ડરીશ મા, કારણ કે જ્ઞાનરૂપી વહાણથી પાપરૂપી સમુદ્ર તું સહેજમાં તરી જઇશ.

જ્ઞાનમાં આટલું બધું બળ છે તેનું કારણ એજ છે કે, જ્ઞાનમાં સત્ત્વગુણ રહેલો છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ–

सर्वद्वारेषु देहेऽस्मिन्प्रकाश उपजायते ।
ज्ञानं यदा तदा विद्याद्विवृद्धं सत्त्वमित्युत ॥ गी. १४–११ ॥

આ દેહમાં જ્યારે બધી ઇંદ્રિયોમાં જ્ઞાનરૂપી પ્રકાશ થાય, એટલે કે જ્યારે આંખોને સર્વત્ર આત્મદર્શન થવા લાગે, કાનને

જ્યારે અનહદ નાદ સંભળાવા લાગે, નાકમાં જ્યારે દિવ્ય સુગંધીઓ આવવા માંડે, જીભમાં જ્યારે કુદરતી અમૃત તથા એક જાતની સ્વાભાવિક તૃપ્તિ આવવા માંડે, ચામડીમાં જ્યારે પ્રભુપ્રેમથી રોમાંચ ખડાં થઇ જાય અને મન જ્યારે સહજસમાધિની દશામાં રહેવા લાગે, ત્યારે સત્ત્વગુણ બહુ વધેલો છે એમ સમજવું.

આવી રીતે જ્ઞાનમાં સત્ત્વગુણ છે, એટલુંજ નહિ પણ જ્ઞાન એ દૈવી સંપત્તિનું લક્ષણ છે અને દૈવી સંપત્તિ તો જે ભગવાનના કૃપાપાત્ર હોય તેમનામાંજ હોય છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતાના સોળમા અધ્યાયમાં દૈવી સંપત્તિનાં જે લક્ષણો કહેલાં છે, તેમાં પહેલાજ શ્લોકમાં સ્વાધ્યાય એટલે કે પોતાને જે જરૂર શીખવા જેવું હોય તે ઈશ્વરી જ્ઞાન મેળવવાનો અભ્યાસ કરવો, તે દૈવી સંપત્તિનું લક્ષણ ગણાય છે.

આવી રીતે જ્ઞાનમાં સત્ત્વગુણ છે અને જ્ઞાનમાં દૈવી સંપત્તિ રહેલી છે, માટે જ્ઞાનનો મહિમા બતાવવા સારુ પ્રભુ કહે છે કે, કર્મયોગ કરતાં પણ જ્ઞાન મેળવવું એ ઉત્તમ વાત છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ–

**श्रेयो हि ज्ञानमभ्यासात्** ॥ गी. १२-१२ ॥

અભ્યાસ કરતાં પણ જ્ઞાન બહુ કલ્યાણ કરનારું છે. આવી રીતે અભ્યાસ કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે તેનું કારણ એ છે કે, બધાં કર્મ જ્ઞાનમાં આવી જાય છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ–

**श्रेयान्द्रव्यमयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।**
**सर्वं कर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ गी. ४-३३ ॥**

હે બહુ તપવાળા અર્જુન ! જગતની વસ્તુઓથી જે યજ્ઞ થાય તે યજ્ઞો કરતાં જ્ઞાનયજ્ઞ બહુ કલ્યાણ કરવાવાળો છે, કારણ કે બધાં કર્મનું પૂરેપૂરું ફળ જ્ઞાનમાં આવી જાય છે.

## જ્ઞાની ભક્તો પ્રભુને બહુ વહાલા છે

આવી રીતે જગતનાં બીજાં બધાં કર્મો કરતાં જ્ઞાન શ્રેષ્ઠ છે, માટે ગીતાના બારમા અધ્યાયના અઢારમા શ્લોકમાં પ્રભુ કહે છે કે, જે સ્થિર બુદ્ધિવાળા ભક્તો હોય તે મને બહુ વહાલા છે.

બહુ વહાલા છે એટલુંજ નહિ પણ એથી પણ આગળ વધીને જ્ઞાનીઓ ઉપરના પ્રેમને લીધે પ્રભુ કહે છે કે, બધી જાતના ભક્તો કરતાં જ્ઞાની ભક્તો મને બહુ વહાલા છે અને હું પણ તેમને બહુ વહાલો છું. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ–

तेषां ज्ञानी नित्ययुक्त एकभक्तिर्विशिष्यते ।
प्रियो हि ज्ञानिनोऽत्यर्थमहं स च मम प्रियः ॥ गी. ७-१७ ॥

તેઓમાં (એ બધા ભક્તોમાં) જ્ઞાની ઉત્તમ છે, કારણ કે તે એકજ બુદ્ધિવાળો હોય છે અને હંમેશાં મારી સાથે જોડાયેલો રહે છે. માટે જ્ઞાની મને બહુ વહાલા છે અને હું પણ તેમને બહુ વહાલો છું.

જ્ઞાની ભક્તો પ્રભુને આટલા બધા વહાલા છે તેનું કારણ શું? એમ કોઇ કોઈ અજ્ઞાની માણસોને કદાચ શંકા થાય, પણ એવી શંકા પણ ન રહે તે સારુ દયાળુ પ્રભુ તેના ખુલાસામાં કહે છે કે, જ્ઞાન થવું એ કાંઇ રમતની વાત નથી, પણ એ તો બહુ કાળની, બહુ પુરુષાર્થીપણાની અને મહાભાગ્યશાળીપણાની વાત છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે:–

बहूनां जन्मनामंते ज्ञानवान्मां प्रपद्यते ।
वासुदेवः सर्वमिति स महात्मा सुदुर्लभ ॥ गी. ७-१९ ॥

ઘણા જન્મોના અનુભવ પછી જ્ઞાન મળે છે અને જ્ઞાન મળ્યા પછી મારે શરણે આવે છે. એ પછી બધું ભગવદ્રૂપ છે એવું તેને જ્ઞાન થાય છે. આવો જ્ઞાની મહાત્મા બહુ દુર્લભ છે.

બંધુઓ! જ્ઞાનની મહત્તા તો જુઓ! ભગવાન પોતે કહે છે કે, જ્ઞાનીઓ દુર્લભ છે. દુર્લભ છે એટલુંજ નહિ પણ જ્ઞાની ભક્તોને ભગવાન પોતે મહાત્મા કહે છે, ત્યારે આપણાં જેવાં સાધારણ માણસો તેવા નિઃસ્પૃહી જ્ઞાની ભક્તોને કાંઇક થોડુંઘણું માન આપીએ કે થોડાઘણા પૈસા આપીએ તેમાં શી નવાઈ? એમાં કંઇજ નવાઇ નથી. માટે આપણે જ્ઞાનીઓની સેવા કરવી જોઇએ અને ભગવાનના વહાલા થવા માટે જ્ઞાન મેળવવા કોશિશ કરવી જોઇએ.

ઉપરના શ્લોકમાં પ્રભુએ પહેલું એમ કહ્યું કે, ઘણા જન્મ પછી જ્ઞાન થાય છે. બીજું એમ કહ્યું કે જ્ઞાની મારું શરણ લે છે, ત્રીજું એમ કહ્યું કે તે દુર્લભ છે, એટલે કે કરોડો માણસોમાં કોઇકજ માણસ જ્ઞાની ભક્ત હોય છે અને ચોથું એમ કહ્યું કે જ્ઞાની મહાત્મા છે. આટલું કહ્યા છતાં પણ કૃપાના ભંડાર ભક્તવત્સલ ભગવાનને હજી સંતોષ થતો નથી; કારણ કે એ બધાં વિશેષણો હજી તેને બહારનાં લાગે છે, માટે એથી પણ આગળ વધીને પ્રભુ કહે છે કે:–

उदाराः सर्व एवैते ज्ञानी त्वात्मैव मे मतम् ।
आस्थितः स हि युक्तात्मा मामेवानुत्तमां गतिम् ॥ गी.७-१८॥

બધા પ્રકારના ભક્તો ઉદાર છે, એટલે કે મોટા મનના, વિશુદ્ધ અંતઃકરણના, સ્વાર્થરહિત અને પરમાર્થમાં લાગેલા હોય છે, છતાં પણ તે બધાઓના કરતાં પણ જ્ઞાની તો મારો આત્માજ છે; કારણ કે તેનો આત્મા મારી સાથે જોડાયેલો છે અને અતિ ઉત્તમ ગતિરૂપ મનેજ ગણે છે.

જ્ઞાનીને ભગવાન પોતાનો આત્મા ગણે છે તેનું કારણ શું? એ વાત માત્ર કહેવાનીજ છે કે, અનુભવમાં આવી શકે તેવી છે, એમ કેટલાક જણને કદાચ શંકા થાય, તેથી તેના ખુલાસામાં જાણવું જોઇએ કે, એ વાત માત્ર વિવેકને ખાતર કહેવાની નથી, પણ અનુભવમાં આવી શકે તેવી છે; કારણ કે ગીતાના દસમા અધ્યાયના આડત્રીસમા શ્લોકમાં પ્રભુએ કહેલું છે કેઃ-

## જ્ઞાનની ખૂબી

**ज्ञानं ज्ञानवतामहम्** એટલે કે જ્ઞાનીઓનું જ્ઞાન તે હું છું, એટલુંજ નહિ પણ ગીતાના સાતમા અધ્યાયના દસમા શ્લોકમાં કહેલું છે કેઃ-

**बुद्धिर्बुद्धिमतामस्मि** એટલે કે બુદ્ધિમાનોની બુદ્ધિ તે હું છું. હવે વિચાર કરો કે, બુદ્ધિમાનોની બુદ્ધિ જ્યારે ભગવાનજ છે અને જ્ઞાનીઓનું જ્ઞાન તે પણ ભગવાનજ છે, ત્યારે જ્ઞાનીઓને ભગવાન પોતાના આત્મા જેવા ગણે તેમાં નવાઇ શી? યાદ રાખજો કે, એમાં જરા પણ અતિશયોક્તિ નથી પણ એ તદ્દન સ્વાભાવિક છે. કારણ કે એથી પણ આગળ વધીને પરમકૃપાળુ મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાન ગીતાના તેરમા અધ્યાયના સત્તરમા શ્લોકમાં કહે છે કે,

**ज्ञानं ज्ञेयं ज्ञानगम्यं** એટલે કે પ્રભુ જ્ઞાનસ્વરૂપ છે અને જ્ઞાનવડે પામી શકાય છે.

જ્ઞાનની આટલી બધી મહત્તા બતાવીને પ્રભુ આપણને એમ સમજાવવા ઇચ્છે છે કે, જ્ઞાન એ કાંઇ સાધારણ વસ્તુ નથી, જ્ઞાન એ કાંઇ જગતની સ્થૂલ વસ્તુ નથી, જ્ઞાન એ કાંઇ રમતમાં મળી જાય તેવું રમકડું નથી અને જ્ઞાન એ કાંઇ બચ્ચાંના ખેલની વાતો નથી, પણ જ્ઞાન એ તો જિંદગી સુધારવાની બાબત છે, જ્ઞાન એ તો કુદરતના ભેદો સમજવાની કૂંચી છે. જ્ઞાન એ તો સ્વર્ગનો પ્રકાશ છે, જ્ઞાન એ તો મોક્ષનો માર્ગ છે અને જ્ઞાન એ તો ભગવાનનું હૃદય છે. કારણ કે જ્ઞાનથીજ બધું થઈ શકે છે અને જ્ઞાનમાંજ રિદ્ધિસિદ્ધિ રહેલી છે, એટલુંજ નહિ પણ જ્ઞાનમાંજ મોક્ષ

રહેલો છે. માટે જગતના દરેક ડાહ્યા માણસો જ્ઞાનનો મહિમા સમજીને પોતાની જિંદગી સુધારવામાં અને જગતને ઉપયોગી થઈ પડવામાં તેનો ઉપયોગ કરે છે, કારણ કે જેને જ્ઞાનનો મહિમા સમજાયો હોય તેને સત્ત્વગુણી બુદ્ધિ કેવી હોય, રજોગુણી બુદ્ધિ કેવી હોય અને તમોગુણી બુદ્ધિ કેવી હોય તે વાતો સમજાઈ જાય છે. તેથી પોતાની જિંદગીનું દરેક કામ કરવામાં તે બહુ વિચારી વિચારીને પગલાં ભરે છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે,

## બુદ્ધિના ભેદો

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बंधं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ गी. १८-३०

હે અર્જુન ! કઈ વસ્તુમાં જીવને પરોવવો અને કઈ બાબતોમાં શાંતિ રાખવી, એ વાત જેથી સમજાય તેને સત્ત્વગુણી બુદ્ધિ કહે છે. કરવા જેવું કામ કયું છે અને ખરાબ કામ કયું છે, એ બાબત જે બુદ્ધિથી સમજાય તે બુદ્ધિ સત્ત્વગુણી છે. કઈ વસ્તુમાં ભય છે અને સાચું અભયપણું કયું છે, એ વસ્તુ જેથી સમજાય તે સત્ત્વગુણી બુદ્ધિ કહેવાય છે અને જન્મમરણનું તથા ચોરાશીલાખ ફેરાનું બંધન શામાં છે અને મોક્ષ કેમ થાય એ તત્ત્વ જે બુદ્ધિથી સમજાય તે બુદ્ધિ સત્ત્વગુણી કહેવાય છે.

એ પછી રજોગુણી બુદ્ધિ માટે પ્રભુ કહે છે કે,

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ गी. १८-३१ ।

હે અર્જુન ! જે બુદ્ધિથી પોતાની ફરજ શું છે–પોતાનો ધર્મ શું છે તે સમજાય નહિ અને અધર્મ કયો તે પણ સમજાય નહિ તે બુદ્ધિ રજોગુણી કહેવાય છે. તેમજ જે બુદ્ધિથી પોતાને કરવા લાયક કામ ચોખ્ખી રીતે સમજાય નહિ તથા ન કરવા લાયક કામ પણ બરોબર રીતે જણાય નહિ તે બુદ્ધિ રજોગુણી કહેવાય છે.

એ પછી તમોગુણી બુદ્ધિ માટે પ્રભુ કહે છે કે,

अधर्मं धर्ममिति या मन्यते तमसा वृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ गी. १८-३२ ॥

હે અર્જુન ! મોહની અંદર જે બુદ્ધિ ઢંકાઈ ગઈ હોય અને તેને લીધે અધર્મને ધર્મ માને તથા બધી બાબતોમાં ઊંધા અર્થોજ સમજ્યા કરે, તે બુદ્ધિ તમોગુણી કહેવાય છે.

બંધુઓ! બુદ્ધિના આ ભેદો સમજાવીને પ્રભુ આપણને શું કહેવા ઇચ્છે છે તે સમજો છો? તે એમ સમજાવવા ઇચ્છે છે કે, જેવી તમે બુદ્ધિ રાખશો તેવું આ સંસારમાં અને પરલોકમાં ફળ મળશે, એટલુંજ નહિ પણ, થોડી બુદ્ધિવાળાને થોડું ફળ મળશે.

એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે,

अंतवत्तु फलं तेषां तद्भवत्यल्पमेधसाम् ॥ गी. ७–२३ ॥

અલ્પબુદ્ધિવાળાઓને જે ફળ મળે છે તે ફળ નાશ પામી જાય એવું હોય છે.

અલ્પબુદ્ધિવાળાઓને જે ફળ મળે છે તે ફળ નાશ પામી જાય એવું હોય છે એમ પ્રભુ કહે છે તેનું કારણ એજ છે કે, અલ્પ-બુદ્ધિથી જગતનાં નાનાં માયાનાં સુખો મળે છે અને ઘડીક વારમાં નાશ પામી જાય તેવાં ઇંદ્રિયોનાં સુખો મળે છે; પણ અલ્પબુદ્ધિ-વાળાઓને કાંઇ આત્મિક આનંદનાં સુખો મળતાં નથી, પરમા-ત્માનાં સુખો મળતાં નથી અને મોક્ષનાં અખંડ સુખો મળતાં નથી; પણ એ બધાં મહાન સુખો તો જ્ઞાનીઓનેજ મળે છે. અને યાદ રાખજો કે, આપણી છેવટમાં છેવટની ઇચ્છા એજ હોવી જોઇએ કે, આપણા આત્માનું કલ્યાણ થવું જોઇએ. અને એ બધું પરિ-પૂર્ણ જ્ઞાનથી થાય છે, કાંઇ અલ્પબુદ્ધિથી થતું નથી. માટે પ્રભુના માર્ગમાં ચાલવાવાળા જે હરિજનો હોય છે તેઓ ટૂંકી બુદ્ધિ રાખતા નથી, પણ તેઓ તો પ્રભુના હુકમ પ્રમાણે બુદ્ધિયોગનોજ આશ્રય લે છે.

## પ્રભુ કહે છે કે બુદ્ધિ વાપરીને કામ કરો

दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।
बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥ गी. २–४९ ॥

હે અર્જુન! બુદ્ધિયોગના કરતાં બીજાં બધાં કર્મ બહુજ હ-લકાં છે, માટે તું બુદ્ધિયોગનોજ આશરો પકડ, કારણ કે જે ફળની ઇચ્છા રાખવાવાળા છે તે તો કૃપણ છે.

આમ હુકમ કરીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે, ફળની ઇચ્છા રાખવી એટલે કે પોતાના સ્વાર્થને ખાતર કર્મો કરવાં એ તો બહુજ હલકા પ્રકારની વાત છે; એટલુંજ નહિ પણ એવાં કામો અજ્ઞાનીઓજ કરે છે. જ્ઞાનની પરિપક્વદશામાં સ્વાર્થ ટકી શકતો નથી. માટે બહુ ભાર મૂકીને પ્રભુ કહે છે કે, બુદ્ધિપૂર્વક જે કામ થાય તે સિવાયનાં બીજાં બધાં કામો બહુજ હલકાં છે, માટે તું

બુદ્ધિયોગનેજ શરણે જા. એટલે કે જે કામ કર તે બહુજ વિચારી વિચારીને બુદ્ધિપૂર્વક કર.

આવી રીતે બુદ્ધિયોગને શરણે જવાનું પ્રભુ કહે છે, માટે બુદ્ધિયોગની વિશેષ ખૂબી આપણે સમજવી જોઈએ; કારણ કે જો એ ખૂબી બરોબર રીતે સમજાય તો આપણને પણ બુદ્ધિયોગનો આશરો લેવાનું મન થાય. એ સારુ બુદ્ધિયોગને શરણે જવાથી થતા ફાયદા આપણે જાણવા જોઈએ અને તે આપણા મનમાંથી ઉપજાવી કાઢેલા નહિ, પણ શ્રીભગવાનનાં વચન હોવાં જોઈએ. એ માટે શ્રીમદ્‌ ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે,

## બુદ્ધિને શરણે જવાથી થતા ફાયદા

बुद्धियुक्तो जहातीह उभे सुकृतदुष्कृते ।
तस्माद्योगाय युज्यस्व योगः कर्मसु कौशलम् ॥ गी. २–५० ॥

જે બુદ્ધિ સાથે જોડાયેલા છે એટલે કે બુદ્ધિવાળા છે–જ્ઞાની છે, તેઓને પુણ્ય કે પાપ વળગતાં નથી, માટે તું બુદ્ધિયોગમાં લાગ. કારણ કે કામ કરવામાં એટલે કે પોતાની ફરજો બજાવવામાં જે કુશળતા રાખવી તેનુંજ નામ યોગ છે.

## યોગ એટલે શું?

બંધુઓ ! શું સમજ્યા? આ શ્લોક કહીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે, જે બુદ્ધિપૂર્વક કર્મ કરે છે તેને પુણ્ય કે પાપ વળગતાં નથી; એટલુંજ નહિ પણ પોતાની જિંદગીની ફરજો બજાવવાંમાં કુશળતા રાખવી તેનુંજ નામ યોગ છે. અને યોગનો અર્થ બહુ વિશાળ છે. યોગ એટલે ચિત્તનો નિરોધ. યોગ એટલે મોક્ષનો દરવાજો. યોગ એટલે રિદ્ધિસિદ્ધિ મેળવવાની કૂંચી, યોગ એટલે પ્રભુ પાસે પહોંચવાનો ટૂંકો માર્ગ, યોગ એટલે મહાત્માઓને રહેવાની ભૂમિકા, યોગ એટલે અજિત મનને જીતવાનો ઉપાય અને યોગ એટલે ઈશ્વરની સાથે જીવનું જોડાવું. આવી ઊંચી દશાનું નામ યોગ છે અને યોગમાં આવો બહોળો અર્થ રહેલો છે, તે મહાન યોગ પ્રભુ કહે છે કે, તમારી જિંદગીનાં કામો કુશળતાથી કરો તેમાંજ છે. આમ કહીને પ્રભુ આપણને જ્ઞાનની મહત્તા સમજાવે છે અને બુદ્ધિપૂર્વક કામો કરવાનું કહે છે. પણ ઘણા માણસો એવા મૂર્ખા હોય છે કે, જેઓને યોગની દરકાર હોતી નથી, કારણ કે ઊંચા દરજ્જા સુધી તેઓ પહોંચેલા હોતા નથી. તેથી એવાઓને સમજાવવા માટે પ્રભુ એક જાતની લાલચ બતાવે

છે. એ લાલચ પણ કાંઇ નાનીસૂની નથી તેમજ કંઇ ખોટી નથી, પણ એ બહુ મોટી લાલચ છે અને તે લાલચ એજ કે, જો બુદ્ધિપૂર્વક કર્મ કરીશ તો તને પાપ કે પુણ્ય વળગશે નહિ.

## પાપમાંથી ને પુણ્યમાંથી બચવાના ઉપાયો

બંધુઓ ! યાદ રાખજો કે, આ કાંઈ નાનીસૂની વાત નથી, કારણ કે આપણે સૌ જાણીએ છીએ કે પાપને લીધે નરક ભોગવવું પડે છે અને પુણ્યને લીધે સ્વર્ગમાં જવું પડે છે. ટૂંકામાં એજ કે પાપ અને પુણ્ય એ બન્ને એક જાતનાં જીવને બાંધી રાખનારાં બંધનો છે. ફેર માત્ર એટલોજ કે પાપ એ લોઢાની બેડી છે અને પુણ્ય એ સોનાની બેડી છે. છતાં પણ યાદ રાખજો કે જેટલા જોરથી પાપ આપણને બાંધી રાખે છે તેટલાજ જોરથી પુણ્ય પણ આપણને બાંધી રાખે છે. માટે ભગવાને આપણને એમ કહેલું છે કે જો તમારે મોક્ષ મેળવવો હોય તો પાપ અને પુણ્ય એ બન્નેની પાર ગુણાતીત અવસ્થામાં જવું જોઇએ, કારણ કે જ્યાં સુધી પાપ હોય અથવા પુણ્ય હોય ત્યાં સુધી જીવનો ઉદ્ધાર થઇ શકે નહિ. કારણ કે પાપનું ફળ દુઃખ છે અને પુણ્યનું ફળ સુખ છે. પણ મોક્ષ મેળવવા માટે તો સુખ અને દુઃખ એ બન્ને લાગણીઓ છોડીને તેની બહાર નીકળી જવું જોઇએ. એ કામ કાંઇ સહેલું નથી પણ બહુ મુશ્કેલ છે એમ આપણને લાગે છે, પણ દયાળુ પ્રભુ કહે છે કે, જો તમે તમારી જિંદગીની ફરજો બુદ્ધિપૂર્વક બજાવો તો તમને પુણ્ય કે પાપ વળગતાં નથી. અને આ કાંઈ નાનીસૂની બાબત નથી, તેમજ આ કાંઇ કલ્પનાની વાતો નથી, પણ મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાનનાં વચનો છે. વચનો છે એટલુંજ નહિ પણ પ્રભુનો હુકમ છે કે તું યોગમાં લાગ. અને યાદ રાખજો કે, આ હુકમ કાંઈ એકલા અર્જુનને માટેજ નથી, પણ આખા જગતના દરેક હરિજનો માટે છે. માટે આપણે આપણી જિંદગીની ફરજો બુદ્ધિપૂર્વક બજાવવી જોઇએ. કારણ કેઃ-

## બુદ્ધિપૂર્વક ફરજો બજાવવાથીજ આપણો મોક્ષ થઇ શકે છે

એ માટે પ્રભુએ પણ કહેલું છે કે,

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबंधविनिर्मुक्ताः पदं गच्छंत्यनामयम् ॥ गी. २-५१ ॥

ડાહ્યા માણસો બુદ્ધિપૂર્વક કર્મ કરે છે અને કર્મનાં ફળોને તજી દે છે, તેથી જન્મમરણનાં બંધનમાંથી સાવ છૂટી જાય છે અને દુઃખરહિત પદને એટલે કે મોક્ષને પામે છે.

આ શ્લોક કહીને પ્રભુ આપણને ચોખ્ખી રીતે એમ સમજાવે છે કે જે ડાહ્યા માણસો બુદ્ધિપૂર્વક કર્મો કરે છે અને ફળની આશા તજી દે છે, તેઓ જન્મમરણના બંધનમાંથી છૂટી જાય છે અને તેઓને મોક્ષ મળે છે. બંધુઓ ! આ કરતાં વધારે ચોખ્ખી રીતે, વધારે અસરકારક રીતે, વધારે મીઠી રીતે, વધારે ભભકભરી રીતે, વધારે સ્વાભાવિક રીતે અને વધારે હુકમ કરવાની રીતે કેમ કહી શકાય તે અમે સમજી શકતા નથી. એટલુંજ નહિ પણ આટલું આટલું છતાં પણ આપણે બુદ્ધિની કિંમત ન સમજીએ, વિચારી વિચારીને કર્મ કરતાં ન શીખીએ અને કર્મનાં ફળની આશા ન તજીએ, તો એ કરતાં આપણી વધારે નાલાયકી બીજી કઈ ? એવી નાલાયકીમાં છેવટ સુધી ન પડયું રહેવાય એ સંભાળજો અને આપણી જિંદગીનું દરેક કામ બુદ્ધિપૂર્વક થાય એમ કરવાની તજવીજ કરજો.

બંધુઓ ! બુદ્ધિપૂર્વક કામ કરવામાં આટલું બધું ફળ છે, માટે પ્રભુ ફરીથી પણ અર્જુનને કહે છે કે, તું બુદ્ધિયોગનોજ આશરો લે; એટલુંજ નહિ પણ બુદ્ધિયોગથી પુણ્યપાપ કેમ વળગતાં નથી અને મોક્ષ મળી જાય છે તેની પણ પ્રભુ કૂંચી બતાવે છે. એ માટે શ્રીમદ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે,

## મોક્ષ મેળવવાની કૂંચી

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।

बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ गी. १८–५७ ॥

બુદ્ધિયોગનો આશ્રય લઇને ચિત્તથી સર્વ કર્મો મને સોંપી દે, મારે આધીન થઇ જા અને હંમેશાં મારામાંજ ચિત્ત રાખવાવાળો થા.

બંધુઓ ! આ શ્લોકમાં પ્રભુએ ચાર જાતના હુકમો કરેલા છે અને ચાર જાતનાં ધર્મનાં મુખ્ય રહસ્યો બતાવેલાં છે. તેમાં પહેલું રહસ્ય ને પહેલો હુકમ એ કે, બુદ્ધિયોગનો આશરો લે, બીજો હુકમ અને બીજું રહસ્ય એ કે, ચિત્તવડે કરીને સર્વ કર્મ મને અર્પણ કરી દે, ત્રીજો હુકમ અને ત્રીજું રહસ્ય એ કે મારે આધીન થઈ જા અને ચોથું રહસ્ય અને ચોથો હુકમ એ છે કે, તું હમેશાં મારામાં ચિત્ત રાખનાર થા.

બંધુઓ ! યાદ રાખજો કે, આ હુકમો કાંઈ નાનાસૂના નથી અને આ કૂંચીઓ કાંઈ જેવીતેવી નથી, પણ આ બહુ મહત્ત્વની અને બહુજ ઊંડી વાત છે. એટલુંજ નહિ પણ સાથે સાથે ચોખ્ખી રીતે એ પણ સમજી લેજો કે, જ્યારે આ શ્લોકમાં કહેલાં છેલ્લાં ત્રણ રહસ્યોનું તત્ત્વ સમજાય અને પ્રભુના એ ત્રણ મહાન હુકમો પળાય ત્યારેજ બુદ્ધિયોગનું રૂપ મળે છે. પણ જ્યાં સુધી એ ત્રણ હુકમો પળાય નહિ અને એ ત્રણ મહાસિદ્ધાંતોનું રહસ્ય સમજાય નહિ, ત્યાં સુધી એકલો બુદ્ધિયોગ આપણને તારી શકે નહિ; કારણ કે મહાત્માઓએ કહેલું છે કે, बुद्धिः कर्मानुसारिणी એટલે કે કર્મ પ્રમાણે બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને કર્મ પ્રમાણે બુદ્ધિ ચાલે છે, કારણ કે બુદ્ધિ જડતત્ત્વમાંથી બનેલી છે, તે સારુ વેદાંતશાસ્ત્રમાં બુદ્ધિને જડ ગણેલી છે.

## એકલી બુદ્ધિ કાંઈ આપણને મોક્ષ અપાવી શકે નહિ

જ્યારે બુદ્ધિ ધર્મના માર્ગમાં રહે, મહાત્માઓના આચરણ પ્રમાણે વર્તે અને પ્રભુના હુકમો માને ત્યારેજ તે બુદ્ધિ આપણો ઉદ્ધાર કરી શકે છે. માટે બુદ્ધિયોગનો આશ્રય લેવાની બાબતમાં આ વાત ખાસ ધ્યાનમાં રાખજો કે, લૂખીપૂખી સત્કર્મ વિનાની બુદ્ધિ ઉપર કદી પણ ભરોસો રાખવો નહિ, પણ જ્યારે એ બુદ્ધિતત્ત્વ સમજીને પરમાત્મા સાથે જોડાયેલી હોય ત્યારેજ તે આપણને તારી શકે છે. માટે બુદ્ધિયોગનો આશ્રય લેતી વખત પ્રભુના ઉપલા ત્રણે હુકમો અને ધર્મનાં એ ત્રણે મુખ્ય રહસ્યો ધ્યાનમાં રાખીને પછીજ બુદ્ધિનો આશ્રય રાખવો.

પ્રભુને આપણાં કર્મો કેવી રીતે અર્પણ કરવાં, પ્રભુને આધીન કેવી રીતે થવું અને હમેશાં પ્રભુમાં ચિત્ત કેવી રીતે રાખવું, તે બાબતો આ પુસ્તકનાં આગળનાં પગથિયાંઓમાં બહુ વિગતવાર રીતે કહેવાઇ ગઇ છે. માટે ફરીથી તેનું વિશેષ વિવેચન કર્યું નથી.

## જ્ઞાન એટલે શું ?

બંધુઓ ! આપણાં કર્મો પ્રભુને અર્પણ કરવાં, પ્રભુને આધીન થઇને રહેવું અને હંમેશાં પ્રભુમાં ચિત્ત પરોવી રાખવું, એ ત્રણ મહાન કામો પણ બુદ્ધિયોગથીજ બની શકે છે. માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં પોતાના કૃપાપાત્ર અર્જુનને ભગવાને વારવાર કહેલું છે કે, તું બુદ્ધિયોગનો આશ્રય લે. કારણ કે જ્ઞાન છે, તે પરમાત્માનો પ્રકાશ છે, જ્ઞાન છે તે સ્વર્ગનો સૂર્ય છે, તે મહાદેવનું ત્રીજું નેત્ર છે,

જ્ઞાન છે તે પરમાત્માની મહાન શક્તિ છે અને જે જ્ઞાન છે તેજ મનુષ્યમાં મનુષ્યત્વ છે; એટલુંજ નહિ પણ પરમાત્મા પોતે પણ જ્ઞાનસ્વરૂપ છે અને જ્ઞાનથીજ જે કરવા જેવું હોય તે કરી શકાય છે, જે મેળવવા જેવું હોય તે મેળવી શકાય છે અને જે પામવા જેવું હોય તે પામી શકાય છે. માટે બુદ્ધિયોગનો આશરો લેવાનું અને વિચારી વિચારીને આપણી જિંદગીનાં કામો કરવાનું પ્રભુ આપણને કહે છે.

## જીવની સ્વતંત્રતા

છેવટ ગીતા જ્યારે પૂરી થઈ અને અર્જુનને બધું જ્ઞાન અપાઈ રહ્યું તે પછી પ્રભુ તેને કહે છે કે,

इति ते ज्ञानमाख्यातं गुह्याद्गुह्यतरं मया।
विमृश्यैतदशेषेण यथेच्छसि तथा कुरु ॥ गी. १८-६३ ॥

ઉપર મુજબ છૂપામાં છૂપું જ્ઞાન મેં તને કહ્યું છે. માટે હવે એનો સંપૂર્ણ વિચાર કરીનેજેમ તારી મરજીમાં આવે તેમ તું કર.

આ શ્લોકમાં ખૂબી એ છે કે, સંપૂર્ણ વિચાર કરીને કામ કર એમ પ્રભુ કહે છે, એટલુંજ નહિ પણ તેની સાથે એવી સ્વતંત્રતા આપે છે. અને જેમ તારી મરજીમાં આવે તેમ તું કર, આમ કહીને પ્રભુ એમ સમજાવે છે કે, મારી ફરજ તમને ઉપદેશ દેવાની છે, મારી ફરજ તમને રસ્તો બતાવવાની છે, મારી ફરજ તમને સત્ય સમજાવવાની છે અને મારી ફરજ તમને છૂપું-ઊંડું જ્ઞાન આપવાની છે, પણ તમોને ઉપાડીને લઈજવાં એ કાંઈ મારું કામ નથી, તમારી સ્વતંત્રતા છીનવી લેવી એ કાંઈ મારું કામ નથી અને તમને જીવન વિનાના સમજવા-તત્ત્વ વિનાના સમજવા-આત્મા વિનાના સમજવા એ કાંઈ મારું કામ નથી, પણ તમને તમારી સ્વતંત્રતા સોંપવી અને તમારો રખેવાળ બનવું એ મારું કામ છે. કંઈ તમારો ડાળીવાળો બનવું એ મારું કામ નથી. માટે તમારે તમારા પગ ઉપર ભાર રાખતાં શીખવું જોઈએ, તમારે તમારી સ્વતંત્રતાની કિંમત સમજવી જોઈએ અને તમારે તમારી જિંદગીનાં કામોમાંથી મોક્ષ મેળવતાં શીખવું જોઈએ. અને યાદ રાખજો કે, આ બધું બુદ્ધિયોગનો આશરો લેવાથી તથા વિચારી વિચારીને કામો કરવામાંથી થાય છે. માટે તમારી જિંદગીનાં જે જે કામો કરો તે બહુ વિચારી વિચારીને કરો અને જે જે પગલાં ભરો તે બહુ સમજી સમજીને ભરો; કારણ કે એજ કલ્યાણનો સાચો રસ્તો છે અને એમાંથીજ આપણને તરવાનું છે.

## આપણા તહેવારો આપણી જિંદગી ઉપર બહુ મોટી અસર કરે છે

બંધુઓ ! બુદ્ધિયોગનો આશ્રય રાખીને તથા સંપૂર્ણ વિચાર કરીને દરેક કામો કરવાં એમ પ્રભુનો હુકમ છે, માટે આપણી જિંદગીનું દરેક કામ બહુ વિચારપૂર્વક કરવું જોઇએ અને તેમાં પણ જે કામો આપણી જિંદગી ઉપર ખાસ અસર કરતાં હોય અને ઘણા વખત સુધી જેની અસર રહેતી હોય તેવાં કામોની બહુજ સંભાળ રાખવી જોઇએ. માટે હવે આપણે એ વિચાર કરવા જોઇએ કે, આપણી જિંદગી ઉપર અને આપણા સંસારવ્યવહારમાં સૌથી વધારે અસર કરે એવાં કામો કયાં ? એ બાબત ઉપર વિચાર કરતાં મને એમ લાગે છે કે, જે આપણા તહેવારો છે તે આપણી જિંદગી ઉપર બહુજ અસર કરવાવાળા છે. જેમકે, હોળી આવવાની હોય ત્યારે મહિનો દોઢ મહિનો અગાઉથી છોકરાઓ મસ્તી કરવા માંડે છે અને ગાળાગાળીવાળા અપશબ્દો બોલવા માંડે છે. દિવાળી આવવાની હોય ત્યારે પણ ઘણા દહાડા અગાઉથી લોકો ખુશાલીમાં આવી જાય છે અને એને માટે કાંઇક કાંઇક તૈયારીઓ કરે છે. છોકરાઓ પંદર દિવસ અગાઉથી ફટાકડાઓ ફોડે છે અને તેની વાટ જુએ છે તેમજ સાતમનાં થેપલાં માટે પણ બૈરાંઓ બહુ હરખમાં આવી જાય છે અને પંદર દિવસ અગાઉથી દળણાં દળવા માંડે છે તથા એ વખત ઉપર ઘણી જાતની ધામધૂમ કરે છે. આવી રીતે આપણા દરેક તહેવારો આપણી ઉપર કોઇક ને કોઇક પ્રકારની ગંભીર અસર કરે છે, કારણ કે માણસોનો સ્વભાવ એવો છે કે, પોતાની જિંદગીમાં બનતા રોજના બનાવોમાંથી તેઓ ઘણું મેળવી શકતા નથી, કારણ કે તેઓને એમ લાગે છે કે, નાહવું એમાં શું ? ખાવું એમાં શું ? સૂવું એમાં શું ? ફરવુંહરવું તેમાં શું ? કંઇ વાતો કરવી તેમાં શું ? અને એવાંજ બીજાં રોજનાં કામો કરવાં એમાં તે શું શીખવા જેવું હોય અને એમાં તે શું સંભાળવા જેવું હોય ? એમાં કાંઇ માલ નહિ. પણ ઘણે દહાડે કે ઘણે મહિને જે તેહેવારો આવે, જેમાં કાંઇ માલપાણી ખાવા મળે, જેમાં કાંઇક સારું સારું પહેરવાઓઢવા મળે અને જેમાં રોજના કરતાં વધારે ચટકમટક લાગે તે કામ અને તે બનાવ તેઓને વિશેષતાવાળા લાગે છે, તેથી જિંદગીના રોજના બનાવો સાધારણ માણસો ઉપર બહુ અસર કરી શકતા નથી, પણ પ્રસંગોપાત્ત આવતા તહેવારો એવા લોકો ઉપર બહુ અસર કરી શકે છે.

## આપણે આપણા તહેવારોનાં રહસ્યો સમજવાં જોઈએ

જ્ઞાનીઓ એમ કહે છે કે, જેમ તારમાં વીજળી ચાલુ રાખવા માટે વચમાં વચમાં થોડે થોડે અંતરે બેટરીઓ રાખવી પડે છે, તેમ આપણી જિંદગીના તારમાં તત્ત્વ ભરવા માટે તહેવારો તે નવું જીવન આપનારી બેટરીઓ છે. જેમ વચમાં વચમાં બેટરીની મદદ વિના વીજળીનો પ્રવાહ તારમાં પૂરેપૂરો ચાલી શકે નહિ, તેમ તહેવારોના આનંદની મદદ વિના આપણી જિંદગીના તારમાં પૂરેપૂરો રસ રહી શકે નહિ; માટે યાદ રાખજો કે, જે તહેવારો છે તે કાંઇ નકામાં લફરાંઓ નથી, પણ આપણી જિંદગીમાં રસ પૂરનાર રસના કૂપાઓ છે. આપણા જીવનમાં નવી વીજળી લાવનાર બેટરીઓ છે. આપણા સંસારનાં સુખો વધારનાર આનંદનાં તળાવો છે અને આપણને પરમાર્થ શીખવનાર સદ્ગુરુઓ છે; એટલુંજ નહિ પણ આપણા તહેવારો તે આપણને પરમાત્માના રસ્તામાં લઇ જનારા મહાત્માઓ છે. માટે આપણે આપણા તહેવારોની ખૂબીઓ સમજવી જોઇએ અને બહુ વિચારપૂર્વક આપણા તહેવારોને આપણે ઊજવવા જોઇએ.

## આપણા તહેવારોમાં આપણી ઉન્નતિના ઘણા રસ્તાઓ છે

તહેવારોમાં આટલું બધું રહસ્ય છે તેનું કારણ એ છે કે, તે આપણી જિંદગી ઉપર બહુ બળવાન અસર કરી શકે છે અને તે અસર પણ કાંઈ કોઈ એકજ બાબતમાં નહિ પણ જિંદગીની બધી બાબતોમાં અસર કરી શકે છે. જેમકે ધર્મની બાબતમાં, નીતિની બાબતમાં, સંસારસુધારાની બાબતમાં, રાજકીય સુધારાની બાબતમાં, શારીરિક બળ ખીલવવાની બાબતમાં, માનસિક બળ મેળવવાની બાબતમાં, કેળવણી વધારવાની બાબતમાં અને આ જગતમાં આબાદ થવામાં તથા સ્વર્ગના રસ્તાઓમાં આગળ વધવામાં તે મદદ કરે છે. કારણ કે પવિત્ર સનાતન આર્યધર્મની એ એક મહાન ખૂબી છે કે, જિંદગીની દરેક બાબતમાં ધર્મ આવી શકે છે, કારણ કે આર્યોનું જીવન ધર્મમયજ છે. તેથી દુનિયાના બીજા કેટલાક ધર્મવાળાઓ ધર્મને અને વ્યવહારને જુદાજ સમજે છે, તેમ આપણા પવિત્ર ઋષિઓ કાંઇ ધર્મને અને વ્યવહારને જુદા સમજતા નહોતા, પણ સદ્વ્યવહાર એજ ધર્મ અને પવિત્ર

ચારિત્ર–શુદ્ધ આચાર તેજ ધર્મ અને એજ વ્યવહારની મુખ્ય ખૂબી તથા મુખ્ય કૂંચી, એમ સમજતા હતા. તેથી તેઓ વ્યવહારને અને ધર્મને જુદો પાડતા નહોતા, પણ એ બન્નેને એકજ સમજતા હતા. તેથી તેઓએ આપણા તહેવારોમાં આત્માના કલ્યાણની સાથે દેશના કલ્યાણની, રાજ્યના સુધારાની, જિંદગી વધારવાની અને બુદ્ધિબળ ખીલવવાની વગેરે જિંદગીને જરૂરની બધી બાબતોનો સમાવેશ કરેલો છે. અને તેમ છતાં એમાં ખૂબી એ છે કે, આવી જુદી જુદી બાબતો છતાં પણ તેનો પ્રવાહ જુદી જુદી દિશા તરફ વહેતો નથી, પણ એ બધાનો પ્રવાહ એકજ મૂળ ઉદ્દેશ તરફ વહે છે; તેથી બહારથી જુદા જુદા હેતુઓ દેખાવા છતાં પણ અંદરથી એકજ મૂળ તરફ જાય છે. માટે હવે આપણે આપણા તહેવારોનાં મૂળ શોધવાં જોઇએ અને એના અસલ હેતુઓ તરફ વળવું જોઈએ. જો એમ કરીએ તો આપણી ઉન્નતિ બહુ જલદીથી થઈ શકે, કારણ કે આપણી જિંદગી ઉપર આપણા તહેવારો બહુ અસર કરી શકે છે. માટે પ્રભુના હુકમને માન આપી આપીને બુદ્ધિયોગ સાધવો જોઇએ અને વિચારી વિચારીને કામ કરતાં શીખવું જોઇએ.

## હાલમાં આપણા તહેવારો આપણને શું શીખવે છે?

આ બધા ઉપરથી આપણે સમજી શકીએ તેમ છીએ કે, આપણી જિંદગીમાં ઉપયોગી થઇ શકે તેવી બધી જરૂરની બાબતો આપણા તહેવારોમાં ભરેલી છે, એટલુંજ નહિ પણ એ જુદી જુદી બાબતોના મૂળ હેતુઓ એકજ છે અને તે બધાનો તાર એકજ દિશા તરફ તથા એકજ મહાન તત્ત્વ તરફ જાય છે. પણ અફસોસ કે, આ બધું તત્ત્વ તેના અસલ સ્વરૂપમાં આપણે જાણતા નથી, તેથી હાલમાં આપણા તહેવારો આપણને જુદી જુદી દિશા તરફ ખેંચે છે. જેમકે, મકરસંક્રાંતિ દાન આપવાનું શીખવે છે એ એક દિશા છે. પણ હોળીનો તહેવાર આપણાં બાળકોને ભૂંડું બોલતાં શીખવે છે અને જન્માષ્ટમીનો તહેવાર આપણાં ઘણાં ભાઇબહેનોને જુગાર રમતાં શીખવે છે એ તેથી તદ્દન વિરુદ્ધ છે અને ઊલટી દિશામાં લઇ જનાર છે. તેમજ બળેવનો તહેવાર પાપની માફી માગતાં શીખવનાર છે એ એક દિશા છે, જ્યારે દુર્ગાપૂજન, ગણેશચોથ, શિવરાત, રામનવમી, લક્ષ્મીપૂજન વગેરે આપણને જુદા જુદા દેવોની પૂજા કરતાં શીખવે છે; એટલુંજ નહિ પણ એ

દેવો વચ્ચે બહુજ ભિન્નતા છે એમ શીખવે છે અને સીવવાળાઓ વિષ્ણુનું નામ લેતાં છેડાઇ જાય તથા વિષ્ણુવાળાઓ શિવનું નામ લેતાં અભડાઇ જાય એટલી બધી જુદાઇ હાલના લોકો દેવોમાં સમજે છે. તેથી અસલના ઋષિઓનો જે મહાન સિદ્ધાંત હતો કે, એકજ ઇશ્વરને પૂજવો, તે સિદ્ધાંત ઉપર આપણે પાણી ફેરવીએ છીએ અને અસલ સિદ્ધાંતથી જુદીજ દિશામાં જઇએ છીએ. આવી રીતે તહેવારોનો અર્થ સમજવામાં, તેના હેતુઓ જાણવામાં અને તેનું રહસ્ય આપણી જિંદગીમાં ઉતારવામાં આપણે બહુજ બેદરકાર બનેલા છીએ; એટલુંજ નહિ પણ એ બાબતોમાં હાલમાં આપણને કાંઇ પણ જ્ઞાન નથી, તેથીજ આપણો સંસાર દુઃખી છે, આપણી નીતિ મોળી છે, આપણો ધર્મ ઢીલો છે, આપણો દેશ દુઃખી છે અને આપણે નમાલા છીએ. માટે એ સ્થિતિમાંથી છૂટવા સારુ આપણે આપણા તહેવારોનાં અસલ રહસ્યો સમજવાં જોઇએ અને આપણી જિંદગીમાં તેનો રૂડો લાભ લેવાય તેવી રીતે તેને ઊજવવા જોઇએ.

## રામનો જન્મદિવસ

રામનવમીના તહેવારને દિવસે પ્રથમ પરમાત્માની એવી પ્રાર્થના કરવી કેઃ—

હે પરમકૃપાળુ પિતા! આજે×રામનવમી છે, એટલે રામના જન્મની તિથિ છે. જે રામના જશ ઘેરેઘેર ગવાઇ રહ્યા છે, જે રામની મૂર્તિ હજી સુધી પૂજાયા કરે છે, જે રામના ચરિત્રમાંથી લાખો માણસોની જિંદગી સુધરી છે અને જે રામના નામથી હજારો ભક્તોએ શાંતિ મેળવી છે તથા હજી પણ મેળવે છે, તે ભગવાન રામચંદ્રની આજે જન્મતિથિ છે, તેની ખુશાલીમાં આજે ઉત્સવ છે; તેથી સરકારી ઑફિસો બંધ છે, દુકાનો બંધ છે, કારખાનાંઓ બંધ છે, બેંકો બંધ છે અને બજારો બંધ છે. આજે રામલીલાનાં નાટકો થશે, આજે રામનો રથ નીકળશે, આજે ઠેકાણે ઠેકાણે મેળા ભરાશે, આજે લોકો ઉપવાસ કરવાનાં, ફરાળ કરવાનાં તથા બ્રહ્મચર્ય રાખવાનાં વ્રત પાળશે. આજે લોકો ગરીબોને દાન આપશે, આજે લોકો જાગરણ કરીને હરિકથા સાંભળશે, આજે ઠેકાણે ઠેકાણે રામના ચરિત્રનાં વખાણ ગવાશે અને હે

× એજ પ્રમાણે જે તહેવાર હોય તે તહેવારનું નામ લેવું અને તેને લગતી હકીકતો તથા સંજોગો પ્રમાણે પ્રાર્થના કરવી.

પ્રભુ! આજે લાખો હરિજનો તારા ગુણુ ગાઇ ગાઇને આનંદ પામશે તથા વારંવાર તારો ઉપકાર માનશે અને એમ કરી કરીને તેમાંથી આત્મિક દિલાસો મેળવશે.

હે પ્રભુ! અમે જાણીએ છીએ કે, મહાત્માઓએ જે જે તહેવારો ઠરાવ્યા છે, તે આનંદ મેળવવા માટે છે. જીવને ઊંચે ચડાવવા માટે છે. સંસારના મોહમાં ફસાઇ રહેલા જીવોને કાંઇક પોતાના સ્વાર્થનો ત્યાગ કરતાં શીખવવા માટે છે. વ્યવહારની ઉપાધિના તાપમાં તપી રહેલાઓને વચમાં વચમાં દિલાસો આપવા માટે તહેવારો છે. પરમાર્થ શીખવા માટે તહેવારો છે. પ્રભુના ગુણુ ગાવા તથા પ્રભુનો ઉપકાર માનવા માટે તહેવારો છે. મન વશ રાખતાં શીખવા માટે તહેવારો છે અને તારાં ગુણગાન કરવા માટે તહેવારો છે; કાંઇ ઉપલક મોજમજા કરવા માટેજ તહેવારો નથી; કાંઇ ફક્ત સારું સારું ખાવાપીવા માટેજ તહેવારો નથી; કાંઇ ફક્ત નજીવી નજીવી "બચ્ચાંના ખેલ જેવી" રમતગમત કરવાને માટેજ તહેવારો નથી અને કાંઇ વગરજરૂરના એશઆરામ કરવા માટેજ તહેવારો નથી; પણ નવું જીવન મેળવવા માટે તહેવારો છે. વ્યવહારની જંજાળનો થાક ઉતારવા માટે તહેવારો છે. સંસારમાં સ્વર્ગ અનુભવવા માટે તહેવારો છે. ભ્રાતૃભાવ વધારવા માટે તહેવારો છે. ગરીબોને મદદ કરવા માટે તહેવારો છે અને સર્વશક્તિમાન પરમકૃપાળુ પિતા મહાન ઈશ્વરનો મહિમા સમજવા માટે તથા અજ્ઞાન લોકોમાં એ મહિમા વધારવા માટે તહેવારો છે. પણ અફસોસ કે, હે નાથ! અમારાથી એમાંનું કાંઈ પણ બનતું નથી, પણ ઉપલક મોજમજામાં ને નજીવી રમતગમતમાંજ અમારા તહેવારોના દિવસો ચાલ્યા જાય છે. માટે હે પરમકૃપાળુ પિતા! તહેવારના હેતુઓ સમજવાની અને તે પ્રમાણે વર્તવાની અમને સદ્બુદ્ધિ આપ.

હે પ્રભુ! આજે રામનવમીનો ઉત્સવ છે, તે માટે વિચાર કરતાં મને એમ લાગે છે કે, ભગવાન રામચંદ્ર સમર્થ મહાત્મા હતા, તેમનું ચરિત્ર પવિત્રમાં પવિત્ર હતું, તેમનું જીવન અનુકરણ કરવા જેવું હતું અને તેમના સદ્ગુણો નમૂનારૂપ હતા. જેમકે, પુત્ર તરીકે રામ માતા-પિતાની પૂરેપૂરી આજ્ઞા પાળનારા હતા. ભાઇઓ સાથેનો રામનો સંબંધ અલૌકિક હતો. પતિ તરીકે રામનો સીતા ઉપરનો પ્રેમ અનહદ હતો. રાજા તરીકે રામનું નામ

આખી દુનિયામાં હજી સુધી વખણાય છે. પિતા તરીકે લવ–કુશ ઉપર વાત્સલ્યપ્રેમ રાખવામાં રામ નમૂનારૂપ હતા. મિત્રસંબંધમાં સુગ્રીવ તથા વિભિષણ વગેરેની સાથે રામની ઉદારતા ને રામનો સ્નેહ વારંવાર યાદ કરવા જેવો હતો. હનુમાન, જાંબવાન, નલ, નીલ, અંગદ વગેરે નોકરોની ઉપર કૃપા રાખવામાં રામના જેવા બીજા કોઈ થયા નથી અને ગુરુ વસિષ્ઠ મહારાજનું ઊંચું જ્ઞાન સમજવામાં તથા તેમની આજ્ઞા પાળવામાં રામ જેવા શિષ્ય પણ જગતમાં વિરલજ હોય છે. એટલુંજ નહિ પણ જેમને એકપત્નીવ્રત હતું, જેમનું એકવચન હતું અને જેમને એક બાણ હતું, એવા જે બહાદુર હતા, એવા જે જ્ઞાની હતા, એવા જે નીતિના નમૂનારૂપ હતા, એવા જે કર્તવ્યપરાયણ હતા અને એવા જે ધર્મના અવતાર હતા, તે મહાત્મા રામચંદ્રના જન્મ–દિવસનો આજે ઉત્સવ છે. માટે તેમના એવા ગુણોને યાદ કરવા જોઈએ અને તે ગુણો અમારામાં આવે એવી અમારે કોશિશ કરવી જોઈએ. જો એમ થાય તોજ રામનવમીના તહેવારની સાર્થકતા થયેલી ગણાય. પણ આવા કાંઈ પણ ઉચ્ચ હેતુઓ વિના ગાડરિયા પ્રવાહની પેઠે લોકાચારની રીત પ્રમાણે મંદિરમાં જે જે કરી આવીએ ને નહિ પચી શકે એવી વસ્તુઓનું ફરાળ કરીએ ને સારાં સારાં લૂગડાં પહેરીને નાટકચેટકમાં જઈએ, એજ કાંઈ તહેવારની સાર્થકતા નથી; છતાં પણ અફસોસ કે, હે પ્રભુ ! હજી સુધી અમે એવામાંજ પડ્યા રહ્યા છીએ. માટે હવે તો અમને સદ્બુદ્ધિ આપ અને એવા અજ્ઞાનપણામાંથી તથા એવા પોલંપોલપણામાંથી છોડાવવાની કૃપા કર, કૃપા કર, કૃપા કર.

સૂચના:–બંધુઓ ! આવી રીતે દરેક તહેવારોનો અર્થ તથા તેના હેતુઓ સમજવા જોઈએ અને તેમાંથી આપણી જિંદગીમાં કાંઈક ઉચ્ચતા લાવવી જોઈએ; કારણ કે જિંદગીના તારમાં નવી વીજળી ભરવા માટે જુદા જુદા તહેવારો એ જુદી જુદી જાતની વીજળી ઉત્પન્ન કરનારી બૅટરીઓ છે. માટે યાદ રાખજો કે, આપણા દરેક તહેવારમાં કાંઈક ઊંડું રહસ્ય છે, પણ એ સમજવાની તથા તેને ઉપયોગમાં લેવાની આપણે કોશિશ કરતા નથી તેથીજ આપણે પાછળ રહી જઈએ છીએ, તેથીજ આપણે મોળા પડી જઈએ છીએ, તેથીજ આપણે કર્તવ્યભ્રષ્ટ થતા જઈએ છીએ અને તેથીજ આપણે ઈશ્વરથી વિમુખ થતા જઈએ છીએ. માટે આપણે

આપણા મુખ્ય મુખ્ય તહેવારોના અર્થ અને તેના હેતુઓ સમજવા જોઇએ. જો કોઇ સમર્થ વિદ્વાન આપણને એ રહસ્ય સમજાવે અને કોઈ શ્રીમંત ઇનામો આપી એવી જાતના ગ્રંથો રચાવી આપણા બંધુઓમાં ફેલાવે, તો એ પણ દેશની બહુ સારી સેવા કરેલી ગણાય; કારણ કે જો આપણે આપણા તહેવારોની ઉત્પત્તિ ને તેનું રહસ્ય સમજીશું, તો કોઇક દિવસ પણ તેમાંનું કાંઇક પણ પાળવાની ઇચ્છા થશે; માટે એ રહસ્ય જાણવાની ખાસ જરૂર છે.

## જન્માષ્ટમીનું રહસ્ય

રામનવમીના તહેવારની ઉપર હકીકત કહી, તેજ પ્રમાણે જન્માષ્ટમી માટે પણ સમજવાનું છે કે, એ પવિત્ર દિવસે મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાનનો જન્મ થયો હતો. મહાત્મા શ્રીકૃષ્ણે પોતાનાં માબાપનાં બંધનો દૂર કર્યાં હતાં. પોતાના બંધુઓને ઇન્દ્રના કોપમાંથી બચાવ્યા હતા; જરાસંધ, કંસ, કાળયવન વગેરે દુષ્ટ રાજાઓનો નાશ કરી તેણે રૈયતને દુઃખમાંથી છોડાવી હતી; ધર્મના પક્ષમાં રહીને અધર્મી કૌરવોનો તેણે સંહાર કરાવ્યો હતો; મનુષ્યજાત ઉપરજ તેનો પ્રેમ હતો એટલુંજ નહિ, પણ ગાયો તથા વાંદરાંઓ જેવાં જનાવરો ઉપર પણ તેનો બેહદ પ્રેમ હતો. પોતાના બંધુઓના કલ્યાણ સારુ મહાભયંકર જોખમો ખેડીને કાળીનાગ જેવાં મહાદુઃખદાયક પ્રાણીઓનો તેણે સંહાર કર્યો હતો અને દુનિયાના અંતપર્યંત આખી દુનિયામાં જેનું જ્ઞાન વખણાયા કરશે, તથા જેના સિદ્ધાંતો જુદા જુદા રૂપમાં પળાયા કરશે, એવા ગીતારૂપી જ્ઞાનનો જેણે જગતને મહાન વારસો આપેલો છે, તે મહાત્માના જન્મનો દિવસ તે જન્માષ્ટમી છે, માટે આ બધી વાતો યાદ કરીને એવા ગુણો આપણામાં આવે એમ આપણે કરવું જોઇએ. જો એમ કરતાં આવડે તોજ એ તહેવારની સાર્થકતા થયેલી ગણાય.

## શ્રાદ્ધની ખૂબી

આવીજ રીતે શ્રાદ્ધના દિવસોમાં જ્યારે આપણા પિતૃઓની તિથિ હોય, ત્યારે આપણે તેમના ગુણો યાદ કરવા જોઇએ. જેમકે અમારા પિતૃઓ મહાજ્ઞાની હતા, અમારા પૂર્વજો બહુ બહાદુર હતા, અમારા પૂર્વજો મોતનો ભય રાખતા નહોતા, અમારા પૂર્વજો ભ્રષ્ટતાવાળી પરદેશી ચીજો વાપરતા નહોતા, અમારા પૂર્વજો પોતાના બંધુઓ ઉપર અતિશય પ્રેમ રાખતા હતા અને એક-

બીજાને મદદ કરતા હતા. અમારા પૂર્વજો બહુ ઉદ્યોગી હતા અને અમારા બાપદાદા પોતાનો સ્વધર્મ પાળવામાં બહુ શ્રદ્ધાવાળા હતા. માટે સ્વર્ગમાં રહેલા તેઓના આત્માને રાજી કરવા સારુ અને તેઓના આશીર્વાદો મેળવવા સારુ આપણે તેઓના સદ્ગુણોનું અનુકરણ કરવું જોઇએ. એમ કરવું તેનુંજ નામ પિતૃશ્રાદ્ધ છે અને એમ કરવું એજ શ્રાદ્ધની સાર્થકતા છે. માટે હવે અંધશ્રદ્ધામાં નહિ પડયા રહેતાં, આવી રીતે આપણે તહેવારોનાં કારણો સમજવાં જોઇએ અને જો એ જાણવાની કોશિશ કરીએ તો એમાંથી ઘણુંય મહાન સત્ત્વો જડયા વિના રહે નહિ.

## વિજયાદશમી

વિજયાદશમીને દિવસે ગરીબોને દુઃખ દેનાર મહાબળવાન રાક્ષસ રાવણને રામે માર્યો હતો. પોતાની ઉપર તદ્દન ગેરવાજબી રીતે જુલમ કરનાર કૌરવોની સામે વિજયાદશમીને દિવસે પાંડવોએ હથિયાર ઉપાડયાં હતાં અને દિલ્હીના મુસલમાન બાદશાહોના અંધેર વખતે તેઓના સૂબાઓની સામે લડવા સારુ રજપૂતો તથા મરાઠા સરદારો દશેરાને દિવસે પોતાની હદ છોડીને દુશ્મનોના મુલકમાં આગળ વધતા હતા. કારણ કે વિજયાદશમી એ મોટી ફતેહ મેળવવાનું વગરપૂછયું શુભ મુહૂર્ત ગણાય છે. માટે આપણે પણ આપણું પોતાનું તથા આપણા દેશનું કલ્યાણ થાય એવા વિજયાદશમીને દિવસે કાંઇક મહાન પરાક્રમો કરવાના પાયા નાખવા જોઇએ; પણ તેમાં એ વિચાર કરવો જોઇએ કે, પરમાત્માની કૃપાથી નામદાર અંગ્રેજ સરકારના પ્રતાપી શાંતિદાયક રાજ્યમાં હાલમાં આપણને કાંઇ કોઇની સાથે હથિયારોથી લડવું પડે તેમ નથી, પણ હવે કાયદાપૂર્વક હુન્નરકળાની લડાઇ કરવાની છે. વેપારધંધાની હરીફાઈની લડાઇ કરવાની છે. આપણા માલ માટે પરદેશનાં બજારો ખુલ્લાં રાખવાની લડાઇ લડવાની છે. બીજા દેશોમાં આપણા હક જાળવવા માટે કાયદાની રીત પ્રમાણે બુદ્ધિપૂર્વક લડાઇ કરવાની છે. રાજ્યમાં પ્રજાનો અવાજ હોવોજ જોઇએ એવી લોકલાગણી જગાડવા માટે રાજ્યના વફાદાર રહીને મહાન ગર્જના કરવાની છે. પરદેશી ચીજો વાપરવાથી આપણા દેશની હુન્નરકળાનું કેવી રીતે સત્યાનાશ વળી જાય છે, તેથી આપણા બંધુઓ કેવી અધમ દશામાં આવી પડે છે તે સમજવું અને તે આપણા અજ્ઞાન બંધુઓને સમજાવવું તથા પરદેશી

ચીજોની આયાત સામે દેશી ચીજો બજારમાં રજૂ કરવી અને તે બન્નેની હરીફાઈમાં પરદેશી ચીજોની ઉપર દેશી ચીજોને ફતેહ મળવા દેવી, એમ કરવું એ આપણું કામ છે. પણ એ ક્યાં બને એ ખબર છે? જ્યારે પરદેશી ચીજો કરતાં આપણા દેશની ચીજો વધારે સારી હોય, વધારે સસ્તી હોય, વધારે સગવડભરેલી હોય, વધારે ટકાઉ હોય, વધારે સુંદર હોય અને બીજા ઘણી જાતના વધારે ફાયદાવાળી હોય ત્યારેજ તે પરદેશી વસ્તુઓની ઉપર જીત મેળવી શકે. માટે યાદ રાખજો કે, હવે આજના વખતમાં દયાળુ અંગ્રેજ સરકારના શાંતિના રાજ્યમાં કાંઇ હથિયારથી લડવાનું નથી, પણ કાયદાની રીત પ્રમાણે કાયદાને આપણી બાજુમાં લઇને લડવાનું છે, રાજ્યની મદદમાં રહીને લડવાનું છે, કલમથી લડવાનું છે, વેપારથી લડવાનું છે અને હુન્નરકળાથી લડવાનું છે. કાંઇ જંગલીઓની પેઠે કે રાક્ષસોની પેઠે લડવાનું નથી, પણ મિત્રતા રાખીને શરતો જીતવાની ને ઇનામો મેળવવાની લડાઇ કરવાની છે. માટે વિજયાદશમીને દિવસે હવે આપણે એવી જાતના વિજય મેળવતાં શીખવું જોઇએ.

## ધનતેરસનો તહેવાર કેવી રીતે ઊજવવો જોઇએ?

ધનતેરસના તહેવારના દિવસે લક્ષ્મીપૂજન કરવાનો રિવાજ છે, પણ લક્ષ્મીપૂજન એટલે શું એ તમને ખબર છે? આપણે થાળીમાં રૂપિયા મૂકીને તેને દૂધથી ધોઇએ, તે ઉપર કંકુ છાંટીએ અને તે ઉપર ફૂલ ચડાવીએ તથા તેની આરતી ઉતારીએ, એ કાંઇ લક્ષ્મીપૂજન કહેવાય નહિ. પણ મહાત્માઓ કહે છે કે, લક્ષ્મીને રાજી રાખવી તેનું નામ લક્ષ્મીપૂજન છે અને તે લક્ષ્મી શાથી રાજી રહે છે, એ તમને ખબર છે? ધનધાન્યની વૃદ્ધિ થાય તેથી લક્ષ્મી રાજી રહે છે. ધનનો સારો ઉપયોગ થાય તેથી લક્ષ્મી રાજી રહે છે, નાણું બહુ છૂટથી સૌ ઠેકાણે હરતુંફરતું રહે તેથી લક્ષ્મી રાજી થાય છે, પરદેશની લક્ષ્મી આપણા દેશની લક્ષ્મીને મળવા આવે તેથી આપણા ઘરની લક્ષ્મી રાજી થાય છે. રાજ્યલક્ષ્મીની સાથે આપણા ઘરની લક્ષ્મીને દોસ્તી થાય તો ગૃહલક્ષ્મી રાજી થાય છે અને જૂનાં ખંડેરોમાં દટાઇ રહેલી, ખનીજરૂપે ખાણોમાં પડી રહેલી, વનસ્પતિરૂપે જંગલોમાં સડી જનારી તથા રસકસરૂપે ખેતરોમાં ભરાઇ રહેલી, પોતાની બહેનપણી લક્ષ્મીને બહાર કાઢવાથી આપણા ઘરની લક્ષ્મી રાજી થાય છે, એટલુંજ નહિ

પણ આપણાં સત્કર્મોથી સ્વર્ગના દેવોને રાજી કરીને તેઓની પાસે રહેલી લક્ષ્મીને અહીં લઇ આવવાથી આપણી લક્ષ્મી રાજી થાય છે. અને આવી રીતે આપણા દેશની તથા ઘરની લક્ષ્મીને રાજી કરવી તેનુંજ નામ લક્ષ્મીપૂજન છે. કાંઇ થોડાક રૂપિયાને દૂધથી ધોઇને તેની પાસે ધૂપદીવો કરવાથી લક્ષ્મી રાજી થઇ જતી નથી. માટે જો સાચું લક્ષ્મીપૂજન કરવું હોય તો લક્ષ્મીની વૃદ્ધિ થાય તેમ કરવું જોઇએ. લક્ષ્મીનો સદુપયોગ થાય તેમ કરવું જોઇએ અને લક્ષ્મી હરતીફરતી રહે તેમ કરવું જોઇએ. તેને બદલે દરિદ્રી રહીએ, મખ્ખીચૂસ થઇએ અને પૈસાને તિજોરીમાં પૂરી રાખીએ તેથી કાંઇ લક્ષ્મી રાજી થાય નહિ. અને લક્ષ્મી ઉપર આવો જુલમ કર્યા પછી ધનતેરસને દિવસે થોડાક રૂપિયાને દૂધે ધોવાથી ને તેની ઉપર ફૂલ ચડાવવાથી કાંઇ લક્ષ્મીદેવી પોતાની પૂજા થઇ ગયેલી માની લે નહિ માટે હવે તો આપણે આપણા તહેવારનાં આવાં રહસ્યો સમજીને તેનો વધારે સારી રીતે લાભ લેતાં શીખવું જોઇએ.

## શારદાપૂજન

દિવાળી એ શારદાપૂજનનો દિવસ છે, પણ આપણે માત્ર ચોપડાઓમાં શ્રીલક્ષ્મીજીની મહેર છે, શ્રીગણપતિજી સહાય છે, શ્રીદ્વારકાનાથજીની સહાય છે, શ્રીનાથજીની કૃપા છે. ભંડાર ભરપૂર છે, વગેરે આઠદસ લીટીઓ લખી દઇએ છીએ અને ચોપડા ઉપર અબીલગુલાલ છાંટી ધૂપદીવો કરી તેની આરતી ઉતારીએ છીએ. અને ગળ્યું મોઢું કરવા માટે સાકર, પતાસાં કે ગોળધાણા ખાઇએ છીએ અને તેનેજ શારદાપૂજન માન્યા કરીએ છીએ. પણ અફસોસ કે, આપણને કોઇ પણ દિવસ એમ વિચાર પણ થતો નથી કે શું સરસ્વતીનું પૂજન આવું હોય ? જે સરસ્વતીની કૃપાથી દુનિયા આબાદ રહે છે, જે સરસ્વતીની કૃપાથી પ્રાણીમાત્ર સુખી રહે છે, જે સરસ્વતીની સહાયતાથી સંસારમાં સ્વર્ગ ભોગવી શકાય છે, જે સરસ્વતીની સહાયતાથી જીવાત્માને ઉન્નતિના રસ્તામાં ઊડવાની પાંખો મળી શકે છે, જે સરસ્વતીની સહાયથી સૌની ઉપર ધણીપણું ભોગવી શકાય છે, જે સરસ્વતીની સહાયથી મહાપાપોને બાળી શકાય છે, જે સરસ્વતીની સહાયથી કચરામાંથી સોનું બનાવી શકાય છે, જે સરસ્વતીની સહાયથી અમરપણું મેળવી શકાય છે અને જે સરસ્વતીની સહાયથી મોક્ષ મેળવી

શકાય છે, એટલુંજ નહિ પણ જે સરસ્વતી ( જ્ઞાન ) પોતેજ ખાસ ભગવાનનુંજ રૂપ છે અને જે સરસ્વતીના સૌંદર્યથી, આકર્ષણથી, મોહિનીથી તથા રહસ્યથી લોભાઇને જગત ઉત્પન્ન કરનારા ખુદ બ્રહ્મા પણ જેની પાછળ દોડ્યા હતા તે સરસ્વતીનું પૂજન કોરા ચોપડામાં એક પાના ઉપર પોતાની મરજી પડે તેમ અથવા ચાલતી આવેલી રીત પ્રમાણે પાંચદસ લીટી લખીને તથા તેને ફૂલપાન ચડાવી તેની આરતી ઉતારવામાંજ માની લેવું, એ શું સરસ્વતીની સાચી પૂજા છે ? એવા પૂજનથી આપણા આત્માને સંતોષ મળે ખરો કે ? અને એવા પૂજનથી સરસ્વતી પ્રસન્ન થાય ખરી કે ? બંધુઓ, કહો કે નહિજ. થોડાં વરસો પહેલાં અંધકારના વખતમાં જ્યારે બીજાં કાંઈ સારાં સાધનો નહોતાં,ત્યારે જે લોકોએ આવી જાતનું માત્ર નામનું પૂજન પણ સાચવી રાખ્યું તેઓનો એ મોટો ઉપકાર છે અને એ પછીના અજ્ઞાન લોકોને " સાપ ગયા ને લિસોટા રહ્યા " જેવાં એવા માત્ર શારદાના નામના પૂજનમાંથી પણ સંતોષ થતો હોય તો એ જુદી વાત છે, પણ હવે તો આપણી આંખો ઊઘડેલી છે અને જમાનો ફરતો જાય છે, માટે હવે આપણે અસલનું રહસ્ય સમજીને શારદા પ્રસન્ન થાય તેવી રીતે તેનું પૂજન કરવું જોઇએ. એવું પૂજન કેમ થાય ?એ માટે વિદ્વાનો કહે છે કે, જે શારદાના ઉપાસકો છે, તેવા વિદ્વાનોની સેવા કરવી એનું નામ શારદાપૂજન છે, શ્રીમંતોએ પોતાને ઘેર પંડિતોને બોલાવવા અને તેમની જ્ઞાનચર્ચા સાંભળવી તથા તેમનો યથાયોગ્ય સત્કાર કરવો. તેનું નામ શારદાપૂજન છે. નવાં પુસ્તકો લખવાં તથા ઇનામો આપીને લખાવવાં તેનું નામ શારદાપૂજન છે. પાસ થયેલા વિદ્યાર્થીઓને ઇનામો આપવાં ને તેઓના ઉત્સાહને વધારવો તેનું નામ શારદાપૂજન છે. પ્રજાકીય કોલેજો તથા યુનિવર્સિટીઓ સ્થાપવી તેનું નામ શારદાપૂજન છે. હુન્નરકળાની કેળવણી વધારવી તેનું નામ શારદાપૂજન છે. ઊંચી જાતની કેળવણી લેવાની ગરીબોને સગવડો કરી આપવી તેનું નામ શારદાપૂજન છે. દેશની આબાદી વધે તેવી નવી નવી જાતની શોધો કરવી તથા કરાવવી તેનું નામ શારદાપૂજન છે. પ્રાચીનકાળની જે વિદ્યાઓ નાશ પામી છે તેને સજીવન કરવી તેનું નામ શારદાપૂજન છે. હાલના વખતમાં જે નવાં નવાં વિજ્ઞાનનાં તત્ત્વો શોધાતાં જાય છે, તેને ખીલવવાં તેનું નામ શારદાપૂજન છે. શરૂઆતની મૂળ કેળવણી મફત તથા ફરજિયાત

બનાવવી તેનું નામ શારદાપૂજન છે. શાસ્ત્રોનાં રહસ્યો સમજીને લોકોની ધર્મની ભાવના દૃઢ કરવી તેનું નામ શારદાપૂજન છે. સારામાં સારાં પુસ્તકો સસ્તામાં સસ્તી કિંમતે ફેલાવવાં તેનું નામ શારદાપૂજન છે. નવી નવી લાઇબ્રેરીઓ ખોલવી અને ગરીબોને સારું વાચન મફત પૂરું પાડવું તેનું નામ શારદાપૂજન છે અને પોતાના બંધુઓમાં ઈશ્વરના મહિમાનું જ્ઞાન ફેલાવવું, મનુષ્યમાં રહેલી મહાન આત્મિક શક્તિઓ ખીલવવી અને જગતનું કલ્યાણ થાય એવા પણ હજી સુધી છૂપા રહેલા કુદરતના ભેદો સમજાય એવા ઉપાયો કરવા તેનું નામ શારદાપૂજન છે. માટે શારદાપૂજનને દિવસે જો ખરેખરી રીતે શારદાનું પૂજન કરવું હોય અને શારદાદેવીને પ્રસન્ન કરી તેના આશીર્વાદો મેળવવા હોય તો આવી રીતની પૂજા કરવી જોઇએ. એમ કર્યા વિના ચાલતી આવેલી રીત પ્રમાણે કોરા ચોપડામાં માત્ર પાંચદસ લીટીઓ લખી દેવાથી કાંઇ શારદા પ્રસન્ન થઇ જાય નહિ ! માટે હવે તો અર્થ સમજીને, હેતુઓ સમજીને અને અંદરનું રહસ્ય સમજીને અંતરના ઉમળકાથી આપણે દરેક કામો કરવાં જોઈએ.

## બધી જાતના કિલ્લાઓ કરતાં અન્નના કિલ્લાઓ વધારે શ્રેષ્ઠ છે

બેસતા નવા વરસને દહાડે અન્નકોટનો ઓચ્છવ હોય છે. એ મહાન ઉત્સવ છે અને એમાં બહુ વિશાળ અર્થ રહેલો છે; પણ અફસોસ કે એનું રહસ્ય પણ આપણા લોકો સમજતા નથી અને એ ઉત્સવ પણ બચ્ચાંના ખેલ જેવો બની ગયો છે. તેથી માત્ર વૈષ્ણવધર્મનાં મંદિરોમાંજ ઠાકોરજી પાસે કેટલીક જાતની મીઠાઇઓ તથા શાકભાજી વગેરે ભોજનોની વસ્તુઓના નાનામોટા ઢગલા કરી તેનાં દર્શન કરાવે છે અને તે પ્રસાદ વૈષ્ણવોને આપી ઘણે ઠેકાણે તેમાંથી પણ પૈસા પેદા કરવાનો ધંધો ચલાવે છે. એટલે એવી બાબતો ઉપર કેળવાયેલા લોકોની જેવી જોઇએ તેવી શ્રદ્ધા રહી શકતી નથી. પણ આપણા તહેવારોના મૂળ હેતુઓ સમજનાર અનુભવી મહાત્માઓ કહે છે કે, અન્નકૂટના ઉત્સવમાં બહુ ગંભીર અર્થ રહેલો છે, કારણ કે એ ઉત્સવ નવું વરસ બેસે તેજ દિવસે હોય છે અને તેનું નામજ "અન્નકૂટ" એટલે કે અન્નના કિલ્લા છે. અને યાદ રાખજો કે, જે લોકોને ઘેર બેસતા વરસને પહેલે દહાડેજ અન્નના કોટ હોય, એટલે કે ઘણા વખત

સુધી ચાલે એવા અનાજના ઢગલાઓ હોય અને અનાજના ભંડારો ભરેલા હોય, તે પ્રજાની પાસે દુકાળ કેવી રીતે આવી શકે? તે પ્રજાની પાસે અન્નના કોટ તોડીને ઘણી જાતનાં દુઃખદરદો ક્યાંથી આવી શકે? અને જે પ્રજાની પાસે બેસતા વરસને દહાડેજ અન્નના ઢગલાઓ હોય તથા અન્નના કોટનાજ ઉત્સવો થતા હોય, તે પ્રજા પાસે ભૂખમરો ક્યાંથી આવી શકે? નજ આવી શકે. કારણ કે બેસતા વરસને દહાડેજ જેની પાસે અન્નના ભંડારો ભરેલા હોય અને જેને ત્યાં અન્નકોટના ઓચ્છવો થતા હોય, ત્યાં એ ઓચ્છવો તો એ આખું વરસ આબાદીમાં જવાની ગેરન્ટી છે. જ્યાં અન્નકોટના ઓચ્છવો થતા હોય ત્યાં એ ઓચ્છવો તે એ વરસમાં દુકાળનું દુઃખ ન આવવાની સાબિતી છે. જ્યાં અન્નકોટના ઓચ્છવો થતા હોય ત્યાં એ ઓચ્છવો એજ પ્રજાની સુખશાંતિ તથા આબાદીનો પુરાવો છે અને જ્યાં અન્નકોટના ઓચ્છવો થતા હોય ત્યાં એ ઓચ્છવો એજ પ્રજા પ્રજા વચ્ચેનો, રાજા–પ્રજા વચ્ચેનો તથા મનુષ્ય અને ઈશ્વર વચ્ચેનો સંબંધ માનભરેલો છે એમ બતાવનારું સર્ટિફિકેટ છે. કારણ કે લાકડાના કોટ કરતાં, માટીના કોટ કરતાં, હથિયારના કોટ કરતાં અને ચાંદીસોનાના કોટ કરતાં પણ અન્નનો કોટ વધારે મજબૂત છે. કારણ કે જો અન્ન ન હોય તો ચાંદીસોનાના, લોખંડના કે દારૂગોળાના કિલ્લાઓ કાંઇ પણ કામ આવી શકે નહિ. જો અન્ન ન હોય તો બધા કિલ્લાઓ રખડતા મૂકીને ભાગી જવું પડે. માટે યાદ રાખજો કે, બીજા બધી જાતના કિલ્લાઓ કરતાં અન્નનો કોટ વધારે મજબૂત છે. પણ અફસોસ કે આપણી જિંદગીનો જે મુખ્ય આધાર છે તે અન્ન અત્યારે પરદેશમાં ચાલ્યું જાય છે. તેથી દિનપ્રતિદિન આપણા દેશમાં અતિશય મોંઘારત વધતી જાય છે; ગરીબાઇ વધતી જાય છે અને ભૂખમરો વધતો જાય છે. છતાં પણ આપણા દેશમાંથી પરદેશ ચાલ્યા જતા અન્નને ત્યાં જતું અટકાવવાના રીતસર ઉપાયો કોઇ કરતું નથી અને સાપ ગયા ને લિસોટા રહ્યા, તેની પેઠે મંદિરોમાં માત્ર નામનાજ અને તે પણ કમાણી કરવા સારુજ અન્નકોટ થાય છે. હાલમાં આવી આપણા તહેવારોની સ્થિતિ છે, આવી આપણા તહેવારોની રીતિ છે અને આવી આપણા તહેવારોની નીતિ છે અને મહાત્માઓએ સ્થાપેલા પ્રભુને અર્થે પાળવાના તહેવારોના ઉત્સવોના પોતાનાજ જ્યારે આવા બૂરા હાલ છે ત્યારે આપણા તો સારા હાલ હોયજ ક્યાંથી? માટે જો આપણી અને આપણા દેશની સ્થિતિ

સુધારવી હોય તો આપણે આપણા તહેવારોના ઉચ્ચ હેતુઓ સમજવા જોઇએ અને તે પ્રમાણે વરતવાની કોશિશ કરવી જોઇએ. જો એમ કરીએ તો થોડાજ વખતની અંદર આપણે બહુજ આગળ વધી શકીએ, એમાં કાંઇજ શક નથી. અને એ માટે કાંઇ દૂર પુરાવા ગોતવા જવું પડે તેમ નથી, પણ અસલના ડાહ્યા માણસોની પેઠે બેસતા વરસને દિવસે અન્નકોટ કરી શકીએ એટલે કે અનાજના ભંડારો ભરી શકીએ તો એથી આપણું આખું વરસ સુધરી શકે તેમ છે. માટે હવે તો દેશના કલ્યાણ સારુ આપણે એવી જાતના અન્નકોટ કરતાં શીખવું જોઇએ.

## જમાનાને અનુસરતી રીતે દાન દેવું જોઇએ

જેમ અન્નકોટના તહેવારનું રહસ્ય આપણે સમજતા નથી તેમજ મકરસંક્રાંતિની પુણ્યતિથિએ આપણે જે દાન આપવું જોઇએ તે દાન દેવાના નિયમો પણ આપણે જાણતા નથી; પણ ચાલતા આવેલા જૂના રિવાજ પ્રમાણે તલના લાડુ, શેરડીનો કટકો, બહુ તો કામચલાઉ લૂગડાં ને ખીચડી તથા માટીની કાળી માટલીનાં દાન આપીએ છીએ અને બ્રાહ્મણોને લાડુ જમાડીએ છીએ અને એવાં આપલપોપલિયાં જેવાં માત્ર નામનાં દાનમાંજ આપણી મકરસંક્રાંતિ પૂરી થઇ જાય છે.પણ અનુભવી મહાત્માઓ કહે છે કે, હવે જમાનો બદલાયો છે અને હવે આપણી આંખો ઉઘડેલી છે. માટે હવે આપણાથી કાંઇ જેમ તેમ ગોટાળાપીંડાળા વાળીને મનને સમજાવી દેવાનાં એવાં દાનોમાં પડયું રહેવાય નહિ; કારણ કે દાન એટલે શું એ તમને ખબર છે? મહાત્માઓ કહે છે કે, દાન એટલે પ્રભુના દરબારનાં બારણાં ઉઘાડવાની કૂંચી. દાન એટલે જીવાત્માને ઊડવાની પાંખો. દાન એટલે સ્વર્ગમાં જવાનું વિમાન. દાન એટલે પાપને બાળી નાખવાનો અગ્નિ. દાન એટલે દેવતાઓની કૃપા મેળવવાનો ઉપાય. દાન એટલે બધી જાતના સદ્‌ગુણો મેળવવાનો દરવાજો. દાન એટલે ભ્રાતૃભાવ વધારવાનો કીમિયો. દાન એટલે આ જગતમાંથી દુઃખીઓનાં દુઃખ ઓછાં કરવાનો ઉપાય. દાન એટલે આપણાં હૃદયને વિશાળ બનાવવાની યુક્તિ. દાન એટલે જગતનો વધારે પડતો મોહ ઓછો કરવાનું ઓસડ અને દાન એટલે જીવોને કર્મનાં બંધનમાંથી છોડાવનાર ફિરસ્તો. એટલુંજ નહિ પણ જીવો ઉપર દયા કરવા સારુ નિઃસ્વાર્થપણે પ્રભુ જેમ કરે છે તેમ કરવું તેનું નામ દાન છે અને પ્રભુને તેનાં દયાનાં

કામોમાં મદદગાર થવું તેનું નામ દાન છે. ભાઈઓ ! દાનમાં આવી ખૂબી છે, માટે હંમેશાં જ્યારે અને ત્યારે આપણી શક્તિના પ્રમાણમાં અને સામા માણસની લાયકાતના પ્રમાણમાં વારંવાર દાન દેવું જોઇએ એ શાસ્ત્રનો હુકમ છે, એ મહાત્માઓનો ઉપદેશ છે અને એ ઇશ્વરની ઇચ્છા છે. છતાં પણ યાદ રાખજો કે, અજ્ઞાનપણાને લીધે જીવોનો સ્વભાવ બહુ સ્વાર્થી, બહુ લોભી, બહુ શંકાશીલ અને બહુ સાંકડો હોય છે, તેથી તેઓ પોતાની શક્તિ પ્રમાણે અને સામા માણસની જરૂરિયાત પ્રમાણે હંમેશાં દાન દઇ શકતા નથી; પણ જ્યારે કાંઇક મોટું નિમિત્ત હોય અથવા મોટો ફાયદો દેખાય, ત્યારેજ તેઓ માંડ માંડ જરાતરા કાંઇક કરી શકે છે. તેથી એવા લોકો ઉપર કૃપા કરીને તેઓનું કલ્યાણ થાય તે સારુ મહાત્માઓએ દાન દેવાના પવિત્ર દિવસો તથા પવિત્ર સ્થળો નક્કી કરેલાં છે. તેમાંનો એક મુખ્ય દિવસ મકરસંક્રાંતિ છે. માટે એ દિવસે આપણે દાન દેવાં જોઇએ, પણ તેમાં એટલો વિચાર કરવો જોઈએ કે, *આપણાં શાસ્ત્રોમાં દાન આપવાને માટે જે પાત્ર કહેલાં છે તેવાં જ્ઞાની, તેવાં તપસ્વી, તેવાં નિઃસ્પૃહી ને તેવાં લાયક માણસો હાલના જમાનામાં મળી શકે તેમ નથી. આપણાં પુરાણોમાં દાન આપવાની જે જે ચીજો ગણાવેલી છે, તેવી ચીજોથી હાલના જમાનાનાં માણસોની અંતરવૃત્તિ તૃપ્ત થઇ શકે તેમ નથી. આપણાં શાસ્ત્રોમાં દાન આપવાના જે જે સમય ને જે જે સ્થાનો નક્કી કરેલાં છે તે સર્વ પ્રસંગોને હાલના સર્વ લોકો પૂરેપૂરી રીતે જમાનાના ફેરફારને લીધે કબૂલ રાખી શકતા નથી અને આપણાં શાસ્ત્રોમાં દાન આપવાની જેટલી આજ્ઞાઓ છે તેનો હજારમો ભાગ પણ હાલમાં આપણે પાળી શકતા નથી, માટે આપણી દાનવિધિઓમાં સહેજ ફેરફાર કરવો જોઇએ.

આપણે સમજવું જોઇએ કે, જે વખતે આપણા ઋષિઓએ દાન આપવાના નિયમો બનાવ્યા તે વખતે કાંઇ રેલવે ઊપડી જવાની ધાસ્તી નહોતી; તે વખતે કોઈ હાલની પેઠે "બોલતાં બંધાય ને છીંકતાં દંડાય" તેવા કરોળિયાની જાળ જેવા કાયદાઓ નહોતા; તે વખતે કાંઇ પ્લેગ ને ક્વૉરેન્ટીન નહોતાં. તે વખતે કાંઇ વિલાયતી દવાઓની બાટલીઓની પધરામણી આપણા દેશમાં થઇ નહોતી. તે વખતે કાંઇ આબકારી ખાતા ને જંગલ ખાતાના

* સ્વર્ગની કૂંચીમાંથી

કાયદાઓ નહોતા; તે વખતે કાંઈ પરદેશીઓનો એટલો બધો સમાગમ નહોતો; તે વખતે કાંઇ દેશમાં હાલના જેવી દરિદ્રતા નહોતી અને તે વખતે કાંઈ છપ્પનિયા જેવા ઉપરાઉપરી દુકાળ પડતા નહોતા, તથા તે વખતે કાંઈ હાલના જેવાં પ્રપંચી વૃત્તિનાં માણસો નહોતાં એટલે તેઓના બધા નિયમ નભી શકતા હતા; પણ હાલમાં તો મામલો બધો ફરી ગયો છે, માટે આપણી દાનવિધિમાં જમાના પ્રમાણે ફેરફાર કરવાની જરૂર છે.

હવે તો આપણે ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવી જોઇએ નવી શોધ કરી શકે તેવા કારીગરોને મદદ કરવી જોઈએ; નવા નવા રોગ વધતા જાય છે તે દૂર કરવા સારુ વૈદકશાસ્ત્રને મદદ કરવી જોઇએ; સારાં સારાં પુસ્તકોને ઉત્તેજન આપવું જોઇએ; આપણા ધર્મમાંથી જેઓ વટલી જાય છે તેઓને સમજાવીને, પ્રાયશ્ચિત્ત કરાવીને પાછા નાતમાં લેવામાં મદદ કરવી જોઇએ; નાતોના જે જે જુલમ છે અને પ્રજામાં જે જે વહેમ છે તે દૂર થાય એવા ઉપાયો લેવામાં ધ્યાન આપવું જોઈએ; ધર્મના જે સેંકડો મતભેદ થઈ ગયેલા છે, તે બધા બહારના ઝઘડાઓ છોડી અંતરમાંથી એક થાય એવા પ્રયત્નમાં મદદ કરવી જોઇએ; અમલદારોના જુલમ ઓછા થાય અને રાજ્યના કર ઓછા થાય, તેવી જાતના સરકારના કાયદાઓમાં મદદ કરવી જોઇએ; ગરીબ બ્રાહ્મણો કે જેઓનું આપણાં પવિત્ર શાસ્ત્રોમાં અતિશય માન છે તેઓનાં સંતાનો ઘેરેઘેર ભીખ માગે છે અને અતિશય દુઃખી થાય છે, તેઓને ધંધારોજગારમાં લગાડવામાં મદદ કરવી જોઇએ; આપણાં અતિ ઉત્તમ શાસ્ત્રોના સાચા અર્થ લોકો સમજે એવાં કામમાં મદદ કરવી જોઇએ; ગરીબ બિચારી વિધવાઓ હાડમારી ભોગવે છે તેઓને ભરતાંગૂંથતાં શીખવવાની, લખતાંવાંચતાં શીખવવાની ને આબરૂથી ગુજરાન કરી શકે તેવી સગવડ કરી આપવામાં મદદ કરવી જોઇએ; વેપારધંધો ખેડવા માટે લોકો પરદેશ જઇ શકે તેવી બાબતમાં મદદ કરવી જોઇએ; અનાથ નિરાધાર છોકરાંઓ કે જેઓ આપણે ગટરમાં ફેંકી દીધેલી પતરાળીઓમાંથી ભાતના દાણા વીણ્યા કરે છે, તેઓને ઉદ્યોગશાળામાં લઈ જવામાં મદદ કરવી જોઇએ; ઘણાય ભક્તિ વિનાના મૂર્ખ સાધુઓ કે જેઓ ભીખ માગવાનુંજ કામ કરે છે અને દેશમાં બોજારૂપ છે, તેઓને સુધારવામાં મદદ કરવી જોઇએ; જે નિરાધાર જીવોને આપણે

આશરે પ્રભુએ સોંપેલા છે તેઓને બચાવવામાં મદદ કરવી જોઇએ અને માન આપવા યોગ્ય ખરેખરા સાધુસંત, ધર્મનું તત્ત્વ જાણનારા શાસ્ત્રીઓ તથા હરિજનોને અને કોઇ પણ જાતના વિદ્વાનોને તથા પોતાના જાતભાઇઓને સૌ લોકોએ જ્યારે બને ત્યારે યથાશક્તિ બનતી મદદ કરવી જોઇએ; એનુંજ નામ સત્યદાન છે. આવી રીતનાં જમાનાને અનુસરતાં દાન કરતાં જો આપણે શીખીશું તોજ આપણે અને આપણી પ્રજા સુખી થઇ શકીશું. માટે ભાઇઓ અને બહેનો! પરમદયાળુ અનંતબ્રહ્માંડના નાથને રીઝવવા સારુ જેમ દુનિયામાં ધરમ વધે, આપણા દુખિયારા ભાઇબંધો સુખી થાય અને આપણો પાયમાલ થતો દેશ આબાદ થાય એવી જાતનાં દાનો કરો એ આપણાં પવિત્ર શાસ્ત્રનો ઉપદેશ છે અને એ ઈશ્વરની આજ્ઞા છે. માટે પ્રભુની કૃપા મેળવવા સારુ ફળની આશા છોડીને પ્રભુપ્રીત્યર્થે જમાના અનુસાર યથાશક્તિ અવશ્ય દાન કરો, દાન કરો.

## વસંતના ઉત્સવનો આનંદ લેવો હોય તો આપણી ખેતીવાડી સુધારવી જોઇએ

મકરસંક્રાંતિ પછી વસંતપંચમીનો મહાન ઉત્સવ આવે છે. એ ઉત્સવની કિંમત હાલના વખતમાં આપણા લોકો બરોબર રીતે સમજતા નથી, પણ પ્રાચીનકાળમાં પવિત્ર ઋષિઓ, મહાન રાજાઓ, પંડિતો અને શહેરના તથા ગામડાંના લોકો એ ઉત્સવનો બહુજ મહિમા સમજતા હતા અને એ ઉત્સવને બહુજ આનંદદાયક રીતે ઊજવતા હતા. કારણ કે વસંતઋતુ એ ઋતુઓનો રાજા છે. વસંતઋતુ એ તંદુરસ્તીનો સમય છે. વસંતઋતુ એ સમશીતોષ્ણઋતુ છે, એટલે કે નહિ ઝાઝી ઠંડી, નહિ ઝાઝી ગરમી કે નહિ વરસાદની અડચણ, એવી અનુકૂળ ઋતુ છે. એટલુંજ નહિ પણ એ ઋતુ આવતાં પહેલાં જુવાર, બાજરો, ઘઉં, ચોખા, અડદ મગ વગેરે નવું અનાજ લોકોના ઘરમાં આવી ગયેલું હોય છે. તેથી ખાવાપીવામાં લોકો બહુ સુખી હોય છે. વળી એ ઋતુની શરૂઆતમાં શેરડીનો તથા કપાસનો પાક તૈયાર થયેલો હોય છે, તેથી ગામડિયા લોકો પણ સમૃદ્ધિવાળા હોય છે. એટલે વસંતનો ઉત્સવ ઊજવવામાં તેમને બહુ મજા પડે છે; એ સિવાય વસંતના ઉત્સવમાં વધારે આનંદ થાય છે તેનું એ પણ એક મુખ્ય કારણ છે કે, જંગલની અંદર દરેક વનસ્પતિને સુંદર ને કોમળ નવાં પાંદડાં

આવેલાં હોય છે તથા મીઠી સુગંધીવાળાં ફૂલોની નાજુક કળીઓ ખીલતી જાય છે, તેથી વસંતઋતુમાં જંગલની શોભા અલૌકિક હોય છે અને એવાં સુશોભિત વિશાળ જંગલોની તાજી હવાથી તથા સુંદર દેખાવથી કુદરતી રીતેજ માણસોમાં એક જાતની તાજગી, એક જાતની ભભક, એક જાતની મીઠાશ, એક જાતનો ઉલ્લાસ અને તંદુરસ્તી તથા આનંદ આવી જાય છે. તેથી વસંતઋતુ એ બધી ઋતુઓમાં શ્રેષ્ઠ ગણાય છે અને બીજા બધા ઉત્સવો કરતાં વસંતનો ઉત્સવ વધારે આનંદદાયક ગણાતો હતો; પણ આજે તેમાનું કાંઇ પણ ક્યાં છે? આજે તો વસંતપંચમીને દિવસે નિશાળોમાં રજા પડે છે એટલે ઘરમાં છોકરાંઓની મસ્તીને લીધે અને વૈષ્ણવોનાં મંદિરોમાં રંગ ઊડે છે તેને લીધે આપણે જાણીએ છીએ કે, આજે વસંતપંચમીનો તહેવાર છે; પણ એ તહેવારના કુદરતી આનંદની સ્વાભાવિક ભભક કાંઇ આપણી જિંદગીમાં ઊતરતી હોય એમ હાલમાં દેખાતું નથી. અને આપણા તહેવારોનો આનંદ આપણી જિંદગીમાં ઊતરતો નથી તેથીજ આપણે મોળા પડી જઇએ છીએ, તેથીજ આપણે નિસ્તેજ બની જઇએ છીએ, તેથીજ આપણે ઢીલાઢસ થઇ જઇએ છીએ, તેથીજ આપણે નમાલા બની જઇએ છીએ અને તહેવારોના દિવસે જે ખાસ નવો આનંદ મળવો જોઇએ ને ખાસ નવું જીવન મળવું જોઇએ, તે નવો આનંદ તથા તે નવું જીવન આપણને મળતું નથી તેથીજ આપણે નબળા પડી જઇએ છીએ. માટે આપણા તહેવારોમાંથી આપણને નવું જીવન મળે એમ આપણે કરવું જોઇએ. પણ અફસોસ કે, તહેવારોના અર્થ જાણ્યા વિના, તેના હેતુઓ સમજ્યા વિના અને દેશકાળ જોયા વિના, ગાડરિયા પ્રવાહ પ્રમાણે રૂઢિની ઘરડમાં ઘસડાઇ જઇએ છીએ, તેથીજ આપણને નવું જીવન મળી શકતું નથી; અને તેથીજ આપણે નમાલા રહી જઇએ છીએ. જેમકે, આપણાં મંદિરોમાં વસંતનો ઉત્સવ થાય છે ને આંબાનો મોર, ઘઉંનો પોંક, શેરડીના સાંઠા તથા કેસૂડાં વગેરે ત્યાં જોવામાં આવે છે અને વધુ ભાગે બાયડીઓ ઉપર રંગની પિચકારીઓ ઊડે છે પણ એથી કાંઇ આપણામાં નવું જીવન આવે છે? કહો કે નહિજ. કારણ કે વસંતના ઉત્સવનો સંબંધ જંગલની સાથે તથા ખેતીવાડીની સાથે છે. અને જંગલને લગતા સરકારી સખ્ત કાયદાઓને લીધે આપણા ખેડૂતોને જંગલનો જે લાભ મળવો જોઇએ તે લાભ મળી શકતો નથી, તેથી તેઓમાં જે ઉત્સાહ આવવો જોઇએ તે આવી

શકતો નથી. કારણ કે એક તરફ જંગલને લગતા સખ્ત કાયદાઓ અને બીજી તરફ જંગલનો નાશ, તેથી વરસાદની અછત અને તેને લીધે પાકનું ઠેકાણું નહિ તેથી ખેતીના ધંધામાં ગરીબાઇ ને ભૂખમરો, એટલે ઊંચ વર્ણના લોકો ખેતીના ધંધામાં પડે નહિ અને અજ્ઞાન ગરીબ ખેડૂતો સાધનોની ખામીને લીધે ખેતીવાડીમાં કાંઇ નવીન સુધારા કરી શકે નહિ અને સેંકડો વરસોની જૂની રીત પ્રમાણે ખેતી કર્યો કરે. પણ હાલમાં વરસાદની તંગી, ખાતરની તંગી, બળદોની તંગી અને જમીનની તંગી, એટલે પછી પાકમાં શુક્કવાર ક્યાંથી થાય? અને તેમ છતાં રાજ્યના કર વધારે અને વળી વધતાજ જાય, તેથી પરિણામ એ આવે છે કે, આપણી ખેતીવાડીનું સત્યાનાશ વળતું જાય છે અને ખાંડ–સાકર જેવી આપણા દેશની ખાસ અસલી ચીજો માટે પણ આપણને પરદેશને આધારે રહેવું પડે છે અને દરસાલ છ કરોડ રૂપિયાની આપણને પરદેશી સાકર લેવી પડે છે; એટલુંજ નહિ પણ આપણી ખેતીવાડીનો નાશ થયો તેથી આપણે નમાલા થયા અને આપણાં હુન્નરકળા નાશ પામ્યાં, એટલે હાલમાં દરસાલ આપણા લોકોને ત્રીસથી ચાલીસ કરોડ રૂપિયાનું કાપડ પરદેશથી મંગાવવું પડે છે. હવે વિચાર કરો કે શેરડી તથા કપાસ એ બન્ને ચીજો વસંતઋતુની પેદાશ છે અને તે છેક અસલમાં અસલથી આપણા દેશનીજ પેદાશ છે અને એ પેદાશવડેજ આપણા લોકો ઊજળા રહેતા હતા; પણ તેજ પેદાશનું સત્યાનાશ વળી ગયું છે અને દરસાલ છ કરોડ રૂપિયાની સાકર તથા ચાલીશ કરોડ રૂપિયાનું કાપડ પરદેશથી મંગાવવું પડે છે. હવે વિચાર કરો કે, જ્યાં વસંતમાં ઉત્પન્ન થતી મુખ્ય ચીજોના પણ આવા હાલ હોય ત્યાંના વસંતના ઉત્સવ તે કેવા હોય? માટે જો આપણે આપણા વસંતના ઉત્સવમાં નવો આનંદ ભરવો હોય અને તેમાંથી નવું જીવન મેળવવું હોય, તો પ્રથમ આપણે આપણા દેશની વસંતઋતુ સારી થાય એમ કરવું જોઇએ. અને વસંતઋતુ સારી થવાનો મુખ્ય આધાર જંગલોની વિશાળતા તથા ખેતીવાડીની આબાદી ઉપર છે. માટે આપણામાં નવું જીવન લાવવા સારુ આપણા વસંતના ઉત્સવો ઉચ્ચ હેતુઓવાળા ને આનંદ ભરેલા થાય તેમ કરવું જોઇએ અને વસંતના ઉત્સવો આનંદ ભરેલા થાય તે સારુ આપણા દેશની ખેતીવાડી તથા જંગલો આબાદ થાય એવા તન, મન ને ધનથી આપણે ઉપાયો કરવા જોઇએ. એમ કર્યા વિના મંદિરોમાં અજ્ઞાન

મુખિયાઓ માત્ર રંગની પિચકારીઓ મારે તેથી કાંઇ વસંતના ઉત્સવોની સાર્થકતા થઇ જાય નહિ; માટે હવે તો આપણે આપણા કલ્યાણ સારુ આપણા તહેવારોના મૂળ હેતુઓ સમજીને કામ લેતાં શીખવું જોઇએ. જો એમ કરતાં આવડે તો થોડાજ વખતમાં આપણને પોતાને તથા આપણા દેશને બહુજ મોટો ફાયદો થઇ પડે. માટે પ્રથમ દરેક રિવાજના હેતુઓ સમજો અને પછી એ પ્રમાણે વર્તવાની કોશિશ કરો.

## નીમએકાદશીને દિવસે હાલમાં કેવા નિયમો લેવાય છે તે તો જરા જુઓ!

અષાડમાં નીમએકાદશી આવે છે, તે દિવસે ઘણુાયે હરિજનો ચોમાસાના ચાર મહિના સારુ ઘણી જાતના નિયમો લે છે. જેમકે, કોઇ એક વખત જમવાનો નિયમ લે છે. કોઈ ફરાળ કરવાનો નિયમ લે છે, કોઇ દરરોજ સમુદ્રમાં સ્નાન કરવાનો નિયમ લે છે, કોઇ દેવનાં દર્શન કર્યા વિના જમવું નહિ એવો નિયમ લે છે. કોઇ સૂરજનાં દર્શન કર્યા વિના જમવું નહિ એવો નિયમ લે છે. કોઇ ચોમાસાના ચાર મહિના સુધી મુસાફરી કરવી નહિ એવો નિયમ લે છે. કોઇ જમતી વખત મૌનવ્રત રાખવાનો વિયમ લે છે. કોઈ ઘોડા ઉપર કે ગાડીમાં બેસવું નહિ એવો નિયમ લે છે, કોઇ કાંઇ પણ વસ્તુ ખાતી વખત પ્રભુનું નામ લીધા પછીજ તે ખાવું કે પીવું એવો નિયમ લે છે. કોઇ દરરોજ બ્રાહ્મણોને સીધું આપવાનો નિયમ લે છે. કોઈ બ્રાહ્મણોને દરરોજ વાટકો કે લોટો આપવાનો નિયમ લે છે. કોઈ કેળનાં કે ખાખરાનાં પાનની પત્રાળીમાં જમવાનો નિયમ લે છે. કોઈ દરરોજ ગીતાનો કે ભાગવતનો એક એક અધ્યાય વાંચવો એવો નિયમ લે છે. કોઇ હંમેશાં ટાઢે પાણીએ નાહવું એવો નિયમ લે છે. કોઇ ચોમાસામાં રીંગણાં, બટેટા, કોળું, ભાજી વગેરે કેટલીક જાતનાં શાક ન ખાવાં એવો નિયમ લે છે. કોઇ એકજ અન્ન ખાઇને રહેવું એવો નિયમ લે છે. કોઇ મીઠું (નિમક) ન ખાવું એવો નિયમ લે છે અને કોઇ સોમવાર કે શનિવારનાં એકટાણાં કરવાનો નિયમ લે છે. આવા આવા ઘણી જાતના નાના નાના નિયમો લેવાય છે અને તે બધા નિયમો ઘણું કરીને બાયડીઓ વધારે લે છે, પણ એ નિયમો પોતાની પ્રકૃતિને અનુકૂળ છે કે નહિ? એ નિયમોથી પોતાના કુટુંબની સગવડો સચવાય છે કે નહિ? એ નિયમથી પોતાની તંદુરસ્તી સારી

રહે છે કે નહિ? એ નિયમથી કાંઈ સંગીન લાભ થાય છે કે નહિ? એ નિયમો હાલના દેશકાળને અનુકૂળ આવી શકે તેવા છે કે નહિ અને એ નિયમોથી પોતાને ફાયદો થાય છે કે નુકસાન થાય છે એનો કાંઇ પણ વિચાર કર્યા વિના દેખાદેખીને લીધે ચાલતા આવેલા રિવાજને લીધે, તથા બધાં કાંઇક કરે છે માટે મારે પણ કરવું જોઇએ, એવા વિચારથીજ ઘણી બાઇઓ કેટલીક જાતના નિયમો લે છે. અને તેમાં ઘણી વખત ઊલટી અગવડમાં આવી પડે છે. જેમકે, સમુદ્રમાં કે નદીએ સ્નાન કરવાનો નિયમ લીધો હોય, પણ ચોમાસાના દિવસો હોય તેથી વરસાદમાં ભીંજાતાં ભીંજાતાં ગાઉ અર્ધો ગાઉ જાય તેથી ઊલટા માંદા પડી જાય છે અને તેમ છતાં હઠ પકડી રાખે તેથી મંદવાડ વધતો જાય છે અને તેમાંથી વખત જતાં વધારે ખરાબી થાય છે. ફરાળ કરવાનો નિયમ લીધો હોય પણ ઘણી વખત ઘણી જગ્યાએ જોઇતી ફરાળની વસ્તુઓ મળી શકતી નથી તથા ઘણી બાઇઓ પાસે ફરાળ માટે છૂટથી પૈસા ખરચવાની સગવડો હોતી નથી તેથી વારંવાર નહિ પચે તેવી ચીજો ખાઇ લે છે. અને તેથી ઘણી બાઇઓ જ્યારે-ત્યારે માંદી પડયા કરે છે અને બીજા પણ ઘણાય ખાવાપીવાના અગવડતાભર્યા નિયમો રાખવાથી સ્ત્રીઓની પોતાની તથા ખાસ કરીને તેઓને ધાવતાં બચ્ચાંઓની તંદુરસ્તી બગડે છે; એટલુંજ નહિ પણ કોઇ કોઇ જાતના નિયમ તેઓની માને, સાસુને કે વરને પસંદ ન હોય તેથી વારંવાર ઘરમાં ને કુટુંબમાં કલેશ થયા કરે છે. છતાં પણ આપણી અજ્ઞાન બહેનો એવા નાના નાના બહારના નિયમો ઉપર બહુ ભાર મૂકયા કરે છે અને દેશકાળ જોયા વિના તથા પોતાની શક્તિ સમજ્યા વિના નિયમો લે છે, તેથી એવા નિયમોના જે ફાયદા મળવા જોઇએ તે તેઓને મળી શકતા નથી. માટે નીમએકાદશીને દિવસે આપણી અજ્ઞાન બહેનો નાના નાના અગવડભર્યાં નિયમો લે છે, તેને બદલે આપણે પોતે જમાનાને અનુસરતા સગવડભર્યાં મોટા નિયમો લેવા જોઇએ.

## હાલમાં આપણા દેશને કેવી જાતની પ્રતિજ્ઞાની જરૂર છે? *

કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, હું મારા દેશમાં ફલાણી જાતનો નવો હુન્નર દાખલ કરીશ અને એ હુન્નર દાખલ

* સ્વર્ગની જિંદગીમાંથી

કરી શકું નહિ ત્યાં સુધી હું મારું લગ્ન કરીશ નહિ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા બંધુઓ બહુ અજ્ઞાન છે, માટે તેઓને કેળવણી આપવા પાછળ હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશના લોકો ઉપર પરદેશમાં જુલમ થાય છે તે જુલમ મટાડવાના ઉપાયો લેવામાં હું મારું બધું ધન ખરચીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, હું મારા દેશનો વેપાર વધારવામાં મારું સર્વસ્વ અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, હું નાતોનાં બંધનો તોડવાના પ્રયત્નો કરવામાં મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશની પ્રજામાં બહાદુરી વધે એવા ઉપાયો કરવામાં હું મારી જિંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, ઘરસંસારી ખોટા રિવાજો તોડવાનું હું પ્રથમ મારે ઘેરથી શરૂ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા બંધુઓને પરદેશ મોકલવાનો રસ્તો ખુલ્લો કરવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, હું મારી વિધવા બહેનોની જિંદગી સુધારવામાં મારી જિંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશના ગરીબ ખેડૂતોને સુધારવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, આપણા દેશના વટલી ગયેલા આપણા ગરીબ અજ્ઞાન બંધુઓને પાછા આપણા ધર્મમાં લેવામાં હું મારું ધન ખરચીશ. કોઈએ એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ કે, રાજાપ્રજાનો સંબંધ વધારે સારો થાય માટે અમલદારોનો જુલમ તોડવા સારુ કાયદાની રીતે લડત ચલાવવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, આપણા ધર્મ ઉપર જે કાટ ચડી ગયો છે ને આપણા ધર્મના જે હાથપગ બંધાઈ ગયા છે, તે સુધારવામાં ને આપણા ધર્મને પાછો તેના અસલ ઉદાર સ્વરૂપમાં લાવવામાં હું મારું સર્વસ્વ અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, આપણા દેશમાં નવી નવી જાતનાં ફળો ને નવીનવી જાતનાં રૂ વગેરે ઉગાડવા માટે ગરીબ ખેડૂતોને મફત બી પૂરાં પાડવામાં હું મારી બધી દોલત અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, બિનવારસ, નિરાધાર, ગરીબ, રખડતાં છોકરાંઓને સુધારવામાં હું મારી જિંદગી અર્પણ કરીશ. કોઈએ એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ કે, મારા દેશમાં ને મારી સ્વભાષામાં હુન્નરકળાનાં પુસ્તકો રચાવવામાં હું મારું બધું ધન ખરચીશ. કોઇએ

એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, ગરીબોને સારું ને સસ્તું વાચન પૂરું પાડવામાં હું મારું બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, અમારી નાતમાં પરદેશ જવાનો રિવાજ નથી પણ હું મારા છોકરાઓને નવા નવા હુન્નરો શીખવા માટે પરદેશ મોકલીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા દેશનાં જાનવરોને મરતાં બચાવવામાં ને તેઓની ઓલાદ સુધારવામાં હું મારી જિંદગી અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, દુકાળને વખતે ગરીબોને મદદ કરવામાં હું મારું બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, મારા બંધુઓમાં સ્વદેશાભિમાન જગાડવામાં હું મારી જિંદગી ગાળીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, છેલ્લી વસ્તીગણતરી પ્રમાણે હિંદુસ્તાનમાં બાવન લાખ બાવાઓ છે, તેઓને સુધારવા માટે હું મારું બધું ધન અર્પણ કરીશ. કોઇએ એવી પ્રતિજ્ઞા લેવી જોઇએ કે, ઉચ્ચ વર્ણના લોકો જેને અડતાં પણ અભડાઈ જાય એવા સાડાચાર કરોડ અતિશૂદ્ર હિંદુસ્તાનમાં છે અને તે બધા બહુજ ગરીબ ને તદ્દન અજ્ઞાન છે, તેઓને સુધારવામાં હું મારું સર્વસ્વ અર્પણ કરીશ. અને આપણા દેશમાં હજી સેંકડે એક પણ સ્ત્રી ભણેલી નથી, માટે ઘણા લોકોએ એવી પ્રતિજ્ઞા લેવી જોઈએ કે, આપણા દેશમાં સ્ત્રીકેળવણી વધારવામાં અમે અમારું સર્વસ્વ અર્પણ કરીશું; એટલુંજ નહિ પણ જો જરૂર પડે તો દેશના કલ્યાણને અર્થે અમે અમારા પ્રાણ આપવા પણ તૈયાર છીએ. આવી જાતની પ્રતિજ્ઞા લેનારા માણસો અત્યારે આપણા દેશને જોઇએ છે. જો એવા થોડાક માણસો પ્રતિજ્ઞા લેવા તૈયાર થાય, જો એવા થોડાક માણસો પોતાના સ્વાર્થનો ભોગ આપવા તૈયાર થાય અને જો એવા થોડાક માણસો देहं पातयामि किंवा अर्थं साधयामि કરીને દેશના કલ્યાણનાં કામોમાં કમર કસીને ઊભા રહે, તો થોડાજ વખતમાં આપણા દેશની દશા બદલાઇ જાય એમાં કાંઈ પણ શક નથી. અરે! જે દેશમાં આવી પ્રતિજ્ઞા લીધેલા માણસો હોય, તે દેશમાં નમાલાપણું કેમ રહી શકે? તે દેશમાં દરિદ્રતા કેમ રહી શકે? તે દેશમાં પરાધીનતા કેમ રહી શકે? તે દેશમાં જુલમ કેમ રહી શકે? તે દેશની પ્રજાનો તિરસ્કાર કેમ થઈ શકે? અને તે દેશમાં દુઃખ કેમ રહી શકે? કદી પણ રહી શકેજ નહિ. પણ અફસોસ કે, એવી પ્રતિજ્ઞાવાળાં માણસો ક્યાં છે? એવી પ્રતિજ્ઞાવાળાં માણસો હોય તો આપણા દેશની

આવી દુર્દશા કેમ હોય? અને આપણા લોકોની આવી અધમ દશા કેમ હોય? નજ હોય.

માટે હવે આપણે આપણા તહેવારોના મૂળ હેતુઓ સમજીને નીમએકાદશીના દિવસે ઉપર જણાવ્યા મુજબના નિયમો લેવા જોઇએ. જો એવા નિયમો લઇએ તો થોડાજ વખતની અંદર આપણી પોતાની અને આપણા દેશની ઉન્નતિ થઇ શકે, એમાં કાંઇ પણ શક નથી. માટે પ્રાર્થના કરો કે, હે પરમકૃપાળુ પિતા પરમાત્મા! આવી જાતની પ્રતિજ્ઞા લેવાની અમને સદ્બુદ્ધિ આપ અને એ પ્રતિજ્ઞાઓ પાળવાનું બળ આપ, બળ આપ.

## રોતાંકૂટતાં શીખવાનો તહેવાર

અષાડ માસમાં બીજું જે જાણવા લાયક વ્રત આવે છે, તે કન્યાઓને ગોર પૂજવાનું મોરાકોત નામે વ્રત છે. એ તહેવાર પણ ગામડાંઓમાં બહુ માનીતો છે અને ખાસ કરીને સ્ત્રીઓનું બહુ ધ્યાન ખેંચનારો છે, કારણ કે એમાં કુંવારી કન્યાઓને મોળું ખાવાનું વ્રત રાખવાનું હોય છે. એ વ્રતનો હેતુ એવો જણાય છે કે, તેઓને ખાવાપીવાની ઇંદ્રિયોને રોકતાં શીખવવું અને તેઓનાં મનમાં કાંઇક ઉચ્ચ ભાવનાઓ ભરવી. કારણ કે સ્ત્રીઓની ઉન્નતિ ઉપરજ દેશની ઉન્નતિનો આધાર છે અને કન્યાઓમાંથીજ સ્ત્રીઓ બનવાની છે. માટે પ્રથમ મૂળમાંજ પાણી પાવા સારુ કન્યાઓમાં શુભ ભાવના ભરવાની જરૂર છે, તે સારુ મોરાકોત જેવાં વ્રતોની અસલના લોકોએ જરૂરિયાત માનેલી છે. પણ હાલમાં તેનો કેવો બૂરો ઉપયોગ થાય છે એ તમને ખબર છે? જેમ હોળીનો તહેવાર શારીરિક બળ મેળવવા માટે અને વસંતમાં ઉત્પન્ન થયેલો પ્રેમ ખીલવવા માટે છે, પણ તેને બદલે નાના છોકરાઓને ભૂંડી ગાળો શીખવવામાં, નાનાં નાનાં નુકસાન કરવામાં અને ઘણા લોકોને હેરાન કરવામાં તેનો ઉપયોગ થાય છે. તેમજ નિર્દોષ કન્યાઓનાં મનમાં શુભ ભાવના ભરવાના મોરાકોત નામે તહેવારનો કન્યાઓને કૂટણું કૂટવાનું શીખવવામાં ઉપયોગ થાય છે. પ્રભુ! પ્રભુ! આવા આપણા તહેવારોના હાલ છે, ત્યારે આપણા પોતાના હાલ કેવા હોય તે વિચારવું કાંઇ મુશ્કેલ નથી. કારણ કે જે તહેવારોને આપણે પૂજવા લાયક સમજીએ, જે તહેવારોના આપણે ઓચ્છવો પાળીએ, જે તહેવારોનાં આપણે ભજનકીર્તન ગાઇએ, જે તહેવારોનાં આપણે આપણાં કુટુંબોમાં બેસીને વખાણ કરીએ, જે તહે-

વારાને શાસ્ત્રમાં બહુ મહિમા વર્ણવેલો હોય અને જે તહેવારો તથા જે વ્રતો પાળવાથી આપણને પુણ્ય થાય છે એમ આપણે સમજીએ, તે તહેવારોજ આપણા છોકરાઓને ભૂંડી ગાળો દેતાં શીખવે અને તે તહેવારોજ આપણી કન્યાઓને કૂટણાં કૂટતાં શીખવે એ કરતાં વધારે ખરાબી બીજી કઇ? આવી રીતે જ્યારે વાડ પોતેજ ચીભડાંને ખાઇ જાય ત્યારે પછી બચવાનો ઉપાયજ ક્યાં રહ્યો? મતલબ કે, જે તહેવારોએ આપણામાં સારાં બીજ રોપવાં જોઇએ તે તહેવારોમાંજ ભૂંડી ગાળો, ચોરી તથા કૂટણાં કૂટવાનું શિખાય ત્યારે થઇ રહ્યું! પછી સુધારવાનો બીજો રસ્તોજ ક્યાં રહ્યો? જે ઝરામાંથી પાણી પીને તાજગી મેળવવાની છે તે ઝરો પોતેજ ઝેરવાળો હોય ત્યારે પછી તંદુરસ્તીની આશા ક્યાંથી? તેમજ જે તહેવારોમાંથી આપણે નવું જીવન મેળવવાની ઇચ્છા રાખીએ છીએ, તે તહેવારોમાંથીજ જ્યારે આવું ઊંધું શિક્ષણ મળે ત્યારે પછી આપણી દુર્દશા થાય તેમાં નવાઇ શી? માટે એવી દુર્દશામાંથી બચવા સારુ તથા આપણા જૂના તહેવારો સહેજ ફેરફાર સાથે જમાનાને અનુસરતા બનાવી ટકાવી રાખવા સારુ આપણે આપણા તહેવારોનું રહસ્ય સમજીને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરવી જોઇએ. જો એમ નહિ કરીએ તો યાદ રાખજો કે, એવા ને એવા ખરાબ રૂપમાં હવે આપણા તહેવારો ઝાઝો વખત ટકી શકે તેમ નથી. કારણ કે નહિ અટકાવી શકાય તેવા વેગવાળો કેળવણીનો, સુધારાનો અને સ્વતંત્રતાનો પ્રવાહ દોડ્યો આવે છે. એ પ્રવાહના જોર આગળ એવા ને એવા ખોટા રૂપમાં આપણા તહેવારો ટકી શકે તેમ નથી. માટે તેને ટકાવવા હોય તો તેમાં જે ખરાબી હોય તે કાઢી નાખી, તેમાં કાંઇક ખાસ ઉચ્ચતા ભેળવી તેને જમાનાને અનુસરતા બનાવવા જોઇએ. જો એમ કરીએ તોજ તે આપણને ઉપયોગી થઇ શકશે; અને તોજ તે ટકી શકશે. એ વિના તો એનો નાશજ સમજવો અને એના નાશમાં આપણી પ્રાચીનતાનો પણ કાંઇક નાશ થાય તેમ છે; એવું ન થાય માટે આપણે તેને ટકાવી રાખવા જોઇએ અને તેને ટકાવી તેનું રહસ્ય સમજીને તે પ્રમાણે વર્તવાની કોશિશ કરવી જોઇએ.

## દેશસેવકો તૈયાર કરવાનો તહેવાર

એ પછી બળેવનો—નાળિયેરી પૂનમનો તહેવાર આવે છે, તે દિવસે બ્રાહ્મણો નવાં જનોઇ પહેરે છે અને દરિયાકિનારાના બંદ-

શેના લોકો સમુદ્રની પૂજા કરે છે એ તહેવાર બહુ મોટો છે અને તેમાં ઘણુંયે રહસ્ય છે; પણ અફસોસ કે હાલના વખતમાં માત્ર જૂનાં જનોઇ તોડીને તેને બદલે નવાં જનોઇ પહેરી લેવામાંજ તેની સમાપ્તિ થાય છે. પણ અસલના ઋષિઓના વખતમાં શ્રાવણીપૂનમ એ બ્રાહ્મણોનાં બ્રહ્મકર્મોની પરીક્ષા લેવાનો દિવસ હતો; તેથી જે બ્રાહ્મણો એ પરીક્ષામાં પાસ થાય તેમને જનોઇ આપતા હતા અને જે બ્રાહ્મણો બ્રહ્મકર્મની પરીક્ષામાં નાપાસ થાય તેમની પાસેથી જનોઇ લઈ લેતા હતા. કારણ કે આજે જેમ ફક્ત કૂંચી બાંધવા માટેજ તે કામ લાગે છે તેમ એ વખતે નહોતું. જનોઇ માત્ર સૂતરનો તાંતણો ગણાય છે અને પણ આજે યુનિવર્સિટીની બી. એ. ની ડિગ્રીની જેટલી કિંમત છે તે કરતાં એ વખતે જનોઇની ડિગ્રીની વધારે કિંમત હતી અને આજે જસ્ટિસ ઑફ ધી પીસના ખિતાબની જેટલી કિંમત છે તે કરતાં એ વખતે જનોઇના ખિતાબની કિંમત વધારે હતી. કારણ કે આજે જનોઇના હેતુઓ કોઇ સમજતું નથી, એટલે જનોઇવાળાઓની કાંઇ કિંમત નથી; પણ એ વખતે તો આ દુનિયામાં ફતેહ મેળવવાના તથા પરલોકના રસ્તામાં આગળ વધવાનાં એ બન્ને કામ જનોઈની મદદથીજ થતાં હતાં. આજે જેમ યુનિવર્સિટીની બી. એ. ની ડિગ્રીવાળાને તરત નોકરી–ચાકરી મળી જાય છે અને જનસમાજમાં તેનું વજન પડે છે, તેમ એ વખતે જનોઇવાળાને એટલે કે બ્રાહ્મણોને બહુજ સહેલાઇથી ગુજરાનનાં સાધનો મળતાં હતાં અને લોકોમાં પણ તેમની બહુ પ્રતિષ્ઠા હતી. એટલુંજ નહિ પણ આજે જેમ જસ્ટિસ ઑફ ધી પીસનું સરકારમાં માન હોય છે તેમ એ વખતે રાજ્યમાં જનોઇવાળાઓનું માન હતું. એટલે કે રાજ્યની મહેરબાની, લોકોમાં માનમરતબો અને ગુજરાનનાં સાધનોની સગવડતા; તેથી તેઓનો આ લોકનો સંસારવ્યવહાર સારો હતો; અને જ્ઞાન મેળવવામાં તથા ધર્મનાં કામો કરવામાંજ તેઓની જિંદગીનો મોટો ભાગ જતો હતો, તેથી તેઓનો પરલોક પણ સુધરતો હતો. કારણ કે જનોઈની ડિગ્રી અને બ્રાહ્મણોની પદવી ખાસ કરીને ધર્મમાં જીવન ગાળવા તથા જ્ઞાન મેળવવા માટેજ આપવામાં આવતી હતી; એટલુંજ નહિ પણ જે બ્રાહ્મણના કુળમાં જન્મે તેનેજ એ પદવી મળે એવો પણ એ વખતે કાંઇ નિયમ નહોતો, પણ એ વખતે તો એવીજ રીતિ હતી કે બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્ય એ ત્રણેમાંથી જે લાયક હોય અને

બ્રાહ્મણ થવા ઇચ્છે એટલે કે શાંતિમાં જીવન ગાળવાની ઇચ્છા રાખે, ઇન્દ્રિયોનો નિગ્રહ કરે, જ્ઞાન મેળવવામાંજ વધારે પ્રેમ રાખે, પોતાના ખાનગી સ્વાર્થનો ભોગ આપીને જગતની સેવા કરવાનું કામ સ્વીકારે અને ઈશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા રાખી તેને ઓળખવાની આગ્રહપૂર્વક મહેનત કરે, તેને તેની લાયકાત જોયા પછી બ્રાહ્મણોના મંડળ તરફથી શ્રાવણીપૂનમને દિવસે સૌ ઋષિઓ તથા ગામના આગેવાન લોકોની હજૂરમાં બ્રાહ્મણની પદવી આપવામાં આવતી હતી. હાલમાં જેમ યુનિવર્સિટીઓની ડિગ્રીની કાગળોમાં લખેલી સનંદો આપવામાં આવે છે, તેમ એ વખત બ્રાહ્મણની પદવીની સનંદ તરીકે જનોઇ આપવામાં આવતું હતું. તેથી એ લોકોમાં બળેવનો દિવસ બહુજ મહત્ત્વનો ગણાતો હતો. કારણ કે હાલની આપણી યુનિવર્સિટીઓ તથા સરકાર જેમ નાલાયક માણસો પાસેથી પોતાની આપેલી સનંદો છીનવી લે છે અને તેઓની પદવીઓ રદ કરે છે, તેમ એ વખતે બ્રાહ્મણોનું કામ કરવાને જે નાલાયક હોય તે માણસો પાસેથી બ્રાહ્મણોની પદવી તથા એ પદવીની નિશાની–સનંદ તરીકેનું જનોઇ પાછું લેઇ લેતા હતા અને થોડો વાંક હોય તો દેહશુદ્ધિ–પ્રાયશ્ચિત્ત કરાવીને ફરીથી જનોઇ આપતા હતા. તેથી ધર્મમાં તથા દેશસેવાના કામમાં ગોટાળા થતા અટકતા હતા. એટલુંજ નહિ પણ એ પવિત્ર દિવસે બીજા હજારો લાયક માણસો નવા બ્રાહ્મણો બનતા હતા. એટલે કે એ દિવસે હજારો જુવાનો દેશની તથા ધર્મની સેવા સ્વીકારતા હતા. તેથી પ્રાચીનકાળમાં બળેવનો તહેવાર બહુજ મહત્ત્વનો ગણાતો હતો. પણ આજે તેમાંનું કાંઇ ક્યાં છે? આજે તો "બ્રાહ્મણો એટલે ભિખારીઓ" એમ ગણાય છે. આજે તો બ્રાહ્મણો એ દેશની ઉપર નકામો બોજો ગણાય છે. આજે તો બ્રાહ્મણો એટલે વિદ્યાહુન્નર ને સુધારાના દુશ્મનો ગણાય છે. આજે તો બ્રાહ્મણો એટલે દેશને પાછળ પાડનારો વર્ગ એમ ગણાય છે. આજે તો બ્રાહ્મણો એટલે રૂઢિના ગુલામો, વહેમનાં પૂતળાંઓ, અભિમાનના અવતારો અને સાંકડા હૃદયના નમૂનાઓ ગણાય છે અને આજે જૂના વિચારના બ્રાહ્મણો હાલના સુધરેલાઓની નજરમાં "પીર, બબરચી, ભીસ્તી ને ખર" જેવા ગણાય છે. અને જો વાસ્તવિક રીતે જોઇએ તો ઘણુંખરું છે પણ એમજ; એવાંજ હલકાં કામોમાં બ્રાહ્મણોનો મોટો ભાગ પડેલો છે, તેથી તેઓ બહુજ દુર્દશામાં છે. કારણ કે બીજી કોમવાળાઓ ઘણી જાતના

ધંધાઓ કરી શકે છે અને ગમે તે દેશમાં જઇ શકે છે એટલે તેઓને જોઇતી સગવડો મળી જાય છે, તેથી તેઓ સુખી રહી શકે છે; પણ વટલાઇ જવાની બીકને લીધે, આભડછેટની અડચણોને લીધે અને ધાર્મિક તથા સાંસારિક સાંકડા વિચારોને લીધે બ્રાહ્મણોને કોઇનું પાણી કે ખાવાનું ખપતું નથી. તેથી છતાં સાધનોએ તેઓ હેરાન થયા કરે છે અને કોઇ પણ ધંધામાં તેઓ મોટી ફતેહો મેળવી શકતા નથી. એથી પરિણામ એ થાય છે કે, તેઓ અતિશય ગરીબ બનતા જાય છે અને તેઓની ગરીબાઈ કેટલી બધી છે તે સમજવા માટે આ એકજ દાખલો બસ થશે. એક જાણીતા મોટા રાજા પાસે મદદ માગવા માટેની જેટલી અરજીઓ આવે છે, તેમાંથી સેંકડે નેવું અરજીઓ એકલા બ્રાહ્મણોનીજ હોય છે; અને મદદ માગવાની માત્ર દશ અરજીમાં દેશની બીજી બધી કોમો હોય છે. આવી હાલમાં બ્રાહ્મણોની હાલત છે. હવે વિચાર કરો કે, બ્રાહ્મણોની પદવી આપવા માટે તથા નવા બ્રાહ્મણો બનાવવા માટેજ ખાસ કરીને બળેવનો પવિત્ર તહેવાર છે અને તેમ છતાં તે પદવી ધરાવનારાઓનાજ આવા માઠા હાલ છે, ત્યારે આવી સ્થિતિમાં એ તહેવાર આપણને કેવી રીતે નવું જીવન આપી શકે? આ સ્થિતિમાં એ તહેવાર કેવી રીતે આપણો સંસાર સુધારી શકે? અને આવી સ્થિતિમાં એ તહેવાર કેવી રીતે આપણા આત્માની ઉન્નતિ કરી શકે? નજ કરી શકે. કારણ કે ચાલતા આવેલા રિવાજ પ્રમાણે પોતાની મેળે માત્ર સૂતરનો તાંતણો (જનોઇ) પોતાની ડોકમાં નાખી લેવાથીજ કાંઇ આ બધું થઇ જતું નથી, પણ જ્યારે જનોઇને અંગે જે જ્ઞાન મેળવવાનું છે અને જે સેવા કરવાની છે તે ફરજ બજાવતાં આવડે અને બીજા સદ્‌ગૃહસ્થોની ખાતરી થવાથી તેઓ જ્યારે એવું સર્ટિફિકેટ આપે અને એ પછી પણ જ્યારે એ સર્ટિફિકેટનો હંમેશાં સદુપયોગ થાય, ત્યારેજ ઉપર કહેલા ફાયદાઓ થાય છે. એમ કર્યા વિના કાંઇ એવા મહાન લાભ થાય નહિ. પણ હાલમાં તો જનોઇ બદલવાનો તહેવાર એક ફારસ જેવો થઇ પડયો છે, કારણ કે પોતાની યોગ્યતા વિના, પરીક્ષા આપ્યા વિના, બ્રહ્મકર્મ જાણ્યા વિના અને કોઇ પણ પ્રતિષ્ઠિત મંડળનાં ખાતરીપત્રક વિના પોતે પોતાની મેળેજ જનોઇ પહેરી લે છે. એટલે એવી જનોઇની તે કિંમત કેવીક હોય? જેમકે, કોઇ માણસ વકીલની કે ડૉકટરની પરીક્ષામાં પાસ થયા વિના, એ જાતનો અભ્યાસ કર્યા વિના, યુનિવર્સિટી

જેવાં કોઇ પણ મંડળ પાસે ગયા વિના, પોતે પોતાની મેળે પોતાને હાથેજ વકીલાતની કે ડોકટરની સનંદ લખી લે, એ સનંદને કોણ માને? અને એવા વકીલ કે ડોકટરથી શું શુક્રવાર થાય? કાંઈજ નહિ. ઊલટી તેઓની રેવડીજ થાય. તેમજ પોતાની યોગ્યતા વિના, બ્રહ્મકર્મો શીખ્યા વિના, વિદ્વાનોની પરીક્ષામાં પાસ થયા વિના અને દેશના આગેવાનોનાં ખાતરીપત્રક વિના, જે પોતે પોતાની મેળેજ બ્રાહ્મણ બની જાય ને જનોઇ પહેરી બેસે, તેની તે કિંમત કેવીક હોય? એવાઓની કિંમત તો માત્ર નામનીજ હોય અને તેથી એવા લેભાગુ બ્રાહ્મણો પીર, બબરચી, ભિસ્તી ને ખરના હિસાબમાં ગણાય તો તેમાં કાંઈ નવાઇ નથી. હવે વિચાર કરો કે, જે તહેવાર બ્રાહ્મણો બનાવવા માટે છે એટલે કે વિદ્વાનો બનાવવા માટે છે, જે તહેવાર બ્રાહ્મણો બનાવવા માટે છે એટલે કે ધર્મના સ્થંભો બનાવવા માટે છે, જે તહેવાર બ્રાહ્મણો બનાવવા માટે છે એટલે કે પરમાર્થમાં જીવન ગાળનારાઓ બનાવવા માટે છે, જે તહેવાર બ્રાહ્મણો બનાવવા માટે છે એટલે કે કુદરતના ગુપ્ત ભેદોની ચાવી શોધનારા તૈયાર કરવા માટે છે, જે તહેવાર બ્રાહ્મણો બનાવવા માટે છે એટલે કે પોતાના દેશને અર્થ પોતાના સ્વાર્થનો ભોગ આપનારા સાધુજનો તૈયાર કરવા માટે છે, જે તહેવાર બ્રાહ્મણો બનાવવા માટે છે એટલે કે આ જગતમાં ઈશ્વિરી સ્નેહ ફેલાવનારા દયાના દેવો ઉત્પન્ન કરવા માટે છે અને જે તહેવાર બ્રાહ્મણો બનાવવા માટે છે, એટલે કે દેશની, ધર્મની તથા આત્માની ઉન્નતિ કરવા માટે દેશસેવકો—વોલંટિયરો બનાવનાર છે, તે તહેવાર પોતે પોતાની મેળે પોતાને ખભે સૂતરનો તાંતણો નાખવામાંજ પૂરો થઇ જાય એ શું દિલગીરીની વાત નથી? ભાઈઓ! આવી રીતે આપણે આપણા તહેવારોનું રહસ્ય સમજતા નથી ને એ પ્રમાણે વર્તતા નથી તેથીજ આપણી માઠી હાલત થઇ છે. કારણ કે તહેવારો એ વીજળી ભરવાની બેટરીઓ છે, એટલે જો તેમાં વીજળી હોય તો તેમાંથી આપણી જિંદગીના તારને વીજળી મળ્યા કરે. પણ જો એ બેટરીઓ પોતેજ ખાલી હોય ને તેમાંજ કાંઇ ન હોય તો પછી આપણને કયાંથી મળે? નજ મળે. તેમજ આપણા તહેવારોની પોતાનીજ સ્થિતિ દયાજનક થઇ પડી છે એટલે પછી તેમાંથી આપણને કયાંથી લાભ થાય? નજ થાય. અને જો આમ ને આમ ચાલે તો પછી એનું પરિણામ શું? એનું પરિણામ એજ કે, એવા નકામા

થઇ પડેલા તહેવારોનો ધીમે ધીમે પોતાની મેળેજ નાશ થઈ જાય તેથી અંતે એમ થશે કે, અસલના વખતમાં મહાત્મા બુદ્ધના પ્રતાપબળથી આપણી જનોઇઓ ઊતરી નહિ, વચલા કાળમાં મુસલમાનોના જુલમથી આપણી જનોઇઓ ઊતરી નહિ અને હાલના વખતમાં ખ્રિસ્તીઓના ઉપદેશથી આપણી જનોઇઓ ઊતરી નહિ, પણ હવે પછીનાં થોડાં વરસોમાં આપણી પોતાની અશ્રદ્ધા આપણી જનોઇઓને તોડાવી નાખશે. એવું ન થાય માટે આપણે આપણા તહેવારોનાં રહસ્ય સમજીને તે પ્રમાણે વતવાની કોશિશ કરવી જોઇએ અને અસલની રીત પ્રમાણે લાયક માણસોને ઉચ્ચ હેતુઓવાળા પવિત્ર બ્રાહ્મણો બનાવવા જોઇએ. અને હાલની રીત પ્રમાણે એનો વધારે ખુલ્લો અર્થ કરીએ તો તે એજ કે, દેશના કલ્યાણને અર્થે પરમાર્થમાંજ જીવન ગાળનારા વિદ્વાન દેશસેવકો બનાવવા જોઇએ. અને એવા પરમાર્થી વિદ્વાન દેશસેવકો બનાવવામાંજ બળેવ જેવા પવિત્ર તહેવારનો ઉપયોગ થવો જોઇએ. જો જમાનાને અનુસરતું એવું કાંઇક થશે તોજ આપણી પ્રાચીન રીતિઓ થોડીઘણી ટકી શકશે, નહિ તો એ બધાંને છેવટના રામરામજ કરવા પડશે અને તે આપણીજ કસૂરથી, એ નક્કી સમજજો.

## સમુદ્રની સાચી પૂજા કેવી રીતે થાય ?

બળેવને દિવસે—નાળિયેરી પૂનમને દિવસે—શ્રાવણી પૂનમને દિવસે સમુદ્રની પૂજા કરવાનો રિવાજ છે. કારણ કે વૈશાખ, જેઠ, અષાડ, શ્રાવણ એ મહિનામાં દરિયો તોફાની હોય છે, તેથી સઢની મદદથી ચાલનારાં નાનાં વહાણો ચાલી શકતાં નથી, પણ શ્રાવણ સુદિ પૂનમથી નવેસરથી વહાણો ચાલવાં શરૂ થાય છે, તેથી બંદરી શહેરોમાં એ દિવસે સમુદ્રની પૂજા કરવાનો રિવાજ છે. પણ હાલમાં એ પૂજા કેમ થાય છે તે કાંઇ કોઇથી અજાણ્યું નથી. એ પૂજા કરવા માટે લોકો દરિયાકિનારે જાય છે અને ત્યાં ધૂપદીવો કરી સમુદ્રની આરતી ઉતારી, તેમાં નાળિયેર કે સોપારી નાખે છે અને દરિયામાં જરાક દૂધ નાખે છે કે બેચાર ફૂલ નાખે છે, તે પૂજા કહેવાય છે. હવે વિચાર કરો કે, આજના સુધરેલા વખતમાં આવી જંગલી પૂજા કરવાથી દરિયો પ્રસન્ન થાય ખરો કે? જ્યારે આજે જગતમાં બહુ જ્ઞાન વધેલું છે ત્યારે આવી જાતની જૂની પૂજાથી દરિયો રાજી થાય ખરો કે? અને હવે જ્યારે માણસો પૂજાના હેતુઓ તથા પૂજાનું સ્વરૂપ સમજવા લાગ્યા છે ત્યારે આવી

નમાલી પૂજાથી સમુદ્રદેવને સંતોષ થાય ખરો કે? કહો કે નહિ-જ. કારણ કે હવે આપણું જ્ઞાન વધતું જાય છે અને જેમ જેમ આપણું જ્ઞાન વધતું જાય છે તેમ તેમ આપણી ફરજો વધતી જાય છે; એટલુંજ નહિ પણ આપણા જ્ઞાનના પ્રમાણમાં દેવો આપણી પાસેથી આશા રાખે છે. માટે જેમ આપણું જ્ઞાન વધે, જેમ આપણી આસપાસનાં સાધનો વધે અને જેમ અનુકૂળતાઓ વધે, તેમ તેમ આપણી પૂજાની વિધિમાં પણ ફેરફાર થવો જોઈએ. કારણ કે જેવી રીતે જંગલીઓ દેવની પૂજા કરે તેવી રીતે કાંઇ જ્ઞાનીઓથી દેવની પૂજા થાય નહિ. તેમજ અસલના વખતમાં જેવી રીતે દેવની પૂજા થતી તેવીજ રીતે કાંઈ હાલના વખતમાં થાય નહિ. અને તેમ છતાં જો એવીજ રીતે કરીએ તો એથી દેવ પ્રસન્ન થાય નહિ. કારણ કે તે આપણી પૂજા સામે નહિ પણ આપણી યોગ્યતા સામે જુએ છે, આપણા અધિકાર સામે જુએ છે, આપણા જ્ઞાન સામે જુએ છે અને દેશકાળ સામે જુએ છે. કારણ કે દેવો દિવ્યદષ્ટિવાળા છે. માટે આ બધું જોયા પછી જો તેને વાજબી લાગે તોજ તે આપણી પૂજા કબૂલ રાખે છે અને તેનું રૂડું ફળ આપે છે; પણ એ બધું જોતાં જો તેને આપણી પૂજામાં પોલાણ લાગે તો એ પૂજા કાંઇ મંજૂર થતી નથી અને એનું કાંઇ ફળ મળતું નથી, પણ દેવની મોટાઈના પ્રમાણમાં તથા આપણી શક્તિના પ્રમાણમાં પૂજા ન થાય તેથી તે ઊલટા ગુસ્સે થાય છે, ને તેથી આપણી વધારે ખરાબી થાય છે. એમ ન થાય માટે અનુભવી વિદ્વાનો કહે છે કે, હવે તો આપણે આપણા દેવોની સારામાં સારી રીતે પૂજા કરવી જોઇએ. અને સમુદ્રદેવની સારામાં સારી રીતે પૂજા કેમ થાય? એ માટે જગતને આગળ વધારનારા જ્ઞાનીઓ કહે છે કે, સમુદ્રનો મહિમા વધારવો એટલે કે સમુદ્રના તળિયામાંથી રત્નો મેળવવાં તેનું નામ સમુદ્રની સેવા છે. હજુ સુધી નહિ જણાયલા, અજાણ્યા તરીકે ઉપયોગમાં આવ્યા વિના નકામા પડી રહેલા દૂરના ઉજ્જડ મુલકો પાસેના સમુદ્રનો લાભ લેવો ને બીજાઓને આપવો એ સમુદ્રની સેવા છે. સમુદ્રમાં અનેક જાતના ક્ષાર રહેલા છે, તે બધા ક્ષારનો ઉપયોગ કરી સમુદ્રની કિંમત વધારવી તેનું નામ સમુદ્રની સેવા છે. સૂર્યની ગરમીથી કુદરતી રીતેજ સમુદ્રમાં ઘણી જાતના ગૅસ ઉત્પન્ન થાય છે, એ બધા ગૅસોનો ઉપયોગ કરી સમુદ્રનું માન વધારવું તેનું નામ સમુદ્રની સેવા છે. સમુદ્રમાં અખૂટ વીજળી ભરેલી છે તે વીજળી સહેલી રીતે કાઢી તેના ઉપયોગથી જગતની

સમૃદ્ધિ વધારવી તેનું નામ સમુદ્રની સેવા છે. જે લોકો જેવો લેવો જોઇએ તેવો સમુદ્રનો લાભ લેતા નથી તે લોકો વધારે વધારે સમુદ્રનો લાભ લે એવી તેમને સગવડો કરી આપવી તેનું નામ સમુદ્રની સેવા છે. સમુદ્રમાં થતી ભરતીઓટના બળથી નવી નવી જાતનાં યંત્રો ચલાવવાં ને તેમાંથી જગતના જીવોનાં સુખો વધારવાં તેનું નામ સમુદ્રની સેવા છે. સમુદ્રમાં ઉત્પન્ન થતી ઘણી જાતની ઔષધિઓનો ઉપયોગ કરી, દુઃખી માણુસોને તેનાથી આરામ કરવો તેનું નામ સમુદ્રની સેવા છે. સમુદ્રને કાંઠે છીપ, કોડી, શંખલાં, ફીણુ, રેતી વગેરે સમુદ્રે બનાવેલી ઘણી જાતની ચીજો હોય છે, તે બધી ચીજોનો રૂડો ઉપયોગ કરી સમુદ્રના વધારે વધારે ફાયદા લોકોને સમજાવવા ને આપવા તેનું નામ સમુદ્રની સેવા છે. સમુદ્રમાં અનેક જાતનાં નાનાંમોટાં જીવજંતુ છે અને તે બધાંમાં જુદા જુદા ગુણુ હોય છે; જેવા કે કોઇમાંથી તેલ નીકળે છે, કોઇનાં હાડકાંમાંથી ઘણી જાતની બનાવટો થાય છે, કોઈનાં ચામડાં ઉપયોગી હોય છે, કોઇના દાંત કીમતી હોય છે, કોઇની લાળ ઉપયોગી હોય છે અને કોઇનું ખાતર બને છે. આવી રીતે આજ સુધી નકામી પડી રહેલી ને ફોકટ સડી જતી વસ્તુઓનો ઉપયોગ કરી જગતનું સૌન્દર્ય વધારવું અને સમુદ્રની નકામી ગણાતી ચીજોને કીમતી બનાવવી તેનું નામ સમુદ્રની સેવા છે. કોઇ કોઇ વખત સમુદ્રમાં મોટાં તોફાનો થાય છે તેથી જાનમાલની બહુ ખરાબી થાય છે તેને લીધે દરિયાથી લોકો ડરે છે ને દરિયાની આબરૂ જાય છે, માટે એવાં તોફાનો થતાં અટકાવવાના ઉપાયો શોધી સમુદ્રની કીર્તિ વધારવી તેનું નામ સમુદ્રની સેવા છે. વહાણુ કે આગબોટમાં બેસનાર ઘણાં માણુસોને દરિયો લાગે છે તેથી તેઓને ઊલટી થાય છે ને બેચેની થાય છે. તેને લીધે લાખો માણુસો સમુદ્રનો લાભ લેતાં અટકી પડે છે, માટે દરિયો લાગે નહિ એવા ઉપાયો ગોતવા તેનું નામ સમુદ્રની સેવા છે. જેમ જમીન ઉપર પગે ચાલી શકાય છે, તેમ સમુદ્ર ઉપર પગે ચાલી શકાય એવી યુક્તિઓ શોધવી તેનું નામ સમુદ્રની સેવા છે. ઓછા ખરચમાં બની શકે, વધારેમાં વધારે ઝડપથી દોડી શકે અને તોફાન વખતે પણુ સલામત રહી શકે એવી જાતની નવી ફેશનની બોટો બનાવવી તેનું નામ સમુદ્રની સેવા છે. અને જગતનાં સુખ વધારવામાં જુદી જુદી યુક્તિઓથી મફત મળતા સમુદ્રના અખૂટ પાણીનો ખૂબ ઉપયોગ કરવો તેનું નામ સમુદ્રની

સેવા છે. ટૂંકામાં એજ કે, જગતની ઉન્નતિના કામમાં જેમ બને તેમ દરેક રીતે સમુદ્રનો વધારેમાં વધારે લાભ લઈ શકાય તેમ કરવું અને સમુદ્રની કિંમત તથા સમુદ્રનો મહિમા વધારવો તેનું નામ સમુદ્રની સેવા છે અને એવી સેવાથીજ સમુદ્ર રાજી થાય છે. માટે જો આપણે ખરોખર રીતે સમુદ્રને રાજી કરવો હોય તો તેની ઉપર મુજબ સેવા કરવી જોઇએ. તેને બદલે હાલમાં આપણે સમુદ્રમાં થોડાક ચોખાના દાણા છાંટવામાં અથવા તેમાં નાળિયેર કે ફૂલ નાખવામાંજ સમુદ્રની સેવા સમજીએ છીએ, પણ એવી પૂજાથી સમુદ્ર કેમ રાજી થાય, અનેએથી શું કામ સિદ્ધ થાય, એ વિચારવું કાંઇ મુશ્કેલ નથી. માટે બંધુઓ! જો ખરો લાભ મેળવવો હોય તો હવે એવી પોલમાં પડ્યા રહો મા. પણ તહેવારોનાં રહસ્ય સમજીને બધી બાબતોમાં આવી સારી રીતે દેવની પૂજા કરતાં શીખો—સારી રીતે દેવની પૂજા કરતાં શીખો.

બંધુઓ! આવી રીતે આપણા દરેક તહેવારોના અર્થ સમજીને, હેતુઓ સમજીને અને રહસ્ય સમજીને તેનો સારામાં સારી રીતે ઉપયોગ કરવો એજ આપણી ફરજ છે અને એથીજ દેવો રાજી થાય છે. માટે હવે તો આપણે આવી ઊંચી જાતની પૂજા કરતાં શીખવું જોઇએ અને એવી ઉત્તમ પ્રકારની પૂજા કરવાનું સામર્થ્ય મેળવવા માટે સર્વશક્તિમાન મહાન ઈશ્વરની પ્રાર્થના કરવી જોઇએ કે, હે પ્રભુ! અમને આવી રૂડી રીતે અમારા તહેવારો પાળવાની પ્રેરણા કર અને એવું બળ આપ, એવું બળ આપ. આવી રીતે જે માણસ પોતાની જિંદગીનાં મોટાં મોટાં કામો બહુ વિચારી વિચારીને કરે તેને પછી એમ લાગે છે કે, હવે મારે મારાં દરરોજનાં કર્મ પણ બહુ વિચારીને કરવાં જોઇએ. એમ વિચારવાની સાથે તેનું પહેલું ધ્યાન ખાવાપીવા ઉપર જાય છે; કારણ કે એ આપણી જિંદગીમાં દરરોજની બહુ મુખ્ય અને અગત્યની બાબત છે, માટે એ ઉપર તેનું પહેલું ધ્યાન ખેંચાય છે. તેથી હવે પછીના અગિયારમા પગથિયામાં ખાવાપીવાના નિયમો વિષે કહેવામાં આવશે.





# पगथियुं ११ मुं–खावापीवाना नियमो

## મારી જિંદગી સુધારવા માટે મારે મારી દરરોજની ભૂલો જાણવી જોઇએ

ઉપરના દસમા પગથિયામાં કહ્યા મુજબના તહેવારોનાં રહસ્યો જેઓ સમજે, એ રહસ્યોને પોતાની જિંદગીમાં ઉતારે અને તેનો આનદંદાયક ઊંચો અનુભવ લે તેને પછી ધીરે ધીરે એમ લાગે છે કે, મહિને બે મહિને તહેવારના પ્રસંગોને લીધે, એકાદ દિવસ ભલા થઇએ તેમાં શું વળે ? એથી કાંઈ જિંદગી સુધરી જાય નહિ, એટલી ભલાઇથી કાંઈ ભગવાન મળી જાય નહિ અને મહિને બે મહિને એકાદ દિવસ ખાસ પ્રસંગને લીધે જરાકવાર ભલા થઇએ તેથી કંઈ આત્માનું કલ્યાણ થઈ જાય નહિ. માટે હવે તો અમારે અમારું દરરોજનું જીવન સુધારવું જોઇએ, અમારું દરરોજનું જીવન ઊંચી જાતની રહેણીકરણીવાળું થાય એમ કરવું જોઇએ. અમારું દરરોજનું જીવન વધારેમાં વધારે જ્ઞાનભક્તિવાળું થાય એમ કરવું જોઇએ. અમારું દરરોજનું જીવન અમારા આત્માને સંતોષ આપે તેવું જોઇએ અને અમારું દરરોજનું જીવન પ્રભુની સેવામાં તથા પ્રભુનાં બાળકોની સેવા કરવામાં જાય એમ થવું જોઈએ. કારણ કે માત્ર વારતહેવારેજ અમે જરાતરા ભલા થઇએ એટલાથીજ કાંઇ અમે સંસારસાગર તરી શકીએ તેમ નથી. પણ અમારે તો અમારા રોજના પવિત્ર જીવનમાંથીજ તરવાનું છે. માટે અમારું દરરોજનું જીવન પવિત્ર ઉચ્ચ હેતુઓવાળું અને પ્રભુને ગમે તેવું હોવું જોઇએ. માટે હવે મારે એ જાણવું જોઇએ કે, મારી દરરોજની જિંદગીમાં કયે કયે ઠેકાણે મારી ભૂલ થાય છે? એ ભૂલ મારે જાણવી જોઇએ. કારણ કે એ ભૂલ હું જાણી શકું તો એ ભૂલ સુધારવાના ઉપાયો કરી શકું. માટે હવે મારે રોજની નાનીમોટી ભૂલો જાણવી જોઇએ.

## મારી જિંદગી કાંઇ ખાવાપીવા માટેજ નથી પણ સેવા કરવા માટેજ છે

પ્રભુના કૃપાપાત્ર જે હરિજનને ઉપર મુજબ વિચાર થાય તે હરિજન પછી પોતાની દરરોજની જિંદગીમાંથી ભૂલો શોધવા માંડે છે. એ વખતે તેને પહેલી મોટી ભૂલ પોતાના ખાવાપીવામાં દેખાય છે, કારણ કે ખાવુંપીવું એ દરેક માણસનું દરરોજનું કામ છે; એટલુંજ નહિ પણ ભોજન બનાવવામાં ઘણો વખત જાય છે, ઘણા પૈસાનું ખર્ચ થાય છે અને વધુ ભાગે ઘણી જાતની હાયવોય પેટને ખાતર તથા જીભના સ્વાદને ખાતરજ કરવી પડે છે. આ વાત વિચાર કરનાર માણસને ચોખ્ખી રીતે સમજાઇ જાય છે, તેથી પોતાની દરરોજની જિંદગી સુધારવા માટે તે પ્રથમ પોતાના દરરોજના ખોરાક ઉપર ધ્યાન આપે છે. એ વખતે પ્રભુકૃપાથી તેને ખબર પડે છે કે, મારી જિંદગી કાંઇ ખાવાપીવા માટેજ નથી, પણ મારી જિંદગી તો પરમાત્માની સેવા કરવા માટેજ છે અને ખાવુંપીવું તે તો માત્ર જિંદગીને ટકાવી રાખવા માટેજ જરૂરનું છે.

## આત્માને ખાવાપીવાની જરૂર નથી

ખાવાપીવા માટેજ જિંદગી નથી, પણ જિંદગી ટકાવી રાખવા માટે ખાવુંપીવું જરૂરનું છે, એમ કહી દેવું એટલુંજ કંઇ બસ નથી; કારણ કે ટૂંકામાં એમ કહી દેવાથી સાધારણ સમજવાળાં વ્યાવહારિક માણસોના મનનું સમાધાન થઇ શકે નહિ, તેઓને તો કાંઇક વધારે ચોખ્ખી રીતે સમજાવવાં જોઇએ. તે સારુ આગળ વધેલા જ્ઞાની મહાત્માઓ કહે છે કે, આત્માને કાંઇ ખાવાપીવાની જરૂર નથી, તે તો ખાધાપીધા વિના અનંતકાળ સુધી અમર રહી શકે છે અને યાદ રાખજો કે, આપણી જિંદગી આત્મા વડેજ છે, કાંઇ એકલા દેહવડેજ નથી. એટલે એ ઉપરથી ચોખ્ખી રીતે સમજી શકાય તેમ છે કે, ખાવુંપીવું એ દેહનો ધર્મ છે, ઇન્દ્રિયોનો ધર્મ છે, મનનો ધર્મ છે, વાસનાઓનો ધર્મ છે અને આજુબાજુના સંજોગોનો ધર્મ છે; પણ કંઇ આત્માનો ધર્મ નથી. એટલુંજ નહિ પણ આત્મામાં એટલું બધું બળ છે કે, જો એના બળને ખીલવ્યું હોય તો તે મન ઉપર, બુદ્ધિ ઉપર, ઇંદ્રિયો ઉપર, શરીર ઉપર, સંસ્કારો ઉપર અને જગતની બીજી બધી સ્થૂલ અને સૂક્ષ્મ સૌ વસ્તુ ઉપર કાબૂ રાખી શકે તેમ છે. એટલુંજ નહિ પણ તે નિર્લેપ છે, નિરાકાર છે, સૂક્ષ્મથી સૂક્ષ્મ છે અને આગમાં

બળે નહિ, પાણીમાં પલળે નહિ, પવનથી સુકાય નહિ અને હથિયારથી કપાય નહિ એવો છે. મતલબ કે, જગતની કોઈ પણ ચીજ આત્માને દુઃખ દઇ શકે કે તેનો નાશ કરી શકે તેમ નથી, ત્યારે ભૂખતરસ જેવી સાધારણ બાબત આત્માને કેવી રીતે હેરાન કરી શકે ? અને એવી સ્થૂલ વસ્તુઓની આત્માને શી જરૂર હોય ? યાદ રાખજો કે, આત્માને ખાવાપીવાની કાંઇજ દરકાર નથી. માટેજ જ્ઞાનીઓ કહે છે કે, ખાવાપીવાને માટેજ આપણી જિંદગી નથી, પણ આ સ્થૂલ શરીરને ટકાવી રાખવા માટેજ ખાવુંપીવું જરૂરનું છે. આમ હોવાથી ખાવાપીવાની બાબત ઉપર જેમ બને તેમ મહાત્માઓ બહુ થોડો ભાર મૂકે છે અને તે સારુજ અસલના પવિત્ર ઋષિઓ પાણી અને અન્ન જેવી બહુજ જરૂરની ચીજો હોય તેનોજ ઉપયોગ કરતા હતા, અને તે પણ બહુજ નિયમિતપણે, બહુજ હદમાં રહીને તથા બહુજ મિતાહારપણે વાપરતા હતા. કારણ કે તેઓ ખુલ્લી રીતે એમ સમજતા અને એમ અનુભવતા કે, આપણી જિંદગી કાંઇ ખાવાપીવા માટે નથી, પણ સ્થૂલ શરીરને ટકાવી રાખવા માટેજ ખાવુંપીવું જરૂરનું છે. આ વિચાર તેઓનાં મનમાં બહુ મજબૂત થઇ ગયેલો હોવાથી તથા તેઓનાં જીવનમાં ઊતરી ગયેલો હોવાથી તેઓ ખાવાપીવાની બાબતમાં બહુ અંકુશમાં રહી શકતા હતા અને તેને લીધે તેઓ બહુ ઊંચું જીવન ભોગવી શકતા હતા. કારણ કે ખાવાપીવાની વૃત્તિ તેઓના કાબૂમાં આવી ગયેલી હતી, એટલે ખાવાપીવાના શોખને ખાતર જગતમાં જે જે જાતની ઉપાધિઓ ભોગવવી પડે છે તે તે ઉપાધિઓથી તેઓ બચેલા હતા. એટલે ખાવામાં જે મહેનત, જે વખત, જે ખર્ચ અને જે હાયવોય થાય તે બધાંથી તેઓ બચી જતા, અને એ બચેલો વખત, પૈસા તથા મહેનત તેઓ પોતાની જિંદગી સુધારવામાં ગાળી શકતા હતા, તેથી તેઓ પ્રભુના પ્યારા થઇ શકતા અને મોક્ષમાર્ગનાં અલૌકિક સુખો ભોગવી શકતા હતા. અને આ બધું થવાનું મૂળકારણ કંઇ ખાવાપીવા માટેજ જિંદગી નથી, પણ જીવવાને ખાતર ખાવાનું છે, એમ સમજવું એજ હતું.

## આપણા શરીરને જે સ્થિતિમાં રાખવા માગીએ તે સ્થિતિમાં તે રહી શકે તેમ છે

ઉપર કહેલું છે કે, આત્માને ખાવાપીવાની જરૂર નથી અને એ વાત એટલી બધી વાસ્તવિક તથા સાદી છે કે, ધર્મનું જરાક

રહસ્ય જાણનાર માણસને પણ એમાં કાંઇ શંકા લાગે તેમ નથી; પણ આગળ વધીને કેટલાક મહાત્માઓ તો એમ પણ કહે છે કે, આપણા આ સ્થલ દેહને પણ ખોરાકની જરૂર નથી, તે પણ ખાધાપીધા વિના ટકી શકે તેમ છે. અને તે પણ પાંચ–પંદર દિવસ કે મહિનો બે મહિનાજ નહિ, પણ સેંકડો વરસો સુધી ખાધાપીધા વિના ટકી શકે એવો આપણો દેહ છે અને એજ પ્રભુતા છે તથા પ્રભુની દયા છે કે, તેણે આપણા શરીરનું બંધારણ એવા પ્રકારનું કરેલું છે કે, તેને જે સ્થિતિમાં રાખવા માગીએ તે સ્થિતિમાં તે રહી શકે તેમ છે. આ વાત સાંભળીને ઘણાં માણસોને બહુ અજાયબી લાગશે કે, આ તે તમે શું કહો છો? ખાધાપીધા વિના સેંકડો વરસો સુધી જીવી શકાય એ તે શું બનવાજોગ છે? આત્માને ખોરાકની જરૂર નથી એ વાત કદી માની શકાય; પણ દેહને ખોરાકની જરૂર નથી એ વાત કેમ મનાય? આવો સવાલ સ્વાભાવિક રીતેજ ઘણાં માણસોનાં મનમાં ઊભો થશે.

## ભૂખતરસ ક્યાંથી ઉત્પન્ન થાય છે તેનો ખુલાસો

મહાત્મા પતંજલિ ભગવાને યોગશાસ્ત્રમાં એમ કહેલું છે કે, ગળામાં કંઠકૂપ નામે એક જગ્યા છે. તે જગ્યાએથી ભૂખતરસ ઉત્પન્ન થાય છે. માટે ખેચરીમુદ્રા કરીને એટલે કે જીભને ×છેદન તથા દોહનથી લાંબી કરીને કંઠકૂપ સુધી પહોંચાડે અને ત્યાં ટકાવી રાખતાં આવડે તેને ભૂખતરસ લાગતી નથી.

આ સિવાય ભૂખતરસ ન લાગે તેનો બીજો સંબંધ પ્રાણવાયુની સાથે પણ છે, તેથી જેનો પ્રાણવાયુ વધારે ચાલ્યો જાય તેને વધારે ભૂખતરસ લાગે છે અને જેનો પ્રાણવાયુ ઓછો જાય અથવા જેને પ્રાણને રોકતાં આવડે તેને ભૂખતરસ ઓછી લાગે છે. જેમકે જે માણસ બહુ મહેનત કરે તેના વધારે શ્વાસ ચાલ્યા જાય છે, તેથી તેને વધારે ભૂખતરસ લાગે છે. જે માણસ કસરત કરે, પહાડો ઉપર ચડે, બહુ વિષયો ભોગવે અને બહુ તોફાન–મસ્તી કરે, તેના વધારે શ્વાસ ચાલ્યા જાય છે, તેથી તેઓને વધારે

× છેદન એટલે જીભની નીચે જે ચામડી વળગેલી છે, તેમાં ઝીણાં હથિયારવડે વારંવાર કાપ મુકાય છે અને દોહન એટલે ગાયના આંચળમાંથી જેમ દૂધ દોહવાય છે, તેમ બન્ને હાથ વડે જીભને આસ્તે આસ્તે ખેંચીને લાંબી કરવામાં આવે છે. આ વિષેનો વધારે ખુલાસો યોગશાસ્ત્રનાં પુસ્તકોમાંથી મળશે.

ખાવુંપીવું પડે છે. એ સિવાય તાવ વગેરે કેટલીક જાતના રોગોમાં વધારે શ્વાસ ચાલે છે તથા શરીરમાં ગરમી વધી જાય છે તેથી બીમાર માણસને વારે વારે તરસ લાગે છે. આવી રીતે જેમ પ્રાણતત્ત્વ વધારે જવાથી વધારે ભૂખતરસ લાગે છે તેમજ પ્રાણ-તત્ત્વ ઓછું ખર્ચાય તેઓને ભૂખતરસ ઓછી લાગે છે, જેમકે જે શ્રીમંતો કોઇ પણ જાતની મહેનત ન કરતા હોય અને ગાદીતકિયા ઉપર પડ્યા રહેતા હોય, તેઓનો શ્વાસ મહેનતુ માણસના કરતાં ઓછો ચાલે છે, તેથી તેઓને થોડી ભૂખ લાગે છે. એ સિવાય જે હરિજનો કે સાધુસંતો શાંતિમાં જિંદગી ગાળતા હોય અને ભજ-નમાં પોતાનો ઘણો વખત રોકતા હોય, તે ભાગ્યશાળીઓને બહુ ઓછી ભૂખ લાગે છે. કારણ કે ભૂખનો સંબંધ પ્રાણતત્ત્વની સાથે છે, માટે જેને પોતાના પ્રાણવાયુને રોકતાં આવડે તેને ભૂખતરસ ઓછી લાગે છે. આવો નિયમ હોવાથીજ અસલના ઘણાયે મહા-ત્માઓ ભૂખતરસ ઉપર પોતાનો કાબૂ રાખી શકતા હતા, કારણ કે પોતાના શ્વાસને રોકવાની વિદ્યા તેઓ જાણતા હતા તેથી પ્રાણાયામ કરવામાં, ધ્યાનની સ્થિતિમાં અને સમાધિના આનં-દમાં તેઓ પોતાનો ઘણો વખત ગાળતા હતા, તેથી તેઓને ભૂખતરસ બહુ થોડી લાગતી હતી. માટે આપણે પણ જો ભૂખતર-સનાં દુઃખોમાંથી બચવું હોય, તો પ્રાચીન ઋષિઓએ અનુભવેલા આ ઉત્તમ કુદરતી ઉપાયોનો લાભ લેતાં શીખવું જોઇએ. આપણા દેહનું બંધારણ એવું છે કે, ખાધાપીધા વિના પણ જીવી શકાય છે કારણ કે ભૂખતરસનો સંબંધ કાંઈ એકલા દેહની સાથે નથી પણ પ્રાણતત્ત્વની સાથે છે; એટલુંજ નહિ પણ પરમકૃપાળુ પરમા-ત્માએ આપણા દેહનું બંધારણ એવી ઉત્તમ રીતે બનાવેલું છે કે, તે ખાધાપીધા વિના પણ ટકી શકે છે. યાદ રાખજો કે, આ કાંઈ કલ્પિત વાતો નથી, પણ શાસ્ત્રના પ્રમાણની અને મહાત્માઓના અનુભવની વાતો છે. એટલુંજ નહિ પણ આજે પણ ઘણે ઠેકાણે આપણે જોઇ શકીએ છીએ કે, કેટલાક માણસો માત્ર જાનવરી ખોરાકો ઉપરજ રહે છે ને કેટલાક માણસો માત્ર ભાજીપાલા ઉપર રહે છે. કેટલાક માણસો ફક્ત દૂધ ઉપરજ જીવે છે. કેટલાક માણ-સો ફળ ખાઈને પોતાની જિંદગી ટકાવી શકે છે અને કોઈ કોઇ માણસો માટી, છાણ, રાખ, કોલસા અને ઘાસ ખાઈને પણ પો-તાની જિંદગી ટકાવી શકે છે. અને તેમ છતાં જે ખોરાકથી માણસ રહેવા માગે તે ખોરાક ઉપર એ ધીરે ધીરે રહી શકે છે; એટલુંજ

નહિ પણ જૈનોના કેટલાક સાધુઓ બબ્બે ત્રણત્રણ મહિનાના ઉપવાસ કરે છે અને તેમ છતાં કથાવાર્તા કરે છે, ફરેહરે છે તથા સેંકડો માણસોને દરરોજ મળેહળે છે; કારણ કે પરમકૃપાળુ પરમાત્માએ આપણા શરીરની રચના એવી બનાવી છે કે, ખાધાપીધા વિના પણ તે નભી શકે. પણ તેમાં મૂળ મુદ્દાની વાત એટલીજ છે કે, ખાધાપીધા વિના કેમ જીવી શકાય તેની ખરી ને ટૂંકી કૂંચી આપણને મળેલી નથી, તેથી આપણને એ બાબત બહુ મોટી મોટી લાગ્યા કરે છે, પણ જો એ કૂંચી મળી જાય તો એમાં જરાય મોટી વાત નથી, કારણ કે કુદરતના શબ્દકોશમાં અશક્ય શબ્દ નથી.

## ભૂખ ન લાગે તેવી દવા

આ સિવાય ભૂખતરસ ન લાગે અથવા ઓછી લાગે એવી ઘણી જાતની દવાઓ છે અને તે દવાઓ કોઇ કોઇ સાધુઓ જાણે છે. જેમકે, અપામાર્ગ (અઘેડો)નાં બી એક તોલો લઇ તેની દૂધમાં ખીર બનાવી ખાવાથી પાંચ સાત દહાડા સુધી ભૂખ લાગતી નથી, એમ સાંભળેલું છે તથા કેટલાક ગ્રંથોમાં લખેલું છે. એવીજ રીતે કેટલીક જાતના કંદ થાય છે, તે ખાવાથી પણ ઘણા દહાડા સુધી ભૂખ લાગતી નથી, એમ અનુભવી સાધુઓએ કહેલું છે. હવે આ ઉપરથી વિચાર કરવો જોઇએ કે, જો ભૂખતરસ લંબાવી શકાય એવી શરીરની પ્રકૃતિ ન હોય તો એવી જાતની દવાઓ પ્રભુ શા માટે પેદા કરે? અને એ દવાઓ શરીરને અનુકૂળ કેમ આવે? પણ આપણે જોઇએ છીએ કે, ભૂખતરસને રોકી શકે એવી દવાઓ પ્રભુએ બનાવેલી છે અને તે ઘણાં માણસોની પ્રકૃતિને અનુકૂળ આવી શકે છે, તે ઉપરથી પણ ખાતરી થાય છે કે, આપણા શરીરનું બંધારણ પરમકૃપાળુ પિતા પરમાત્માએ એવું બનાવેલું છે કે, જો આપણે ભૂખતરસને રોકવા માગીએ તો તેને સહેલાઇથી રોકી શકીએ અને તેમ છતાં આપણા શરીરને કોઈ પણ જાતની ગંભીર ઇજા થાય નહિ. હવે વિચાર કરવો જોઇએ કે, જે ચીજ સહેલાઇથી રોકી શકાય છે, તે ચીજને ન રોકવી અને તેમાંજ પૈસા, વખત ને જિંદગી ગુમાવવી એ કરતાં વધારે મૂર્ખાઇ બીજી કઈ? એવી મૂર્ખાઇમાં સાધારણ લોકો પડ્યા રહે એ જુદી વાત છે, પણ આગળ વધેલા હરિજનો એવી ભૂલમાં શા માટે પડ્યા રહે? માટે આપણે પણ જો આગળ વધવું હોય તો એવી જાતની ભૂલોમાંથી બચવાની કોશિશ કરવી જોઇએ.

## મહાત્માઓ કહે છે કે, થોડું ખાવાથી વધારે જીવી શકાય છે

ઘણાં માણસોને એવી ફિકર લાગે છે કે, ખાધાપીધા વિના શરીર ટકી શકે નહિ અને કદી હઠ કરીને શરીરને ખાધાપીધા વિના ચલાવી લઇએ તો પરિણામે નુકસાન થયા વિના રહે નહિ. આવી જાતની માન્યતા એક હજારમાંથી નવસો નવ્વાણું માણસોની થઈ ગયેલી છે; કારણ કે બધા માણસોનાં મનમાં ઘણું કરીને એવીજ જાતના સંસ્કારો પડી ગયેલા છે અને ઘણું કરીને એવુંજ તેઓને નજરે દેખાય છે. તેથી કાંઇ પણ લાંબો વિચાર કર્યા વિના, ઊંચી જાતના વિચારો જાણ્યા વિના, અનુભવી મહાત્માઓના અનુભવો જાણ્યા વિના અને શાસ્ત્રના સિદ્ધાંતો તથા મનુષ્યની પ્રકૃતિનું રહસ્ય જાણ્યા વિના, માણસો અભિપ્રાય આપી દે છે. માટે એવા અભિપ્રાય ઉપર કેટલું વજન રાખવું, તે સૌ ભાઇબહેનોએ વિચારવા જેવું છે. એટલુંજ નહિ પણ ખાધાપીધા વિના શરીરને નુકસાન થશે એવી બીક રાખવાને બદલે અનુભવી મહાત્માઓ તો એમ માને છે કે, નહિ ખાવાથી શરીર વધારે ટકી શકે છે. કારણ કે શરીર એ જુદી જાતના પરમાણુઓનું બનેલું છે અને અન્ન એ જુદી જાતના પરમાણુઓનું બનેલું છે. એ બન્ને કાંઇ એકજ જાતના પરમાણુઓ નથી. તેથી યાદ રાખજો કે, જેમ અન્નથી દેહનું પોષણ થાય છે તેમજ બધી જાતના રોગો ખાવાપીવામાંથીજ ઉત્પન્ન થાય છે. કારણ કે અન્નનો સ્વભાવ જલદીથી સડી જવાનો છે અને દેહનો સ્વભાવ તેને પોતાની અંદર પચાવીને મિલાવી લેવાનો છે; તેથી અન્નને લીધે દેહમાં ઘણી જાતના રોગો દાખલ થાય છે, પણ જો શરીરમાં અન્ન દાખલ ન થતું હોય અથવા ઓછું દાખલ થતું હોય તો, એટલા પ્રમાણમાં રોગથી બચી શકાય છે. પણ સવાલ એ ઊભો થાય છે કે, ત્યારે અન્ન વિના શરીર શામાંથી પોષણ મેળવે? કારણ કે શરીરની અંદર ઘણી જાતના સંચાઓ ચાલે છે. જેમકે શ્વાસ ચાલે છે, લોહી ફરે છે, સ્નાયુઓ પોતપોતાનું કામ કરે છે, જઠરાગ્નિ ચાલે છે, મગજમાં વિચારશક્તિ કામ કર્યા કરે છે, જ્ઞાનતંતુઓ પોતાની ફરજો બજાવ્યા કરે છે અને વાળ વધે છે, નખ વધે છે તથા શરીરમાં બીજા પણ ઘણી જાતના ફેરફારો દર પળે થયા કરે છે. ટૂંકામાં એજ કે, કોઈ પણ જાતની ક્રિયા વિના એક ક્ષણ પણ શરીર રહી

શકતું નથી, તેમાં કાંઈક ને કાંઇક ક્રિયાઓ દર પળે ચાલ્યાજ કરે છે. અને એ દરેક ક્રિયા થવામાં શરીરને કાંઈક કાંઇક ઘસારો લાગે છે. કારણ કે ક્રિયા એ ગતિ છે. ગતિમાં ગરમી છે અને ગરમી કેટલીક જાતના પરમાણુનો નાશ કરે છે. તેથી સ્વાભાવિક રીતેજ શરીરમાં દરરોજ કાંઇક કાંઈક ઘસારો લાગ્યા કરે છે. એ ઘસારાની ખોટ ખોરાક વિના કેમ પૂરી શકાય ? એમ ઘણાં માણસો સવાલ પૂછે છે, તેના જવાબમાં આગળ વધેલા જ્ઞાનીઓ કહે છે કેઃ–

## શરીરને પોષણ આપનારાં સૂક્ષ્મ તત્ત્વો

આ જગતમાં આપણી જાણમાં આવેલાં જેટલાં તત્ત્વો છે અને જેટલી વસ્તુઓ છે, તે કરતાં આપણને નહિ જણાયેલી ઘણી વધારે વસ્તુઓ છે અને આપણને નહિ સમજાયેલાં લાખો તત્ત્વો છે. એ તત્ત્વોમાંથી સેંકડો જાતનાં તત્ત્વો અદૃશ્ય રીતે આપણાં જીવનને પોષણ આપ્યા કરે છે. જેમ કે, ઓઝોન, ઑકિસજન વગેરે વાયુઓ, જગતના દરેક પરમાણુઓમાં ફેલાઇ રહેલી વીજળી, ઇથર વગેરે ઘણી ચીજો આપણી જિંદગીને ટકાવી રાખવામાં મદદ કરે છે; એટલુંજ નહિ પણ જે આગળ વધેલા છે અને જેમની જ્ઞાનદૃષ્ટિ ખીલેલી છે, તે મહાત્માઓ તો એમ કહે છે કે, આપણી જિંદગીને પોષણ આપવાવાળાં જેટલાં સ્થૂલ તત્ત્વો છે, તે કરતાં આપણને નહિ સમજાયેલાં સેંકડો સૂક્ષ્મ તત્ત્વો આપણી જિંદગીને ટકાવી રાખવામાં ઘણી વધારે મદદ કરે છે. માટે કોઇ પણ માણસે કદી પણ એવી ભૂલમાં ન રહેવું જોઇએ કે, ખાવાપીવાની બહારની વસ્તુઓ વડેજ આપણું શરીર ટકી શકે છે. કારણ કે અનેક સૂક્ષ્મ તત્ત્વોની મદદથીજ આપણી જિંદગી ટકી શકે છે છતાં પણ એમ માનવું કે, થોડીક જડ ચીજોની મદદથીજ આપણી જિંદગી લંબાય છે એ બહુ મોટી ભૂલ છે અને જો જરાક વધારે વિચાર કરીએ તો એ ભૂલ આપણે ખુલ્લી રીતે જોઇ શકીએ છીએ. જેમકે ખાવાપીવાની ઘણી ચીજો હાજર હોય છતાં પણ તે એકે કામ લાગતી નથી અને જ્યારે મોત આવે ત્યારે બધી જાતની સ્થૂલ વસ્તુઓ હાજર છતાં પણ પ્રાણ ચાલ્યો જાય છે; એટલુંજ નહિ પણ આ જગતમાં ખાવાપીવાની તંગીથી ભૂખમરાને લીધે જેટલાં મરણો થાય છે તે કરતાં ખાવાપીવાના હદબહારના ઉપયોગથી વધારે મરણ થાય છે. કારણ કે અન્ન છે તે જલદી સડી જાય તેવી વસ્તુ છે, તેથી તેમાં તરતજ અનેક જાતનાં જંતુઓ ઉત્પન્ન થાય

છે અને જંતુઓ જુદી જુદી જાતના રોગોને ઉત્પન્ન કરે છે અને તે રોગો પ્રાણીઓની જિંદગીનો નાશ કરે છે. પણ તેને બદલે કુદરતમાંથી આપણી જિંદગીના પોષણ માટે જે સૂક્ષ્મ તત્ત્વો સ્વાભાવિક રીતેજ મળે છે, તે તત્ત્વોમાં ખરાબ જંતુઓને મારી નાખવાની તથા રોગનો નાશ કરવાની શક્તિ રહેલી છે; તેથી આપણી ખાવાપીવાની વસ્તુઓ આપણી જિંદગીને ટકાવી રાખવામાં જેટલી મદદ કરી શકે તે કરતાં અદૃશ્ય તત્ત્વો આપણી જિંદગીને ટકાવી રાખવામાં ઘણી વધારે મદદ કરી શકે છે. અને એવાં સૂક્ષ્મ અદૃશ્ય તત્ત્વો કાંઇ થોડાં નથી, પણ હજારો જાતનાં છે. પણ આપણું સાયન્સ હજુ ત્યાં સુધી પહોંચ્યું નથી, એટલે એ બાબતના જેવા જોઇએ તેવા સ્પષ્ટ ખુલાસાઓ આપણે જાણતા નથી. તેથી કુદરતમાં રહેલાં સૂક્ષ્મ તત્ત્વો ઉપર જે ભાર મૂકવો જોઇએ તે ભાર તેની ઉપર આપણે મૂકતા નથી અને તેને બદલે જડ વસ્તુઓ ઉપર આપણે વધારે ભાર મૂકયા કરીએ છીએ. પણ એમ સમજતા નથી કે, જે જડ છે તે ડાળાંપાંખડાં છે અને સૂક્ષ્મ છે તે મૂળ છે. યાદ રાખજો કે, મૂળમાંથીજ ડાળાંપાંખડાં થાય છે પણ ડાળાંપાંખડાંમાંથી કાંઇ મૂળ થતું નથી; તેમજ સૂક્ષ્મ પરમાણુઓથી જિંદગી ટકી શકે છે, કાંઇ એકલાં ખાવાપીવાથી જિંદગી ટકી શકતી નથી. માટે જે મહાત્માઓને આ બધા સિદ્ધાંતો ચોખ્ખી રીતે સમજાયેલા હોય, તેઓ ખાવાપીવાની બાબત ઉપર બહુ ભાર મૂકતા નથી અને તેથીજ તેઓ મહાત્મા થઇ શકયા છે. માટે આપણે પણ જો તેઓના જેવું જીવતાં શીખવું હોય અને તેઓના જેવા થવું હોય તો ખાવાપીવાની બાબતમાં હદમાં રહેતાં શીખવું જોઇએ.

## દેવો ખાધાપીધા વિના જીવી શકે છે

આ સિવાય આ વાત પણ ધ્યાનમાં રાખવા જેવી છે કે, દુનિયાના દરેક ઊંચા ધર્મમાં કહેલું છે કે, દેવો હજારો ને લાખો વરસો સુધી જીવી શકે છે; એટલુંજ નહિ પણ તેઓનાં શરીરો આપણાં શરીર કરતાં બહુજ સુંદર હોય છે અને તેમ છતાં અજાયબીની વાત એ છે કે, આપણી પેઠે જિંદગી ટકાવવા માટે કોઇ પણ જડ વસ્તુ તેઓને ખાવી પડતી નથી. મતલબ કે, ખાધાપીધા વિના તેઓ જીવી શકે છે અને તે પણ થોડાક દહાડા કે થોડાક મહિનાઓ નહિ, પણ લાખો વરસો સુધી અન્નપાણી વિના

તેઓ જીવી શકે છે. અને યાદ રાખજો કે, આ કાંઈ કલ્પિત વાતો નથી, પણ દરેક મહાન ધર્મોના સિદ્ધાંતની વાતો છે, મહાત્માઓએ કબૂલ રાખેલી વાતો છે અને અનુભવીઓના અનુભવમાં ઊતરેલી વાતો છે. માટે દેવોને નામે ચાલતી ઘણી જાતની પોલોમાં નહિ પડ્યા રહેતાં તેમના આવા મહાન ગુણો આપણે સમજવા જોઇએ અને તે ગુણોને આપણી જિંદગીમાં ઉતારવાની કોશિશ કરવી જોઇએ.

## મિતાહારના ફાયદા

ખાવાપીવાની બાબતમાં આ વાત પણ સમજવા જેવી છે કે, અન્ન છે તે જડ છે અને નાશવંત છે, તેથી તેમાંથી જે શરીર બંધાય છે તે શરીર પણ જડતાવાળું, રોગવાળું અને જલદીથી નાશ થઇ જવાવાળું હોય છે. કારણ કે જેનો પાયોજ સડેલો હોય તે ઇમારત ઘણો વખત ક્યાંથી ટકી શકે? પણ એને બદલે જિંદગીને પોષણ આપનારાં જે સૂક્ષ્મ તત્ત્વો છે તે તત્ત્વો ઘણા કાળ સુધી ટકી શકે તેવાં છે, તેમાં જલદીથી વિકાર થાય નહિ તેવાં છે અને બીજાં સૂક્ષ્મ તત્ત્વોને ગ્રહણ કરી શકે તેવાં છે. તેથી જે માણસના શરીરમાં એવાં સૂક્ષ્મ તત્ત્વો વધારે હોય તેની ઇંદ્રિયો તેના તાબામાં રહી શકે છે, તેનું મન પવિત્ર હોય છે, તેની બુદ્ધિ વિશાળ હોય છે, તેનો અહંભાવ સત્ત્વગુણી હોય છે અને તેના આત્માને અનંતતામાં ઊડવા માટે નાની નાની પાંખો મળેલી હોય છે તેથી તે પોતાની ઉન્નતિ બહુ જલદીથી કરી શકે છે અને જગતને પણ બહુ મદદ કરી શકે છે; પણ જે માણસો ખાવાપીવાની બાબતમાંજ રહી જાય છે અને કુદરતનાં ઊંચાં તત્ત્વોનો લાભ લેતા નથી તેઓનાં શરીર બહુ જડતાવાળાં હોય છે, બહુ મળમૂત્રવાળાં હોય છે, બહુ વિકારવાળાં હોય છે ને બહુ નિદ્રાવાળાં હોય છે. એટલુંજ નહિ પણ તેઓની ઇંદ્રિયો તેઓના કાબૂમાં રહી શકતી નથી, તેઓનું મન બહુ ચંચળ હોય છે, તેઓની બુદ્ધિ બહુ ઊંચાં તત્ત્વો ગ્રહણ કરી શકતી નથી અને તેઓનો જીવાત્મા અંધારા કેદખાનામાં પુરાઇ ગયેલો હોય તેના જેવી તેઓની સ્થિતિ હોય છે, તેથી તેઓ પોતાના આત્માનો ઉદ્ધાર કરી શકતા નથી, તેમજ જગતને પણ કાંઇ મદદ કરી શકતા નથી. અને યાદ રાખજો કે, આટલી બધી મોટી નુકસાની માત્ર ખાવાપીવાની બાબતમાં નિયમ ન રાખીએ તેમાંથીજ થાય છે. માટે આપણે ખાવાપીવાની બાબતમાં બહુ સંભાળ રાખતાં શીખવું

જોઇએ અને એમ સમજવું જોઇએ કે, કાંઈ ખાવાપીવા માટેજ આપણી જિંદગી નથી, પણ જિંદગીને ટકાવવા સારુ જરૂર જેટલું ખાવાપીવાનું છે.

## ખોરાકની મદદ વિના પોષણ મેળવવાની કૂંચી

આ બધી હકીકત જાણ્યા પછી સ્વાભાવિક રીતેજ ઘણુંય ભાઇબહેનોને એમ પૂછવાનું મન થશે કે, ત્યારે હવે અમારે શું કરવું ? ખાવુંપીવું કેવી રીતે ઓછું કરી શકાય અને કુદરતનાં સૂક્ષ્મ તત્ત્વોનો લાભ કઇ રીતે લઇ શકાય ? તેના જવાબમાં જણાવવું જોઇએ કે, આટલે બધે ઊંચે દરજ્જે પહોંચવું એ કાંઇ એકદમ બની શકે તેમ નથી, પણ ક્રમે ક્રમે દરરોજ આહારવિહારમાં નિયમિતપણે રહેવાની કોશિશ કરવી જોઇએ. જે હરિજનો એ જાતના સિદ્ધાંતો સમજતા હોય તથા તેનો અનુભવ લેતા હોય, તેમના સત્સંગનો લાભ લેવો જોઇએ અને જડ વસ્તુમાંથી પોષણ મેળવવાની ટેવ પાડી છે તેને બદલે સૂક્ષ્મ તત્ત્વોમાંથી પોષણ મેળવવાની ટેવ પાડવી જોઇએ. અને એ ટેવ કાંઈ કહેવાથી પડે તેવી નથી, પણ રોજના અભ્યાસથી અને જાતઅનુભવથી પોતાની મેળે આવડે તેમ છે. પણ એમ થતાં પહેલાં પ્રભુપ્રેમની, ભક્તિની અને સાત્ત્વિક ત્યાગની ખાસ જરૂર છે. કારણ કે એ બધાંની કૂંચી,

ब्रह्म सत्यं जगन्मिथ्याः जीवो ब्रह्मैव ना परः ।

એજ છે. માટે એ કૂંચી વાપરતાં શીખવું જોઇએ. એ શીખવાની રીતિ એ છે કે, બહુજ મજબૂતપણે હંમેશાં એજ ભાવના રાખવી કે, મારો આત્મા શુદ્ધ છે, નિરંજન છે, નિરાકાર છે, સર્વવ્યાપક છે અને એને જગતની કોઇ પણ વસ્તુની મદદની જરૂર નથી કારણ કે એનો સંબંધ પરમાત્માની સાથે છે. પરમાત્મામાંથી તેને જીવન મળે છે. માટે તેમાં રોગ હોયજ નહિ, દુઃખ હોયજ નહિ, શોક હોયજ નહિ અને જગતની કોઇ પણ જડ વસ્તુની મદદની તેને જરૂર હોયજ નહિ; કારણ કે તે અમર છે અને અખંડ આનંદરૂપ છે. માટે હવે હું નજીવી ચીજોમાં શા માટે પડ્યો રહું ? આવી જાતની ભાવનાને બહુ દઢતાપૂર્વક કેળવ્યાથી ધીરે ધીરે જગતની વસ્તુઓનો મોહ ઓછો થતો જાય છે અને જેમ જેમ એ મોહ ઓછો થતો જાય, તેમ તેમ આપણામાં આવવા માટે સ્વાભાવિક રીતેજ ટાંપી રહેલાં કુદરતનાં સૂક્ષ્મ તત્ત્વો વગર-

તેડ્યે રાજી થઇ થઇને આવવા માંડે છે. તેથી એ તત્ત્વોના પ્રભાવથી સ્વાભાવિક રીતેજ એની મેળે મેળેજ ભૂખતરસ ઓછી થઈ જાય છે. કારણ કે ખાવાપીવાની જડ વસ્તુઓમાંથી પોષણ મળવાને બદલે તેને સૂર્યના પ્રકાશમાંથી પોષણ મળે છે, તાજી હવામાંથી પોષણ મળે છે, ચંદ્રમાંથી અમૃત મળે છે, તારાઓમાંથી તત્ત્વ મળે છે, પૃથ્વીમાંથી સુગંધી મળે છે, ઝાડોની હવામાંથી તંદુરસ્તી મળે છે, કુદરતના સૌન્દર્યમાંથી સૌન્દર્ય મળે છે, મહાત્માઓની વાણીમાંથી તૃપ્તિ મળે છે, શાસ્ત્રનાં વચનોમાંથી મીઠાશ મળે છે અને પોતાની રહેણીકરણીમાંથી પોતાના આત્માને સંતોષ મળે છે; એટલુંજ નહિ પણ ખુદ પરમાત્મા પાસેથી તેને પ્રકાશ મળે છે. તેથી તે હંમેશાં અજવાળામાંજ રહે છે અને એ અજવાળામાં એટલું બધું નવું નવું જોવા જેવું હોય છે કે, તેમાં ભૂખતરસનું કંઇ ભાનજ રહેતું નથી અને ભૂખતરસનું સ્થાનજ રહેતું નથી. જ્યાં આવી સ્થિતિ હોય ત્યાં ખાવાપીવાના મોહની વાતો તે બિચારી ક્યાં ટકી શકે? માટે હે પ્રભુ! હવે તો અમને આવી સ્વાભાવિક સ્થિતિ આપો—આવી સ્વાભાવિક સ્થિતિ આપો.

## ખાવાપીવાના બહુ શોખમાંથી થતી ખરાબી

ઉપર જે વાતો કહી તે બધી વાતો બહુજ મહત્ત્વની, બહુજ ઊંચા પ્રકારની અને બહુજ અગત્યની છે; છતાં પણ અફસોસ કે, હજી સુધી આપણું જ્ઞાન બહુજ અપૂર્ણ છે, એટલે એ ઊંચી જાતની વાતો સૌ લોકોને કામ લાગી શકે તેમ નથી. માટે સાધારણ વ્યાવહારિક લોકો સારુ તેઓને કામ લાગે તેવી હકીકતો જણાવવી જોઇએ અને તે એજ કે, ઉપરની હકીકત જાણ્યા પછી સૌ જિજ્ઞાસુઓને એટલી ખાતરી થશે કે, કાંઇ ખાવાપીવા માટેજ અમારી જિંદગી નથી, પણ જિંદગીને ટકાવી રાખવા સારુ ખાવા-પીવાનું છે. માટે ખાવાપીવામાં અમે જેટલો વધારે મોહ રાખીએ છીએ તેટલી અમારી ભૂલ છે. અમે ખાવાપીવામાં જેટલો વધારે વખત ગુમાવીએ છીએ તેટલી અમે અમારી જિંદગી નકામી ગુમાવીએ છીએ અને ખાવાપીવામાં જરૂર કરતાં જેટલા વધારે પૈસા અમે ખરચીએ છીએ તે પૈસા ફોકટ ગુમાવી દઇએ છીએ; એટલુંજ નહિ પણ પૈસા ગુમાવવાની સાથે એક જાતનું મોટું પાપ પણ કરીએ છીએ. કારણ કે ખાવાપીવામાં વધારે પૈસા ખરચાય તેથી શરીરમાં એક જાતનો નકામો જુસ્સો ઉત્પન્ન થાય છે અને એ

જુસ્સામાંથી કામ, ક્રોધ, લોભ, અભિમાન, અદેખાઇ વગેરે મોટા દુર્ગુણો ઉત્પન્ન થાય છે, તેથી એ દુર્ગુણોને લીધે શરીરને સાચવવા માટે હદ બહારની કાળજી રાખવી પડે છે. એટલુંજ નહિ પણ એ પછી ખાવાના શોખીન માણસોને સારાં સારાં કપડાં પહેરવાનો શોખ થાય છે, તે પછી સારા મકાનની ઇચ્છા થાય છે, તે પછી મોજશોખના વૈભવવાળા પદાર્થો મેળવવાની મરજી થાય છે, તે પછી નાતજાતમાં અને ગામમાં મોટાઇ મેળવવાની તથા નામ કાઢવાની ઇચ્છા થાય છે અને એક ખાવાપીવાના શોખમાંથીજ અંતે એટલી બધી વાસનાઓ વધી જાય છે કે, એમાંજ તે રખડી પડે છે. કારણ કે એ બધું પોતાની મેળે આફરડું આફરડું થઈ જતું નથી, પણ તે બધું કરવા માટે ઘણી જાતની હાયવોય કરવી પડે છે, ઘણી જાતના કલેશ ભોગવવા પડે છે, ઘણી જાતના અધર્મ કરવા પડે છે અને આત્માનું કલ્યાણ થાય તેવી ઊંચી બાબતોને છોડી દઇને ઊલટો જીવ બંધાઈ જાય તેવી હલકી બાબતોમાં પડ્યું રહેવું પડે છે. અને યાદ રાખજો કે, આ બધી મહાનુકસાની હદ બહારના ખાવાપીવાના શોખમાંથીજ ઉત્પન્ન થાય છે. એવું ન થાય માટે આપણે ખાવાપીવાના નિયમો જાણવા જોઇએ અને ખાવાપીવાની બાબતમાં અંકુશમાં રહેતાં શીખવું જોઇએ.

## ખાવાપીવા માટે વૈદકશાસ્ત્રનો મત શો છે?

આ બધી હકીકતો જે હરિજનોને સમજાય તેમને પછી ચોખ્ખી રીતે એમ લાગે છે કે, ખાવાપીવામાં બેદરકારી રાખવાથીજ રોગ થાય છે અને ખાવાપીવાનો જરૂર કરતાં વધારે મોહ રાખવાથીજ ઘણી જાતનાં પાપો કરવાં પડે છે. એમ ન થાય માટે મારે ખોરાકના નિયમો જાણવા જોઇએ અને એ બાબતમાં વૈદકશાસ્ત્રના સિદ્ધાંતો શું છે, મહાત્માઓની ઇચ્છા શું છે, તથા પ્રભુના હુકમો શું છે, તે મારે જાણવું જોઇએ.

પ્રાચીન ઋષિઓનું વૈદક, યુનાની હકીમું અને હાલમાં મુખ્યત્વે ચાલતાં યુરોપિયન દાક્તરી ખાતાંનો ખાવાપીવાની બાબતમાં સર્વાનુમતે એવોજ અભિપ્રાય છે કે, જેમ બને તેમ સાદામાં સાદો ખોરાક ખાવો જોઇએ. ભૂખ લાગે ત્યારેજ ખાવું જોઇએ. પેટમાં માઇ શકે તે કરતાં કાંઈક ઓછુંજ ખાવું જોઇએ, એટલે કે પેટના ચાર ભાગ પાડવા. તેમાં બે ભાગ અન્નથી ભરવા, એક ભાગ પાણીથી ભરવો અને એક ભાગ હવાને ફરવાહરવા માટે

ખુલ્લો રાખવો. કોઈ પણ જાતની ભારે કે જડ વસ્તુઓ ખાવીપીવી નહિ. નશો ચડે તેવી કેફી વસ્તુઓ વાપરવી નહિ. વખતોવખત જરૂર પડે ત્યારે ઉપવાસ કરવાની ટેવ પાડવી અને જેમ બને તેમ પ્રકૃતિના નિયમોને અનુસરીને ચાલવું તથા હોજરી ઉપર કે મગજ ઉપર કોઈ પણ જાતનો વધારે પડતો બોજો પડવા દેવો નહિ; એ તંદુરસ્તી સાચવવાના તથા મેળવવાના ખરા ઉપાયો છે.

ખાવાપીવાની બાબતમાં મહાત્માઓ કહે છે કે, ખાવાપીવાની બાબત ઉપર બહુ ભાર ન આપવો જોઈએ, કારણ કે ખાવુંપીવું એ કાંઈ બહુ મહત્ત્વની બાબત નથી, પણ પેટને ભાડું આપવાની વાત છે. માટે એ બાબતમાં જેમ ઓછો વખત જાય, જેમ ઓછા પૈસા ખરચાય, જેમ વધારે સાદાઈથી ચાલે અને જેમ વધારેમાં વધારે સહેલાઈથી ગુજારો થઈ શકે તેવી રીતે જિંદગી ગાળતાં શીખવું જોઈએ; કારણ કે આપણી જિંદગીમાં ખાવાપીવાની બાબત કરતાં બીજી એટલી બધી ઊંચી બાબતો રહેલી છે કે, જો એ બધાનો આપણે બરોબર વિચાર કરીએ અને તેની સરખામણી કરીએ તો આપણને એમજ લાગે કે, હીરા–માણેક છોડીને અમે માત્ર અરધી દુકાનીમાંજ પડયા રહીએ છીએ. એટલુંજ નહિ પણ જે ચીજથી સ્વર્ગ મેળવી શકાય તે ચીજથી સ્વર્ગ મેળવવાને બદલે લોકો નરકમાં જાય છે. એટલુંજ નહિ પણ અમે એમ પણ જોયેલું છે કે, ઘણાં માણસો કોઈ પણ જાતનાં મોટાં પાપો કર્યા વિના માત્ર ખાવાપીવાના મોહને લીધેજ નરકમાં જાય છે. માટે એ પાપથી બચવાની કોશિશ કરવી જોઈએ.

## શ્રીમદ્ ભગવદ્‌ગીતાની મહત્તા

એ પછી એવી કોશિશ કરતાં આગળ વધેલા હરિજનને એમ લાગે છે કે, ખાવાપીવાની બાબતમાં પ્રભુના શું હુકમો છે એ મારે જાણવું જોઈએ. એ જાણવાની તજવીજ કરતાં ગીતા ઉપર તેની પહેલી નજર પડે છે; કારણ કે ધર્મનાં બીજાં બધાં પુસ્તકો માટે જુદા જુદા સંપ્રદાયના લોકોમાં જુદા જુદા મત છે, પણ ગીતાને માટે સો માન ધરાવે છે; એટલુંજ નહિ પણ દુનિયાના બધા ધર્મવાળા વિદ્વાનો ગીતાને વખાણે છે અને પારકા ધર્મવાળા પરદેશી વિદ્વાનો પણ ગીતાનું રહસ્ય સમજવાની કોશિશ કરે છે અને પોતાની ભાષામાં પોતાને ખરચે તેનાં ભાષાંતરો કરાવે છે. કારણ કે ગીતામાં એટલું બધું ઊંડું જ્ઞાન છે, એટલા બધા

અંતરના ખુલાસા છે અને જિંદગી સુધારનારી એટલી બધી ઊંચી બાબતો છે કે, તેથી વિદ્વાનો અજબ થઇ જાય છે અને એવું ઊંચું જ્ઞાન પોતાના બંધુઓમાં ફેલાવાય તો તેથી તેઓની બહુ મોટી સેવા કરી ગણાય અને એવી સેવા કરનારને બહુ મોટું પુણ્ય થાય, એમ સમજીને તેઓ પોતાને ખરચે, પોતાને જોખમે અને પોતાની જાતમહેનતથી અતિશય પરિશ્રમ લઇને શ્રીમદ્ ભગવદ્‌ગીતાનું જ્ઞાન પોતાના બંધુઓમાં ફેલાવે છે. આવી ગીતાની ખૂબી છે. માટે પ્રભુના હુકમો જાણવા ઇચ્છનાર હરિજનોની પહેલી નજર ગીતા ઉપર પડે છે અને તે જોતાં તેમને સમજાય છે કે, ખાધા-પીધા વિના કાંઇ ચાલી શકે તેમ નથી, કારણ કે અન્નથીજ પ્રાણી-માત્ર ઉત્પન્ન થાય છે. એ માટે પ્રભુએ પણ કહેલું છે કેઃ-

## અન્નની મહત્તા

अनाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवन्ति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ गी. ३-१४ ॥

અન્નથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે અને વરસાદથી અન્ન ઉત્પન્ન થાય છે. માટે હવે વરસાદની ઉત્પત્તિ કેવી રીતે થાય છે, તે જાણવું જોઇએ. તેના ખુલાસામાં પ્રભુ કહે છે કે, યજ્ઞ કરવાથી વરસાદ થાય છે અને કર્મો કરવાથી યજ્ઞ થાય છે.

આવી રીતે પરંપરા જોતાં અન્નમાંથી યજ્ઞ થાય છે અને યજ્ઞ-માં પ્રભુ વસે છે, માટે અન્ન એ બહુ મુખ્ય વસ્તુ છે. હવે એ જાણવું જોઇએ કે યજ્ઞમાં પ્રભુ વસે છે તેની ખાતરી શી? એ માટે કંઇ પ્રમાણ છે? તેના જવાબમાં મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાન કહે છે કેઃ-

कर्म ब्रह्मोद्भवं विधि ब्रह्माक्षरसमुद्भवम् ।
तस्मात्सर्वगतं ब्रह्म नित्यं यज्ञे प्रतिष्ठितम् ॥ गी. ३-१५ ॥

કર્મ બ્રહ્મમાંથી એટલે કે વેદમાંથી-જ્ઞાનમાંથી ઉત્પન્ન થાય છે અને વેદ-જ્ઞાન નાશ ન પામે એવા બ્રહ્મમાંથી ઉત્પન્ન થાય છે. માટે સર્વવ્યાપક અવિનાશી બ્રહ્મ હંમેશાં યજ્ઞમાં રહે છે.

આવી રીતે અન્નથી યજ્ઞ થાય છે અને યજ્ઞમાં પરમાત્મા પોતે રહે છે, માટે અન્ન કંઈ નાની વસ્તુ નથી કે તિરસ્કાર કરવા યોગ્ય વસ્તુ નથી, પણ અન્નથી યજ્ઞ થાય છે અને યજ્ઞમાં પ્રભુ રહે છે, માટે અન્ન બહુ માન આપવા લાયક ઉત્તમ વસ્તુ છે.

અન્નમાં પ્રભુ છે એટલુંજ નહિ પણ અન્નને પચાવનાર જઠરા-

ગ્નિમાં પણ પ્રભુ રહેલા છે. એ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહેલું છે કેઃ-

अहं वैश्वानरो भूत्वा प्राणिनां देहमाश्रितः ।
प्राणापानसमायुक्तः पचाम्यन्नं चतुर्विधम् ॥ गी. १५-१४ ॥

હું જઠરાગ્નિરૂપે થઇને પ્રાણીમાત્રના શરીરમાં રહું છું અને પ્રાણ તથા અપાનની સાથે એકત્ર થઇને ચાર પ્રકારનાં અન્નને હું પચાવું છું.

આ શ્લોક કહીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે, પ્રાણ એટલે કે જે વાયુ બહારથી શરીરની અંદર દાખલ થાય છે તે અને અપાન એટલે કે જે વાયુ શરીરની અંદરથી બહાર નીકળે છે તે, એ બન્ને વાયુ શરીરની અંદર સાથે મળે તેમાંથી એક જાતની રસાયણક્રિયા ઉત્પન્ન થાય છે અને તે ક્રિયા અન્નને પચાવવામાં મદદ કરે છે. તેથી ચાવવાની વસ્તુઓ, ચૂસવાની વસ્તુઓ, ચાટવાની વસ્તુઓ અને પીવાની વસ્તુઓ એ ચાર પ્રકારના ખોરાક પાચન થાય છે અને તે પાચન કરવાનું કામ પ્રભુ કરે છે. માટે પ્રભુ કહે છે કે, પ્રાણીમાત્રના જઠરાગ્નિમાં રહીને હું ખોરાકને પચાવું છું.

## અન્ન તો જોઇશેજ, અન્ન વિના ચાલે તેમ નથી

આવી રીતે આપણા જઠરાગ્નિમાં પણ પ્રભુ રહેલા છે અને અન્નમાં પણ પ્રભુ રહેલા છે અને પ્રભુની તો આપણને ખાસ જરૂર છે, માટે અન્ન તો જોઇશેજ, અન્ન વિના ચાલી શકે તેમ નથી. કારણ કે પ્રભુએ કહેલું છે કે, જે લોકો બહુ આકરા પ્રકારનાં તપ કરે છે, એટલે કે ખાવાપીવાની બાબતમાં દેહને બહુ કષ્ટ આપે છે તથા શરીરની અંદર રહેલાં પંચમહાભૂતોને દુઃખ થાય તેવી રીતે વરતે છે, તેઓને પ્રભુ આસુરી નિશ્ચયવાળા કહે છે. એ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહેલું છે કેઃ-

अशास्त्रविहितं घोरं तप्यंते ये तपो जनाः ।
दंभाहंकारसंयुक्ताः कामरागबलान्विताः ॥
कर्षयंतः शरीरस्थं भूतग्राममचेतसः ।
मां चैवांतः शरीरस्थं तान्विद्धयासुरनिश्चयान् ॥ अ.१७,५-६ ॥

જેઓ દાંભિકપણાને લીધે, અહંકારને લીધે, પોતાની વાસનાઓને લીધે, પોતાની આસક્તિને લીધે, તથા બધું અમેજ કરીએ છીએ એમ પોતાના બળ ઉપર મુસ્તાક રહીને જે તપ કરવાનું શાસ્ત્રમાં કહ્યું નથી તેવું આકરું તપ કરે છે અને એમ કરી, શરી-

રમાં રહેલા ભૂતોના સમુદાયને એટલે કે દેવતાઓને ખેંચે છે તથા શરીરમાં હું રહેલો છું, તે મને પણ પોતાની હઠીલાઇથી જે દુઃખ દે છે તેઓને તું આસુરી નિશ્ચયવાળા જાણ.

આ શ્લોક કહીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે, કોઈ પણ રીતનું શરીર ઉપર અયોગ્ય દબાણ કરવું એ વાજબી નથી. વાજબી નથી એટલુંજ નહિ પણ પોતાની શક્તિ વિના, દેશકાળ જોયા વિના, આજુબાજુના સંજોગો તપાસ્યા વિના, અવસ્થા વિના, તત્ત્વ સમજ્યા વિના અને કાંઈ પણ શુભ હેતુઓ વિના માત્ર અજ્ઞાનતાને લીધે અથવા કોઈ પણ પ્રકારની લાગણીઓથી દોરવાઈ જઈ વિનાકરણ અથવા દંભને લીધે કે મોટાઈ મેળવવા સારુ શરીરને દુઃખ દેવું અને નિર્દયપણે પોતાનાજ શરીર ઉપર ઘાતકી અખતરાઓ અજમાવવા તેને પ્રભુ પાપ કહે છે. એવું પાપ આપણાથી ન થાય માટે ખાવાપીવાના નિયમો જાણવા જોઈએ. કારણ કે અન્ન વિના ચાલી શકે તેમ નથી. પણ તેમાં એટલી.વાત ધ્યાનમાં રાખવાની છે કેઃ—

## અન્ન બે જાતનાં છે, સ્થૂલ ને સૂક્ષ્મ

ઘંઉ, જુવાર, બાજરો, કઠોર વગેરે ચીજોનેજ આપણે અન્ન કહીએ છીએ, પણ મહાત્માઓ કાંઇ અન્નનો એવો સાંકડો અર્થ કરતા નથી. કારણ કે પ્રભુએ કહેલું છે કે, अन्नाद्भवन्ति भूतानि। એટલે કે અન્નથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થાય છે. હવે વિચારવાનું છે કે ઘણી જાતના જીવો હવામાંથી ઉત્પન્ન થાય છે; ઘણી જાતના જીવો ચોમાસામાં પાણીથી ઉત્પન્ન થાય છે; ઘણી જાતના જીવો પરસેવામાંથી ઉત્પન્ન થાય છે; ઘણી જાતના જીવો પૃથ્વીમાંથી ઉત્પન્ન થાય છે અને ઘણી જાતના જીવો બરફમાંથી, ગરમીમાંથી તથા અગ્નિમાંથી ઉત્પન્ન થાય છે. એ બધાને કયું અન્ન મળે છે? અને પ્રભુ તો કહે છે કે, અન્નથીજ પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે, માટે અન્નનો આપણે વધારે બહોળો ને ચોખ્ખો અર્થ સમજવો જોઇએ. એ માટે જ્ઞાનીઓ કહે છે કે, અન્ન બે પ્રકારનું છે. એક સ્થૂલ અન્ન અને બીજું સૂક્ષ્મ અન્ન. દાળ, ભાત, રોટલી વગેરે રાંધેલું અન્ન તથા ચોખા, ઘંઉ, દાળ, જુવાર, બાજરી, મકાઈ વગેરે કાચું અન્ન તે સ્થૂલ અન્ન છે અને એ સ્થૂલ અન્ન જે તત્ત્વોમાંથી બને છે તે સૂક્ષ્મ તત્ત્વો જુદાં છે અને તેને મહાત્માઓ સૂક્ષ્મ અન્ન કહે છે. કારણ કે જિંદગીને પોષણ આપવામાં હવા, ગરમી, પ્રકાશ વગેરે

ઘણાં તત્ત્વો મદદ કરે છે, એટલુંજ નહિ પણ જીવોને ઉત્પન્ન કરવામાં પણ એ તત્ત્વો બહુ મદદ કરે છે. માટે અન્ન શબ્દથી કાંઇ એકલી જુવાર, બાજરી વગેરે સ્થૂલ અન્નજ સમજવાનું નથી, પણ પ્રકાશ, હવા, વીજળી, આકાશતત્ત્વ વગેરે જિંદગીને પોષણ આપનારાં બધાં તત્ત્વોનો અન્ન શબ્દમાં સમાવેશ થાય છે. અને ત્યારેજ अन्नाद्भवन्ति भूतानि । એ વાકયનો સાચો અર્થ સમજાય છે.

આ બધા ઉપરથી હવે ચોખ્ખી રીતે સમજી શકાશે કે, અન્ન વિના ચાલી શકે તેમ નથી. પણ આ ઠેકાણે એટલું ધ્યાનમાં રાખવાનું છે કે, સ્થૂલ અન્નની કંઇ જરૂર નથી અને એવા અન્ન વિના ઊલટું વધારે પોષણ મેળવી શકાય એમ પણ ઉપર કહેલું છે તેની સાથે અન્ન વિના ચાલી શકે નહિ એ વાતનો વિરોધ લાગશે; તેના ખુલાસામાં જણાવવું જોઇએ કે, સ્થૂલ અન્ન વિના ચાલી શકે એ વાત યોગીઓ માટેની છે, કુદરતના ભેદો સમજનારાઓ માટેની છે, ઈશ્વરના નિયમો પાળનારાઓ માટેની છે અને ધર્મનું બળ રાખનારાઓ માટેની છે. પણ એવા માણસો તો આ જગતમાં કોઇકજ હોય છે અને સાધારણ વ્યાવહારિક માણસો કે જેમને સ્થૂલ અન્ન વિના ચાલી શકે નહિ એવા માણસો કરોડો હોય છે, તેઓને માટે આ લેખ છે, એટલે અન્ન વિના વધારે પોષણ મળી શકે અને અન્ન વિના ચાલી શકે નહિ એ બન્ને પરસ્પર એકબીજાથી વિરુદ્ધ બાબત નથી, પણ એ બન્ને જુદા જુદા અધિકારીઓને માટેની જુદી જુદી બાબતો છે.

## પોતાનાજ સ્વાર્થ સારુ ખાવુંપીવું એ પાપ છે

આ બધા ઉપરથી હવે એ તો ચોખ્ખી રીતે સમજી શકાય તેમ છે કે, અન્ન વિના ચાલી શકે તેમ નથી. કારણ કે અન્નથીજ પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે; એટલુંજ નહિ પણ અન્નમાં પ્રભુ રહેલા છે અને જઠરાગ્નિમાં પણ પ્રભુ રહેલા છે, માટે અન્ન વિના ચાલી શકે તેમ નથી. છતાં પણ અન્નનો ઉપયોગ કરવામાં ઘણી જાતની ચોકસાઈ રાખવાની છે અને એમાં પણ ઘણી શરતો છે. જેમકે કોઇ પણ જાતના ઉચ્ચ હેતુઓ રાખ્યા વિના, પરમાર્થ કર્યાં વિના, ગરીબોનો ભાગ કાઢ્યા વિના અને પ્રભુનો ઉપકાર માન્યા વિના માત્ર પોતાને માટેજ રાંધવું અને ખાવું તે એક જાતનું મહાપાપ છે. એ માટે પ્રભુએ કહેલું છે કેઃ—

भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात् ॥ गी. ३-१३ ॥

જેઓ માત્ર પોતાને માટેજ રાંધે છે, તે પાપીઓ પાપનેજ ભોગવે છે.

એટલુંજ નહિ પણ એથી પણ આગળ વધીને પ્રભુ કહે છે કે, પોતાની ઇંદ્રિયોને રાજી રાખવા સારુજ જે માણસ ખાધા કરે અને બીજાઓની દરકાર રાખે નહિ, પોતાના મનમાં કાંઇ ઉચ્ચ હેતુઓ રાખે નહિ તથા કુદરતના નિયમ પ્રમાણે ચાલે નહિ, તેનું જીવતર વ્યર્થ છે. એ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહેલું છે કે,

**एवं प्रवर्तितं चक्रं नानुवर्तयतीह यः ।**
**अघायुरिंद्रियारामो मोघं पार्थ स जीवति ॥ गी. ३–१६ ॥**

હે અર્જુન! (અન્નથી પ્રાણીની ઉત્પત્તિ, વરસાદથી અન્ન, યજ્ઞથી વરસાદ, કર્મથી યજ્ઞ અને કર્મ જ્ઞાનમાંથી તથા જ્ઞાન પરમાત્મામાંથી ઉત્પન્ન થાય છે.) આ પ્રમાણે ચાલતા ચક્ર પ્રમાણે જે માણસ વર્તતો નથી તેનું જીવતર પાપરૂપ છે અને ઇંદ્રિયોનાં સુખમાંજ જે આનંદ માનનારો છે તેનું જીવતર વ્યર્થ છે.

જે સ્વાર્થી માણસો છે, જે ઇન્દ્રિયોનાં સુખમાંજ રમનારા છે, જે વિષયોના ગુલામો છે અને જે ખાવાપીવામાંજ સર્વસ્વ માનનારા છે તથા કાંઈ પણ ઉચ્ચ હેતુઓ રાખ્યા વિના, પ્રભુના રસ્તામાં ચાલ્યા વિના, પરમાર્થમાં જીવન ગાળ્યા વિના અને જેનો ઉપકાર માનવો જોઇએ તેનો ઉપકાર માન્યા વિના. માત્ર ખાવાપીવામાંજ અસક્ત રહે છે, તેઓની જિંદગીને પ્રભુ સમજે છે, માટે ઓ ભાઇઓ અને બહેનો! આપણી જિંદગી એવી વ્યર્થ ન થઈ પડે તે સંભાળજો.

## પ્રભુએ આપેલું પ્રભુને અર્થે ખરચ્યા વિના પોતાના સ્વાર્થમાંજ વાપરે તેને પ્રભુ ચોર કહે છે

પોતાની ઈંદ્રિયોને રાજી રાખવા સારુ જે માણસ ખાયપીએ છે એટલે કે ખાવાપીવા માટેજ આ જિંદગી છે એમ સમજે છે, તેની જિંદગી વ્યર્થ છે. એટલુંજ નહિ પણ જે વસ્તુ પ્રભુની છે અને પ્રભુએ આપેલી છે, તે વસ્તુ પ્રભુને અર્પણ કર્યા વિના એટલે કે પ્રભુને અર્થે વાપર્યા વિના પોતે એકલોજ પોતાના સ્વાર્થ માટેજ તેનો ઉપયોગ કરે અને બીજાઓની દરકાર રાખે નહિ, તે માણસને પ્રભુ ચોર કહે છે. એ માટે શ્રીમદ્ ભગવદ્‌ગીતામાં કહેલું છે કેઃ—

इष्टान्भोगान्हि वो देवा दास्यंते यज्ञभाविताः ।
तैर्दत्तानप्रदायैभ्यो यो भुंक्ते स्तेन एव सः ॥ गी. ३-१२ ॥

યજ્ઞથી એટલે કે પોતાની ફરજો બજાવવાથી દેવોને પોષણ મળે છે, તેથી દેવો રાજી થાય છે અને જ્યારે દેવો રાજી થાય ત્યારે તે માણસોને મનગમતા ભોગો આપે છે, માટે દેવોએ આપેલા ભોગો દેવોને અર્પણ કર્યા સિવાય એટલે કે પ્રભુને અર્થે પરમાર્થમાં વાપર્યા સિવાય જે માણસો પોતે એકલાજ ભોગો ભોગવે છે તેઓ ચોર છે.

કારણ કે તેઓ પ્રભુનો ઉપકાર માનતા નથી, પ્રભુએ આપેલું તેઓ પાછું પ્રભુને અર્થે ખરચતા નથી, જિંદગીના કંઇ ઉત્તમ હેતુઓ સમજતા નથી અને ભોગો ભોગવવા સારુજ કંઈ જિંદગી નથી, પણ જિંદગીને મદદ કરવા માટે જરૂર જેટલા સાત્ત્વિક ભોગોની જરૂર છે એ વાત તેઓ સમજતા નથી અને દેવોએ આપેલા માલને પોતાનો સમજી, પોતાની મરજી પ્રમાણે તેનો દુરુપયોગ કરે છે માટે તેઓ ચોર છે. આવા પ્રભુના ઘરના ચોર ન બનાય માટે આપણે આપણા ખોરાકમાંથી, આપણા વૈભવોમાંથી અને આપણા ભોગોમાંથી દેવોનો ભાગ દેવોને આપવો જોઈએ. એટલે કે પ્રભુને અર્થે પ્રભુના નામથી પ્રભુપ્રીત્યર્થે પ્રભુનાં બાળકોને યથાશક્તિ આપીને પછી આપણે આપણી વસ્તુઓ ભોગવવી જોઈએ. કારણ કે આપણું દરેક કામ અને આપણી ખાવાપીવાની વસ્તુ પ્રભુને અર્પણ કરીને પછીજ આપણે વાપરવી જોઇએ. એમ પ્રભુઓનો હુકમ છે, એમ શાસ્ત્રની આજ્ઞા છે અને એમ મહાત્માઓનો ઉપદેશ છે. એ માટે શ્રીમદ્ ભગદ્‌વગીતામાં પણ કહેલું છે કેઃ—

यत्करोषि यदश्नासि यज्जुहोसि ददासि यत् ।
यत्तपस्यासि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥ गी. ९-२७ ॥

## આપણી જિંદગી પ્રભુને અર્પણ કરવા માટે પ્રભુનો હુકમ

હે અર્જુન ! તું જે કામ કરે, તું જે ખાય, તું જે હોમ કરે, તું જે દાન કરે અને તું જે તપ કરે તે સર્વ મને અર્પણ કર.

બંધુઓ ! પ્રભુનો આવો ચોખ્ખો હુકમ છે, માટે આપણી જિંદગીનાં બધાંય કામકાજો ખુલ્લા દિલે ને શુદ્ધ અંતઃકરણે આપણે પ્રભુને અર્પણ કરવાં જોઈએ. પણ તેમાં કેટલાક માણસોને કદાચ

એવી શંકા થાય કે, આપણે જે કામો પ્રભુને અર્પણ કરીએ તે કામો શું પ્રભુને અર્પણ થઇ શકે છે? શું આપણે કરેલું અર્પણ પ્રભુ પાસે પહોંચી શકે છે? આપણે કરેલાં અર્પણ પ્રભુ પાસે પહોંચે છે તેની જામીનગીરી શું? એવી શંકા કોઈ કોઇ માણસોને થાય એ બનવાજોગ છે, માટે તેના ખુલાસામાં જણાવવું જોઇએ કે, જો આપણે કરેલું અર્પણ પ્રભુ પાસે ન પહોંચતું હોય તો તો એ માત્ર બચ્ચાંના ખેલ જેવીજ વાતો કહેવાય. પણ યાદ રાખજો કે, આ વાતો કાંઇ બાળકોની રમતોની નથી કે કોઇ ચક્રમ માણસની કલ્પનામાંથી ઉપજાવી કાઢેલી નથી, પણ એ તો શાસ્ત્રના સિદ્ધાંતની વાતો છે, મહાત્માઓના જાતઅનુભવની વાતો છે અને પ્રભુના હુકમની વાતો છે; એ માટે પ્રભુએ કહેલું છે કે, ભક્તિથી કરીને દીનતાપૂર્વક જે મને અર્પણ કરવામાં આવે તે ભકતોના કલ્યાણ માટે હું કબૂલ રાખું છું. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે,

पत्रं पुष्पं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृतमश्नामि प्रयतात्मनः॥ गी. ९-२६॥

જે માણસ પોતાના આત્માવડે ભક્તિ માટે ફરી ફરીથી પ્રયત્ન કરે છે અને ભક્તિપૂર્વક મને પાંદડું, ફળ, ફૂલ કે પાણી આપે છે તે પ્રેમપૂર્વક આપેલું હું સ્વીકારું છું.

આ શ્લોક કહીને પ્રભુ આપણને એમ સમજાવે છે કે, તમારાં અર્પણો હું કબૂલ રાખું છું પણ એ કબૂલ રાખતાં રાખતાં પણ પક્કો પ્રભુ પોતાની પક્કાઇ બતાવે છે અને કેટલીક શરતો વચમાં નાખી દે છે. તેમાંની પહેલી શરત એ કે, અર્પણ કરવાવાળો માણસ પ્રયત્ન કરવાવાળો હોવો જોઇએ, બીજી શરત એ કે, અર્પણ કરવાવાળો માણસ ભક્ત હોવો જોઇએ અને ત્રીજી શરત એ કે, પ્રેમપૂર્વક અર્પણ કરવું જોઇએ. આ ત્રણે શરતોમાં બહુ ઊંડી વાતો સમજવા જેવી છે, કારણ કે એ પ્રભુનાં વચનો છે અને અલૌકિક રહસ્યથી ભરેલાં છે, માટે તેના ઊંડાણમાં ઊતરી તેના અર્થો તપાસવા જોઇએ. એ તપાસતાં એમ લાગે છે કે, પ્રથમ તો અર્પણ કરનાર માણસ ભક્ત હોવો જોઇએ.

## ભક્ત એટલે શું?

ભક્ત એટલે જેનો આત્મા વિશાળ થયો હોય તે. ભક્ત એટલે જેના મનના સંશયો કપાઇ ગયા હોય તે. ભક્ત

એટલે જેની ઇંદ્રિયો વશ થઇ ગઇ હોય તે. ભક્ત એટલે જેનું મન માયામાંથી નીકળી જઈ પ્રભુમાં રમતું હોય તે. ભક્ત એટલે પોતાના મનમાં ઉચ્ચ હેતુઓ રાખીને પરમાર્થમાં જીવન ગાળતા હોય તે. ભક્ત એટલે જગતની નાશવંત વસ્તુઓનો મોહ ઓછો કરીને કાંઇક મહાન તત્ત્વમાં લાગી ગયો હોય તે. ભક્ત એટલે શ્રદ્ધાના માર્ગમાં પ્રભુને પગલે પગલે ચાલતો હોય તે. ભક્ત એટલે જેના હૃદયમાં નવું બળ આવ્યું હોય તે. ભક્ત એટલે જેની આસક્તિ ઓછી થઇ ગઇ હોય અને જેના મનમાં સાચો વૈરાગ્ય આવી ગયો હોય તે. ભક્ત એટલે જે જગતના જીવોની સેવા કરવામાં પોતાની જિંદગીની સાર્થકતા સમજતો હોય તે. ભક્ત એટલે જેનામાં ઘણી જાતના ઉત્તમ સદ્ગુણો સ્વાભાવિક રીતેજ આવી ગયા હોય તે. ભક્ત એટલે જે પ્રેમનો મહિમા સમજતો હોય તે. અને ભક્ત એટલે જે ઈશ્વરી જ્ઞાનમાં રમ્યા કરતો હોય તે તથા પ્રભુ સાથે જેનો તાર જોડાયેલો હોય તેને મહાત્માઓ ભક્ત કહે છે અને એવો ભક્ત જે અર્પણ કરે તે અર્પણ પ્રભુ કબૂલ રાખે છે.

## પ્રભુના માર્ગમાં પ્રયત્ન કરનારનાં લક્ષણ

આપણે કરેલું અર્પણ પ્રભુ કબૂલ રાખે તેમાં બીજી શરત એ છે કે, અર્પણ કરનાર હરિજન પ્રયત્ન કરવાવાળો હોવો જોઇએ, એટલે કે ધર્મના રસ્તામાં પોતાના આત્માનું બળ વાપરનારો હોવો જોઇએ. જગતની સેવા કરવામાં પોતાની શક્તિ વાપરનારો હોવો જોઇએ. પોતાના મનને વશ રાખવામાં પોતાના આત્માનું બળ વાપરનાર હોવો જોઇએ. કુદરતનાં ઊંડા તત્ત્વો સમજવાં અને તેનો લાભ પ્રભુનાં બાળકોને આપવો તે જાતના પ્રયત્ન કરવાવાળો હોવો જોઇએ. પોતાનો આત્મા જે માયાની જાળમાં બંધાઈ ગયો છે તેને છોડાવવાનો યત્ન કરનારો હોવો જોઇએ. આત્માને તેના સચ્ચિદાનંદરૂપ અસલસ્વરૂપમાં લઇ જવા માટે મહેનત કરનારો હોવો જોઇએ. આ બ્રહ્માંડરૂપી પરમાત્માના સુંદર બગીચામાંથી જ્ઞાનનાં પુષ્પો વીણવાની મહેનત કરનાર હોવો જોઇએ. ઈશ્વરીસ્નેહની સાંકળમાં વીંટાવાની માનભરેલી મહેનત કરનારો હોવો જોઇએ. દીનતા શીખવા અને હુંપદ ભૂલી જવા માટે તજવીજ કરનારો હોવો જોઈએ. જગતમાંથી દુઃખો ઓછાં કરવાની મહેનત કરવામાં પોતાની જિંદગી ગાળનારો હોવો જોઇએ અને કુદરતનાં બધાંય તત્ત્વોમાંથી ઊંચી જાતનું તત્ત્વ ચૂસનારો તથા તે બીજાઓને

પાનારો હોવો જોઇએ. આવો જે ભક્ત હોય તેને પ્રભુ प्रयतात्मनः। કહે છે. અને એવા ભક્તે કરેલું અર્પણ પ્રભુ મંજૂર રાખે છે.

## પ્રેમપૂર્વક અર્પણ કરવું જોઇએ

એ પછી અર્પણ સ્વીકારવાની બાબતમાં પ્રભુની ત્રીજી શરત એ છે કે, જે આપવું તે પ્રેમપૂર્વક અર્પણ કરવું જોઇએ, કારણ કે આ દુનિયામાં ઘણાં માણસો ભક્ત હોય છે, પણ તેઓનાં અંતરમાં પ્રેમ ન આવે ત્યાં સુધી તેઓએ કરેલાં અર્પણ કાંઇ પ્રભુ કબૂલ કરે નહિ. તેમજ આ દુનિયામાં શુભ કામ માટે પ્રયત્ન કરવાવાળાં પણ ઘણાં માણસો હોય છે, પણ તેઓ પ્રેમપૂર્વક અર્પણ કરે નહિ ત્યાં સુધી પ્રભુ કાંઇ તેઓનાં અર્પણ મંજૂર રાખે નહિ; કારણ કે પ્રભુ કાંઇ એકલી ભક્તિ સામે કે એકલા પ્રયત્ન સામે જોતા નથી, પણ એ બન્નેની સાથે જ્યારે પ્રેમ હોય ત્યારેજ તે અર્પણ કબૂલ રાખે છે. માટે એકલી ભક્તિ એટલુંજ બસ નથી અને એકલો પ્રયત્ન એટલુંજ બસ નથી, પણ તેની સાથે પ્રેમપૂર્વક અર્પણ કરવું જોઇએ અને ત્યારેજ તે અર્પણ મંજૂર થાય છે. માટે એ પ્રેમ કેવો હોવો જોઇએ તે આપણે જાણવું જોઇએ. તે માટે પ્રેમી સંતો કહે છે કે, પ્રભુને અર્પણ કરતી વખત હરિજનોનાં હૃદયોમાં જે પ્રેમ આવે છે તે પ્રેમ વખતે તેઓ જગતનું ભાન ભૂલેલા હોય છે, તે પ્રેમ વખતે તેઓ પોતાના દેહનું ભાન ભૂલેલા હોય છે, તે પ્રેમ વખતે તેઓના અંતરના પડદા ઊઘડેલા હોય છે, તે પ્રેમ વખતે તેઓનાં હૃદયો દ્રવીભૂત થયેલાં હોય છે. તે પ્રેમ વખતે તેઓ એક જાતની અલૌકિક મીઠી ખુમારીમાં હોય છે, એ પ્રેમ વખતે તેઓનાં શરીરમાં કાંઇક નવું તેજ આવી જાય છે, એ પ્રેમ વખતે તેઓની લાગણીઓ પ્રભુતાવાળી બની જાય છે. એ પ્રેમવખતે તેઓના આત્માને ઊડવાની પાંખો મળે છે, એ પ્રેમ વખતે તેઓ કંઇ દિવ્ય તત્ત્વો સ્વતઃસિદ્ધ અનુભવે છે. એ પ્રેમ વખતે તેઓ કુદરત સાથે અભેદરૂપમાં આવી જાય છે અને એ પ્રેમ વખતે પોતાનું અર્પણ સ્વીકારનાર પોતાનો નાથ જાણે સામેજ ઊભો હોય અને આપેલી વસ્તુ હાથોહાથ લેતો હોય એમ તેમને લાગી જાય છે. બંધુઓ! યાદ રાખજો કે, જે આવી જાતના પ્રેમથી અને આવી દશામાં અર્પણ થાય તે અર્પણ પ્રભુ મંજૂર રાખે છે. એટલુંજ નહિ પણ એ વખતે માત્ર એક પાંદડું આપ્યું હોય, એક ફૂલ આપ્યું હોય, એક ફળ આપ્યું હોય કે એક અંજલિ ભરીને માત્ર પાણી આપ્યું હોય, તો

એટલાથી પણ પ્રભુ રાજી થઇ જાય છે અને તે આપનારનું કલ્યાણ કરી દે છે.

## પ્રભુની પ્રભુતા

આ શ્લોક આપણને અર્પણવિધિ શીખવે છે, એટલુંજ નહિ પણ તે આપણને પ્રભુની દયા બતાવે છે અને પ્રભુની પ્રભુતા સમજાવે છે અને તે એજ કે, એક તરફ ક્યાં અનંત બ્રહ્માંડનો નાથ! ક્યાં એની સમૃદ્ધિ! ક્યાં એના વૈભવો! ક્યાં એનું તેજ! ક્યાં એની મોટાઇ! ક્યાં એનું જ્ઞાન! અને ક્યાં એની પ્રભુતા! અને ક્યાં એક પાંદડાનું અર્પણ!! ધન્ય! ધન્ય! ધન્ય! પ્રભુ, ધન્ય! ગરીબમાં ગરીબ ભક્ત પણ આપી શકે માટે તેને સહેલામાં સહેલી ચીજો પોતાના અર્પણ માટે પસંદ કરી છે. અરે! જો તે વહાલાએ એમ કહ્યું હોત કે, મને તો ચાંદાસૂરજનાં અર્પણ કરવાં જોઇએ, મને તો ત્રણે લોકનું રાજ અર્પણ કરવું જોઇએ, મને તો નવી દુનિયાઓ અર્પણ કરવી જોઇએ, મને તો જગતમાં રહેલાં બધાં રત્નો અર્પણ કરવાં જોઇએ અને મને તો તમારાં શીશ અર્પણ કરવાં જોઇએ, એમ જો કદી તેણે કહ્યું હોત તોપણ એની મોટાઇ આગળ એના આનંદની આગળ, એના જ્ઞાનની આગળ અને એના સ્નેહની આગળ એ કાંઇ મોટી વાત નહોતી, પણ એને બદલે તે દયાળુ આપણી પાસેથી માત્ર પાંદડાં, ફૂલ, ફળ ને પાણીથીજ રાજી થઇ જાય છે અને તે પણ ઘણું નહિ પણ માત્ર એકજ પાંદડું, એકજ ફૂલ, એકજ ફળ અને એકજ અંજલિ પાણીથી તે રાજી થઇ જાય છે. એજ પ્રભુની પ્રભુતા છે અને એજ પ્રભુની દયા છે.

## અર્પણવિધિનો ઊંડો અંતરનો અર્થ

બંધુઓ! પ્રભુની આટલી બધી દયા છે તેમાં કાંઇજ શક નથી, પણ યાદ રાખજો કે, જે આગળ વધેલા ભક્તો હોય, જે શુભ કામમાં મચી રહેલા પ્રયત્નશીલ ભક્તો હોય અને જે મહાન પ્રેમી ભક્તો હોય, તે ભક્તો કાંઇ એવાં બહારનાં પાંદડાં અને ફૂલનાં અર્પણોમાંજ રહી જતા નથી, પણ તેઓ તો એમ સમજે છે કે, પ્રભુના માર્ગમાં, ભક્તિના માર્ગમાં, ત્યાગના માર્ગમાં, જ્ઞાનના માર્ગમાં અને રાજયોગના માર્ગમાં ક્રમે ક્રમે આગળ કેમ વધવું તેનો ખુલાસો બતાવનારો આ શ્લોક છે; તેથી તેઓ એમ સમજે છે કે, જીવ જ્યારે પ્રથમ ભક્તિના માર્ગમાં લાગે છે ત્યારે તે નબળો હોય છે અને કૃપણ સ્વભાવનો હોય છે, માટે પ્રભુ તેની પાસેથી સહે-

લામાં સહેલી ને સસ્તામાં સસ્તી-ફેંકી દેવા જેવી ચીજ કે, જે પોતાની મેળેજ ખરી પડે તેવાં પાંદડાંઓ માગે છે, એટલે કે આ જગતની જે સ્થલ વસ્તુઓ છે અને જે ખરી રીતે છેવટે બહુ કામ લાગતી નથી અને પાછળ પડી રહે છે, તેવી સંસારની માયિક વસ્તુઓનો ત્યાગ કરવાનું કહે છે. એ પછી જીવમાં જ્યારે એટલું બળ આવી જાય અને કપડાં, પુસ્તકો, ખાવાની વસ્તુઓ, પશુઓ, ધન તથા ઘર વગેરે જડ વસ્તુઓનું અર્પણ કરી શકે, તે પછી પ્રભુ તેને ફૂલનું અર્પણ કરવાનું કહે છે અને પાંદડાં કરતાં ફૂલ શ્રેષ્ઠ છે, તેમ જગતની જડ વસ્તુઓ કરતાં આપણી ઇંદ્રિયો અને મન શ્રેષ્ઠ છે. માટે બહારના ત્યાગ પછી ફૂલને ઠેકાણે મહાત્માઓ પોતાની ઇંદ્રિયો અને મનનું અર્પણ કરે છે; કારણ કે આંખ, કાન, નાક વગેરે આ દેહરૂપી વાડીનાં પુષ્પો છે. તે જીવાત્માનાં પુષ્પો છે અને તે પરમાત્માનાં પુષ્પો છે, માટે સર્વશક્તિમાન મહાન પરમાત્મા જ્ઞાની-ભક્તો પાસેથી એવી જાતનાં પુષ્પો માગે છે.

આવી રીતે જ્યારે ફૂલ આપતાં આવડે ત્યારે તે પછી એક પગલું આગળ વધવાનું પ્રભુ કહે છે અને એ વખતે તે ભક્તો પાસેથી ફૂલ કરતાં શ્રેષ્ઠ વસ્તુ જે ફળ તે માગે છે; કારણ કે ફળમાં બીજ હોય છે અને તેમાંથી પાંદડાં તથા ફૂલ થાય છે. માટે પાંદડાં તથા ફૂલ કરતાં ફળ શ્રેષ્ઠ છે. આમ પ્રભુ આપણને ક્રમે ક્રમે આગળ વધારવા ઇચ્છે છે, માટે તે પ્રથમ આપણી પાસે પાંદડાં માગે છે, પછી ફૂલ માગે છે અને પછી ફળ માગે છે. હવે વિચાર કરવાનો છે કે, પાંદડાંને બદલે જ્ઞાની ભક્તો કે જેમને પાંદડાંના જેવી નકામી લાગી ગઇ હોય તેવી જગતની જડ વસ્તુ અર્પણ કરે છે, તે પછી ફૂલને ઠેકાણે પોતાની ઇંદ્રિયો તથા મન પ્રભુને અર્પણ કરે છે. અને એ પછી ફળને ઠેકાણે તે પોતાના અહંભાવને અર્પણ કરે છે. કારણ કે શાસ્ત્રોમાં એમ કહેલું છે કે, અહંકારમાંથી બધું ઉત્પન્ન થાય છે. એટલુંજ નહિ પણ જેઓએ જગતની માયિક વસ્તુઓનો ત્યાગ કર્યો હોય, જેમણે પોતાની ઇંદ્રિયો જીતી હોય અને જેમણે પોતાનાં મન વશ રાખ્યાં હોય તેમનામાં પણ અહંભાવ રહી જાય છે; કારણ કે અહંકારમાંથી મનની ઇંદ્રિયોની તથા દેહની ઉત્પત્તિ થાય છે. માટે અહંકાર એ ફળ છે અને મન તથા ઇંદ્રિયો વગેરે ફૂલ છે; માટે ફૂલનું અર્પણ કર્યા પછી ફળને ઠેકાણે જ્ઞાની ભક્તો પોતાના અહંભાવનો ત્યાગ કરે છે, એટલે કે હુંપણું છોડી દે છે અને દેહથી તથા ઇન્દ્રિયોથી આત્મા જુદો છે એવો અનુભવ લેવા માંડે છે,

## પાણીનું અર્પણ એટલે શું ? તેનો ઊંડો અર્થ

આવી રીતે ફળનું અર્પણ થઈ રહ્યા પછી પ્રભુ પાણીનું અર્પણ કરવા કહે છે અને પાણીની જગ્યાએ મહાત્માઓ પોતાનો આત્મા અર્પણ કરે છે; કારણ કે પાણીનો જેમ કોઈ આકાર નથી, પણ તેને જેવા વાસણમાં રેડીએ તેવો આકાર તે પકડે છે, તેમજ આત્માનો કાંઈ આકાર નથી, પણ તે જેવા દેહમાં દાખલ થાય તેવા આકારનો દેખાય છે. બીજું એ કે, પાણીવડે પાંદડાં ઉત્પન્ન થાય છે, પાણી વડે ફૂલ ઉત્પન્ન થાય છે અને પાણી વડે ફળ ઉત્પન્ન થાય છે. પાણી વિના એ કાંઈ પણ થઈ શકે નહિ; તેમજ આત્માની સત્તા વડે મન, અહંકાર, ઇંદ્રિયો, શરીર અને જગતની બીજી સ્થલ વસ્તુઓ ઉત્પન્ન થાય છે. આત્માની સત્તા વિના એ કાંઈ થઈ શકે નહિ. માટે પાણીને ઠેકાણે મહાત્માઓ આત્માને ગણે છે અને પાણી અર્પણ કરવાને બદલે પોતાનો આત્મા અર્પણ કરે છે અને ત્યારેજ ધર્મની પરિપૂર્ણતા થાય છે. ત્યારેજ જન્મમરણની સમાપ્તિ થાય છે, ત્યારેજ જિંદગીની સાર્થકતા થાય છે, ત્યારેજ પ્રભુ રાજી થાય છે અને ત્યારેજ મોક્ષ થાય છે. પણ આ બધું તો જે મહાભાગ્યશાળી હોય તેનેજ સૂઝે છે અને એ કરતાં પણ જે અતિશય ભાગ્યશાળી હોય તેનેજ એ પ્રમાણે વર્તતાં આવડે છે.

બંધુઓ ! હવે વિચાર કરો કે, જ્યારે જગતની બધી વસ્તુઓનાં અર્પણ કરવાનાં છે, જ્યારે ઇંદ્રિયોનાં અર્પણ કરવાનાં છે, જ્યારે મન, બુદ્ધિ ચિત્ત ને અહંકારનાં અર્પણ કરવાનાં છે અને જ્યારે ખુદ આત્માનાં પણ અર્પણ કરવાનાં છે, એટલુંજ નહિ પણ જ્યારે એ બધાં અર્પણો કરીએ ત્યારેજ આરો આવી શકે તેમ છે, ત્યારે ભોજન જેવી સાધારણ અને તેમ છતાં જિંદગીને અતિશય જરૂરની વસ્તુ તેનું અર્પણ કરવું તેમાં નવાઈ શી? એ તો કરવુંજ જોઇએ. કારણ કે હાલમાં આપણે આપણી અજ્ઞાનતાને લીધે અર્પણની કિંમત સમજતાં નથી અને કદી સમજીએ તોપણ તે બહુજ થોડી સમજીએ છીએ, પણ અર્પણ માટે પ્રભુ શું કહે છે એ તમને ખબર છે? એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કે,

**ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं ब्रह्मकर्मसमाधिना ॥ गी. ४–२४ ॥**

જે અર્પણ છે તે બ્રહ્મ છે, જે હોમવાની વસ્તુ છે તે બ્રહ્મ છે, જે અગ્નિ છે તે બ્રહ્મ છે, જે હોમનાર છે તે બ્રહ્મ છે, જે હોમ્યું

તે પણ બ્રહ્મ છે અને આવી રીતે બ્રહ્મકર્મ કરનાર જ્ઞાનીને જવાનું જે ઠેકાણું છે તે પણ બ્રહ્મજ છે.

આવી રીતે અર્પણ પોતેજ જ્યારે બ્રહ્મ છે અને તે બ્રહ્મનેજ અર્પણ કરવામાં આવે છે, ત્યારે તેમાંથી મોટામાં મોટા લાભ થાય તેમાં નવાઈ શી? કેટલા બધા મોટા લાભ એ તમે જાણો છો? એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ—

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबंधनः।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यासि ॥ ગી. ૯-૨૮ ॥

જિંદગીનાં સર્વ કામો પ્રભુને અર્પણ કરવાથી સારાં અને માઠાં ફળ આપનારાં કર્મબંધનમાંથી તું છૂટી જઈશ, એટલુંજ નહિ પણ બધું અર્પણ કરી દેવાથી તું સાચો સંન્યાસી બની જઈશ. સંન્યાસી બની જઈશ એટલુંજ નહિ પણ યોગમાં સ્થિર રહી શકીશ. યોગમાં સ્થિર રહી શકીશ એટલુંજ નહિ, પણ તદ્દન મુક્ત થઈ જઇશ. તદ્દન મુક્ત થઈ જઈશ એટલુંજ નહિ પણ મને પામીશ.

બોલો, આ કરતાં વધારે બીજું શું જોઇએ?

## ભક્તો ઉપરની પ્રભુની દયા

આ શ્લોકમાં બહુ ખૂબી સમાયેલી છે અને એમાં ભક્તો ઉપર પ્રભુની અતિશય કૃપા દેખાઈ આવે છે. કારણ કે પ્રભુ એમ કહે છે કે, તમે જ્યારે તમારી જિંદગીનાં બધાં કર્મો મને અર્પણ કરી દેશો, ત્યારે તમે કર્મનાં બંધનમાંથી મુક્ત થશો. કર્મનાં બંધનમાંથી મુક્ત થશો એટલુંજ નહિ પણ એમાં પણ પાછી ખૂબી છે અને તે એજ કે, કર્મ બે જાતનાં હોય છે, એક શુભ કર્મ અને બીજું ખરાબ કર્મ. તેમાં શુભ કર્મનું શુભ ફળ મળે છે અને માઠાં કર્મનું માઠું ફળ મળે છે. તેથી જેમ ખરાબ કર્મોનાં ખરાબ ફળને લીધે જીવને બંધનમાં પડવું પડે છે, તેમજ સારાં કર્મોનાં સારાં ફળ ભોગવવા માટે પણ જીવને બંધાઇ રહેવું પડે છે. એટલે કે ખરાબ કર્મનું બંધન તે લોઢાની બેડી જેવું છે અને સારાં કર્મનું બંધન તે સોનાની બેડી જેવું છે; પણ પરિણામે બન્ને બંધન તે બંધનજ છે. માટે જેમ પવિત્ર થવા સારુ ખરાબ કર્મનાં બંધનમાંથી છૂટવાની જરૂર છે, તેમજ મોક્ષ મેળવવા માટે શુભકર્મનાં બંધનમાંથી પણ છૂટવાની જરૂર છે. માટે પ્રભુ કહે છે કે, જો તમે મને તમારાં કર્મ અર્પણ કરશો તો કર્મનાં શુભ અને અશુભ એ

બન્ને જાતનાં બંધનમાંથી તમે મુક્ત થશો. આવી રીતે બન્ને જાતનાં કર્મનાં બંધનમાંથી મુક્ત થવાય છતાં પણ, તેમાં કાંઇક બાકી રહી જાય છે અને તે એજ કે, અગાઉ થઈ ગયેલાં કર્મનાં બંધનમાંથી મુક્ત થવાપણું, પણ જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી બીજાં નવાં નવાં કર્મો થશે તેનું શું ? એ માટે પ્રભુ કહે છે કે, જૂનાં કર્મનાં બંધનમાંથી મુક્ત થઇશ એટલુંજ નહિ, પણ એ કર્મથી મુક્ત થયા પછી મને કરેલાં અર્પણનાં ફળને લીધે તું સંન્યાસી થઈશ, એટલે તારે નવાં કર્મો કરવાં નહિ પડે અને સંન્યાસીને કર્મો વળગતાં નથી, કારણ કે જેને કર્મો ન વળગે અને જે બધાં કર્મોને તજી શકે તેજ સંન્યાસી કહેવાય છે. સંન્યાસી થવું એટલુંજ બસ નથી, કારણ કે ભલે સંન્યાસી હોય અને કર્મનાં બંધન વગરનો હોય, છતાં પણ જો તે લૂખોપૂખો હોય તો શું કામનો ? માટે કૃપાળુ પ્રભુ ભક્તોની ઉપર પોતાની કૃપાનો વરસાદ વરસાવતાં વરસાવતાં કહે છે કે, કર્મનાં ફળથી મુક્ત કર્યા પછી અને સંન્યાસી બનાવ્યા પછી તે સંન્યાસીના આત્માને હું યોગમાં જોડાયેલો રાખું છું. એટલે કે યોગ થાય ને પાછો તૂટી જાય એવો નહિ, પણ અખંડ તાર લાગેલો રહે એવો યોગયુક્ત આત્મા હું તેને બનાવું છું.

અરે બંધુઓ ! પ્રભુની દયા તો જુઓ ! યોગયુક્ત બનાવ્યા છતાં પણ તેને તૃપ્તિ થતી નથી, તેથી હજી પણ વધારે કૃપા કરીને કહે છે કે, હું તને વિમુક્ત એટલે કે તદ્દન મુક્ત કરીશ. મતલબ કે, હજી પણ જો કંઇ કચાશ રહી ગઇ હશે તો તે બધી કચાશ હું પૂરેપૂરી દૂર કરીશ. કચાશ દૂર થાય અને ભક્ત મુક્ત થાય, તોપણ તે પોતાથી દૂર હોય ત્યાં સુધી ભક્તવત્સલ ભગવાનને તૃપ્તિ થતી નથી. તેથી તે કહે છે કે, મુક્ત થયા પછી તું મને પામીશ.

## ખાવાપીવાની વસ્તુઓ પ્રભુને અર્પણ કરવાથી શું થાય તેનો ખુલાસો

બંધુઓ ! આપણી જિંદગીનાં બધાં કર્મો પ્રભુને સોંપી દઇએ તેનું ઉપર મુજબ મહાન ફળ છે, પણ આપણો ચાલતો વિષય ખાવાપીવાની બાબતનો છે અને તેમાં પણ મુદ્દાની વાત એ છે કે, આપણા ખાવાપીવાના પદાર્થો પ્રભુને અર્પણ કરવા જોઇએ. માટે ભોજનના અર્પણથી શું ફળ થાય તે વાત આપણે જાણવી જોઇએ, એના જવાબમાં પ્રભુ કહે છે કેઃ—

યજ્ઞશિષ્ટાશિનઃ संतो मुच्यंते सर्वकिल्बिषैः ॥ गी. ३-१३ ॥

યજ્ઞનું બાકી રહેલું અન્ન ખાનાર હરિજનો સર્વ પાપથી મુક્ત થાય છે.

બંધુઓ! પ્રભુની ખૂબી તો જુઓ કે, પોતાનાજ પેટમાં ખાવું, માલપાણી ઉડાવવાં અને તેમ છતાં પાપથી મુક્ત થવું! આ કરતાં વધારે આનંદ બીજો કયો? અને આ કરતાં વધારે સહેલો રસ્તો બીજો કયો? ધન્ય પ્રભુ! ધન્ય! તારી પ્રભુતાને ધન્ય છે! કારણ કે અમે અમારાં મોઢાંમાંજ ખાઇએ, સ્વાદો ભોગવીએ, શક્તિ મેળવીએ, પોષણ મેળવીએ, સાજાતાજા રહીએ અને તેમ છતાં વળી ખાવામાંથીજ મોક્ષ! વાહ રે વાહ! પ્રભુ! વાહ! તારી ખૂબીની તો બલિહારીજ છે. પણ આ બધું શામાંથી થાય છે, એ તમને ખબર છે? યજ્ઞ કરતાં બાકી વધેલું અન્ન ખાવામાંથી આ બધું થાય છે. માટે યજ્ઞ એટલે શું? અને યજ્ઞમાં શેષ રહેલું એટલે શું, તે આપણે જાણવું જોઇએ. એ માટે મહાત્માઓ કહે છે કે, પોતાની જિંદગીની ફરજો બરોબર રીતે બજાવવી તેનું નામ યજ્ઞ છે. આત્માને તેના અસલ સચ્ચિદાનંદ–સ્વરૂપમાં લઈ જવાનો રસ્તો ખુલ્લો કરવો તેનું નામ યજ્ઞ છે. આ જગતના જીવો કે જે પ્રભુનાં બાળકો છે, તેઓની નિઃસ્વાર્થપણે સેવા કરવી તેનું નામ યજ્ઞ છે. કુદરતના નિયમો સમજવા અને તે પાળવા તેનું નામ યજ્ઞ છે. પરમાત્માએ સૃષ્ટિનું જે ચક્ર ચલાવ્યું છે તેની ઉન્નતિ માટે તન–મન–ધન ખરચવું તેનું નામ યજ્ઞ છે. ઇશ્વરના ગુપ્ત ભેદો શોધવા અને તેનો લાભ પોતાના બંધુઓને આપવો તેનું નામ યજ્ઞ છે. જગતમાં ઇશ્વરી સ્નેહ ફેલાવવો તેનું નામ યજ્ઞ છે. જીવાત્માની આડાં જે જે આવરણો છે તે તે આવરણોને દૂર કરવાં તેનું નામ યજ્ઞ છે. મનુષ્યોના અજ્ઞાનપણાથી આ દુનિયામાં જે જે દુઃખો ફેલાયેલાં છે તે તે દુઃખોનો નાશ કરવાના ઉપાયો કરવા તેનું નામ યજ્ઞ છે. પ્રાણીઓની અંદર ઊંચી જાતનું જ્ઞાન ફેલાવવું ને તેની સ્થિતિ સુધારવી તેનું નામ યજ્ઞ છે અને ઇશ્વરથી વિખૂટા પડેલા જીવને પાછો ઇશ્વર સાથે મિલાવી આપવાની સગવડો કરી દેવી તેનું નામ યજ્ઞ છે. ટૂંકામાં એજ કે ઉચ્ચ હેતુઓ રાખીને આત્માના કલ્યાણ સારુ પ્રભુપ્રીત્યર્થે જે કંઈ નિષ્કામ શુભ કર્મ કરવામાં આવે તેનું નામ યજ્ઞ છે.

## યજ્ઞમાંથી બાકી રહેલું એટલે શું?

આવી રીતનાં કર્તવ્ય કરતાં કરતાં પ્રમાણિકપણે જે ધન મળે

તેમાંથી સૌ સૌના ભાગ ચૂકવી આપ્યા પછી બાકી જે વધે તે પોતે ભોગવવું એનું નામ યજ્ઞમાંથી બાકી રહેલું કહેવાય છે અને તે ખાનાર એટલે કે તે પ્રમાણે વર્તનાર સંતો સર્વ પાપથી મુક્ત થાય છે. મતલબ કે, આપણી ઉપર આપણાં માબાપના, આપણાં ભાઇબહેનોના, આપણાં છોકરાંઓના, આપણાં સગાંઓના, આપણાં મિત્રોના, આપણાં રાજ્યોના, આપણા દેશના, આપણા અતિથિઓના અને એવાજ બીજા જે જે કોઇના આપણી ઉપર હક હોય તે બધા હકદારોના હક ચુકાવીને પછી આપણે વસ્તુઓ વાપરવી એનું નામ યજ્ઞમાંથી બચેલું છે અને તે વાપરવાથી કલ્યાણ થાય છે. માટે જો કલ્યાણની ઇચ્છા હોય તો આપણે એવી રીતે જીવન ગાળતાં શીખવું જોઇએ.

યજ્ઞથી બચેલું ખાનાર પાપથી બચે છે, એટલુંજ નહિ પણ એથી પણ આગળ વધીને પ્રભુ કહે છે કેઃ—

यज्ञशिष्टामृतभुजो यांति ब्रह्म सनातनम् ।

યજ્ઞમાંથી બાકી રહેલા અમૃતરૂપ ભાગને જમનારા સનાતન બ્રહ્મને પામે છે.

## પ્રભુનાં વચનોની ખૂબી

બંધુઓ! આમાં પણ બહુ ખૂબી છે. રસિકડો કૃષ્ણ પોતાના દરેક શબ્દમાં અલૌકિક રસ પૂરતો જાય છે, દરેક શબ્દમાં કંઈક ભભક ભરેલો નવો પ્રકાશ ચમકાવતો જાય છે, તેનો દરેક શબ્દ કોઇક કોઇક લાગણીને જગાડતો જાય છે ને ઉછાળતો જાય છે, તેનો દરેક શબ્દ કાંઇક નવું જ્ઞાન, નવો સ્નેહ કે નવી જિંદગી આપતો જાય છે અને તેનો દરેક શબ્દ જાગેલા જીવોનાં હૃદયમાં એક ઊંચા પ્રકારનો મીઠડો ધક્કો મારતો જાય છે; એટલુંજ નહિ પણ તેનો દરેક શબ્દ ભક્તોના આત્માને પરમાત્માના રસ્તામાં લઇ જવાનું આકર્ષણ કર્યા કરે છે. આવી ગીતાના શબ્દોમાં ખૂબી છે, આવું શ્રીકૃષ્ણ ભગવાનનાં વચનોમાં રહસ્ય છે અને ધર્મના સિદ્ધાંતોમાં આવું દૈવી તત્ત્વ છે માટે હજી આપણે જરા વધારે વિચાર કરીએ કે, આ શ્લોકમાં પ્રભુ કાંઈક ખાસ વિશેષ શું કહે છે?

## યજ્ઞમાંથી બાકી રહેલા ભાગની ખૂબી

યજ્ઞમાંથી બાકી રહેલા ભાગને પ્રભુ અમૃત કહે છે તે જરા વિચારવા જેવી બાબત છે, કારણ કે અમૃત એટલે શું, એ તમને

ખબર છે ? અમૃત એટલે જેનો કદી પણ નાશ ન થાય તે. અમૃત એટલે જેનાથી અમરપણું આવે તે. અમૃત એટલે સ્વર્ગના દેવો-ની પાસે જે ઊંચામાં ઊંચી વસ્તુ છે તે. અમૃત એટલે આખા મહાસાગરનું મથન કર્યા પછી તેમાંથી જે ઊંચામાં ઊંચો માલ નીકળેલો છે તે. અમૃત એટલે જેને મેળવવા માટે જ્યારથી દુનિ-યા પેદા થઈ અને જ્યાં સુધી દુનિયા રહેશે ત્યાં સુધી જેને મેળ-વવા માટે દરેક માણસ તરફડિયાં મારે છે તે અને અમૃત એટલે ઈશ્વરની કૃપા અને એથી પણ આગળ વધીને કહીએ તો અમૃત એટલે ઈશ્વર પોતે. બંધુઓ ! યાદ રાખજો કે, એ અમૃત યજ્ઞમાંથી બચેલા ભાગમાં છે. માટે હવે આપણે એ જાણવું જોઇએ કે, યજ્ઞ-માંથી બચેલા ભાગમાં આવું ઉત્તમમાં ઉત્તમ અમૃત ક્યાંથી આવી પડયું ? ઘણા માણસોને આવી શંકા થાય એ સ્વાભાવિક છે માટે એના ખુલાસામાં જણાવવું જોઇએ કે, યજ્ઞમાંથી બાકી રહેલો જે ભાગ છે તેમાં એક જાતની શાંતિ છે, તેમાં એક જાતનો આનંદ છે, તેમાં એક જાતનો પોતાની ફરજો બજાવ્યાનો સંતોષ છે, તેમાં એક જાતનો આત્મિક દિલાસો છે, તેમાં એક જાતનું છૂપું અને ઊંડું રહસ્ય છે, તેમાં કેટલીક જાતની ખાસ ખૂબી છે અને તેમાં આપણે ધારી શકીએ, માની શકીએ તથા કલ્પી શકીએ તે કરતાં પણ ઘણું વધારે તત્ત્વ છે. કારણ કે યજ્ઞ કર્યા પછી અને સૌ સૌના ભાગ ચૂકવી આપ્યા પછી જે બાકી રહે તે અમૃત કહેવાય છે. કારણ કે જ્યારે એટલાં બધાં તત્ત્વો ભેળાં થાય ત્યારે તેમાંથી અર્કરૂપે છેવટની જે વસ્તુ નીકળે તે અમૃતરૂપ હોય તેમાં કંઇ નવાઈ નથી અને જેને એવું અમૃત મળે તે બ્રહ્મને પામે એમાં કાંઇજ શક નથી. માટે એવું અમૃત મેળવવાની કોશિશ કરો.

બંધુઓ ! પ્રભુની પ્રભુતા જોઈ કે ? અરે ! તે રસિકડાનો રસ તો જુઓ ! અરે ! તે આનંદસ્વરૂપનો આનંદ તો જુઓ ! અરે ! તે પ્રેમસ્વરૂપનો પ્રેમ તો જુઓ ! અને એ પ્રભુની જરા પ્રભુતા તો જુઓ કે, નાનામાં નાની વસ્તુમાં પણ મોટામાં મોટું તત્ત્વ રાખી દઇને તે પોતેજ હાજર થઇ જાય છે અને જગતની કોઇ પણ વસ્તુમાંથી જરા વધારે ઊંડા ઊતરતાં તે પોતેજ સામે ઊભેલો દેખાય છે ! ! આવી રીતે જગતની કોઈ પણ વસ્તુમાંથી તે પ્રત્યક્ષ થઈ શકે છે, ત્યારે યજ્ઞના અમૃતમાં તે દેખાય અને એ અમૃત ખાનારને તે મળે તેમાં કાંઇ નવાઇ નથી, પણ આ બધું શામાંથી થાય છે ?

આપણે આપણી જિંદગીનાં કર્મો પ્રભુને અર્પણ કરીએ અને યજ્ઞમાંથી બચેલું ખાઇએ તેમાંથી આ બધું થાય છે. માટે આપણે આપણી ખાવાપીવાની વસ્તુઓ પ્રભુને અર્પણ કરતાં શીખવું જોઇએ.

## ખરાબ ચીજો પ્રભુને અર્પણ કરાય નહિ

આ ઉપરથી આપણી ખાવાપીવાની ચીજો પ્રભુને અર્પણ કરવી જોઇએ એમ આપણે ખુલ્લી રીતે જાણ્યું, પણ એટલુંજ જાણવું કંઈ બસ નથી; એ પછી પણ હજી બીજું ઘણુંયે જાણવાનું બાકી રહે છે. કારણ કે આપણી ખાવાપીવાની વસ્તુઓ પ્રભુને અર્પણ કરવી જોઈએ તે વાત સાચી, પણ તેમાં એ બાબત ધ્યાનમાં રાખવી જોઇએ કે, કાંઈ બધી વસ્તુઓ પ્રભુને અર્પણ કરી શકાય નહિ; કારણ કે આપણા ખોરાકમાં તો ઘણીયે ચીજો રજોગુણી હોય છે ને ઘણીયે ચીજો તમોગુણી હોય છે, તેમજ ઘણી ચીજો મલિન હોય છે તથા ઘણીયે ચીજો શુદ્ધ ભાવના વિનાની હોય છે, માટે એવી વસ્તુઓ કાંઇ પ્રભુને અર્પણ કરી શકાય નહિ. કારણ કે જરા વિચાર કરો કે કોઇ સારા માણસને પણ કંઇ ખરાબ ચીજ ભેટ અપાય નહિ. જેમકે તમારો શેઠ હોય તે ઘણો મોટો માણસ હોય, ઘણો ભલો હોય અને તમારી ઉપર ઘણી મહેરબાની રાખી તમને આગળ વધારતો હોય, તેને તમે દોઢિયાંના ત્રણ મળે તેવાં સડી ગયેલાં, વાસ મારતાં ચીભડાંની ભેટ આપવા જાઓ તો એ તેને કેવું લાગે, એ જરા વિચાર તો કરો ! એ ભેટ ન કહેવાય, પણ એ ઊલટું તેનું અપમાનજ કહેવાય; તેમજ અનંત બ્રહ્માંડના નાથને ખરાબ વસ્તુઓ અર્પણ કરવી, તે એના કરતાં પણ ઘણું વધારે ખરાબ છે. માટે કોઇ પણ ખરાબ ચીજનું પ્રભુને અર્પણ ન થઇ જાય તેની ખાસ સંભાળ રાખવી જોઇએ અને પ્રભુને તેની પ્રભુતા સામે જોઇને તેની મોટાઇના પ્રમાણમાં અને આપણી શક્તિ તથા આપણા જ્ઞાનના પ્રમાણમાં, આપણે તેને આપણાથી બની શકે તેવી વસ્તુઓ અર્પણ કરવી જોઇએ. એમ થઈ શકે તે સારુ ખાવાપીવાની વસ્તુઓના ગુણદોષ તથા તેના ભેદો જાણવા જોઇએ અને એ જાણવા માટે પણ આપણે કાંઈ દૂર જવું પડે તેમ નથી. પ્રભુ એવા કૃપાળુ છે કે, આપણી જિંદગીમાં ઉપયોગી થઇ શકે તેવાં બધાં તત્ત્વો અને બધા નિયમો શ્રીમદ્ ભગવદ્ગીતા મારફત તેણે આપણને કહી મૂકેલા છે. માટે ક્યાંય પણ દૂર ન જતાં આહારના ભેદો

સમજવા માટે આપણે ગીતામાંજ તપાસ કરવી જોઇએ. અને તે તપાસતાં જણાય છે કેઃ-

आहारस्त्वपि सर्वस्य त्रिविधो भवति प्रियः ॥ गी. १७-७ ॥

ખાવું પીવું સૌને વહાલું છે, તે ત્રણ પ્રકારનું છે.

## આહારના ભેદો

એ ત્રણ પ્રકારમાં પહેલો પ્રકાર એ છે કેઃ-

आयुः सत्त्वबलारोग्यसुखप्रीतिविवर्धनाः ।
रस्याः स्निग्धाः स्थिरा हृद्या आहाराः सात्विकप्रियाः ॥ गी. १७-८॥

જે વસ્તુઓથી બહુ આયુષ્ય વધે, સત્ત્વ વધે, બળ વધે, આરોગ્ય વધે, સુખ વધે અને સ્નેહ વધે તથા જે વસ્તુ રસવાળી હોય, ચીકાશવાળી હોય, ઘણો વખત રહી શકે તેવી હોય અને હૃદયને ગમે તેવી હોય, તેવી જાતના ખાવાપીવાના પદાર્થો સત્ત્વગુણી માણસોને વહાલા હોય છે.

એ પછી રજોગુણી સ્વભાવના માણસોને કઈ વસ્તુઓ ગમે તેના ખુલાસામાં પ્રભુ કહે છે કેઃ-

कट्वम्ललवणात्युष्णतीक्ष्णरूक्षविदाहिनः ।
आहारा राजसस्येष्टा दुःखशोकामयप्रदाः ॥ गी. १७-९ ॥

બહુ તીખું, બહુ ખાટું, બહુ ખારું, બહુ ઊનું, બહુ જલદ અસર કરે તેવું (તેજાબ, સરકો, દારૂ વગેરે) સૂકું, બળતરા કરે તેવું અને જે ખાવાથી દુઃખ થાય, શોક થાય અને રોગ થાય એવા ખાવાપીવાના પદાર્થો રજોગુણી માણસને વહાલા હોય છે.

એ પછી તમોગુણી માણસને શું ગમે છે તે માટે પ્રભુએ કહેલું છે કેઃ-

यातयामं गतरसं पूति पर्युषितं च यत् ।
उच्छिष्टमपि चामेध्यं भोजनं तामसप्रियम् ॥ गी. १७-१० ॥

જે વસ્તુને બનાવ્યે ઘણો વખત થઇ ગયો હોય, જેમાંથી રસ ઊડી ગયો હોય, જેમાં દુર્ગંધી થઇ ગઇ હોય, જે એક વખત રંધાયેલું ફરીથી રાંધેલું હોય અથવા જેનો સ્વાદ બદલાઇ ગયેલો હોય, જે એઠું હોય અને જે દેવોને કામ લાગે તેવું ન હોય, તેવું ખાવાપીવાનું તમોગુણી માણસોને વહાલું હોય છે.

બંધુઓ! જે હરિજનો ખાવાપીવાની બાબતમાં આવા ભેદો સમજે છે, તેઓ પોતે સત્ત્વગુણી વસ્તુઓનું સેવન કરે છે અને પોતાના પ્રભુની મોટાઇ સમજીને તેના નામથી તેને અર્થે તેનાં બાળકોને સત્ત્વગુણી વસ્તુઓ અર્પણ કરે છે.

## ખાવાપીવામાં નિયમિતપણું રાખવું જોઇએ

આટલું જાણ્યા છતાં પણ આગળ વધેલા હરિજનોને એમ લાગે છે કે, હજી પણ આ બાબતમાં અમારે કાંઇક વધારે જાણવું જોઇએ. કારણ કે સત્ત્વગુણી પદાર્થ વાપરવા અને સત્ત્વગુણી ચીજો પ્રભુને અર્પણ કરવી એટલુંજ કાંઇ બસ નથી. કારણ કે એમાં તો કોઇ દિવસ વધારે ને કોઇ દિવસ ઓછું એમ પણ થઈ જાય. એવું ન થાય માટે સત્ત્વગુણી ખાવું એટલુંજ નહિ, પણ તેની સાથે સત્ત્વગુણી ખાવામાં પણ નિયમિતપણું રાખવું જોઇએ. કારણ કે જ્યાં સુધી ખાવાપીવાની બાબતમાં નિયમિતપણું ન હોય ત્યાં સુધી યોગ સિદ્ધ થઈ શકતો નથી. તે માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ-

नात्यश्नतस्तु योगोऽस्ति न चैकांतमनश्नतः ॥ गी. ६-१६ ॥

ઘણું ખાનારને યોગ સિદ્ધ થતો નથી, તેમ સાવ ભૂખ્યો રહેનારને પણ યોગ સિદ્ધ થતો નથી. પણ

युक्ताहारविहारस्य युक्तचेष्टस्य कर्मसु ।
युक्तस्वप्नावबोधस्य योगो भवति दुःखहा ॥ गी. ६-१७ ॥

જેનું ખાવુંપીવું વાજબી રીતનું હોય, જેની રમતગમત રીતસર હોય, જેના કામકાજમાં નિયમિતપણું હોય અને જે ઊંઘવામાં તથા જાગવામાં સરખી રીતે વર્તી શકતા હોય, તેઓનેજ દુઃખનો નાશ કરનારો યોગ સિદ્ધ થાય છે.

## યોગ સિદ્ધ કરવાનો ઉપાય

બંધુઓ ! આ શ્લોકમાં પણ કાંઇક ખાસ ખૂબી છે, કારણ કે દરેક શ્લોકમાં અને દરેક શબ્દમાં કાંઇક ખાસ રસિકતા, ખાસ ભભક, ખાસ ચમક, ખાસ પ્રકાશ અને બહુ બહોળો અર્થ મૂકી દેવો એ તો મહાજ્ઞાની મહાત્મા શ્રીકૃષ્ણ ભગવાનનું ખાસ કામજ છે અને તેમાં પણ આ શ્લોક તો બહુજ મહત્ત્વનો છે, માટે તેનું રહસ્ય આપણે તપાસવું જોઇએ. એ તપાસતાં તેમાંનો યુક્ત શબ્દ બહુ વિચારવા જેવો લાગે છે, કારણ કે તેનો બહુ બહોળો અર્થ છે. જેમકે યુક્ત એટલે વાજબીપણું, યુક્ત એટલે નિયમિતપણું, યુક્ત એટલે મધ્યમપણું, યુક્ત એટલે જેમ થવું જોઇએ તેમ થાય તે, યુક્ત એટલે દેશકાળ સમજીને જે કામ કરવામાં આવે તે, યુક્ત એટલે પોતાની સ્થિતિ તથા આજુબાજુના સંજોગોનો વિચાર કરીને પછી જે કરવામાં આવે તે, યુક્ત એટલે પોતાના શરીરનો,

પ્રકૃતિનો તથા સ્વભાવનો વિચાર કરીને જે કરવામાં આવે તે, યુક્ત એટલે શાસ્ત્રના હુકમ પ્રમાણે અને પ્રભુની આજ્ઞા પ્રમાણે જે કરવામાં આવે તે, યુક્ત એટલે મહાત્માઓની ઇચ્છા પ્રમાણે તથા હરિજનોના અનુભવ પ્રમાણે જે કરવામાં આવે તે અને યુક્ત એટલે પોતાના અંતઃકરણની પ્રેરણા પ્રમાણે તથા અંદરથી થતા પોતાના આત્માના હુકમ પ્રમાણે જે કરવામાં આવે તે યુક્ત કહેવાય છે. માટે આ બધી વાતો ધ્યાનમાં રાખીને જેમ યોગ્ય લાગે તેમ ખાવુંપીવું જોઇએ. કારણ કે એવી જાતના યુક્તપણામાંથીજ દુઃખ મટાડનારો યોગ થાય છે. માટે ખાવાપીવાની બાબત ઉપર જેટલું વધારે ધ્યાન આપીએ અને એ બાબતમાં જેટલા વધારે ચોક્કસ રહીએ તેટલો વધારે લાભ છે અને એ બાબતમાં જેટલા બેદરકાર રહીએ તેટલું નુકસાન છે; કારણ કે એમાં બેદરકારી રાખવાથી યોગ સિદ્ધ થતો નથી અને યોગ સિદ્ધ ન થાય એ કેટલી બધી મોટી નુકસાની એ કાંઈ તમે જાણો છો?

## યોગ એટલે શું?

પ્રભુએ આ ઠેકાણે "દુઃખ હણનારો યોગ" આ શબ્દો વાપરેલા છે તેનો અર્થ તમે જાણો છો? એ માટે મહાત્માઓ કહે છે કે, આ જગતમાં અનેક જાતનાં દુઃખો છે. જેમકે શરીરનાં દુઃખો, ધનનાં દુઃખો, વ્યવહારની જંજાળનાં દુઃખો, મનનાં દુઃખો, ઇચ્છા મુજબ થાય નહિ તેનાં દુઃખો, વિરુદ્ધ સ્વભાવનાં માણસો સાથે પાનાં પડે તેનાં દુઃખો, મનમાં અનેક જાતની ઇચ્છાઓ, તૃષ્ણાઓ તથા આશાઓ હોય પણ તે પાર પડે નહિ તેનાં દુઃખો, લોકાચારના રિવાજોનાં દુઃખો, રૂઢિની ગુલામગીરીનાં દુઃખો, રાજ્યના કેટલાક અગવડભરેલા કાયદાઓનાં દુઃખો, ધર્મનાં ઘણી જાતનાં બંધનોનાં દુઃખો અને નરકનાં દુઃખો તથા પરમાત્માથી વિખૂટા રહેવાનાં દુઃખો; એવાં અનેક દુઃખોમાં મનુષ્યો બંધાયેલાં છે. તે બધાં દુઃખોમાંથી છોડવનારો યોગ છે અને તે યોગ युक्ताहार विहारस्य માંથી થાય છે, માટે ખાવાપીવાની બાબતમાં આપણે ખાસ સંભાળ રાખવી જોઇએ. કારણ કે યોગ એટલે શું, એ તમને ખબર છે? એ માટે મહાત્માઓ કહે છે કે, યોગ એટલે જોડાઈ જવું અને તે કોની સાથે? બીજા કોઇની સાથે નહિ, પણ પરમકૃપાળુ પિતા સચ્ચિદાનંદ પરમાત્માની સાથે. યોગ એટલે આત્મા ને પરમાત્મા એ બે હાલમાં જુદા જુદા છે તે જુદાઈ મટાડીને

એક થઇ જવું. યોગ એટલે ચિત્તની બધી વૃત્તિઓને રોકી દેવી તે; યોગ એટલે આત્માને તેનો સ્વાભાવિક આનંદ ભોગવવાની સ્થિતિમાં લઇ જવો તે; યોગ એટલે આ સ્થૂલ દુનિયા છોડીને હૃદયની નવી સૂક્ષ્મ દુનિયામાં જવું તે; યોગ એટલે અમરપણું મેળવવાની કૂંચી અને યોગ એટલે જગતમાં જેટલી જાતનાં દુઃખો છે તે બધી જાતનાં દુઃખોમાંથી બચવાનો સહેલામાં સહેલો, સાચામાં સાચો અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ જે ઉપાય તે યોગ કહેવાય છે. આવો મહાન યોગ ખાવાપીવામાં નિયમિતપણું રાખવાથી થાય છે, માટે આપણે સૌ ભાઇબહેનોએ ખાવાપીવામાં નિયમિતપણું રાખતાં શીખવું જોઇએ. કારણ કે ખાવાપીવામાં થોડીક બેદરકારી રાખવાથી આટલો બધો મોટો લાભ ગુમાવવો એ કેટલું બધું ખોટું છે તેનો વિચાર દરેક હરિજને કરવો જોઇએ અને એવી જાતની ભૂલમાં ન પડી રહેવાય એ સંભાળવું જોઇએ.

## ખાવામાં નિયમિતપણું રાખવાથી થતા ફાયદા

ખાવાપીવામાં નિયમિતપણું રાખવા માટે આટલું બધું કહેવા છતાં હજી પણ ભક્તો ઉપરની દયાને લીધે પ્રભુને તૃપ્તિ થતી નથી, તેથી શ્રીમદ્ ભગવદ્ગીતામાં જે બાર જાતના મુખ્ય યજ્ઞ ગણાવેલા છે તેમાં નિયતાહારાઃ એટલે કે ખાવાપીવામાં નિયમપૂર્વક વર્તવું તેને તે યજ્ઞ ગણે છે. અને યજ્ઞનાં ફળ કેટલાં બધાં મહાન છે તે અગાઉ કહેવાઈ ગયેલું છે, એટલે ફરી ફરીથી લંબાણ કરવાની જરૂર નથી.

બંધુઓ ! આમાં પણ બહુ જાણવા જેવી ખૂબી છે અને આમાં પણ પ્રભુની ખાસ દયા છે; કારણ કે આપણે ખાવાપીવામાં નિયમસર રહીએ તેથી પૈસાનો બચાવ થાય, વખતનો બચાવ થાય, શરીર સારું રહે, રોગથી બચાય, વિકારોથી બચાય, ઘડપણનાં દુઃખોથી બચાય, લાંબું આયુષ્ય ભોગવાય, સદ્બુદ્ધિ રહે અને સારાં કર્મો કરી શકાય. એ બધા આપણને પોતાનેજ ખાસ લાભ થાય અને તેમ છતાં નિયમિત ખાવું તેને પ્રભુ યજ્ઞ સમજે અને આપણા આત્માનું કલ્યાણ કરવા માટે એમાંથીજ યજ્ઞનું ફળ આપે, એ કરતાં વધારે દયા તે બીજી શી હોય ? બંધુઓ ! પ્રભુની પ્રભુતા તો જુઓ ! ધન્ય છે, પ્રભુ ! તને ધન્ય છે. તું તો તુંજ છે.

## મિતાહારી થવાનો પ્રભુનો હુકમ

આ બધા નિયમો જાણ્યા પછી પણ ખાવાપીવાની બાબતમાં

હજી કાંઇક વધારે જાણવાનું બાકી રહી જાય છે, કારણ કે અર્પણ-વિધિ હોય અને નિયમિતપણું હોય, પણ જો મિતાહારપણું ન હોય તો એટલી કચાશ રહી જાય છે. કારણ કે ઘણા માણસો નિયમિતપણું રાખે છે, એટલે કે વખતસર ભોજન કરે છે અને પોતાની ટેવો મુજબ તથા પોતાના સ્વાદ મુજબ જેટલું હંમેશાં ખાતા હોય તેટલુંજ ખાય છે, પણ એથી કાંઈ મિતાહારી થવાતું નથી; કારણ કે મિતાહાર એ જુદી વસ્તુ છે અને નિયમિતપણું એ જુદી વસ્તુ છે. માટે એકલું નિયમિતપણું બસ નથી, પણ તેની સાથે મિતાહારપણું પણ જોઇએજ અને ત્યારેજ કામ સિદ્ધ થાય છે. એ માટે ગીતાના અઢારમા અધ્યાયના બાવનામા લોકમાં પ્રભુએ કહેલું છે કે, લઘ્વાશી એટલે કે થોડું ખાવું અને હલકો ખોરાક ખાવો, તેથી અંતે બ્રહ્મરૂપ થઈ શકાય છે. માટે આપણે મિતાહારી થતાં શીખવું જોઇએ.

## મિતાહાર એટલે શું ? તેનો ખુલાસો

બંધુઓ ! મિતાહાર એટલે થોડું ખાવું એટલોજ એનો અર્થ નથી, એ તો સાધારણ અર્થ છે, પણ એના વિશેષ અર્થમાં તો ઘણીયે બાબતોનો સમાવેશ થાય છે, જેમકે મિતાહારપણું એટલે થોડું ખાવું, મિતાહારપણું એટલે હલકો ખોરાક ખાવો, મિતાહારપણું એટલે નિયમસર ખાવું, મિતાહારપણું એટલે સત્ત્વગુણી પદાર્થોનું સેવન કરવું; મિતાહારપણું એટલે પોતાની જાતમહેનતથી મેળવેલું ખાવું, મિતાહારપણું એટલે નીતિથી કમાયેલું ખાવું, મિતાહારપણું એટલે પોતાના બંધુઓનો ભાગ આપ્યા પછી જે બચેલું હોય તે ખાવું, મિતાહારપણું એટલે પોતાની ફરજો બજાવ્યા પછી તેની મહેનતના ઇનામ તરીકે જે ખાવામાં આવે તે, મિતાહારપણું એટલે ચોખ્ખેચોખ્ખી ભૂખ લાગે ત્યારે ખાવું તે, મિતાહારપણું એટલે પોતાના જઠરાગ્નિના પ્રમાણમાં ખાવું તે, મિતાહારપણું એટલે પોતાના અંતઃકરણના વિચારથી વિરુદ્ધ ન હોય તેવો ખોરાક ખાવો તે, મિતાહારપણું એટલે પોતાના શરીરને માફક આવે અને મનબુદ્ધિને ફાયદો કરે તેવો ખોરાક ખાવો તે અને મિતાહારપણું એટલે જે પ્રભુને અર્પણ કરેલું હોય અને પ્રભુને હાજરનાજર જાણીને આત્માની ઉન્નતિ થાય તેવી રીતે વિધિસર ખાવામાં આવે તે. આવા આવા ઘણા પ્રકારો મળીને દેશકાળ પ્રમાણે અને પોતાની સ્થિતિ પ્રમાણે તથા ભગવદ્દઇચ્છા પ્રમાણે જે ખાવાપીવાનું થાય તે લઘ્વાશી એટલે કે

મિતાહાર કહેવાય છે અને જ્યારે એટલું બધું ધ્યાન આપીને એ બાબત સિદ્ધ કરીએ ત્યારે તેમાંથી બ્રહ્મને પામી શકાય છે. માટે આપણે સૌ ભાઈબહેનોએ ખાવાપીવાની બાબતમાં બની શકે તેટલા આવા ઉત્તમ નિયમો પાળવાની કોશિશ કરવી જોઇએ અને બની શકે એટલા મિતાહારી થવું જોઇએ.

## આપણે મિતાહારી રહી શકતા નથી તેનાં કારણો

બંધુઓ! આપણે સૌ જાણીએ છીએ કે મિતાહારમાં બહુ ફાયદા છે અને આપણે સૌએ મિતાહારી થવું જોઇએ, છતાં પણ આપણે મિતાહારી થઈ શકતા નથી એનાં કારણો તમે જાણો છો? એ જાણવાં જેવાં છે. એ માટે કહ્યું છે કે, *

(૧) છેક બાળપણથીજ આપણને વધારે ખાઇ લેવાની ટેવ પડી ગયેલી છે.

(૨) આપણે એમ સમજ્યા કરીએ છીએ કે, વધારે ખાવાથી શરીરમાં વધારે શક્તિ રહે છે, તેથી ખાસ ચાહીને આપણે વધારે ખાઈએ છીએ.

(૩) કેટલીક ચીજો ઘણી મુદતે મળે છે, તેથી તે આપણે ચાહીને વધારે ખાઇ લઇએ છીએ.

(૪) કેટલીક ચીજો આપણને ખાસ વહાલી હોય છે, તેથી તે વધારે ખાઇ જઇએ છીએ.

(૫) કેટલીક ચીજોનો કોઈ કોઇ વખત બહુ સારો સ્વાદ બનેલો હોય છે, તેથી તે ચીજો દાબી દાબીને ખાઇ જઈએ છીએ.

(૬) ઘણી વખત બીજાઓના આગ્રહને ખાતર આપણે વધારે ખાઇએ છીએ.

(૭) કોઇ કોઇ વખત મોડું જમવાનું થાય, ત્યારે વધારે ટાઇમ થઇ જવાથી બહુ ભૂખ લાગી ગઇ છે, એમ માની લઇને આપણે વધારે ખાઇએ છીએ.

(૮) કોઇ કોઇ વખત વહેલું જમવું પડે ત્યારે પાછી જલદી ભૂખ ન લાગી જાય તો સારું, એમ ધારીને આપણે વધારે ખાઇએ છીએ.

(૯) કેટલીક વસ્તુઓ બહુ પુષ્ટિકારક છે એમ સમજીને ખાસ ચાહીને તે વધારે ખાઇએ છીએ.

(૧૦) કેટલીક વસ્તુઓને માટે આપણે એમ સમજીએ છીએ

* "સ્ત્રીઓનું સ્વર્ગ" માંથી.

કે, આ વસ્તુ વધારે ખાઈ જવાય તોપણ નુકસાન નહિ કરે તેથી તે વધારે ખાઇએ છીએ.

(૧૧) કેટલીક વસ્તુઓ બહુ સારી અને સસ્તી હોય છે તેથી તે આપણે વધારે ખાઈ જઇએ છીએ.

(૧૨) કેટલી વસ્તુ આપણી પાસે જરાક વધારે હોય છે પણ તે કોઇને આપી દેવાનું કે નાખી દેવાનું મન થતું નથી, તેથી તાણી-તોડીને આપણે વધારે ખાઈ જઇએ છીએ.

(૧૩) જ્યારે ખાવા બેસીએ ત્યારે થોડુંઘણું વધારે ખાઇ જઇએ ત્યાં સુધી એજ વખતે ઘણું કરીને બધા માણસોને એવું ભાન રહેતું નથી કે, અમે વધારે ખાઇએ છીએ, તેથી વધારે ખાઈ લેવાય છે.

(૧૪) આપણા કરતાં જે વધારે ખાતાં હોય તેમની સાથે આપણે આપણા ખાવાની સરખામણી કર્યા કરીએ છીએ, તેથી આપણો ખોરાક આપણને થોડો લાગે છે, એટલે વધારે ખાવાના ઉપાયો કર્યા કરીએ છીએ.

(૧૫) અમુક રોગને લીધે અથવા અમુક કારણોને લીધે અમે બરાબર ખાઈ શકતા નથી, એમ ઘણા માણસોના મનમાં વહેમ ભરાઇ ગયેલો હોય છે, તેથી તેઓ વધારે ખાવાનાં હવાતિયાં માર્યા કરે છે.

(૧૬) આપણે ખાવા બેસીએ ત્યારે કેટલું ખાઇએ છીએ તે સામે જોઇએ છીએ; જેમકે એક લાડુ, ચાર પૂરી, બે રોટલી, બે કડછી ભાત, વાટકો દાળ, થોડાંક ભજિયાં, થોડુંક શાક અને થોડાંક અથાણાં સામે જોઇને આપણે જમીએ છીએ, પણ કાંઇ આપણા જઠરાગ્નિ સામે જોઈને આપણે જમતા નથી, તેથી આપણે જરૂર કરતાં વધારે ખાઈ જઇએ છીએ.

આવાં અવાં ઘણાં કારણોને લીધે આપણે સૌ હંમેશાં ઘણુંજ વધારે ખાઇ જઇએ છીએ, એથીજ માંદા પડીએ છીએ અને એથીજ વહેલા મરી જઇએ છીએ. છતાં પણ એ ભૂલ સુધારવાની તજવીજ આપણે કરતા નથી. કારણ કે થોડું જમવું કોને કહેવું અને ઝાઝું જમવું કોને કહેવું, એ આપણે સમજી શકતાં નથી, તેથી આપણે ઝાઝું ખાધું હોય છતાં પણ થોડું ખાધેલું છે એમ સમજ્યા કરીએ છીએ.

## ઝાઝું ખાધું કેમ કહેવાય અને થોડું ખાધું કેમ કહેવાય?

એક વખત નાસિકમાં અગિયારસને દિવસે અમે ચાર સાધુઓને

ફરાળ કરાવ્યું તેમાં એક જણે દસ તોલા બરફી ખાધી, બીજાએ વીસ તોલા ખાધી, ત્રીજાએ ચાળીસ તોલા ખાધી અને ચોથાએ એંસી તોલા ખાધી ! એ પછી બીજે દિવસે અમે એ ચાર જણાને બારસનું પારણું કરવા બોલાવ્યા, ત્યારે વાતચીત કરતાં તેમાંથી એમ ખબર પડી કે, જેણે માત્ર દસ તોલા બરફી ખાધી તે માણસ માંદો પડી ગયો હતો, કારણ કે તેને ખાંડ પચતી નહોતી અને ખાંડવાળું ખાય ત્યારે તેને તરતજ ઉધરસ થતી હતી, તેમજ ઘણો વખત થયાં તે માંદોસાજો રહ્યા કરતો, એટલે પાંચ તોલાથી વધારે ખાઇ શકતો નહિ, છતાં પણ બરફી બહુ સારી છે ને વસમી લાગે એવી નથી, એમ બરફીનાં વખાણ સાંભળીને તથા બીજા ત્રણ જણને પોતાના કરતાં વધારે ખાતા જોઈને તેણે પરાણે પરાણે દસ તોલા બરફી ખાધી હતી અને તેથી તે માંદો પડ્યો હતો. જેણે વીસ તોલા ખાધી હતી તેણે કહ્યું કે, આપણે તો આપણા નિયમસર ખાધું છે એટલે મને કાંઇ અડચણ નથી. જેણે ચાળીસ તોલા ખાધી હતી તેણે કહ્યું કે, મને હજી ભૂખ લાગી નથી ને પેટમાં હજી ભારે ભારે લાગે છે, એક દસ્ત આવી જાય તો સારું, કારણ કે બરફી બહુ સારી હતી તેથી તથા પેલાની દેખાદેખીથી બે ટુકડા વધારે ખાઈ લીધા છે તેથી અજીરણ થયું છે. એ પછી જેણે એંસી તોલા બરફી ખાધી હતી તેને પૂછ્યું કે, તમારું કેમ છે? ત્યારે તેણે કહ્યું કે, મારું પેટ તો સાવ સાફ થઈ ગયું છે અને મને બહુ ભૂખ લાગી છે, કારણ કે મારો આહાર દોઢ શેર પક્કાનો છે, પણ આ બધાય બે–ચાર કટકા લઇને બેઠા, તેથી હું શરમાઇ ગયો, તોપણ શરમાતાં શરમાતાં શેર પક્કો તો (બરફી) ઉડાવી ગયો, પણ એટલામાં મારું શું વળે? તેથી મને તો રાતમાંજ ભૂખ લાગી ગઈ, એટલે હવે હમણાં જમવાની બહુ મજા પડશે, એમ કહીને તેણે પોતાની પત્રાળીમાં પહેલેથીજ ચાર લાડુ મુકાવ્યા.

હવે વિચાર કરો કે, એ ચાર જણમાંથી કોણે ઝાઝું ખાધું કહેવાય અને કોણે થોડું ખાધું કહેવાય? જો ખાવાની વસ્તુના વજન તરફ જોઇને કહીએ તો એમ કહેવાય કે, જેણે દસ તોલા ખાધું તેણે એ ચાર જણમાં સૌથી ઓછું ખાધું છે, પણ જો જઠરાગ્નિ સામે જોઇએ તો એમ લાગે કે, જેણે એંસી તોલા ખાધું તેણે સૌથી ઓછું ખાધું છે અને જેણે દસ તોલા ખાધું તેણે સૌથી વધારે ખાધું છે; કારણ કે જેને એકસોવીસ તોલા ખોરાક પચા-

વવાની શક્તિ હતી તેણે માત્ર એંસી તોલા ખાધું, એટલે કે પોતાની પાચનશક્તિ કરતાં ચાલીસ તોલા ઓછું ખાધું, માટે એ ચાર જણમાંથી એ સૌથી ઓછું જમ્યો છે અને જેનામાં પાંચ તોલા પચાવવાની શક્તિ હતી તેણે દસ તોલા એટલે કે તેથી બમણું ખાધું, માટે માત્ર દસ તોલા ખાવા છતાં પણ એણે સૌથી વધારે ખાધું છે. આવીજ રીતે આપણે પણ બીજાઓના પ્રમાણમાં ઓછું ખાતા હોઈએ તે છતાં પણ આપણા પોતાના જઠરાગ્નિના પ્રમાણમાં આપણે ઘણુંજ વધારે ખાઇએ છીએ અને એથીજ ઘણું કરીને બધી જાતના રોગો પેદા થાય છે. માટે જેમ બને તેમ આપણે આપણા ખાવાપીવામાં સંભાળ રાખવી જોઈએ, કારણ કે આપણી આખી જિંદગી સુધી તે દરરોજની બાબત છે, એટલે જો એમાં જરાક ભૂલ થાય તોપણ દરરોજની ભૂલ બહુ થોડા વખતમાં મોટું રૂપ લઈ લે છે અને અંતે મારી દે છે, માટે એથી ચેતવું જોઇએ. કેમ, આ વાત કાંઈ ગળે ઊતરે છે કે નહિ? શેઠે કહ્યું: સાવ સાચી વાત છે, તમે કહો છો એમજ છે અને ચોખ્ખેચોખ્ખી બાબત છે, છતાં પણ એની મેળે એ વાતો સમજાતી નહિ, માટે તમે આ ખુલાસો કર્યો એ બહુ સારું કર્યું, હવેથી ખાવાપીવામાં હું જરૂર સંભાળ રાખીશ.

આવી રીતે આપણે વધારે જમીએ છીએ એટલુંજ નહિ પણ આપણે ટાઈમસર પણ જમતા નથી અને ભૂખ લાગે છે તેને ખાતરજ જમતા નથી, પણ આજુબાજુના સંજોગોને લીધેજ મોડાવહેલા જમીએ છીએ.

## આપણે શા માટે જમીએ છીએ?*

મહારાજે કહ્યું: શું તું એમ સમજે છે કે, આપણને ખરેખરી ભૂખ લાગે છે ત્યારેજ આપણે જમીએ છીએ? નહિ બેટી, એમ નથી. આપણે તો જમવાનો વખત થઈ ગયો તે સારુ જમીએ છીએ; એટલે કે ભૂખ લાગી તે સારુ જમતા નથી, પણ જમવાનો વખત થઈ ગયો તે વખત સારુ જમીએ છીએ. નવ વાગે, દસ વાગે, અગિયાર વાગે કે બાર વાગે જ્યારે આપણને જમવાની ટેવ પડી ગઈ હોય ત્યારે એ ટેવને ખાતર આપણે જમીએ છીએ, કાંઈ ખાસ ભૂખ લાગવાને ખાતર આપણે જમતા નથી. રસોઇ તૈયાર થઈ ગઈ છે ને હવે વાર લગાડીશું તો જમવાનો સ્વાદ બગડશે, એમ ધારીને રસોઈ તૈયાર થઇ ગઈ છે તે સારુ

* "સ્ત્રીઓનું સ્વર્ગ"માંથી.

આપણે જમવાની ઉતાવળ કરીએ છીએ, કાંઈ આપણને બહુ ભૂખ લાગી ગઈ છે તે સારુ જમવાની ઉતાવળ કરતા નથી. છોકરાને દસ વાગે સ્કૂલમાં જવું છે, વરને અગિયાર વાગે ઑફિસમાં જવું છે ને સાસુને કાલની અગિયારસનો ઉપવાસ છે એ સારુ વહેલાં જમીએ છીએ, કાંઇ વહેલી વહેલી ભૂખ લાગી ગઈ તે સારુ વહેલાં જમતાં નથી. નાતમાં જમવા જઇએ ત્યારે ચાર વાગે નાત જમવાનો રિવાજ છે, તે રિવાજ સારુ ચાર વાગે જમવા જઇએ છીએ, કાંઈ ભૂખ લાગી જાય છે તે સારુ જતાં નથી. આપણાં સગાંવહાલાંઓ પ્રસંગોપાત્ત પોતાને ઘેર આપણને જમવા બોલાવે છે અને ગમે તેવા કઢંગા વખતે આપણને જમવા બેસાડે છે; એ વખતે આપણે જમવા બેસીએ છીએ, તે કાંઈ આપણી ભૂખ સામે જોઇને બેસતાં નથી, પણ તેમના માનને ખાતર તથા વિવેકને ખાતર જમીએ છીએ અને આજુબાજુના સંજોગો પ્રમાણે આપણે એમ ધારીએ છીએ કે, અમુક વખતે આપણને ભૂખ લાગવી જોઇએ તે સારુ આપણા મનની ધારણાને ખાતર આપણે જમીએ છીએ, કાંઈ ખરેખરી કકડીને લાગેલી ભૂખને ખાતર નહિ. આવી રીતે ધર્મનાં બંધનોને લીધે, સગાંઓના વિવેકોને લીધે અને આપણી સગવડોને લીધે તથા કાંઈક લોભેલોભે આપણે વેળાકવેળા જમીએ છીએ, કાંઇ આપણી ભૂખને ખાતર આપણે જમતા નથી અને આવું કાંઈ કોઇક વખતેજ થતું નથી, પણ શ્રીમંતોમાં તો મહિનામાં સત્તાવીસ દહાડા આવું અંધેર હોય છે, સાધારણ લોકોમાં મહિનામાં વીસ દહાડા આવી પોલ હોય છે અને ગરીબોમાં મહિનામાં પંદર દહાડા આવી ગડબડ હોય છે. કેમ બેટી! આ વાત ગળે ઊતરે છે કે નહિ?

## આપણે ટાઇમસર જમતા નથી

મહારાજની આ વાત સાંભળીને હું બહુ આશ્ચર્ય પામી, કારણ કે હું પોતે એવા અંધારામાં હતી અને એમ છતાં મારા મનમાં હું એમ સમજ્યા કરતી હતી કે, ભૂખ લાગે છે ત્યારેજ હું જમું છું. તેથી મેં મહારાજને કહ્યું કે, આ તો તમે બહુ ભારે વાત કહી, ખરેખરું એમજ છે. આજેજ મારી માશીએ છોકરાંઓને જમવાનું કહ્યું હતું. અગિયારનો ટાઇમ આપ્યો હતો ને બે વાગે જમવાનું થયું. છોકરાંઓને રોજ દસ વાગે જમવાનો ટાઇમ, તોપણ એમ ધાર્યું કે, અગિયારે થશે માટે એક કલાક ખેંચી

કાઢીશું, પણ અગિયારને બદલે બાર થયા, તોપણ ત્યાં તો કાંઈ ઠેકાણું નહોતું, તેથી બાર વાગે છોકરાંઓએ થોડો થોડો નાસ્તો કર્યો. એ પછી એક વાગે માશી તેડવા આવ્યાં ને કહ્યું કે, છોકરાંઓને ઝટ મોકલો. તેથી છોકરાંઓને મેં કહ્યું કે જાવ, જમી આવો. ત્યારે છોકરાંઓએ કહ્યું કે, અમે તો હમણાંજ ખાધું, તેથી ભૂખ લાગી નથી માટે નહિ જઇએ. ત્યારે માશી ફફડી ઊઠયાં ને મને કહ્યું કે, તું છોકરાંઓને જમાડેજ કેમ? શું તને ખબર નહોતી? સામટું હોય તે ઘડીક મોડુંવહેલું પણ થાય, એમાં શું થઇ ગયું? તમે મોટાં માણસ એટલે અમારે ગરીબને ઘેર જમવા આવવું તમને ગમે નહિ, પણ ઠીક છે, સગાઇ તો રાખી રહે છે. કાલ સવારે તમારે ઘેર પણ કોણ આવશે? એમ વાંકાંચૂંકાં બોલવા મંડ્યાં ને તેમને બહુ દુઃખ લાગવા માંડયું, તેથી મેં છોકરાંઓને કહ્યું કે, માશીને ઘેર જવું પડશે. ભૂખ ન લાગી હોય તો જે ભાવે તે બે કોળિયા ખાઇને ચાલ્યાં આવજો, પણ ગયા વિના નહિ ચાલે. એમ કહીને મેં પરાણે પરાણે છોકરાંઓને જમવા મોકલ્યાં. તેઓને જરાય ભૂખ લાગી નહોતી, પણ શું કરીએ? દુનિયાના રિવાજોમાં પણ રહેવું જોઇએ ને?

મહારાજે કહ્યું: ભલે તમારા રિવાજો તમને મુબારક, પણ એ રિવાજોનું ફળ શું, એ કાંઈ ખબર છે? એ રિવાજોનું ફળ મંદવાડ, એ રિવાજોનું ફળ શરીરની ખરાબી, એ રિવાજોનું ફળ નાલાયકપણું, એ રિવાજોનું ફળ દીવો લઈને કૂવામાં પડવું અને એ રિવાજોનું ફળ અમૂલ્ય જિંદગી ઓછી કરવી. તે માટે મને તો એમ લાગે છે કે, કોઇને લાત મારી લેવી એ જેટલું પાપનું કામ છે તે કરતાં પણ કોઈને ટાઈમ વિના જમાડવું અથવા આપણે જમવું એ વધારે મોટું પાપ છે; કારણ કે સાધારણ લાત મારવામાંથી કાંઇ ભયંકર રોગ પેદા થતા નથી, પણ વગર ટાઇમે જમવાથી તો ઘણા જણને અસાધ્ય રોગો થઇ ગયેલા છે ને થાય છે, માટે પોતાનાં બચ્ચાંઓને કાંઈ કારણસર વખતે લાત મરાઈ જાય તો એ પાપ મોડુંવહેલું માફ થઇ શકશે, પણ કઢંગા ટાઇમે જમાડીને તેઓનાં શરીર રોગી બનાવી દીધાં હોય અને એ ભૂલથી તેઓની જિંદગી ઓછી કરી નાખી હોય, તો એ પાપ કંઈ એમ સહેલાઇથી માફ થઇ શકે એવું નથી.

## આપણે શા માટે મિતાહારી થવું જોઇએ?

બંધુઓ! મિતાહારપણા માટે આ બધી વાતો બનાવી બના-

વીને અથવા અતિશયોક્તિ કરીને કહેવામાં આવે છે એમ સમજવાનું નથી, પણ વૈદકશાસ્ત્ર કહે છે કે, મિતાહારી થવું જોઇએ. અર્થશાસ્ત્ર કહે છે કે મિતાહારી થવું જોઇએ. નીતિશાસ્ત્ર કહે છે કે મિતાહારી થવું જોઇએ. મહાત્માઓ કહે છે કે મિતાહારી થવું જોઇએ. આપણી પ્રકૃતિ કહે છે કે આપણે મિતાહારી થવું જોઇએ. આપણું અંતઃકરણ કહે છે કે આપણે મિતાહારી થવું જોઇએ. આપણો જાતઅનુભવ કહે છે કે આપણે મિતાહારી થવું જોઇએ ને ધર્મશાસ્ત્ર કહે છે કે આપણે મિતાહારી થવું જોઇએ. એટલુંજ નહિ પણ ખુદ પ્રભુનો એવો હુકમ છે કે, આપણે મિતાહારી થવું જોઇએ. માટે જો જિંદગી સુધારવી હોય અને ખાતાંપીતાં, નાચતાં-કૂદતાં, ગાતાંબજાવતાં, હસતાંરમતાં, મોક્ષ મેળવવો હોય, એટલુંજ નહિ પણ ખાવાપીવામાંથીજ મોક્ષ મેળવવો હોય તો મિતાહારી-પણું રાખતાં, ફરજો બજાવીને તેમાંથી વધેલું ખાતાં ને બ્રહ્માર્પણ કરતાં શીખો, એટલે સહેલાઇથી ઉન્નતિ મેળવી શકશો.

બંધુઓ! આ બધી હકીકતો જાણ્યા પછી પણ ખાવાપીવાની બાબતોમાં આપણાથી વારંવાર ઘણી જાતની ભૂલો થઈ જવાનો સંભવ છે, માટે એવી ભૂલોમાંથી બચવા સારુ ગીતાના અગિયારમા અધ્યાયના બેતાળીસમા શ્લોકમાં જેમ અર્જુને માફી માગી છે તેમ આપણે પણ ખાવાપીવાની બાબતમાં જે ભૂલ થાય તે માટે શુદ્ધ અંતઃકરણથી દીનતાપૂર્વક પ્રભુની માફી માગવી જોઇએ અને પ્રાર્થના કરવી જોઇએ. એ પ્રાર્થના કેવી રીતે કરવી તે આ પુસ્તકના નવમા પગથિયામાં આવી ગઈ છે.

ટૂંકામાં એજ કે, ખાવાપીવાના આ બધા નિયમો જાણીને તે પાળવાની કોશિશ કરો અને એમાંથી આત્માનું કલ્યાણ થાય તથા પરમાત્મા રાજી થાય એમ કરો.

ઉપર મુજબ ખાવાપીવાની બાબતમાં જે માણસ પોતાના મન ઉપર અંકુશ રાખતાં શીખે તેની બીજી ઇન્દ્રિયો પણ ધીમે ધીમે વશ થતી જાય છે અને સદ્વિચારો આવતા જાય છે, તેથી તેવા હરિજનને એ પછી એમ લાગે છે કે, હવે મારે નિદ્રાની બાબતમાં પણ કાંઇક સુધરવું જોઇએ. તેને એમ લાગવાનું કારણ એ છે કે, ખોરાકની સાથે ઊંઘનો સંબંધ છે, તેથી જે મિતાહારીપણે સત્ત્વગુણી ખોરાક ખાય તેની ઊંઘ કુદરતી રીતેજ ઓછી થઈ જાય છે. તેથી તેને નિદ્રાને કાબૂમાં રાખવાનું મન થાય છે. માટે હવે બારમા પગથિયામાં નિદ્રા વિષે હકીકત કહેવામાં આવશે.



# પગથિયું ૧૨-મું નિદ્રા વિષે

આપણી જિંદગી ઉપર જે જે બાબતો બહુ મોટી અસર કરે છે, તેમાં ખોરાક પછી બીજો નંબર નિદ્રાનો છે કારણ કે આપણી જિંદગીનો ત્રીજો ભાગ ઊંઘમાં ચાલ્યો જાય છે, માટે ઊંઘને લગતી જાણવા લાયક બાબતો આપણે જરૂર જાણવી જોઇએ. એ માટે વિચાર કરતાં પહેલો સવાલ એ ઊભો થાય છે કે, ઊંઘ એટલે શું ?

એના જવાબમાં પંડિતો કહે છે કે, ઊંઘ એટલે મોતની નાનકડી બહેન. ઊંઘ એટલે જિંદગી લૂંટી લેનારી રાક્ષસી. ઊંઘ એટલે પ્રાણીઓને બેભાન બનાવનારો એક જાતનો નશો. ઊંઘ એટલે જિંદગીની અંદર નાનકડું બનાવટી મોત લાવનાર જાદૂ. ઊંઘ એટલે આત્માના જોરને દાબી દેનારી એક મહાશક્તિ. ઊંઘ એટલે જગતનું બહારનું ભાન ભુલાવી દેનારી કુદરતની એક કળા અને ઊંઘ એટલે પરમાત્માથી આત્માને વિખૂટો પાડનારી બલા.

નિદ્રાથી થતાં નુકસાનો સમજનારા વિદ્વાનો નિદ્રા માટે ઉપર મુજબ કહે છે અને નિદ્રાથી થતા ફાયદા સમજનારા વિદ્વાનો કહે છે કે, નિદ્રા એટલે થાક ઉતારનારી મહાશક્તિ. નિદ્રા એટલે વ્યવહારની જંજાળથી તપી ગયેલા જીવોને શાંતિ આપનારી ઈશ્વરની કૃપા. નિદ્રા એટલે ઘણી જાતનાં દુઃખદરદો ઓછાં કરનાર એક જાતની કુદરતી ઉત્તમ દવા. નિદ્રા એટલે દુખીઓનાં દુઃખ ભુલાવનાર, રોગીઓના રોગ ભુલાવનાર, દરિદ્રીઓની દરિદ્રતા ભુલાવનાર, પરાધીનોની પરાધીનતા ભુલાવનાર, કેદીઓનું કેદખાનું ભુલાવનાર, મોટાઓની ખોટી મોટાઇ ભુલાવનાર, ગુનેગારોના ગુનાઓ ભુલાવનાર અને નવી તાજગી આપનાર ઈશ્વરી બક્ષિસ.

## ઊંઘને ઓછી કરવાનો ઉપાય

આવી રીતે ઊંઘને માટે જુદા જુદા બે પ્રકારના અભિપ્રાયો છે, માટે એ બાબત વધારે વિચારવા લાયક છે અને તે સારુ

આપણે તેની ઉપર ખાસ ધ્યાન આપવું જોઇએ. અને તે ઉપર ધ્યાન આપતાં એમ જણાય છે કે, ઊંઘમાં ગમે તેટલા દોષ હોય છતાં પણ આ જિંદગીમાં તેને કદી પણ સાવ દૂર કરી શકાય તેમ નથી, તેમજ ઊંઘમાં ગમે તેટલા ફાયદા હોય છતાં પણ વધારેમાં વધારે ઊંઘી રહેવાનો નિયમ કાંઇ દુનિયા સ્વીકારે તેમ નથી; માટે એ બન્નેની વચ્ચેનો કાંઇક રસ્તો શોધવો જોઇએ. તે ઉપર વિચાર કરતાં એમ લાગે છે કે, ઊંઘનો ખોરાકની સાથે અને ટેવની સાથે સંબંધ છે. એટલે જો આપણે આપણો ખોરાક સત્ત્વગુણી રાખીએ અને મિતાહારપણે તેનો ઉપયોગ કરીએ, તો ધીમે ધીમે એની મેળે મેળે ઊંઘ ઓછી થતી જાય છે; પણ એને બદલે જો રજો-ગુણી–તમોગુણી પદાર્થોનું સેવન કરીએ અને હદ ઉપરાંતનું ખાઇએ તો ઘણી વધારે ઊંઘ આવે છે. બીજું ઊંઘને વધારે રાખવી કે ઓછી રાખવી તેનો આધાર આપણને પડી ગયેલી ટેવો તથા આજુબાજુના સંજોગો ઉપર છે. આમ હોવાથી જો આપણે ધારીએ તો નિદ્રાને ઓછી કરી શકીએ અને જો ધારીએ તો વધારે કરી શકીએ. કારણ કે નિદ્રા કુદરતી છે, છતાં પણ તેને ઓછી કરવી કે વધારવી એ આપણા હાથમાં છે. માટે બની શકે એટલી આપણે તેને ઓછી કરવી જોઇએ; કારણ કે વધારે ઊંઘવાથી જેટલા ફાયદા છે તે કરતાં થોડું ઊંઘવાથી ઘણાજ વધારે ફાયદા છે. માટે આપણે નિદ્રાને નિયમમાં રાખતાં શીખવું જોઇએ. પણ નિદ્રા ક્યારે નિયમમાં આવે એ તમને ખબર છે? એ માટે ડાહ્યા માણસો કહે છે કે, જ્યારે આપણામાં સદ્‌ગુણો ખીલે અને તેનું જોર જામે ત્યારે નિદ્રા ઓછી થાય છે, કારણકે નિદ્રાનો આધાર ભોજન તથા ટેવો ઉપર છે અને ભોજન તથા ટેવનો આધાર જ્ઞાન તથા સદ્‌ગુણો ઉપર છે. એટલે કે જો અંતરમાં જ્ઞાન ઠરેલું હોય અને સદ્‌ગુણો ખીલવ્યા હોય તોજ ઊંઘને ઓછી કરવાનું મન થાય છે. જેમકે જે માણસો જ્ઞાની હોય અને સારાં કામો કરવામાં રોકાયેલા રહેતા હોય, તેઓને નિદ્રામાં ઝાઝો વખત ચાલ્યો જાય એ પાલવતું નથી. તેમજ જે માણસો ડાહ્યા હોય, પ્રકૃતિના નિયમો જાણતા હોય, આરોગ્યના નિયમો જાણતા હોય, ધર્મશાસ્ત્રના હુકમો જાણતા હોય, મહાત્માઓનો ઉપદેશ સાંભળતા હોય અને પોતાના અંતરના અવાજ ઉપર ભાર મૂકતા હોય તે માણસો કાંઈ ચાહીને વધારે ખાય નહિ અને વધારે ખાય નહિ એટલે વધારે નિદ્રા આવે નહિ. તેમજ જે સજ્જનો ભલાં કામોમાં રોકાયેલા

રહેતા હોય, મિતાહારી રહેતા હોય અને પોતાના બંધુઓની તથા પ્રભુની સેવામાં લાગેલા હોય તે માણસોના સોબતીઓ બહુ સારા માણસો હોય છે, કારણ કે એવા માણસો કંઈ ખરાબ સોબતમાં રહી શકે નહિ, તેથી તેઓને ઊંઘી રહેવાની ખરાબ ટેવ પડે નહિ, પણ તેઓ તો જાગેલા હરિજનોનીજ સોબતમાં રહે છે, તેથી તેઓને વધારે ઊંઘી રહેવાનું નહિ પણ વધારે જાગવાનુંજ મન થાય છે અને તે પ્રમાણેજ વર્તે છે. આવી રીતે જ્યારે ઘણી જાતના સદ્ગુણો ભેળા થાય ત્યારે નિદ્રા ઓછી થઈ શકે છે, માટે જેમનામાં ઘણી જાતના સદ્ગુણો ખીલેલા હોય તે સજ્જનોજ નિદ્રાને ઓછી કરી શકે છે અને પોતાના કાબૂમાં રાખી શકે છે.

## નિદ્રાને નિયમમાં રાખે તેનો યોગ સિદ્ધ થાય છે

હવે આપણે વિચાર કરવો જોઇએ કે, જે માણસોમાં ઘણી જાતના સદ્ગુણો આવી ગયા હોય, જેને સારી ટેવો પડી ગઈ હોય અને જે મિતાહારી થઈગયા હોય, તે માણસોને યોગ સિદ્ધ થાય તેમાં કંઇ નવાઇ નથી. એ તદ્દન બનવા જોગ છે. એ માટે શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને છઠ્ઠા અધ્યાયના સોળમા તથા સત્તરમા શ્લોકમાં કહેલું છે કે, જે માણસ બહુ ઊંઘે અથવા બહુ ઉજાગરા કરે તેને યોગ સિદ્ધ થતો નથી, પણ જે માણસ ઊંઘવામાં અને જાગવામાં યુક્ત રહે તેનેજ બધી જાતનાં દુઃખ મટાડનારો યોગ સિદ્ધ થાય છે.

## યુક્તનિદ્રા એટલે શું ?

આ બાબત કહેતી વખત એ શ્લોકમાં પ્રભુએ યુક્ત શબ્દ વાપરેલો છે અને તે બહુ વિચારવા જેવો છે. કારણ કે ભગવાન જે કાંઇ કહે તેમાં એક ખાસ ખૂબી એ હોય છે કે, બહુજ ટૂંકામાં તે ઘણુંજ રહસ્ય કહી દે છે. તેમજ આ ઠેકાણે યુક્ત શબ્દમાં પણ સમજવાનું છે. જેમકે યુક્તનિદ્રા એટલે કે જરૂર જેટલી નિદ્રા. યુક્તનિદ્રા એટલે કે શાસ્ત્રના હુકમ પ્રમાણેની નિદ્રા. યુક્તનિદ્રા એટલે કે શરીરને ભારે પડે નહિ કે ઓછી લાગે નહિ તેટલી નિદ્રા. યુક્તનિદ્રા એટલે કે દેહને તેના થાકના પ્રમાણમાં જેટલો કુદરતી વિસામો આપવો જોઇએ તેટલી નિદ્રા. યુક્તનિદ્રા એટલે કે જે નિદ્રામાં ખરાબ સ્વપ્નાં આવે નહિ તથા જે નિદ્રામાં હલકા વિચારમાં મન રમે નહિ તેવી નિદ્રા. યુકતનિદ્રા એટલે કે જે નિદ્રામાં આત્મા પોતાની સ્વસત્તાનું ભાન ભૂલી જાય નહિ તેવી

નિદ્રા. યુક્તનિદ્રા એટલે કે જે નિદ્રામાં પણ કાંઈક ઉત્તમ કાર્ય થાય તેવી નિદ્રા. યુક્તનિદ્રા એટલે કે જીવને માયાની ઉપાધિમાંથી છોડાવનારી નિદ્રા. યુક્તનિદ્રા એટલે કે આ જગતના સંસારી લોકો ઊંઘમાં ઊંઘે છે તે કરતાં જુદીજ જાતની નિદ્રા. યુક્તનિદ્રા એટલે યોગનિદ્રા અને યુક્તનિદ્રા એટલે પરમાત્માને પામવાની નિદ્રા. આવી જાતની નિદ્રા જ્યારે આવડે ત્યારે બધી જાતનાં દુઃખને હણનારો યોગ સિદ્ધ થાય છે.

## યુક્તજાગ્રતિ એટલે શું ?

બંધુઓ ! જેમ નિદ્રાને માટે યુક્ત શબ્દ વાપરેલો છે તેમજ જાગવાને માટે પણ ભગવાને યુક્ત શબ્દ વાપરેલો છે; માટે જાગવામાં યુક્તપણું એટલે શું, એ પણ આપણે જાણવું જોઇએ. એ માટે જ્ઞાનીઓ કહે છે કે, યુક્તજાગ્રતિ એટલે કે ધર્મના નિયમ પ્રમાણેનું જાગવું. યુક્તજાગ્રતિ એટલે બુદ્ધિપૂર્વક જાગવું. યુક્તજાગ્રતિ એટલે પરમાર્થમાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે સંતસમાગમમાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે જગતની સેવામાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે કુદરતના છૂપા રહેલા ભેદો શોધવામાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે આત્માના કલ્યાણના વિચારોમાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે સદ્ગુણો ખીલવવામાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે જગતનું સૌંદર્ય વધારવામાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે આપણા બંધુઓનાં સુખો વધારવામાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે પૂર્ણ પવિત્રતાની દશામાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે જગતમાં ઈશ્વરી સ્નેહ ફેલાવવાનાં મહાન ઉત્તમ કામમાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે મનને કબજામાં રાખવાના ઉપાયો કરવામાં જાગવું. યુક્તજાગ્રતિ એટલે પ્રભુ સાથે તાર જોડેલો રાખીને જાગવું. યુક્તજાગ્રતિ એટલે આત્માની શાંતિમાં જાગવું અને યુક્તજાગ્રતિ એટલે પ્રભુને પગલે પગલે કુદરતના નાદમાં નાદ અને તાલમાં તાલ મિલાવીને ચાલવું અને તેના નિયમોમાં મદદ કરવી તે. આવી રીતનું જે જીવન જિવાય તેને શ્રીકૃષ્ણ ભગવાન યુક્તજાગ્રતિ કહે છે અને એવી યુક્તજાગ્રતિ જેને આવડે તેને અનંતકાળનાં દુઃખ હણનારો યોગ સિદ્ધ થાય છે.

## નિદ્રા ઓછી થવાથી યોગ સિદ્ધ થાય તેનું કારણ

બંધુઓ ! નિદ્રાને નિયમમાં રાખવાથી તથા ઓછી કરવાથી આટલા બધા મહાન લાભો થાય છે, કારણ કે જ્યારે ઘણા સદ્ગુણો ખીલે, ઘણી જાતની ટેવો સુધરે અને ઘણી જાતના ઊંચા

વિચારોમાં રહેવાય ત્યારેજ ઊંઘ ઓછી થઈ શકે છે. માટે અનુભવીઓ કહે છે કે, ભક્તોની જ્યારે ઊંચી દશા થાય, જ્ઞાનીઓ જ્યારે બહુ આગળ વધે અને યોગીઓ જ્યારે ઉત્તમ ભૂમિકામાં ચડે, ત્યારે સ્વાભાવિક રીતેજ તેઓની નિદ્રા ઓછી થઇ જાય છે. માટે ઉચ્ચ હેતુઓને ખાતર જેણે પોતાની નિદ્રા ઓછી કરી હોય, યોગ સાધવા સારુ જેણે પોતાની નિદ્રા ઓછી કરી હોય, પોતાના મનને જીતવા સારુ તથા પોતાના વિકારોને રોકવા સારુ જેણે નિદ્રા ઓછી કરી હોય, આહારવિહારમાં તથા કામકાજ કરવામાં નિયમમાં રહીને તથા મિતાહારપણે સત્ત્વગુણી પદાર્થનું સેવન કરીને જેણે પોતાના શરીરને સૂક્ષ્મ અસરો ગ્રહણ કરી શકે તેવું બનાવ્યું હોય અને તેને લીધે નિદ્રાને વશ રાખી હોય તથા પરમાર્થને ખાતર જે હંમેશાં નિદ્રાને વશ રાખતો હોય, તે ભાગ્યશાળી ભક્તનું કલ્યાણ થાય અને પ્રભુ તેને મોટાં માને એમાં કંઇ પણ નવાઇ નથી.

## નિદ્રાજિત્ એ એક મહાન ખિતાબ છે

આવી રીતે નિદ્રાને જીતવી એ બહુ મોટી વાત છે, માટે નિદ્રાને જીતનાર અર્જુનને શ્રીમદ્ ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાન ગુડાકેશ એટલે કે નિદ્રાને જીતનાર, એવો ખિતાબ આપે છે અને યાદ રાખજો કે, આ ખિતાબ કંઈ જેવોતેવો કે નાનોસૂનો નથી. જેમ પરંતપ, ધનંજય, મહાબાહુ, અનઘ ( નિષ્પાપ ), ભરતર્ષભ (ભરતકુળમાં શ્રેષ્ઠ), કુરુશ્રેષ્ઠ અને પુરુષર્ષભ (પુરુષમાં શ્રેષ્ઠ) વગેરે જે મહાન ખિતાબો આપેલા છે તેમાંનો ગુડાકેશ એટલે કે નિદ્રાને જીતનાર એ પણ મહાન ખિતાબ છે અને સમજી લેજો કે જે મહાભાગ્યશાળી હોય તેનેજ ભગવાન તરફથી એવા મહાન ખિતાબો મળે છે. માટે આપણે પણ નિદ્રા ઓછી કરવાની તથા નિદ્રાને નિયમમાં રાખવાની ખાસ કોશિશ કરવી જોઇએ કારણ કે નિદ્રાને જીતવી એ કંઇ નાની વાત નથી, પણ એ તો પ્રભુ તરફનો એક પ્રકારનો મહાન ખિતાબ છે, એટલુંજ નહિ પણ એથી બધાં દુઃખને હણનારો યોગ સિદ્ધ થાય છે, માટે આપણે નિદ્રાને વશ રાખતાં શીખવું જોઇએ.

## નિદ્રાને જીતી શકાય તેનાં કારણો

નિદ્રાને આપણા અખત્યારમાં રાખવી જોઇએ અને તેને જીતવાથી બહુજ મોટા લાભ થાય છે એ વાત આપણે જાણી; એ પછી

હવે એ જાણવું જોઇએ કે, આપણાથી સહેલાઈથી ઊંઘને જીતી શકાય એમ છે કે નહિ? જો સહેલાઇથી તેને જીતી શકાય તેમ ન હોય, જો ઊંઘને જીતવાનું કામ આત્માને ગમે તેવું ન હોય, જો ઊંઘને જીતવાનું કામ શરીરને નુકસાન કરે તેવું હોય, જો ઊંઘને જીતવાનું કામ વૈદકશાસ્ત્રના નિયમોની વિરુદ્ધ હોય અને જો ઊંઘને જીતવાનું કામ કુદરતના નિયમથી વિરુદ્ધ હોય, તો એ કામ કરવામાં વધારે મુશ્કેલી પડે અને તેમ છતાં બની શકે નહિ; પણ યાદ રાખજો કે ઊંઘને જીતવામાં એવી કોઈ પણ જાતની અડચણો નથી. કારણ કે જો એવી કોઇ પણ જાતની ખાસ મુશ્કેલીઓ હોય તો નિદ્રાને જીતવાનો પ્રભુ હુકમજ કરે નહિ. કારણ કે તે પરમકૃપાળુ સચ્ચિદાનંદ પિતા પરમાત્મા ભક્તોથી ઊપડી શકે તેટલોજ ભાર ભક્તો ઉપર મૂકે છે. ન ઊપડી શકે એટલો બોજો તે કદી પણ કોઇની ઉપર મૂકતો નથી; એટલુંજ નહિ પણ નિદ્રાને જીતવામાંથી યોગ સિદ્ધ થાય એ તો તેની ખાસ કૃપા છે. કારણ કે મનને ઊંઘની જરૂર નથી, બુદ્ધિને ઊંઘની જરૂર નથી, ચિત્તને ઊંઘની જરૂર નથી, અહંકારને ઊંઘની જરૂર નથી અને આત્માને ઊંઘની જરૂર નથી, પણ માત્ર દેહને જરાકવાર ઊંઘની જરૂર છે; અને તે પણ હાલમાં આપણે અઘોરી જેવા થઇને પશુઓના જેવી જડ નિદ્રામાં પડ્યા રહીએ છીએ તેવી નિદ્રાની નહિ પણ એક ઊંચા પ્રકારની નિદ્રાની દેહને જરાક જરૂર છે. આમ હોવાથી આપણે સહેલાઇથી નિદ્રાને જીતી શકીએ તેમ છીએ. કારણ કે આપણી તરફેણમાં ઘણાં તત્ત્વો છે અને થોડી વાર નિદ્રા જોઇએ એમ ઇચ્છનારું તો એક માત્ર શરીરજ છે, એટલે જો આપણે ધારીએ તો ઘણીજ સહેલાઇથી નિદ્રાને ઓછી કરી શકીએ તેમ છીએ, એટલુંજ નહિ પણ ઊંચા પ્રકારની નિદ્રા મેળવી શકીએ તેમ છીએ અને તેમાંથી પરમાત્માને પામવાનો યોગ સાધી શકીએ તેમ છીએ. માટે નિદ્રાને જીતવાની કોશિશ કરો, નિદ્રાને જીતવાની કોશિશ કરો.

## આત્માને ઊંઘની જરૂર નથી

બંધુઓ! મનને તથા આત્માને ઊંઘની જરૂર નથી એમ કહી દેવું એટલુંજ કંઈ બસ નથી, કારણ કે એમ ટૂંકામાં કહેવાથી બધા લોકો તેનો સાચો અર્થ સમજી શકે નહિ. માટે એ બાબતના ખુલાસામાં જણાવવું જોઇએ કે, શાસ્ત્રોમાં કહ્યું છે કે, આપણામાં જે આત્મા છે તે ચૈતન્યરૂપ છે, તે નિરંજન છે, તે

નિરાકાર છે, તે મોટામાં મોટો છે, તે નાનામાં નાનો છે, તે હથિયારથી કપાય નહિ, અગ્નિથી બળે નહિ, પાણીથી સડે નહિ અને વાયુથી શોષાઈ જાય નહિ તેવો છે; તે હંમેશાં રહેવાવાળો છે, તે ક્રિયા વિનાનો છે, તે ઉપાધિ વિનાનો છે, તે સતસ્વરૂપ છે, તે જ્ઞાનસ્વરૂપ છે, તે આનંદસ્વરૂપ છે અને તે જન્મમરણ વિનાનો છે. તે વધતો નથી, તે ઘટતો નથી અને કદી પણ કોઈ પણ રીતનો તેનામાં કાંઈ પણ ફેરફાર થતો નથી; તે તો હંમેશાં પોતાના નિર્વિકલ્પ શુદ્ધસ્વરૂપમાંજ રહે છે.

બંધુઓ! હવે વિચાર કરો કે આવા આત્મામાં તમોગુણમાંથી ઉત્પન્ન થયેલી નિદ્રા બિચારી ક્યાં રહી શકે? નજ રહી શકે. માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે આત્માને નિદ્રાની જરૂર નથી.

## મનને નિદ્રાની જરૂર નથી

આત્માને નિદ્રાની જરૂર નથી એ વાત જાણ્યા પછી હવે આપણે એ જાણવું જોઈએ કે, મનને પણ નિદ્રાની જરૂર નથી. એના પ્રમાણમાં શ્રીકૃષ્ણ ભગવાને શ્રીમદ્ ભગવદ્ગીતામાં કહેલું છે કેઃ–

नहि कश्चित्क्षणमपि जातु तिष्ठत्यकर्मकृत् ।
कार्यते ह्यवशः कर्म सर्वः प्रकृतिजैर्गुणैः ॥ गी. ३–५ ॥

આ જગતની કોઇ પણ વસ્તુ કે કોઈ પણ પ્રાણી એક ક્ષણ પણ ક્રિયા કર્યા વિના રહી શકતું નથી; પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા ગુણો વડે જે જે કર્મ કરવામાં આવે છે, તે તે સર્વ કર્મ પરવશપણે કરવાં પડે છે.

આ શ્લોક કહીને પ્રભુ આપણને એમ સમજાવવા ઇચ્છે છે કે, જગતના કોઇ પણ પદાર્થનું કોઈ પણ પરમાણુ એક ક્ષણ પણ ક્રિયા કર્યા વિના રહી શકતું નથી. જે વસ્તુ જડમાં જડ હોય અને સ્થિરમાં સ્થિરપણે પડી રહી હોય, તેમાં પણ સ્વભાવથીજ કુદરતી રીતેજ એની મેળે મેળે બહુજ સૂક્ષ્મપણે આપણને ચોખ્ખી રીતે સમજાય નહિ તેમ કાંઇક ને કાંઈક ક્રિયા થયાજ કરે છે. મતલબ કે, બ્રહ્માંડનું કોઇ પણ પરમાણુ કોઈ પણ સ્થિતિમાં ક્રિયા વિનાનું રહી શકતું નથી. આપણે જેને મોત કહીએ છીએ, નાશ કહીએ છીએ અને પ્રાણ વિનાની વસ્તુ કહીએ છીએ, તેમાં પણ સદૈવ કાંઇક ને કાંઈક ક્રિયા થયાજ કરે છે. હવે વિચાર કરો કે જ્યારે જગતની જડમાં જડ અને સ્થિરમાં સ્થિર ચીજ પણ ક્રિયા વિનાની રહી શકતી નથી ત્યારે ચંચળ સ્વભાવવાળું મન ક્રિયા વિનાનું કેમ

રહી શકે? મુડદાની સ્થિતિમાં કેમ રહી શકે? અને ઊંઘની સ્થિતિમાં કેમ રહી શકે? યાદ રાખજો કે, તે કદી પણ ઊંઘી શકે એવું નથી, કારણ કે મન બહુજ ચંચળ અને બહુજ બળવાન છે. તે માટે અર્જુને કહેલું છે કેઃ-

### મનનો સ્વભાવ

चंचलं हि मनः कृष्ण प्रमाथि वलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिव सुदुष्करम् ॥ गी. ६-३४ ॥

હે કૃષ્ણ! મન ચંચલ છે, હલાવીને ડોળી નાખનાર છે, બલવાન છે અને દૃઢ છે; માટે વાયુને રોકવો એ જેમ બહુ મુશ્કેલ છે તેમ મનને રોકવું તે પણ બહુ મુશ્કેલ છે, એમ હું માનું છું.

એટલુંજ નહિ પણ એથી પણ આગળ વધીને તે કહે છે કે,

एतस्याहं न पश्यामि चंचलत्वात्स्थितिं स्थिराम् ॥ गी. ६-३३ ॥

તે ચંચલ હોવાથી તેની સ્થિર સ્થિતિ મને દેખાતી નથી અને એના જવાબમાં ખુદ પ્રભુને પણ કહેવું પડયું છે કેઃ-

असंशयं महाबाहो मनो दुर्निग्रहं चलम् ।
अभ्यासेन तु कौंतेय वैराग्येण च गृह्यते ॥ गी. ६-३४ ॥

હે બહુ બળવાળા અર્જુન! મનને વશ કરવું એ બહુ મુશ્કેલ છે, એમાં કંઇ પણ શક નથી, પણ હે કુંતાના પુત્ર! અભ્યાસથી અને વૈરાગ્યથી તે વશ થાય છે.

બંધુઓ! મનને જરાક વાર વશ કરવું એટલે કે સ્થિર રાખવું-સંકલ્પ વિનાનું રાખવું એ પણ બહુ મુશ્કેલ છે, એમ પ્રભુ કબૂલ કરે છે, એટલુંજ નહિ પણ મનને જીતવું બહુ મુશ્કેલ છે, એમ સમજીને અર્જુન કદાચ ઢીલો પડી જાય અને પોતાનું કર્તવ્ય બજાવવામાં મોળો પડી જાય, એમ ન થાય માટે તેનો ઉત્સાહ વધારવા સારુ એ એકજ શ્લોકમાં તેને બે જાતનાં વિશેષણો આપે છે અને કહે છે કે, જે મહાતેજવાળી છે, મહાભક્તિવાળી છે, મહાબળવાળી છે અને બહુ સહન કરવાવાળી છે તે કુંતાનો તું પુત્ર છે અને વળી તું મહાબાહુ છે, એટલે કે બહુ મોટી ભુજાઓ-વાળો, ન પકડાય તેને પકડી શકે તેવો અને બહુ બળવાળો છે, માટે તારે મનને વશ કરવું તેમાં શું મોટી વાત છે?

બંધુઓ! યોગ સાધવા માટે મનને સ્થિર રાખવું જોઇએ, તે સારુ આવી આવી યુક્તિઓથી અર્જુનને પ્રભુ સમજાવે છે; કારણ કે આવા ઊંચા કામ સારુ પણ બહુ બહુ પુરુષાર્થ કરવા છતાં પણ

મન સ્થિર રહી શકતું નથી, ત્યારે ઊંઘ જેવી જડતામાં મન કેમ પડયું રહે ? અને ગાઢ નિદ્રામાં કેમ ઊંઘી જાય ? એ જરા વિચાર તો કરો ! યાદ રાખજો કે, સ્થૂલ નિદ્રામાં મન કદી પણ ઊંઘી જાય તેવું નથી, કારણ કે તેની બનાવટજ એવી છે કે, તેને ઊંઘવાની જરૂરજ નથી અને તેની પ્રકૃતિજ એવી છે કે, તે ઊંઘી શકેજ નહિ. માટે ચોખ્ખી રીતે ફરી ફરીથી સમજી લો કે, આપણે હાલમાં અઘોરીના જેવી જે ઊંઘમાં ઊંઘીએ છીએ તેવી ઊંઘની આપણા મનને કે આપણા આત્માને જરા પણ જરૂર નથી. માટે મનને શાંતિ આપવા સારુ ઊંઘીએ છીએ એવો ભ્રમ કદી પણ રાખવો નહિ પણ એમજ સમજવું કે, આપણે નિદ્રાના હેતુઓ, નિદ્રાનો સ્વભાવ અને નિદ્રાના નિયમો જાણતા નથી તેને લીધેજ આપણે પશુઓના જેવી નિદ્રામાં આપણી જિંદગીનો મોટો ભાગ ગુમાવી દઇએ છીએ. માટે એવું ન થાય એ સંભાળજો.

## દેવો ઊંઘતા નથી

આત્માને તથા મનને ઊંઘની જરૂર નથી એટલુંજ નહિ પણ સત્ત્વગુણને ઊંઘની જરૂર નથી, ઊંચી ભૂમિકાઓમાં ઊંઘની જરૂર નથી અને સૂક્ષ્મ તત્ત્વોને ઊંઘની જરૂર નથી; માટેજ શાસ્ત્રોમાં કહેલું છે કે, દેવોને ઊંઘ હોતી નથી પણ તેઓ સદાય જાગતાજ રહે છે. એ માટે મહાન સિકંદરની વાત જાણવા જેવી છે. તે બહુ મોટો માણસ હતો, ઘણો પરાક્રમી હતો અને જયાં જાય ત્યાં ફતેહ મેળવતો હતો; એટલુંજ નહિ પણ તેણે દુનિયાના ત્રણ ભાગ જીતી લીધા હતા. તેથી તે એમ સમજતો કે હું માણસ નથી પણ દેવનો દીકરો છું. કારણ કે માણસો કંઇ દેવના જેવાં આવાં મોટાં પરાક્રમો કરી શકે નહિ અને તેના સોબતીઓ પણ તેને કહેતા કે તું દેવોનો દીકરો છે, તેથી તે એમ સમજતો કે હું દેવનો દીકરો છું. એ પછી દેવનાં ચરિત્રો અને દેવોની હકીકતો સાંભળતાં તેને એમ જણાયું કે, દેવોને વિષયવાસના હોય નહિ અને દેવોને નિદ્રા હોય નહિ, પણ મારામાં તો એ બન્ને વાનાં છે. મને ઊંઘ પણ આવે છે અને મને વિષયની ઇચ્છા પણ થાય છે, માટે હું દેવ નથી.

આ બધી બાબતો જાણ્યા પછી ભગવાનના રસ્તામાં આગળ વધેલા હરિજનો સમજી શકશે કે, આપણા આત્માને કે મનને ઊંઘની જરૂર નથી, એટલુંજ નહિ પણ દેવો સદાય જાગતાજ રહે

છે; આપણે ઊંઘીએ છીએ તેવી રીતે તે મુદ્દલ ઊંઘતાજ નથી. મહાત્માઓ પણ ન ચાલે ત્યારેજ ને તે પણ બહુજ થોડું ઊંઘે છે. અને યોગની ઊંચી ભૂમિકાઓમાં તથા ભક્તોની ઊંચી દશાઓમાં સ્વાભાવિક રીતેજ ઊંઘ બહુ ઓછી થઈ જાય છે. માટે આપણે પણ જેમ બને તેમ તમોગુણમાંથી ઉત્પન્ન થયેલી જડ નિદ્રાને આપણા આત્માના કલ્યાણ સારુ ઓછી કરવી જોઇએ.

## થોડીક પણ ઊંઘ તો જોઇશેજ, માટે ઊંઘનો સદુપયોગ કરતાં શીખવું જોઇએ

બંધુઓ ! આ બધી વાતો જાણ્યા છતાં પણ જ્યાં સુધી દેહ છે ત્યાં સુધી આપણે થોડીઘણી વાર પણ ઊંઘવું તો જોઇશેજ, કારણ કે ઊંઘવાની આપણને ટેવ પડી ગયેલી છે. આપણાં મનમાં વંશપરંપરાના એ જાતના સંસ્કારો પડી ગયેલા છે અને બાળપણથીજ આપણે ઊંઘવાની સ્થિતિમાંજ ઊછરેલા છીએ. માટે એ બધું કાંઈ એકદમ બદલાઇ જાય નહિ, પણ ધીમે ધીમે તેમાં ફેરફાર કરી શકાય છે. બીજું એ પણ યાદ રાખવાનું છે કે, જ્યાં સુધી ખોરાક વધારે ખવાતો હોય, વ્યાવહારિક અજ્ઞાની માણસોની સોબતમાં વધારે રહેવાતું હોય, મનમાં પૂરતો વૈરાગ્ય ન આવ્યો હોય અને કોઈ પણ જાતની જગતની લાલચોમાં તથા રજોગુણ–તમોગુણમાં વૃત્તિઓ ફર્યા કરતી હોય, ત્યાં સુધી ઊંઘ તો આવવાનીજ. આવી દશા હોય ત્યાં સુધી એ કાંઇ આપણો પીછો છોડે તેમ નથી. માટે હવે આપણે એમ કરવું જોઇએ કે, ઊંઘના વખતનો કાંઇક સદુપયોગ કરવો જોઇએ અને ઊંઘમાં પણ કાંઇક કામ કરતાં શીખવું જોઇએ. જો એમ કરતાં આવડે તો આપણને બહુજ મોટો ફાયદો થાય.

## શું ઊંઘમાં કામ કરી શકાય ?

આ વાત સાંભળીને ઘણાં માણસો સ્વાભાવિક રીતેજ એમ પૂછવા લાગશે કે, શું ઊંઘમાં કામ કરી શકાય ? એ કેમ બની શકે ? ઊંઘને અને કામને શું સંબંધ ? જો કામ કરવાનું હોય તો ઊંઘજ કેમ કહેવાય ? અને જો ઊંઘમાં પણ કામ થતું હોય તો એ ઊંઘ શું કામની ? કારણ કે એ બન્ને પરસ્પર વિરુદ્ધ વાત છે, એટલે કે ઊંઘ છે એ વિસામા માટે છે, શાંતિ ભોગવવા માટે છે, તથા નવી તાજગી મેળવવા માટે છે અને જે કામ કરવાનું છે તેમાં તો ગરમી છે, તેમાં તો પ્રવૃત્તિ છે; તેમાં તો થાક લાગે

તેવું છે અને તે તો નિદ્રાથી તદ્દન જુદીજ સ્થિતિ છે. એ બન્ને એક એકથી વિરુદ્ધ બાબત એકજ નિદ્રામાં કેમ બની શકે? એ કાંઇ અમારાથી તો સમજી શકાતું નથી. આવી રીતે ઘણાં માણસોને લાગે તેમાં કાંઇ નવાઇ નથી, પણ એના ખુલાસામાં નિદ્રાવસ્થા, જાગૃત અવસ્થા, મનુષ્યની પ્રકૃતિનો સ્વભાવ, મનનું બળ, ઇંદ્રિયોની કામગીરી, વૃત્તિઓના સ્વભાવ, શરીરની રચના અને આત્માનું બળ વગેરે ઘણી વિદ્યાઓ જાણનાર અનુભવી વિદ્વાનો કહે છે કેઃ—

## ઊંઘમાં કેવી રીતે કામ થાય છે તેનો ખુલાસો

આપણે જ્યારે ઊંઘીએ છીએ ત્યારે આપણું શરીર શિથિલ હોય છે, આપણી નસો તથા નાડીઓ શાંત હોય છે, આપણો શ્વાસ નિયમિત હોય છે, આપણી ઇંદ્રિયો બહાર ભટકતી અટકીને પોતપોતાના ગોલકોમાં શાંત રહેલી હોય છે, આપણું લોહી નિયમસર ફરે છે અને મનની ઘણીખરી વૃત્તિઓ પણ ઠરેલી હોય છે; કારણ કે જ્યારે ઊંઘ આવે છે ત્યારે બહુ શરદી, બહુ ગરમી, બહુ અછાડાપછાડા, બહુ દોડાદોડ, બહુ ઠંડાપણું વગેરે હોતું નથી, પણ એક જાતનું નિયમિતપણું હોય છે. તેથી એ વખતે ઇંદ્રિયો તથા લાગણીઓ શાંત પડેલી હોય છે, માટે નિદ્રાની અવસ્થામાં મન વધારે કામ કરી શકે છે. કારણકે એ વખતે તેને બીજી કોઇ જાતની અડચણો નડતી નથી. એટલુંજ નહિ પણ જ્યારે આપણે જાગૃત અવસ્થામાં હોઇએ ત્યારે મનની વૃત્તિ જુદી જુદી ઇંદ્રિયોમાં તથા જુદાં જુદાં કામોમાં જાય છે. જેમકે, જાગતા હોઇએ ત્યારે કંઇ જોવાનું મન થાય છે, કંઇ સાંભળવાનું મન થાય છે, કંઇ સૂંઘવાનું મન થાય છે, ક્યાંય જવાનું મન થાય છે, કોઇને મળવાનું મન થાય છે, કાંઇ ખાવાનું મન થાય છે, કાંઇ વાંચવાનું મન થાય છે અને કાંઈ રમતગમત કરવાનું મન થાય છે. આવી રીતે જુદી જુદી બાબતોમાં મનનો પ્રવાહ ચાલ્યો જાય છે, તેથી મનની એકાગ્રતાની તથા કામ કરવાની શક્તિ ઓછી થાય છે; પણ જ્યારે આપણે નિદ્રાની અવસ્થામાં હોઇએ ત્યારે મનની વૃત્તિઓ આવી રીતે બહાર ભટકતી નથી, તેથી એકજ કેંદ્રમાં મનની બધી શક્તિ ભરાયેલી રહે છે, તેથી તેનામાં વધારે બળ હોય છે, માટે જો એ વખતે મન કામ કરવા ધારે તો તે ઘણુંજ વધારે કામ કરી શકે છે; કારણ કે એ વખતે એ પોતે પૂર્ણ-

તાવાળું હોય છે. અને બીજો ફાયદો એ છે કે, એ વખતે તેને બીજી કાંઇ બહારની અડચણો હોતી નથી, એથી જાગૃત અવસ્થાના કરતાં નિદ્રાવસ્થામાં તે વધારે કામ કરી શકે છે.

## નિદ્રાવસ્થામાં મન વધારે કામ કરી શકે છે

જાગૃત અવસ્થાના કરતાં નિદ્રાવસ્થામાં મન વધારે કામ કરી શકે છે તેનું બીજું કારણ એ છે કે, એ વખતે આપણો સૂક્ષ્મ દેહ જાગૃત થયેલો હોય છે, તેથી સૂક્ષ્મ મનને તેમાં કામ કરવું બહુ ફાવે છે; કારણકે બન્ને સૂક્ષ્મતત્ત્વો મળે તેથી તેઓને બહુ મજા પડે છે. કારણકે સ્થૂલદેહમાં અને સ્થૂલ અવસ્થામાં એટલે કે જાગૃત અવસ્થામાં સૂક્ષ્મ મન કામ કરે તેમાં તેને કેટલીક જાતની અડચણો પડે છે અને પોતાની ઘણી શક્તિ વાપરી નાખે ત્યારે થોડુંક કામ થાય છે. કારણ કે દેહ જડ છે અને જે વસ્તુઓ સાથે જાગૃત અવસ્થામાં મનને કામ કરવું પડે તે વસ્તુઓ પણ જડ છે, તેથી જડ વસ્તુઓને ચલાવવામાં મનને વધારે મહેનત પડે છે; પણ નિદ્રાવસ્થામાં સૂક્ષ્મશરીરમાં જે કામ થાય છે તે કામ સ્થૂલ નહિ પણ સૂક્ષ્મ હોય છે; એટલુંજ નહિ પણ એ અવસ્થામાં જે કામ થાય છે તે કામો માનસિક હોય છે અને માનસિક કામ કરવાં એ તો મનનો સ્વભાવજ છે, એટલે તેમાં એને કંઇ મુશ્કેલી લાગતી નથી, પણ ઊલટી મજા પડે છે; કારણ કે એને જે ગમે છે તેજ એને કરવાનું હોય છે, માટે જાગૃત અવસ્થા કરતાં નિદ્રાવસ્થામાં મન વધારે કામ કરી શકે છે.

## ઊંઘમાં કામ કરવાથી શરીરને કે મનને કાંઇ નુકસાન થતું નથી

નિદ્રામાં કામ કરવાની બાબતમાં આ વાત પણ સમજવા જેવી છે કે, નિદ્રામાં કામ કરવાથી શરીરને કે મનને કોઇ જાતની ખોટ જતી નથી, પણ ઊલટી મનની શક્તિઓ વધારે સારી રીતે કેળવાય છે. તેમાંથી જડતા ઓછી થાય છે અને સૂક્ષ્મ ભૂમિકામાં કામ કરવાની ટેવ પાડવાથી તેનામાં ઘણી જાતની નવી શક્તિઓ ખીલતી જાય છે અને એ શક્તિઓ આત્માની ઉન્નતિ કરવામાં બહુ મદદ કરે છે. માટે ઊંઘમાં કામ કરવાથી મનને નુકસાન થશે, એવો ભય કદી પણ રાખવો નહિ. કારણકે આપણને જ્યારે ઊંઘ આવે છે ત્યારે પણ મન કાંઈ ઊંઘતું નથી, તે તો સદાય જાગતુંજ રહે છે. અને જાગતું રહે છે એટલુંજ નહિ પણ જાગવાની સાથે તેને કાંઇક કામ જોઇએ છે અને જો તેને કાંઇક સારું કામ ન

સોંપીએ તો તે આપણી જિંદગીમાં અગાઉ બની ગયેલા બનાવોનાં ચિત્રો તથા યાદગીરીઓ સાથે રમ્યા કરે છે અને વિચિત્ર સ્વપ્નાંઓ ઉપજાવ્યા કરે છે; એમાંથી ધીરે ધીરે તે વધારે ખરાબીમાં ઊતરતું જાય છે અને તેમાંથી મોડીવહેલી આપણી ખરાબી થાય છે. એવું ન થાય માટે ઊંઘની દશામાં પણ આપણે આપણા મનને કાંઇક સારાં કામો કરવાનું સોંપવું જોઇએ.

## નિદ્રામાં મન વધારે કામ કરી શકે તેનાં કારણો

જાગૃતઅવસ્થાના કરતાં નિદ્રાવસ્થામાં મન વધારે કામ કરી શકે છે તેનું આ પણ એક કારણ છે કે, જ્યારે સ્થૂલદેહ નિદ્રાવસ્થામાં શાંત પડેલો હોય ત્યારે તેમાંથી મન બહાર નીકળી શકે છે અને તેની મરજી પડે તે ઠેકાણે અથવા તેને આપણે હુકમ કરીએ તે ઠેકાણે તે સહેલાઇથી જઇ શકે છે. તેમાં એને ઘરની ભીંતો, કિલ્લાની દીવાલો, અંધારું, હવા, ગરમી વગેરે કોઇ પણ ચીજો નડી શકતી નથી; એટલુંજ નહિ પણ એને દેશકાળ પણ નડતો નથી. એટલે કે તે ગમે તે વખતે ગમે તે દેશમાં જઇ શકે એવી તેનામાં શક્તિ રહેલી છે, અને તેને કાળ પણ નડતો નથી, એટલે કે સેંકડો વરસ અગાઉ બની ગયેલા બનાવો પણ આ દશામાં તે જાણી શકે છે અને હવે સેંકડો વરસ પછી બનવાના જે બનાવો હોય તેની હકીકત પણ તે અગાઉથી જાણી શકે છે; એટલુંજ નહિ પણ જો કોઈ માણસને સુધારવું હોય તો તેના મનમાં જઇને તે અસર કરી શકે છે, અને આવી જાતનાં બીજાં ઘણાંએ મહાન કામો તે બહુ સહેલાઇથી સ્વાભાવિક રીતેજ કરી શકે છે; માત્ર તેને એવી રીતે આપણે કેળવ્યું નથી એજ ખામી છે. જો આપણે તેને એવી રીતે કેળવીએ તો એ બધાં કામો બહુજ સહેલાઇથી સહેજ વારમાં બની શકે તેમ છે.

હવે સવાલ એ ઊઠે છે કે, જ્યારે નિદ્રામાં આટલું બધું કામ થાય છે ત્યારે એ સ્થિતિમાં મનને કેળવવાની કૂંચી તો આપણે જરૂર જાણવી જોઈએ. પણ એમાં પણ ઘણાં માણસોને એમ લાગે છે કે, એ કૂંચી બહુજ મુશ્કેલ હશે, પણ અનુભવીઓ કહે છે કે, તે કૂંચી બહુજ સહેલી છે. કારણકે જે કરવાનું છે તે કંઈ કુદરતની સામે થઇને કરવાનું નથી, પણ કુદરતના નિયમ પ્રમાણે કરવાનું છે, મનના સ્વભાવ પ્રમાણે કરવાનું છે, પ્રકૃતિના નિયમ પ્રમાણે કરવાનું છે અને આત્માના બળ પ્રમાણે કરવાનું છે. એટલે એ બધી વસ્તુઓની સ્વાભાવિક રીતેજ મદદ મળે છે. તેથી

હમણાં જે કામ આપણને બહુ મુશ્કેલ લાગે છે તે પણ સહેલાઇથી બની જાય છે. કારણકે ઊંઘમાં કામ કરવામાં આપણને હમણાં જે મુશ્કેલી લાગે છે તે મુશ્કેલી કંઈ ખરેખરી નથી, પણ આપણે ઊંઘમાં કામ કરવાના નિયમો જાણતા નથી અને આપણે ઊંઘમાં કામ કરવાની ટેવ પાડી નથી તેને લીધે મુશ્કેલી લાગે છે, પણ એ મુશ્કેલી કંઈ વાસ્તવિક નથી. વાસ્તવિક તો એજ છે કે, મનના બળથી જે જે કામ કરી શકાય તેમ છે તે તે બધાં કામો નિદ્રાવસ્થામાં બહુ સહેલાઇથી બની શકે છે. માટે ઊંઘમાં માનસિક શુભ કામો કરવાની ટેવ પાડો.

## ઊંઘનો સદુપયોગ કરવાની રીતિ

સૂતી વખત પ્રથમ પરમાત્માના નામનું સ્મરણ કરતાં કરતાં સૂવું. ગરમીના દિવસ હોય તો રાતે નાહ્યા પછી સૂવું અને ઠંડી હોય તો હાથ, પગ તથા મોઢું ધોઇને સૂવું. એ વખતે પ્રભુના નામસ્મરણ સિવાય બીજા કોઇ ખ્યાલો મનમાં આવવા દેવા નહિ. જો ભજન ગાવાની ટેવ હોય તો સૂતા પહેલાં પ્રથમ પ્રભુનાં ગુણગાનનાં પોતાની ફુરસદ પ્રમાણે ભજનો ગાઇ લેવાં, એથી બીજા ખ્યાલો ઓછા થાય છે. એ પછી ઊંઘમાં જે કામ કરવા પોતાની ઇચ્છા હોય અથવા જે વસ્તુ શીખવી હોય, અથવા જે બાબતનો ખુલાસો જાણવો હોય તે બાબતના વિચારો કરવા અને જિગરના ઊંડાણથી પ્રાર્થના કરવી કે, હે પ્રભુ ! આ બાબત પાર પાડવાની કૃપા કર. એમ પ્રાર્થના કર્યા પછી પોતાના મનને મજબૂતીથી હુકમ કરવો કે, ઊંઘમાં આ પ્રમાણે કરજે. એમ વારંવાર ઠરાવ ભરી રીતે પોતાના મનને કહેવું. એ પછી જે કામ કરવું હોય તેજ બાબતના વિચાર કરતાં કરતાં તેજ ખ્યાલોમાં મસ્ત રહીને સૂઈ જવું. જેમકે, કોઈ વસ્તુ ભુલાઇ ગઇ હોય અને તેને ફરી યાદ કરવી હોય તો એવો સંકલ્પ કરવો કે, એ ભુલાઇ ગયેલી બાબત મને ઊંઘની દશામાં યાદ આવો. જો કોઇ ચીજ યાદ ન રહેતી હોય તો ઊંઘતી વખત એવો સંકલ્પ કરવો કે, આ લેસન મને યાદ રહો. જો ભક્તિમાં જીવ ન લાગતો હોય તો સૂતી વખત એવો ઠરાવ કરવો કે, મારું મન હમેશાં ભક્તિમાં લાગેલું રહે એમ થાઓ. જો કામ, ક્રોધ, લોભ વગેરે કોઇ વિકાર બહુ દુઃખ દેતો હોય અને ઘણીયે મહેનત કરવા છતાં ન જતો હોય તો રાતે સૂતી વખત પ્રભુની એવી પ્રાર્થના કરવી કે, હે પ્રભુ ! આ પાપ મારા મનમાંથી કાઢી નાખવાની કૃપા કરો અને મનને કહેવું

કે હવે કદી પણ એવા માઠા વિચાર અંતરમાં આવવા દઈશ મા. એમ કહીને પછી એજ ખ્યાલોમાં ઊંઘી જવું. જો પોતાનો દીકરો, ધણી કે મિત્ર પોતાની સાચી વાતો પણ ન માનતો હોય તથા કોઈ જાતના દુર્ગુણમાં કે વ્યસનમાં ફસી પડેલો હોય અને બીજી કોઇ રીતે ન સમજતો હોય તો રાતે સૂતી વખત પ્રભુની પ્રાર્થના કરવી કે, હે પ્રભુ ! આને સદ્‌બુદ્ધિ આપો. એમ વારંવાર પ્રાર્થના કરવી અને પોતાના મનને હુકમ કરવો કે, એના મનમાં તું જા અને મારા આ શુભ વિચારો એના મનમાં ઠસાવ. એ પ્રમાણે મનને દઢતાથી હુકમ કરવો અને એજ ખ્યાલોમાં ઊંઘી જવું. ઘણી વખત ઘણાં માણસો નજીવી નજીવી ચીજોનો બહુ અફસોસ કર્યા કરે છે, ઘણાં માણસો વાત વાતમાં બહુ ડર્યા કરે છે, ઘણાં માણસો આગલા-પાછલા નકામા ચિંતાભરેલા વિચારો કર્યા કરે છે, ઘણાં માણસો પોતાની પાસે ઘણું ધન હોય છતાં પણ જીવ ન ચાલવાથી તેનો સદુપયોગ કરી શકતાં નથી, ઘણાં માણસોમાં ઘણી જાતનું જ્ઞાન હોય પણ એ જ્ઞાન પ્રમાણે વરતી શકતાં નથી અને ઘણાં માણસો બીજા ઘણી જાતના એક એકથી મોટા દોષવાળાં હોય છે. એ દોષ તેઓ કાઢવા માગે તોપણ સહેલાઈથી કાઢી શકતાં નથી. એવાં માણસોએ પોતાની અંદર જે જાતનો મુખ્ય દોષ હોય અને જે પોતાને બહુ નડતો હોય તથા જેને કાઢવા માટે બહુ મહેનત કરવા છતાં ન નીકળતો હોય તે દોષ માટે રાતે સૂતી વખત પ્રાર્થના કરવી કે, હે પ્રભુ! આ દોષ મારામાંથી દૂર કરવાની કૃપા કરો, અને પછી પોતાના મનને હુકમ કરવો કે હવેથી આ ભૂલ તજી દે, તજી દે, તજી દે. આવી રીતે દઢતાપૂર્વક કહીને એજ ખ્યાલોમાં ઊંઘી જવું. કોઇ માણસને ઘણી વખત કોઇ બાબતમાં બહુ અગત્યના ખુલાસા જાણવાની જરૂર હોય છે, પણ એ ખુલાસાઓ મિત્રોથી થઇ શકતા નથી; વૈદો, વકીલો કે જોશીઓથી થઇ શકતા નથી અને બીજા કોઇ પણ માણસથી થઈ શકતા નથી. તેથી મન બહુ મૂંઝાયા કરે છે. એવે વખતે રાતે સૂતી વખત જો શુદ્ધ અંતઃકરણથી એમ પ્રાર્થના કરી હોય કે, હે પ્રભુ ! આ સવાલનો જવાબ દેવાની કૃપા કર; અને મનને હુકમ કર્યો હોય કે, નિદ્રામાં એજ ખ્યાલમાં તું રમ્યા કરજે અને અંતરમાં ઊંડું ઊતરી તેનો જવાબ મેળવજે. એ પછી એજ વિચારોમાં ઊંઘી જવું. કોઇ માણસને પોતાને કે પોતાનાં સગાંવહાલાંને કોઇ મહારોગ થયો હોય અને તે મટવો અસાધ્ય ન હોય છતાં પણ બહુ લાંબી મુદત સુધી ન મટતો હોય,

તેવા રોગ માટે રાતે સૂતી વખતે પ્રભુની પ્રાર્થના કરવી કે, હે પ્રભુ ! આ રોગ મટાડવાની કૃપા કર અને પછી પોતાના ઊર્ધ્વ-મનને હુકમ કરવો કે આ રોગ મટાડ. ગમે તો એની દવા બતાવ, ગમે તો કોઈ એ રોગ મટાડી શકે તેવો માણસ બતાવ, ગમે તો એ રોગ મટી શકે એવો કાંઇક માનસિક ઉપાય બતાવ અને ગમે તો તારી શક્તિના બળથી તું પોતે એ રોગ મટાડ. પણ હવે જલદી આ-રામ કર. એવી રીતે મનને હુકમ કરીને એજ ખ્યાલમાં ઊંઘી જવું.

## નિદ્રામાં વ્યાવહારિક કામો પણ થઇ શકે છે

આ પ્રમાણે જે જે કામો કરવાં હોય તે બધાં કામો બહુ સહેલાઇથી થઈ શકે છે અને નિદ્રામાં આવાં માનસિક કામો થઈ શકે છે; એટલુંજ નહિ પણ ઘરસંસારી નાનાં કામો પણ નિદ્રામાં થઇ શકે છે. જેમકે ઘણી બાઇઓ ઊંઘમાં ઊઠીને પોતાનાં છોકરાંની આંખો આંજે છે ને પછી જાગે ત્યારે આંખો આંજેલી જોઇને અજબ થાય છે અને એ કામ કોઇ દેવદેવી કે કુટુંબનાં મરી ગયેલાં માણસો કરી જાય છે એમ માને છે. કોઈ બાઈ ઊંઘમાં ઊઠીને દળણું દળી નાખે છે અને એ વાતનું તેને ભાન રહેતું નથી, તેથી સવારમાં ઊઠીને તૈયાર લોટ દેખે ત્યારે તે અજબ થાય છે અને કોઇ ભૂતપ્રેતે તે કામ કરી આપ્યું એમ માન્યા કરે છે. કોઇ માણસને ઊંઘમાં ચાલવાની ટેવ હોય છે, તે આંખો મીંચેલી રાખીને ઊંઘતાં ઊંઘતાં ઘણે દૂર સુધી જઇ શકે છે અને પછી પોતાને ઠેકાણે આવી સૂઇ જાય છે, પણ નિદ્રામાં એ પ્રમાણે તે કરે છે, એમ તેને ખબર હોતી નથી. કોઇ માણસ ઊંઘમાંથી ઊઠી પોતાનાં બારણાંની સાંકળો ખોલી નાખે છે અને બીજા ઓરડામાં ફરેહરે છે, એ પછી પાછો સાંકળ દેવાનું ભૂલી જાય છે અને સવારમાં ઊઠે ત્યારે અંદરની સાંકળ ખુલ્લી જોઇ અજબ થાય છે કે આ સાંકળ કોણે ઉઘાડી ? કોઇ માણસ ઊંઘમાં કાગળો લખે છે, કવિતાઓ જોડે છે તથા લેખો લખે છે અને સવારમાં ઊઠીને જ્યારે એ લખેલું જોવામાં આવે ત્યારે તે અજબ થાય છે કે આ કેમ બન્યું ? આ મેં ક્યારે લખ્યું ? મને તો કંઇ ખબર નથી ! એમ સમજીને તે બહુ વિચારમાં પડી જાય છે. આવી રીતે ઘણી જાતનાં સાંસારિક કામો પણ ઊંઘમાં કરી શકાય છે અને એના ઘણા દાખલાઓ મોજૂદ છે. પણ એવાં સાધારણ કામો માટે નિદ્રાનો ઉપયોગ કરવાનું અમે કહેતા નથી, પણ અમે જે સમજાવવા માગીએ છીએ તે તો એજ છે કે, જિંદગી સુધારવાના કામમાં માન-

સિક બળનો લાભ લેવો જોઈએ અને એ લાભ લેવા સારુ હાલમાં ફોકટ ચાલી જતી નિદ્રાનો ઉપયોગ કરવો જોઇએ.

## આપણી પ્રાર્થનાઓ મંજૂર થવાનો ઉપાય

આ વાતો જાણ્યા છતાં પણ હજીએ ઘણાં માણસોને એમ લાગશે કે શું આમ બની શકે ? શું ઊંઘમાં આવાં મોટાં કામો બની શકે ? શું એમ પ્રાર્થનાઓ મંજૂર થઇ જાય ? અને શું મનને કહીએ કે આમ કરજે, એટલે તે કાંઇ એમજ કરે કે ? એમ જો ઊર્ધ્વ-મન આપણો હુકમ માની લેતું હોય તો તો પછી જોઇએજ શું ? આવી રીતે ઘણાં માણસોને લાગે, તેમાં કંઇ નવાઇ નથી. માટે એના ખુલાસામાં જણાવવું જોઈએ કે, આપણી જે પ્રાર્થના મંજૂર થાય છે તે પ્રાર્થનાઓ કેવી હોય છે, ક્યાંથી થાય છે, અને કેમ થાય છે, એ તમે જાણો છો ? જો એ જાણતા હો તો એ પ્રાર્થનાઓ મંજૂર થાય તેમાં તમને કંઇ અજાયબી લાગે નહિ. પણ અફસોસ એજ છે કે આપણે ન જાણવા જેવી દુનિયાદારીની હજારો વાતો જાણીએ છીએ; પણ જિંદગી સુધારનારી, સંસારમાં સ્વર્ગનો અનુભવ કરાવનારી અને મોક્ષ અપાવનારી ખાસ જાણવા જેવી મુદ્દાની વાતો આપણે જાણતા નથી પણ તેના ખુલાસામાં મહાત્માઓ કહે છે કેઃ—

આપણી જે પ્રાર્થનાઓ ઈશ્વરની હજૂરમાં મંજૂર થાય છે તે પ્રાર્થનાઓ કંઇ અંગત સ્વાર્થની કે નીચ હેતુઓની હોતી નથી. પણ તે પ્રાર્થનાઓ તો માનસિક બળ વધારવાની હોય છે, પરમાર્થની હોય છે, ઉચ્ચ હેતુઓવાળી હોય છે, આત્મિક બળ ખીલવનારી હોય છે અને પ્રભુને ગમે તેવી તેની ઇચ્છા મુજબની હોય છે; તેથી તે પ્રાર્થનાઓ જલદીથી મંજૂર થાય છે. બીજું એ કે આવી ઉત્તમ પ્રાર્થનાઓ પણ જો ઉપલકપણે કરવામાં આવે તો એની કંઇ કિંમત નથી. પણ એ પ્રાર્થનાઓ હૃદયના ઊંડાણમાંથી કરવામાં આવે છે, એ પ્રાર્થનાઓ પવિત્રતાથી કરવામાં આવે છે. એ પ્રાર્થનાઓ આત્માનું બળ સમજીને કરવામાં આવે છે, એ પ્રાર્થનાઓ ખરેખરી દીનતાથી તથા બધી જાતનાં હથિયાર છોડી દઇને કરવામાં આવે છે, એ પ્રાર્થનાઓ ફળીભૂત થશેજ એવી દૃઢ શ્રદ્ધાથી કરવામાં આવે છે, એ પ્રાર્થનાઓ હૃદયના ઉમળકાથી પ્રેમપૂર્વક કરવામાં આવે છે, એ પ્રાર્થનાઓ કુદરતની સામે થવાની નહિ પણ તેના નિયમ પ્રમાણે કરવામાં આવે છે, એ પ્રાર્થનાઓ આત્માના કલ્યાણ સારુ કરવામાં આવે છે અને એ પ્રાર્થનાઓ

પ્રભુની તથા પ્રભુનાં બાળકોની સેવા કરવા સારુ કરવામાં આવે છે; માટે એ પ્રાર્થનાઓ સહેલાઇથી અને જલદીથી મંજૂર થાય છે.

## આપણાં મન ઉપર કેવી રીતે હુકમ કરવો?

આપણી પ્રાર્થનાઓ મંજૂર થવા માટે જેમ આ બધી બાબતો ધ્યાનમાં રાખવાની જરૂર છે, તેમજ નિદ્રામાં કામ કરવા માટે આપણાં મનઉપર હુકમ કરતી વખત પણ કેટલીક બાબતો ધ્યાનમાં રાખવી જોઇએ અને તે એજ કે, આપલપોપલિયાપણે જે હુકમ કરીએ તે હુકમ મન માનતું નથી; ઢીલાપોચા રહીને જે હુકમ કરીએ તે હુકમ મન માનતું નથી, કામ થશે કે નહિ, એમ મનમાં ઢચુપચુ રાખીને જે હુકમ કરીએ તે હુકમ કંઇ મન માનતું નથી; રોતે રોતે કે ચિંતાતુર થઇને જે હુકમ કરીએ તે હુકમ કંઇ મન માનતું નથી; આત્માનું બળ સમજ્યા વિના જે હુકમ કરીએ તે હુકમ કંઇ મન માનતું નથી; શુભેચ્છા રાખ્યા વિના તથા વસ્તુસ્થિતિ સમજ્યા વિના જે હુકમ કરીએ તે હુકમ કંઈ મન માનતું નથી અને પ્રભુપ્રેમ વિના પોતાના સ્વાર્થના જે જે હુકમ કરીએ તે તે હુકમો કંઇ મન માનતું નથી; પણ જ્યારે અંતરના બળથી હુકમ કરીએ, પૂર્ણ વિશ્વાસથી હુકમ કરીએ, જગતનું ભાન ભૂલી જઇને હુકમ કરીએ, ઉચ્ચ હેતુઓમાં મસ્ત થઇને હુકમ કરીએ, જગતની સેવા કરવાને ખાતર હુકમ કરીએ અને પ્રભુના પવિત્ર નામથી તેનો મહિમા સમજીને હુકમ કરીએ ત્યારેજ તે હુકમ મન પાળે છે અને ત્યારેજ કાર્યની સિદ્ધિ થાય છે. માટે ભાઇઓ અને બહેનો! જો નિદ્રામાં કામ કરવાં હોય અને જિંદગીને વધુમાં વધુ ઉપયોગી બનાવવી હોય તો આવી રીતના હુકમ કરતાં શીખો.

## ઊંઘમાં કામ કરતી વખતે મનની સ્થિતિ

બંધુઓ! જે વખતે ઊંઘમાં આપણે કહેલું આપણું કામ ઊર્ધ્વમન કરે તે વખતે એ મનની દશા કેવી હોય છે એ તમને ખબર છે? એ વખતે તે મન તદ્દન એકાગ્ર થઈ ગયેલું હોય છે. એ વખતે તેની ધારાઓ બીજી કોઇ દિશા તરફ વહેતી નથી. એ વખતે વ્યવહારની બીજી બધી વાતોમાંથી તેણે પોતાની વૃત્તિઓ ખેંચી લીધેલી હોય છે. એ વખતે તે એકજ મુખ્ય કેંદ્રમાં હોય છે. એ વખતે તે પોતાના પૂર્ણબળથી પોતાને સોંપાયેલા કામ ઉપર લાગી રહેલું હોય છે. એ વખતે એ કાંઇક બહુ ઊંડાણમાં ઊતરી ગયેલું હોય છે. એ વખતે તેનામાં કાંઇક ખાસ નવું બળ આવી ગયેલું હોય છે. એ વખતે તેને એ કામ કરવા સિવાય

બીજું કાંઈ સૂઝતુંજ નથી અને એ વખતે તે આપણા અંતરના હુકમને એટલું બધું આધીન થઇ ગયેલું હોય છે અને એ હુકમ બજાવવામાં એવું તદાકાર થઈ ગયેલું હોય છે કે, તેનો ખરો ખ્યાલ હાલમાં આપણને આવી શકે નહિ. મનની આવી દશા થવાને લીધે પરિણામ એ થાય છે કે, મહાન કામ કરવાનો મુશ્કેલમાં મુશ્કેલ રસ્તો પણ તેને સહેલાઇથી મળી જાય છે અને આ સ્થિતિમાં તે અજબ જેવા ચમત્કાર કરી શકે છે; કારણ કે એ વખતે એનામાં પૂર આવેલું હોય છે. તેનો બધો વેગ એકજ બાબત તરફ હોય છે અને તે બહુજ ઊંડાણમાં ઊતરી શકે છે, તેથી તેને નડતા બધી જાતના અંતરાયો દૂર થઈ જાય છે, અને તેની આગળ એ વખતે અંતરની સૃષ્ટિ ખૂલી જાય છે, તેથી હાલમાં આપણે ન માની શકીએ તેવા મોટા ચમત્કારો તે કરી શકે છે. જો જરાક વધારે વિચાર કરો તો તમને પણ ચોખ્ખી રીતે એમ લાગી જાય કે, જે મન આવી દશાએ પહોંચી જાય તે મન નિદ્રાવસ્થામાં આપણાં કાંઈક કાંઈક કામ કરી આપે તેમાં કાંઇ નવાઇ નથી. માટે જો નિદ્રાવસ્થામાં પણ શુભ કામો કરવાં હોય તો મનને આવી એકાગ્રતાની ઊંચી દશામાં લાવવાની કોશિશ કરો.

## ઊંઘમાં કામ કરતાં મનની પહેલી સ્થિતિ

જ્યારે આવી રીતે ખરેખરા બળથી, પૂર્ણ વેગથી, સાચા ઉત્સાહથી અને ઊંડા પ્રેમથી આ પ્રમાણે રાતના સૂતી વખતે શુભ સંકલ્પો કરવા લાગીએ ત્યારે એ સંકલ્પોના બળ પ્રમાણે અને આપણા મનની ગ્રહણશક્તિ તથા તેની યોગ્યતા પ્રમાણે બે દહાડામાં, ચાર દહાડામાં, આઠ દહાડામાં, પંદર દહાડામાં કે મહિના દિવસમાં કાંઇક કાંઇક સ્વપ્નના જેવું થતું હોય એમ લાગવા માંડે છે. જેમકે કાંઇક ખુલાસો થયો હોય પણ સમજાયો ન હોય એમ લાગ્યા કરે છે. કાંઇક લાગ્યું તો ખરું, પણ શું લાગ્યું તે ખબર નથી. આવી રીતે અસ્પષ્ટપણે કાંઇક કાંઇક લાગ્યા કરે છે. કારણકે એ વખતે મનને બીજી કોઇ જાતની અડચણો નડતી નથી તેથી તેને જે બની ગયું હોય તથા જે બનવાનું હોય તે બધું દેખાય છે, બધું સંભળાય છે અને બધું સમજાય છે. કારણ કે એ અવસ્થામાં તેની પાસે દેશના ને કાળના ભેદ રહેતા નથી, તેથી તેને અનેક પ્રકારનું જ્ઞાન થઇ જાય છે. પણ એ જ્ઞાન બહાર પાડવાનાં અને આપણને બતાવવાનાં સાધન ઇંદ્રિયો છે, પણ એ ઇંદ્રિયો તો માત્ર એકજ બાજુનું કામ કરી શકે છે; જેમકે, આપ-

ણી આંખો એક વખતે એકજ દિશા તરફ જોઇ શકે છે. તેથી તેણે જે જોયું હોય તેટલું બધું કાંઇ આંખો જીરવી શકે નહિ. બીજું એ કે આપણી ઇંદ્રિયો એક ક્ષણમાં એક જાતનું કામ કરી શકે છે. જેમકે, જે ક્ષણે તદાકાર થઇને આંખોથી આપણે કાંઇ જોતા હોઇએ તેજ ક્ષણે તદાકાર થઈને સાંભળી શકતા નથી; તેમજ જે ક્ષણે તદાકાર થઇને સાંભળતા હોય, તેજ ક્ષણે તદાકાર થઈને સુગંધી લઇ શકતા નથી.આવી રીતે આપની ઇંદ્રિયોને પોતપોતાનાં કામો કરવા માટે જુદો જુદો વખત જોઇએ છે, કંઇ એકજ વખતમાં બધી ઇંદ્રિયો જેવાં જોઇએ તેવાં કામો કરી શકતી નથી; પણ અંતરમાં ઊંડું ઊતરી ગયેલું, ઊંચી દશાવાળું મન તો એકજ ક્ષણમાં બધી ઇંદ્રિયોનાં કામો જોઇ શકે છે, તેથી મનનો એ મહાઅનુભવ ઇંદ્રિયોથી જીરવી શકાતો નથી; તેથી એ દશામાં આપણને એમ લાગે છે કે કાંઇક થાય છે ખરું, પણ શું થાય છે, એ અમે સમજી શકતા નથી. આમ થવાનું કારણ એ છે કે, મનને એ વખતે મોટામાં મોટું પ્રદર્શન જોવાનું મળી જાય છે, તેથી તે ઘણી ચીજો જોવાજાણવામાં લાગી જાય છે અને એ બધું આપણી સાંકડી રહેલી વૃત્તિઓ ગ્રહી શકતી નથી. તેથી એ વખતે નિદ્રામાં માત્ર એટલોજ ભાસ થાય છે કે, કંઇક દેખાય છે ખરું, કંઈક સમજાય છે ખરું, અને કંઈક લાગે છે ખરું, પણ એ બધું શું છે તે સમજાવતાં અમને આવડતું નથી.

## ઊંઘમાં કામ કરતાં મનની બીજી સ્થિતિ

જ્યારે આ પ્રમાણે થાય ત્યારે એ પછી મનને હુકમ કરવો કે, તું એ બધી વસ્તુઓ જોયા કરવામાં રહી જા મા, પણ મેં જે કામ તને સોંપેલું છે તે એક કામ ઉપરજ ધ્યાન આપ અને તેનોજ ખુલાસો મને આપ. આવી રીતે વારંવાર જ્યારે તેને હુકમ કરશો ત્યારે થોડા દિવસમાં તે એ પ્રમાણે કરવા લાગશે અને તમે બતાવેલા એકજ કામની પાછળ તે લાગી જશે. પણ આમ થયા પછી પણ એક મુશ્કેલી નડશે અને તે એજ કે, તમે માગેલો ખુલાસો નિદ્રાવસ્થામાં બરોબર થઇ જશે; પણ જ્યારે જાગશો ત્યારે તે યાદ રહેશે નહિ. માટે જ્યારે આ પ્રમાણે બને ત્યારે એ પછી મનને એવો હુકમ કરવો કે, જે ખુલાસા ઊંઘમાં થાય છે અને જે દેખાવો નિદ્રામાં દેખાય છે, તે જાગૃતમાં યાદ રહે એમ કર. આ પ્રમાણે રાતે સૂતી વખતે વારંવાર મનને હુકમ કર-

વો અને એજ ખ્યાલમાં ઊંઘી જવું એટલે થોડા દિવસમાં નિદ્રામાં બનતા બનાવો જાગૃત અવસ્થામાં પણ યાદ રહેવા લાગશે.

## ઊંઘમાં કામ કરતાં મનની ત્રીજી સ્થિતિ

આ બધી બાબતો જ્યારે સિદ્ધ થાય અને એમાં મન બહુ આગળ વધી જાય ત્યારે તે કર્મયોગીઓને એમ લાગે છે કે, આ ઊંઘમાંથી જ્યારે જાગીએ ત્યારે આવી દશા છૂટી જાય છે. માટે આવી ઉત્તમ દશા છૂટી જાય એ કાંઇ ઠીક નહિ. તેથી તેઓ એવી ઇચ્છા રાખે છે કે, રાતમાં નિદ્રાવસ્થામાં જ્યારે અમને આવી દશા આવે ત્યારે અમે એ ઊંઘમાં રહીનેજ જાગૃત થઇએ અને એ બધી હકીકતો નોટબુકમાં નોંધી લઇએ. છતાં પણ એ બધું નિદ્રામાંજ થાય અને એ વખતની બધી નોંધ કરતાં છતાં પણ અમારા મનની એ અંતરની ઊંડાણની દશા ન છૂટી જાય એમ કરો. એ પછી તેઓ એવી જાતના સંકલ્પો કરે છે અને ધીરે ધીરે તેમના એ સંકલ્પો પાર પડે છે, તેથી ઊંઘમાં ઊંચી જાતની સ્વપ્નાવસ્થા ભોગવે છે, મનમાનતા ખુલાસા મેળવે છે, એ ખુલાસાઓમાંથી જે નોંધ કરી લેવા જોગ હોય તેની નોંધ કરે છે અને તેમ છતાં નિદ્રાવસ્થાની એની એ દશામાં રહે છે, અને જાગૃતમાં તે બધું પાછું તેમને બરાબર યાદ રહે છે. પણ એ બહુ ઊંચી દશાનું, બહુ અભ્યાસનું અને બહુ મહેનતનું ફળ છે. માટે જો એવી દશા પ્રાપ્ત કરવી હોય તો ઉપર બતાવેલા નિયમ પ્રમાણે શુભ હેતુઓ રાખીને ઉત્સાહપૂર્વક મંડ્યા રહો, એટલે પુરુષાર્થ અને ભાવનાના બળ પ્રમાણે કૃપાળુ ઈશ્વર તમોને જરૂર ફતેહ આપશે.

## મન ઉપર ધીરે ધીરે જુદા જુદા હુકમો કરવાનું કારણ

આ બધું સાંભળીને કદાચ કોઇ દોઢડાહ્યાઓને એમ લાગશે કે, આવી રીતે મનને જુદા જુદા હુકમો કરવાનું શું કારણ? બધા હુકમો એકદમ કરી દઇએ તો એમાં શું ખોટું? એના જવાબમાં જણાવવું જોઇએ કે શરૂઆતમાં જ્યારે પ્રથમ આપણે મન ઉપર હુકમ કરીએ, ત્યારે મન કાંઈ આપણા કબજામાં આવેલું હોતું નથી, તેથી તે આપણા ઘણા હુકમો એકદમ સાથે માનતું નથી; પણ ધીરે ધીરે માંડ માંડ એકાદો હુકમ માને છે અને તે પણ પ્રથમ તો અરધોપરધો માને છે. માટે એવા વખતમાં જો એકદમ બધા હુકમો સાથે કરી દઇએ તો તે કાંઈ પણ કરી શકે નહિ, પણ ઊલટું વિફરી જાય; એટલુંજ નહિ પણ આપણે જે હુકમો કરીએ તે હુકમ પાળવાની મનની શક્તિ પણ એ વખતે ખીલેલી

હોતી નથી, તેથી આપણા બધા હુકમો બરોબર રીતે એ વખતે મન બજાવી શકતું નથી. માટે ક્રમે ક્રમે તેની ઉપર હુકમ કરવા જોઇએ અને પગથિયે પગથિયે તેને ઉપર ચઢાવવું જોઇએ. જો એમ કરીએ તો એ સહેલાઇથી વશ થાય છે અને જો તેની ઉપર એકદમ વધારે બોજો નાખીએ તો ઊલટું તેનાથી કાંઇ પણ થઇ શકતું નથી. માટે ધીમે ધીમે અને ક્રમે ક્રમે આગળ વધવાની ટેવ પાડવી જોઇએ. એજ ફતેહ મેળવવાનો ધોરી રસ્તો છે.

## ઊંઘમાં કામ કરવામાં ફતેહ મેળવવાનો સંભવ કેટલો?

બંધુઓ! જો આવી રીતે વિધિસર ક્રમે ક્રમે કામ કરતાં આવડે અને પ્રભુપ્રાર્થનાનું બળ રાખી મન ઉપર હુકમ કરતાં આવડે તો નિદ્રામાં ઘણાંયે મહાન કામો કરી શકાય તેમ છે; એટલુંજ નહિ પણ સેંકડે પંચાણું ટકા ફતેહ મેળવવાનો સંભવ છે. માત્ર પાંચ ટકાજ ફેર થાય તેમ છે અને તે પણ આપણી ભૂલોને લીધેજ, આપણા સ્વાર્થોને લીધેજ, આપણે કુદરતના નિયમો ન સમજીએ તેને લીધેજ અને આપણે થોડું માગતા હોઇએ અને તે વધારે આપવાનો હોય તેને લીધેજ સોમાંથી પાંચ કામમાંજ આપણે નાસીપાસ થઇએ છીએ. બાકી જો યુક્તિસર કામ લેતાં આવડે તો સેંકડે પંચાણું કામમાં ફતેહ મેળવી શકીએ તેમ છીએ. માટે બંધુઓ! ઊંઘની ઊંઘ અને કામનું કામ; એટલુંજ નહિ પણ વળી મોટામાં મોટાં કામ ઊંઘમાં કરી શકાય છે, માટે ઊંઘનો એવો સદુપયોગ કરવાની કોશિશ કરો, કોશિશ કરો.

## ઊંઘમાં કામ કરવાથી શરીરને નુકસાન થતું નથી, પણ ઊલટો બહુ ફાયદો થાય છે

આવી રીતે ઊંઘમાં કામ કરવાથી શરીર બગડે છે એવો ભય કોઇએ જરા પણ રાખવો નહિ, કારણ કે જે વખતે મન આવી એકાગ્ર અવસ્થામાં ને હૃદયના ઊંડાણમાં હોય છે, ત્યારે કર્મેન્દ્રિયો બહુજ શાંત હોય છે અને શરીર પણ એટલું બધું શાંત અને એવી મીઠી ઊંઘમાં હોય છે કે, તેવી ઊંડી ઊંઘ બીજે કોઈ પણ વખતે તેને મળતી નથી. કારણ કે જેમ મન ચંચળ તેમ શરીરને ઘસારો વધારે અને જેમ મન શાંત તેમ શરીરને આરામ વધારે. અને નિદ્રાની આ સ્થિતિમાં તો મન બહુજ એકાગ્રદશામાં ને બહુજ ઊંડાણમાં હોય છે, તેથી એ વખતે શરીરને અને ઇંદ્રિયોને બહુજ આરામ હોય છે. એટલુંજ નહિ પણ લગભગ મૂર્છાવસ્થાના

જેવી શરીરની દશા હોય છે. માટે નિદ્રામાં કામ કરવાથી શરીરને નુકસાન થશે તો? એવો ભય કદી પણ રાખવો નહિ, પણ એ દશામાં શરીરને બહુજ ફાયદો થાય છે, એમ ખાતરીપૂર્વક સમજવું.

નિદ્રામાં કામ કરવાથી જેમ શરીરને નુકસાન થતું નથી તેમજ નિદ્રામાં કામ કરવાથી મનને પણ કાંઇ નુકસાન થતું નથી. કેટલાક લોકોને એમ લાગે છે કે, એક તો મનને દિવસે કામ કરવું પડે છે અને વળી પાછું જે વખતે એને વિસામો લેવાનો વખત તેજ વખતે વિસામો લેવાને બદલે ફરીથી કામ કરવું પડે ત્યારે તે થાકી ગયા વિના કેમ રહે? અને તેને નુકસાન થયા વિના કેમ રહે? એના જવાબમાં જણાવવું જોઈએ કે, સાધારણ લોકો માને છે તેવી જાતના વિસામાની મનને જરૂર નથી અને તે એવો વિસામો લેતુંજ નથી; પણ એથી ઊલટું જો તેને સારાં કામોમાંન રોકીએ તો તે ઊંઘ વખતે આગલાપાછલા નકામા બનાવો સાથે રમ્યા કરે છે અને ઊલટું દિનપ્રતિદિન વધારે ખરાબ થતું જાય છે. એમાંથી બચાવવા માટે ઊંઘ વખતે જરૂર તેને સારા વિચારોમાં રોકી રાખવું જોઇએ; કારણ કે મનને વિસામાની જરૂર નથી અને જો કોઈ પણ જાતના વિસામાની મનને જરૂર હોય તો તે એકાગ્રતાનીજ તેને જરૂર છે. અને ઊંઘમાં કામ કરતી વખત મન એકાગ્રતાની દશામાં જાય છે, માટે તેને કોઈ પણ કામ ન સોંપ્યું હોય તે વખતે જેટલો વિસામો મળતો હોય તે કરતાં ઊંઘમાં સારું કામ સોંપ્યું હોય ત્યારે તેને વધારે વિસામો મળે છે, કારણ કે તે બધે ઠેકાણે દોડતું અટકે છે અને તે એક ઠેકાણે બેસે છે, તેથી તે ભટકવા કરતાં વધારે શાંતિમાં રહી શકે છે; એટલુંજ નહિ પણ જે વખતે મન ઊંઘમાં કામ કરે છે એ વખતે તે અંતરના ઊંડાણમાં ઊતરે છે. એ વખતે તે બીજી બહારની ઉપાધિઓથી મુક્ત થઈ જાય છે. એ વખતે તે આત્માની નજીક પહોંચી જાય છે અને એ વખતે તે સ્થૂલ દેહથી તથા ઇંદ્રિયોની વાસનાઓથી છૂટું પડે છે, અને એકાગ્ર હોય છે તેથી તેનામાં કાંઇક ખાસ અદ્ભુત બળ આવી જાય છે અને એ વખતે અંતરમાં ઊંડું ઊતરવાથી આત્માનો પ્રકાશ મનને મળી જાય છે, માટે તે નવી ભભકવાળું અને નવી મસ્તીવાળું થઇને બહાર નીકળે છે, તેથી તેમાં નવું બળ, નવું જોશ, નવી વીજળી અને નવી શક્તિ આવી જાય છે. માટે ઊંઘમાં કામ કરવાથી મનને નુકસાન થાય છે એમ કદી પણ સમજવું નહિ, પણ તેને ખાસ ફાયદો થાય છે એમ ખાતરી રાખવી.

## ઊંઘતી વખતની મહાત્માઓની ભાવના

બંધુઓ ! જેને વ્યવહારનો મોહ હોય, જેની આધ્યાત્મિક શક્તિઓ ખીલેલી ન હોય અને જેને પ્રભુના રસ્તામાં જરાક જરાક આગળ વધવાની ઈચ્છા હોય, તે હરિજનો ઉપર જણાવેલાં કામોમાં નિદ્રાનો ઉપયોગ કરે છે; પણ એ કરતાં જે આગળ વધેલા હોય તે જ્ઞાની ભક્તો એ કરતાં નિદ્રાનો વધારે સારો ઉપયોગ કરે છે અને તેઓ નિદ્રા વખતે એવી ભાવના રાખીને સૂએ છે કે, અનંત બ્રહ્માંડના નાથની સાથે મારો સંબંધ છે, પ્રભુની સાથે મારો તાર લાગેલો છે, હું તેનામાં રહેલો છું, એ અવિનાશી પરમાત્માનો હું અંશ છું અને દરેક પળે તેની કૃપામાં હું છું; માટે મારામાં રોગ હોયજ નહિ, મારામાં શોક હોયજ નહિ, મારામાં દુઃખ હોયજ નહિ અને મારામાં વિકારો હોયજ નહિ; પણ મારામાં તો તેના સદ્ગુણોજ હોય, મારામાં તો તેનો સ્નેહજ હોય, મારામાં તો તેનું જ્ઞાનજ હોય, મારામાં તો તેનો પ્રકાશજ હોય અને મારામાં તો તેનો આનંદજ હોય અને તેજ મને મળો, તેજ મને મળો.

આવી ભાવનાઓ સિદ્ધ કરવામાંજ તેઓ પોતાની નિદ્રાનો ઉપયોગ કરે છે. અને એ પછી જ્યારે રોગમાંથી–શોકમાંથી–દુઃખમાંથી છૂટી જાય અને આનંદસ્વરૂપ બની જાય ત્યારે પછી અભેદભાવે એવીજ ભાવના રાખે છે કે, મારો આત્મા સચ્ચિદાનંદસ્વરૂપ છે, એમ સમજી शिवोहं शिवोहं शिवोहं એ ભાવના સિદ્ધ કરવામાં તેઓ નિદ્રાનો ઉપયોગ કરે છે, અને પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી તેમની એ અભેદભાવના સિદ્ધ થાય છે અને અંતે સચ્ચિદાનંદસ્વરૂપમાં તેઓ લય પામે છે.

બંધુઓ ! નિદ્રા જેવી ઘેનની દશામાંથી પણ મહાત્માઓ આવી અમૂલ્ય સાર્થકતા કરી લે છે, માટે એવી સાર્થકતા કરવાની કોશિશ કરો, એવી સાર્થકતા કરવાની કોશિશ કરો.



# સાચું સુખ

જગતના સૌ જીવોનું વલણ સુખ તરફજ છે અને તે સારુજ જગતમાં બધી જાતનાં કામો, બધી જાતના ધર્મો, બધી જાતના નિયમો તથા બધી જાતની પ્રવૃત્તિઓ છે. આ જગતમાં જેટલી જાતનાં સુખ તથા દુઃખ છે, તે બધાં સુખદુઃખ કુદરતી નથી, પણ તે તો વિષયો અને ઇંદ્રિયોના સંબંધથી થયેલાં છે. માટે આપણી બુદ્ધિ ને તેની વૃત્તિઓ જેટલે દરજ્જે તેની સાથે તદાકાર થાય અથવા જેટલે દરજ્જે તેઓની વિરુદ્ધ થાય, તેના પ્રમાણમાં આપણને થોડાં કે ઝાઝાં સુખદુઃખ જણાય છે. આમ હોવાથી એક જાતનું સુખ એક માણસને ઘણુંજ સારું લાગે છે, બીજાને તેથી ઓછું સારું લાગે છે, ત્રીજાને તેની કાંઈ અસર થતી નથી અને ચોથાને એ સુખ ઊલટું દુઃખરૂપ લાગે છે. કાંઈ વસ્તુમાં સુખ કે દુઃખ રહેલું નથી, પણ આવીજ રીતે સુખ અને દુઃખ એ વિષયો તથા ઇંદ્રિયોના સંબંધમાંથીજ ઉત્પન્ન થાય છે; અને જેટલે દરજ્જે આપણાં અંતઃકરણની વૃત્તિઓને તેમાં ઘુસાડીએ તેટલે દરજ્જે તે આપણને વધારે કે ઓછાં લાગે છે. એટલુંજ નહિ પણ તે આવે ને જાય એવાં છે અને થોડીવાર રહેનારાં છે, માટે એનો શોક ન કરવો જોઇએ. કારણ કે એ અસત્ વસ્તુ છે, નાશ પામી જાય તેવી છે અને એની કાંઈ સ્વાભાવિક સત્તા નથી. માટે સંજોગોને આધારે, પ્રકૃતિના બંધારણ પ્રમાણે, જરાવાર એ વસ્તુઓ કદાચિત્ આવી જાય તો બડબડ કર્યા વિના તેને ભોગવી લેવી જોઇએ; કારણ કે સામે થયા વિના, ચિંતા રાખ્યા વિના અને હાયવોય કર્યા વિના દુઃખો ભોગવી લેવાં એમાં પણ કાંઈક ખાસ ખૂબી છે, એમાં પણ મોટો પુરુષાર્થ છે અને એમાં પણ મોટું સુખ છે, માટે ખમી ખાતાં શીખવું જોઇએ.

—આ ગ્રંથમાંથી